# નિવેદન

સને ૧૯૬૧-૬૨ની સાલ માટે પુસ્તક પ્રકાશન અંગે મિનિસ્ટ્રી ઑફ સાયન્ટિફિક રિસર્ચ ઍન્ડ કલ્ચરલ અફેર્સ, ન્યૂ દિલ્હી તરફથી પ્રેમાનંદ સાહિત્યસભા, વડોદરાને નીચેના પાંચ પુસ્તકોના પ્રકાશન અંગે, પચાસ ટકા ખર્ચને ધોરણે સહાયક ગ્રાન્ટ આપવામાં આવી છેઃ—

૧ **સાહિત્યકાર પ્રેમાનંદ** : નવું સંસ્કરણ : મહાકવિ પ્રેમાનંદ સંબંધી વ્યાખ્યાનો, વિવેચનો, સંશોધનો વગેરેનો અદ્યતન અભ્યાસગ્રંથ : સંપાદક : ડૉ. મંજુલાલ મજમુદાર.

૨. **વલ્લભ ભટ્ટની વાણી** : બહુચરાદેવીના ભક્ત કવિ વલ્લભ ભટ્ટની સમગ્ર કવિતા : ગુજરાતમાં શક્તિપૂજા સંબંધી વિસ્તૃત પ્રસ્તાવના સહિત : સંપાદક : ડૉ. મંજુલાલ મજમુદાર (પ્રગટ થયું, ઑક્ટોબર ૧૯૬૨).

૩. **ભ્રમરગીતા** : કવિ બ્રહ્મદેવની સં. ૧૬૦૯ની અપ્રકટ રચના: બીજી ભ્રમરગીતાઓ સાથે, ઉદ્ધવ-ગોપીસંવાદ સંબંધી પ્રસ્તાવના સહિત : સંપાદકો : ડૉ. મંજુલાલ મજમુદાર, તથા ડૉ. ચીમનલાલ મ. વૈદ્ય.

૪. **ગનીમની લડાઈનો પવાડો** : ઈ સ ૧૭૦૫માં બાબા પ્યારાનો નર્મદાનો ઘાટ ઓળંગી મરાઠા-ગનીમ-એમણે ગુજરાત પર આક્રમણ કર્યું : તેનું ઐતિહાસિક-સામાજિક જીવન ચિત્ર રજૂ કરતું અપ્રકટ કાવ્ય : વિશ્વનાથ રચિતઃ પ્રસ્તાવના તથા ટિપ્પણસહિત : સંપાદકો : ડૉ. મં. ર. મજમુદાર, તથા શ્રી જી. કે. ગોખલે.

૫. **સ્વાતિ બિન્દુ** : શ્રી. રમણલાલ દેસાઈના ૧૯૩૫ થી ૧૯૫૪ સુધીના પુસ્તકોમાંથી સૂક્તિ સંચય : 'સુવર્ણરજ'નું અનુસંધાન : શ્રી રમણલાલની જીવનનોંધ સહિત : સંગ્રાહિકા : સૌ. શ્રીમતી-બાલા મજમુદાર. પ્રગટ થયું, જુલાઈ ૧૯૬૩)

આ યોજનામાંના ત્રીજા પુસ્તક "ભ્રમરગીતા"નું પ્રકાશન શ્રી પ્રેમાનંદ સાહિત્યસભા, વડોદરા પ્રત્યેના સદ્ભાવથી પ્રેરાઈને સભા-વતી **શ્રી. મધુસૂદન ચીમનલાલ બુટાલા,** એમણે કરવા બદલ, સભા તેમની અત્યંત ઋણી છે.

'ચૈતન્યધામ,' પ્રતાપગંજ
વડોદરા-૨

સં ૨૦૧૯

**મંજુલાલ મજમુદાર**
પ્રમુખ
શ્રી પ્રેમાનંદ સાહિત્ય સભા
**વડોદરા**

# પ્રથમ પગલે...

મારા એમ. એ. ના અભ્યાસ દરમ્યાન ગુજરાતી સાહિત્યની રસિકતા અને કંઈક અંશે વિવિધતાનો અનુભવ મને થયો હતો. ત્યારે જ તેના પ્રાચીન સાહિત્યમા માનવ જીવનને ઉત્કાંત કરે તેવી તેજસ્વી શકિત છે એમ લાગ્યુ હતું.

આવું પ્રાચીન સાહિત્ય વધુને વધુ પ્રગટ થાય એવી ઉમેદ એ જ વખતે જાગી હતી એવામા પ્રાચીન ભ્રમર ગીતાઓનો સંગ્રહ મુખ્યત્વે કવિ બ્રેહેદેવ કૃત ભ્રમરગીતા, અને અન્ય કવિઓની વૈષ્ણવ ગીતાઓ–ઉદ્દવ–ગોપી સવાદ સમેત–પ્રગટ કરવાની તક મળી. તેથી આનંદ અનુભવું છું.

સામાન્ય રીતે બ્રેહેદેવ, પ્રેમાનંદ, વિશ્વનાથ જાની અને દયારામની ભ્રમરગીતાઓ ઉચ્ચ પ્રકારની સાહિત્ય કૃતિઓ છે એમ 'કવિચરિત અને સત્તરમા સૈકાનું પ્રાચીન સાહિત્ય'માથી વાંચ્યું હતું. પણ સમગ્ર રીતે ભ્રમરગીતાઓનો સંગ્રહ–પ્રાચીન ફાગુ સંગ્રહની જેમ —ગુજરાતી સાહિત્યના રસિકોને ઉપયોગી થાય એમ મારું માનવું હોવાથી આ પ્રકાશનમા મને રસ પડચો છે.

આ ગ્રંથ તૈયાર કરી આપવા માટે મુ. શ્રી. ડૉ. મંજુલાલ ર. મજમુદાર અને ડૉ. ચિમનલાલ મ વૈદ્યનો હુ ખૂબ આભાર માનું છું. 'બુટાલા બાધવ'–કપડવણજનું આ પ્રથમ પગલું આવકારદાયક બને તો સતોષ થશે.

—મધુસૂદન બુટાલા

# સહાયક ગ્રંથો


૧ શ્રીમદ્ ભાગવત
૨ શ્રીસુબોધિનીજીના વિવિધ ભાગો. ૧૬ ગ્રંથો.
૩ પ્રાચીન ફાગુ સંગ્રહ
૪ નૃસિંહ મહેતા કૃત કાવ્ય-સંગ્રહ
૫ કાવ્ય દોહન ભા. ૧-૭.
૬ કવિ ચરિત ભા. ૧-૨.
૭ ભાલણકૃત દશમસ્કંધ
૮ મીરાબાઈ-એક મનન
૯ કૃષ્ણ ક્રીડા કાવ્ય
૧૦ અનુગ્રહ માસિક ગ્રંથાક ૧૪, ૧૯, ૨૦, ૨૧
૧૧ સત્તરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય
૧૨ પ્રેમાનંદ કૃત દશમ સ્કંધ
૧૩ વલ્લભ ભટ્ટની વાણી
૧૪ પ્રીતમ વાણી
૧૫ દયારામ કાવ્ય મણિમાળા ભાગ ૩જો
૧૬ મુક્તાનંદ કૃત ઉદ્ધવ ગીતા શિલાલેખ (સં. ૧૯૨૫)
૧૭ પ્રેમ રસગીતા શિલાલેખ બે નકલો
૧૮ શ્રીકૃષ્ણ ચરિત્ર શિલાલેખ
૧૯. હિંદી-સાહિત્યમેં ભ્રમર ગીતાકી પરમ્પરા
૨૦ મહાકવિ નંદદાસ પ્રણીત ભ્રમર ગીત-ગીતાપ્રેસ
૨૧ ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી
૨૨ કવીશ્વર દલપતરામ હસ્ત-લિખિત પુસ્તકસંગ્રહની સૂચિ
૨૩ દયારામનું આંતર જીવન
૨૪ શ્રી ભગવદ્ ગીતા
૨૫ ઉપનિષદ અંક-ગીતાપ્રેસ
૨૬ પુરુષોત્તમ સહસ્રનામ-ટીકા સહિત
૨૭ ત્રિવિધ નામાવલી
૨૮ ટિપ્પણી-શ્રીગુસાઈજી કૃત
૨૯ વિજ્ઞપ્તિ- "
૩૦ ષોડશ ગ્રંથો-વિવિધટીકાઓ સમેત
૩૧ શુદ્ધાદ્વૈત સિદ્ધાંત પ્રદીપ
૩૨ તત્ત્વદીપ નિબંધ-શાસ્ત્રાર્થ સર્વનિર્ણય અને શ્રીભાગવતાર્થ સહિત-ત્રણ ગ્રંથો
૩૩ કૃષ્ણકર્ણામૃત (ભક્ત કવિ બિલ્વમંગળ કૃત)
૩૪ શૃંગારરસમંડન
૩૫ નારદ અને શાંડિલ્યનાં ભક્તિસૂત્રો
૩૬ ફાર્બસ ગુજરાતી સભા ત્રૈમાસિક પુ. ૨૮ અંક ૪
૩૭ શ્રીસર્વોત્તમ સ્તોત્ર
૩૮ ગુજરાતી સાહિત્યનાં સ્વરૂપો - પદ્ય-વિભાગ
૩૯ ધોળપદ સાગર મુદ્રિત
૪૦ વેદસ્તુતિ વગેરે અનેક ગ્રંથો તથા હસ્તલિખિત

## —:આભાર દર્શન:—

"કવિ બ્રેહેદેવ કૃત ભ્રમરગીતા અન્ય કવિઓની,વૈષ્ણવગીતાઓ અને ઉદ્ધવ ગોપી સંવાદોના પરિચય સમેત" નામનો આ ગ્રંથ તૈયાર કરવામા અનેક વ્યક્તિઓ અને સસ્થાઓ તરફથી આર્થિક સહાયતા મળી છે તે માટે અત્રે પ્રેમપૂર્વક અત્યંત આભાર માનું છું.

આર્થિક સહાયમા અમને

રૂા. ૫૦૦) મિનિસ્ટ્રી ઓફ સાયન્ટિફિક રિસર્ચ એન્ડ કલ્ચર એફેર્સ, ન્યુ દિલ્હી તરફથી

રૂા. ૧૦૦) પ્રેમાનંદ સાહિત્ય સભા, વડોદરા તરફથી

રૂા. ૧૦૧) ગૌ. વા. મોતીબેન (ગૌ. વા હીરાલાલ જેચદદાસ ગાંધીના પત્ની) મોડાસા તરફથી

રૂા. ૧૦૦) પ ભ શ્રી. મુલજીદાસ હીરાચંદ શાહ, મુબઈ

રૂા ૧૦૦) પ. ભ. શ્રી કાન્તિલાલ મ. શાહ (શ્રી. લક્ષ્મીચદ મીઠાલાલ કટાવાળાની પેઢી તરફથી)

રૂા. ૧૫૦) પ. ભ. શ્રી ચુનીલાલ લા ગાધી મોડાસા

૫૦) પ. ભ. શ્રી. નટવરલાલ ગોવિંદલાલ વકીલ

૫૧) શ્રી. જયન્તભાઈ મો. શાહ, ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ, અમદાવાદ—તથા

પ. ભ શ્રી મગનલાલ લા. ગાધી તરફથી મદદ મળી છે.

તે સર્વનો અત્રે અતિ પ્રેમપૂર્વક ઉપકાર માનું છુ

શ્રી પ્રેમાનદ સાહિત્ય સભા વડોદરા વતી છુટાલાલ બાધવ પ્રકાશન વિભાગ તરફથી આ ગ્રથદ્વારા સાહિત્ય પ્રકાશન કરવાની શરૂઆત અમારા તરફથી થાય છે. અને હવે પછી ક્રમશ: જીવન ઉપયોગી વિવિધ સાહિત્ય–તેમા ખાસ કરીને ભક્તિમાર્ગીય સાહિત્ય પ્રગટ કરવા અમારી

ઉમેદ છે જે ભાઈ-બહેનો તથા સંસ્થાઓ તરફથી અમને આ અંગે સહાય મળી છે અને ભવિષ્યમા મળતી રહેશે તે સર્વને ખાત્રી આપીએ છીએ કે આ કામ અંગે-મુદ્રણ, કાગળ, વ્યવસ્થા, ભાડા, પગાર, ટપાલ વગેરે અંગે-જે કંઈ ખર્ચ થશે તે આર્થિક સહાય દાનો તથા પુસ્તક વેચાણની આવકમાથી બાદ કરી જે બચત રહેશે તેમાથી નવા ગ્રંથો પ્રગટ કરીશુ

**—મધુસૂદન બુટાલા**
બુટાલા બાંધવ-પ્રકાશન વિભાગ વતી

## ⌣⌒: અનુક્રમ :⌒⌣

# પ્રસ્તાવના-પ્રારંભ

મનુષ્ય પોતાના મનની ભાવનાઓનું આરોપણ અસંખ્ય પ્રસંગોમાં જગત ઉપર તથા પ્રકૃતિ ઉપર કરે છે. પોતે સુખી હોય તો એને જગત આનંદમય દેખાય છે, ને જો એ વ્યાકુળ હોય તો તે જ જગત એને નિ:સાર લાગે છે. આવા પ્રકારની વેદનાથી પીડાઈને કવિ કાલિદાસે 'મેઘદૂત'ની રચના કરી છે. એ જ રીતે 'ચંદ્રદૂત' 'પવનદૂત' જેવા દૂતકાવ્યો પણ રચાયાં છે. આવાં કાવ્યોમાં ચંદ્ર, ચકોર, ચાતક, મેઘ તથા ચક્રવાક યુગ્મનો સંબંધ સંભાર્યો છે.

પરંતુ ભ્રમરને સંદેશવાહક તરીકે સંભારવાનું અને એને પ્રતીક ધરી સંવેદનાત્મક ગીત રચના કરવાનું કવિઓને ક્યારે સૂઝ્યું તે શોધવા જેવું છે. વળી સદીઓ સુધી તેની પરંપરા પણ ચાલુ રહી છે, એ પણ રસિક અભ્યાસનો વિષય છે.

'ભ્રમરગીત'નું ઉદ્‌ગમ સ્થાન શ્રીમદ્ ભાગવત પુરાણ છે. ભાગવતમાં ગોપી-ઉદ્ધવ સંવાદમાં અનુસ્યૂત ભ્રમરગીતનો પ્રસંગ આમ તો આધ્યાત્મિક ઉદ્દેશવાળો છે. તથાપિ લૌકિક ભાવના પણ તેદ્વારા વ્યક્ત કરાય છે. શ્રીકૃષ્ણ ઉદ્ધવને એકાંતમાં બોલાવે છે અને એમને ગોકુલ જઈ પોતાનો સંદેશ પહોંચાડવા માટે આગ્રહ કરે છે. ઉદ્ધવનો સંદેશો સાંભળીને જસોદા પ્રેમવિહ્વલ બને છે. તે વાતના વચન આની સાક્ષી પૂરે છે.

> यशोदा वर्ण्यमानानि पुत्रस्य चरितानि, च ।
> शृण्वन्त्यश्रूण्यवास्राक्षीत स्नेहस्नुतपयोधरा ॥

આ ઉપરાંત 'ભ્રમરગીત'ની ઉત્પત્તિના સંબંધમાં ગોપીઓની નીચેની પંક્તિ "पुम्भि स्त्रीषु कृता यद्वत सुमनस्विव षट्पदैः ।" પુષ્ટિ આપે છે.

ઉદ્ધવને આવેલા જોતાં ભરેલા ગોપીઓના મનમાં ભ્રમરની લોભી વૃત્તિનું આપોઆપ સ્મરણ થઈ આવે છે. આ પ્રસંગ ઉપરથી

સ્પષ્ટ થાય છે કે ભ્રમરની રસ લોલુપતા એ પ્રેમનું પ્રતીક નથી. કારણ કે એ પુષ્પ ઉપર પ્રેમ નથી કરતો, પરંતુ એના મકરંદનો એ અવશ્ય લોભી છે. બીજાં કાવ્યમાં પણ, જ્યાં પ્રકૃતિવર્ણનની સાથે ભ્રમરનું દર્શન થાય છે ત્યાં પણ ભ્રમરની આ લોભી વૃત્તિ જ દષ્ટિગોચર થાય છે. તુલસીદાસજીએ પણ

"तहां जाय देखी मन सोभा । गुञ्जत चंचरीक मधु लोभा ॥ ત્યાં ભ્રમરની લોભીવૃત્તિને જ સંભારી છે.

'ભાગવતકાર'ની કલ્પનાનો આધાર મધ્યયુગની નારીના મૂક રુદન ઉપર ઉપર છે. ચિરકાલથી તિરસ્કૃત એવી નારીની વ્યથાને તત્ત્વજ્ઞાનના અંચળા હેઠળ વ્યક્ત કરવાનો 'ભ્રમરગીત'માં પ્રયાસ જણાય છે. એક પુરુષની સાથે અનેક સ્ત્રીઓનો સંબંધ પ્રાચીન-કાળથી ધર્મસંમત મનાતો આવ્યો છે એ યુગમાં અંતઃપુરમાં અને રાણીવાસમાં પુરાઈ રહેલી સ્ત્રીઓ પોતાની મૂક વેદનાનું જ અવલંબન પામી, જીવન વીતાવતી હતી. નારીનાં આ બંધન તથા વિવશતા પ્રત્યે સહૃદયી કવિને અનુકમ્પા જાગે એ સ્વાભાવિક છે. એવી સ્થિતિમા કવિએ ફૂલો ઉપર ભમરાને ગણગણતો જોયો અને કવિની સંવેદનાને ભમરાનો આ વ્યવહાર (વ્યાપાર) પરિચિત જેવો લાગ્યો. એની કલ્પનાને આમ આધાર મળી ગયો. રાણીવાસની મૂકવેદના એ ભ્રમરને ઉપાલમ્ભ આપવાના વિષય તરીકે કવિના મનમા ચમકી ઊઠી. કહેવું જોઈએ કે આ ઉપાલંભની કવિએ ખૂબ કોમળતાથી માવજત કરી છે.

આ પ્રમાણે જોતાં, શ્રીમદ્ ભાગવતથી આરંભાયેલા 'ભ્રમરગીત'માં ઉપાલંભને મિષે, ગોપીઓએ પોતાના પ્રેમની અભિવ્યક્તિ કરી છે. ગોપીઓની કુબ્જા પ્રત્યેની ઈર્ષાની ભાવના આગળ જતા પોતાના પ્રગાઢ પ્રેમને જ વ્યક્ત કરવાનું નિમિત્ત બને છે.

આ પ્રકારે, ભ્રમરને ઉપાલંભનું પાત્ર બનાવીને આ પ્રકારનાં ભ્રમરગીતની રચના, પરંપરાથી ચાલી આવી છે. ધાર્મિક કાવ્યમા

ભમરનો પ્રયોગ પ્રતીકના અર્થમાં થયો છે કૃષ્ણ અને ઉદ્ધવ બન્ને શ્યામ વર્ણના છે. આવું રૂપસામ્ય પણ ભમરનું પ્રતીક પસંદ કરવામાં સહાયભૂત થયું છે કૃષ્ણનો ગોપીઓ પ્રત્યેનો વ્યવહાર એટલો જ નિષ્ઠુર છે જેટલો ભ્રમરનો કોમલ પુષ્પો પ્રત્યે આ વ્યવહાર-સામ્ય ઉપરાંત, ભ્રમરનો અસ્પષ્ટ ગણગણાટ એ કૃષ્ણના નિર્ગુણ સંદેશ સાથે તથા ઉદ્ધવના નિર્ગુણ ઉપદેશ સાથે ખૂબ મળતો આવે છે. આ બધા સામ્યનો આધાર લઈ ને ભ્રમર એ ઉપાલંભનું પાત્ર બન્યો છે આ કારણને લીધે જ જેમાં ઉદ્ધવ અને ગોપીનો સંવાદ વર્ણવ્યો છે તે કાવ્ય 'ભ્રમરગીત'ને નામે પ્રસિદ્ધ રહ્યું છે

કેટલાક કવિઓએ ઉદ્ધવ અને ગોપી સંવાદની વચ્ચે ભ્રમરનો પ્રવેશ કરાવ્યો છે, અને પછી એના માધ્યમદ્વારા ગોપીઓને કૃષ્ણને મહેણા–ઓઠા દેવાની અનુકૂળતા કરી આપી છે પરંતુ તે પછી ભમર કૃષ્ણ અને ઉદ્ધવ–એ ત્રણે સંમિલિત એવી એક જ ભાવનાના પ્રતીક બની ગયા છે અને કેવલ ષટ્પદ, ભ્રમર, મધુકર, મધુપ–એવા નામનો ઉલ્લેખ માત્ર કરીને, ગોપીઓ પોતાની વિરહ વ્યથા કહેવાનું શરૂ કરી દે છે અહી ભ્રમરનો પ્રસંગ અને તેના પ્રતીકનો અર્થ પ્રસંગની ભૂમિકા પૂરી પાડે છે ઉદ્ધવના પ્રત્યુત્તરમાં ગોપીનો વિરહ પ્રગટ થાય છે છતાં કાવ્યનું નામ 'ભ્રમરગીત' પડયુ છે

'ભ્રમરગીત' એ ભાવપ્રધાન ગાનાત્મક 'મુક્તક' અથવા સ્વયપૂર્ણ કાવ્યખંડ છે ગેયત્વ અને આત્માનુભૂતિ એ કવિતામાં કહી શકાય 'ગીતકાવ્ય'માં પુનરુક્તિ પણ સ્વાભાવિક છે કોઈપણ ગમતા ભાવનો અનુભવ વારંવાર થાય એમ સૌ કોઈ ઇચ્છે છે. તેથી જ ગીત કાવ્યમાં આવતા 'ધ્રુવપદ'નું ઔચિત્ય ખૂબ છે.

ગીતકાવ્યનો 'ઉપાડ' રોમાંચક હોય છે, કારણ કે બહુ દિવસનો સંચિત એવો અવ્યક્ત ભાવ કોઈ સુયોગ મળતા હૈયામાંથી ફૂટી નીકળે છે 'ભાગવત'માં એવા પાંચ ગીત છે. તેમાંનુ એક તે 'ભ્રમરગીત'—અથવા ગુજરાતીમાં કહિયે છીએ તેમ 'ભ્રમરગીતા'

# ભ્રમરગીત

ભ્રમરગીતમાં ભ્રમર પ્રત્યે ગોપીઓની ઉક્તિ છે. તેમા **નવ** સગુણ **અને એક** નિર્ગુણ એમ **દશ** ભાવ વાળી ગોપીઓએ પોત પોતાના ભાવ કહ્યા છે. આ **દશ** શ્લોક ભાગવત ૧૦-૪૭ ૧૨ થી ૨૧ છે. જ્યારે ઉદ્ધવગીતના ૧૦-૪૭-૫૮ થી ૬૩ છ શ્લોક છે. જ્યારે ઉદ્ધવજી ગોપીજનોને જ્ઞાનોપદેશ કરવા ગયા ત્યારે ગોપીઓની ભક્તિનાં તેમને દર્શન થયા પરિણામે પોતે તેમની ચરણરજની પ્રાપ્તિ થાય તેવી ઈચ્છા કરી. અને તે માટે વૃન્દાવનમા કોઈ લતા ઔષધિમા પોતાનો જન્મ થાય એવી પ્રાર્થના કરી. આમ ભ્રમરગીત અને ઉદ્ધવગીતના કુલ ૧૬ શ્લોકો છે છતાં, ૪૬-૪૭ બન્ને અધ્યાયો ભ્રમરગીતથી ઓળખાય છે. ઉદ્ધવગીતમાં ભક્તોના ધર્મોનું વર્ણન છે.

[1]**ભ્રમર એ ભગવદ્ ભક્તનુ પ્રતીક** છે. તેનો પુષ્પમા [2]મકરંદ માટે સ્નેહ હોય છે. તે મકરંદ (સ્નેહ) પ્રાપ્ત કરવા માટે તે છ પગે ઉતાવળ કરે છે. તેમ ભગવાન ભક્ત-વશ્ય છે તે ભક્તના પ્રેમ માટે બધું જ કરે છે. જેમ ષટ્ પદ (ભમરો) પુષ્પમાં પ્રીતિ કરે છે તેમ. વળી કૃષ્ણના અનુચર ઉદ્ધવજીને જોવાથી ગોપીઓ ભગવાનના ધ્યાનમા પડી ગઈ. આવી કોઈ એક ગોપી પોતાને થએલ ભગવાનના સગમનુ ધ્યાન કરતી હતી તે વખતે તેણે મધુકર જોયો. ને તેને ભગવાને મારી પાસે દૂત તરીકે મોકલ્યો છે એમ સમજી તે ભમરા સાથે બોલવા લાગી

---

૧. શ્રી ભા. ૧૦-૧૫-૬ માં ભ્રમરનું વર્ણન કરતા કહે છે કે, "હે આદિપુરુષ! આ ભમરો સર્વલોકના તમામ તીર્થરૂપ, તમારા યશનું, તમારા રસ્તે ગાન કરતા ભજે છે; ઘણું કરીને આ તમારા મુખ્ય સેવક મુનિગણ છે. તેમના નિર્દોષ આત્મારૂપ અને દેવ એવા તમને વનમા ગૂઢ હોવા છતાં તેઓ તજતા નથી."

મધુકરનો સાચો અર્થ મકરંદને પેદા કરનાર છે. જ્યારે મધુપ એટલે મકરંદનું પાન કરનાર. તેથી અહી મધુકર શબ્દ

---

૨. सुमनःस्विव षट्पदैः (ભા. ૧૦–૪૭–૬) જેમ પુરુષો કામને લઈને સ્ત્રીઓમા પ્રીતિ કરે છે તેમ ભ્રમરો પુષ્પમા મકરંદ માટે પ્રીતિ કરે છે. આ બન્નેમા કામ અને સ્વાર્થ મુખ્ય છે. તે કામ અને સ્વાર્થની ઉપાધિ મટી જાય તો સ્ત્રી અને પુષ્પનો ત્યાગ પુરુષ અને ષટ્પદ કરે। આ ગોપીજનોના વ્યંગ વચનો છે તેનો સાચો ભાવ એમ લાગે છે કે ભગવાન કમળ છે અને પ્રીતિ કરનાર ભ્રમર ગોપીજનો છે. તેથી તેઓ છ પગે તેમનો સ્નેહ મેળવવા તત્પર છે. ભગવાને રાસલીલામા એક વખત અધરામૃતનું પાન કરાવ્યુ, તે પછી તેઓ અમારાથી દૂર થયા. તેથી એ કમલ રૂપ ભગવાનના સ્વરૂપામૃતના પાનની ગોપીઓને અપેક્ષા છે; તેથી શ્રીવલ્લભાચાર્યજી શ્રી ભા. ૧૦–૯અ૦ ની કારિકા ૧૨મા લખે છે કેઃ

आसक्तिं चेत् स्वतः कुर्यात् जीवः कृष्णः पलायते ।
तदा दृढो निरोधः स्यात् नान्यथेत्येष निर्णयः ॥

કૃષ્ણ જો દૂર જતા રહે તો જીવ સ્વતઃ આસક્તિ કરે ત્યારે જીવમાં નિરોધ દૃઢ થાય છે, બીજી રીતે થતો નથી, આ એક નિર્ણિત વાત છે. ભ્રમરના ૭ પગ તે (૧) **વૈરાગ્ય**–સંસારમા રાગનો અભાવ. જ્યારે ભગવાનમા વિશેષ રાગ (પ્રેમ); (૨) **જ્ઞાન**–ભગવાન અને સર્વ પદાર્થોનું યથાર્થ જ્ઞાન; (૩) **યોગ**–મનની ચંચળતા મટાડવી અને ભગવાનમા મન જોડવું; (૪) **પ્રેમ**–સ્વયં ભગવત્ સ્વરૂપ છે. (૫) **તપ**–દેહ અને ઈન્દ્રિયોની શુદ્ધિ આ પાંચ અંગ ભગવાનના ભજન માટે જરૂરના છે. આ પાચ અંગ સાથે. (૬) **જીવનો મેળ** થાય તો ભગવાનનો સ્નેહ મેળવાય.

જ્ઞાનીઓ પણ ભ્રમર છે. પણ તેઓ જ્ઞાનપ્રધાન હોવાથી

વાપરવામા એ રહસ્ય છે કે ભ્રમમધુકર જોતા (ભગવાનના સમાન રૂપ-ધર્મવાળો હોવાથી) શ્રીગોપીજનોમા ભગવાન વિષે સ્નેહ અતિ ગાઢ ઉત્પન્ન થયો અને પોતે ભ્રમર રૂપ બની પ્રથમ ઉદ્ધવજીને જોવાથી ભગવાનના ધ્યાનમા તેઓ પડી ગઈ હતી તેથી ઉદ્ધવજી આ બે ભ્રમરદ્વારા ગોપીજનોનું સ્વરૂપ સમજી શકયા. તેથી પોતે ભગવાનનો સંદેશો લઈ ને આવ્યા છે, તે ગોપીજનો ઉપર ઉપકાર પોતે કર્યો છે તેવો ગર્વ તેમનામા ન વસ્યો. તેથી આ કથાને ભ્રમર ગીત કહેવાય છે.

**ભ્રમરગીતની ફલશ્રુતિ**—શ્રી ઉદ્ધવજી જ્ઞાની મહાભાગવત છે. તેથી તેઓ પ્રેમની ઉત્કૃષ્ટ દશાવાળી ગોપીજનોની ચમત્કારિક અલૌકિક લીલા યથાર્થ સમજી શકયા નહિ; તેમ છતા, જ્ઞાનીભક્તો કરતા ગોપીજનો ઘણા ઊંચા પ્રકારના ભક્ત છે તે વાત તેઓ સમજી શકયા અને તે માટે જ ભગવાને ઉદ્ધવજીને ગોપીજનો પાસે મિષાંતરે મોકલ્યા હતા. વળી ઉદ્ધવજીને ગોપીજનો પાસે મોકલવામા બીજાં પણ અનંત પ્રયોજન હતા. શ્રીવિઠ્ઠલનાથજી આના અનંત પ્રયોજનમાથી મુખ્ય ૭ પ્રયોજન ટિપ્પણીમા નીચે મુજબ જણાવે છે.

(૧) ઉદ્ધવજી ઉપર ભગવાનની પરમ કૃપા છે. તેથી ભગવાન વિષેનો પૂર્ણભાવ કેવો હોય છે તેનું તેને દાન કરવાનો ભગવાનનો

---

ભગવાનના સ્વરૂપનું પાન (અનુભવ) કરી શકતા નથી તેઓ વેદાદિ તથા ષડ્દર્શનોદ્વારા ભગવાનને મેળવવાની અપેક્ષા કરે છે.

૩. ભ્રમર અને શ્રીકૃષ્ણની તુલના સ્વ૦ સત્યનારાયણજી રચિત ભ્રમરગીતમા નીચે મુજબ છે.

> તેરો તન ઘનશ્યામ, શ્યામ ઘનશ્યામ ઉતૈ સુનિ,
> તેરી ગુંજન સુરલિ, મધુપ, ઉત મધુર મુરલિ-ધુનિ;
> પીત-રેખ તવ કટિ વસ, ઉત પીતાંબર ચારુ,
> વિપિન-બિહારી દોઉ લસત, એકૈ રૂપ સિંગારુ.

વિચાર છે, જે પૂર્ણભાવ તે વ્રજાંગનાઓમાં છે. (૨) વ્રજભક્તોના નિરંતર દર્શન કરવાથી તેમના જેવો ભાવ ઉદ્ધવજીનો થયો (૩) ઉદ્ધવજી, પોતાના પ્રિયતમનો સંદેશો લાવ્યા છે એમ ગોપીજનોએ જાણ્યું તેથી તેના ઉપર અનુગ્રહ કર્યો, અને પોતાના જેવા ભાવ ઉદ્ધવજીમા થાય એવી ભાવના કરી. (૪ વિયોગાવસ્થમા પ્રિયનો સંદેશ લેઈને આવે તેથી અનિર્વચનીય સંતોષ થાય છે આવો સંતોષ બીજા કોઈ ઉપાયથી કોઈ કાલે કોઈથી થતો નથી તે વાત ઉદ્ધવજીને સમજાવી (૫) ભગવાને જે સંદેશો કહાવ્યો છે તે ઉદ્ધવદ્વારા ગોપીજનોએ સાભળ્યો, ત્યારે કૃષ્ણની સ્ફુર્તિ ગોપીજનોને થઈ તેથી ઉદ્ધવજીમા ગોપીજનો અને ભગવાન વિષે જે ભાવ પૂર્વ હતો તેના કરતા વિલક્ષણ ભાવ ઉત્પન્ન થયો. (૬ સંદેશામા જ્ઞાન કહેવા છતા સ્નેહ અવિચળ રહ્યો, જ્ઞાનથી તેમની વિકળતા ઓછી ન થઈ, તેથી પ્રેમ ભક્તિમા જ્ઞાન અને વૈરાગ્યથી ખાસ કરીને અહી શ્રેય થતું નથી એમ એકાદશ સ્કંધમા ભગવાન કહે છે. તે વાત ગોપીજનોની વિરહાત્મક ભક્તિથી સિદ્ધ થઈ

**પ્રેમી અને ભક્તમાં ભેદ**—સેવાફલના ત્રીજા શ્લોકમા શ્રીમહાપ્રભુજી કહે છે "ભગવાનને ગોપીજનો જેવી ઉત્તમ ગતિ આપવાની ઈચ્છા ન હોય તો જીવની ઉત્તમ ગતિ થતી જ નથી. ત્યારે જેવી રીતે તત્ત્વનો નિર્ધાર થાય તેવો વિવેક રાખવો અને તે જ સાધન છે, એ મારી બુદ્ધિ છે" ભગવાને પણ ઉદ્ધવજીને વારંવાર તૃતીય, દશમ, એકાદશ સ્કંધ વગેરેમા બ્રહ્મવાદનું જ્ઞાન અને ભક્તિનો ઉપદેશ કર્યો છે અને એ રીતે તેમને તત્ત્વનિષ્ઠ ભક્ત બનાવ્યા છે.

આમ ઉદ્ધવજીની ભક્તિ જ્ઞાનસિદ્ધ પ્રેમભક્તિ છે. જ્યારે ગોપીજનોની પ્રેમસિદ્ધ વ્યસનદશાવાળી તન્મય ભક્તિ છે. ઉદ્ધવજીની ભક્તિ શાસ્ત્રીય છે, જ્યારે ગોપીજનોની ભક્તિ હૈયાના ઉઠાવની છે.

તેમાં આત્માનો સ્વતંત્ર વિકાસ છે વિદુર, મૈત્રેય વગેરે કૃષ્ણભક્તો કરતાં ઉદ્ધવજી મહાન ભગવદ્ ભક્ત છે ને તે ભગવાનની કલારૂપ છે અને ભગવાનના ઐશ્વર્ય ધર્મ વગેરે ગુણોના પુજક છે

શ્રીમહાપ્રભુજી ગોપીજનોનું સ્વરૂપ સમજાવતા કહે છે કે યોગ, સાંખ્ય, દાન. વ્રત, તપ, યજ્ઞો વ્યાખ્યાન, વેદનો અભ્યાસ અને સંન્યાસથી પ્રયત્ન કરવા છતા ભગવાન મળતા નથી; જ્યારે ગોપીઓ, ગાયો, મૃગો, વૃક્ષો, હરણો, નાગો સિદ્ધો અને બીજા જે મૂઢ બુદ્ધિ વાળા છે તેઓ માત્ર ભાવથી ભગવાનને સરેલ ઈથી પ્રાપ્ત કરે છે જેમ પિતા બાલકને સુખ થાય તેમ કરે છે તેમ ભગવાન ભક્તને સુખ થાય તેમ કરે છે, કારણ કે ગોપીઓએ ભગવાનની પ્રેમથી સેવા કરી તેથી ભગવાને તેમને દાન ન કરવા યોગ્ય કામનું દાન કર્યું: કારણ કે પ્રેમ જેવું કોઈપણ ઉત્તમ મુખ્ય સાધન લોકમા નથી પ્રેમથી ભગવાન પ્રાપ્ત થાય છે. તેથી ગોપીજનો પુષ્ટિમાર્ગમાં ગુરુ છે તેઓ ઉપદેશ કરતાં નથી. તેમની એ જ અવસ્થા-સંયોગ અને વિપ્રયોગ હોવાથી ઉપદેશ (જ્ઞાનની વાતો) તેમનાથી થઈ શકતી નથી.

**શ્રીકૃષ્ણનું સ્વરૂપ:—** વળી ગોપીજનોનો પ્રેમ લૌકિક કે પ્રાકૃત નથી. પણ અલૌકિક અને અપ્રાકૃત છે. વળી કૃષ્ણનું સ્વરૂપ લૌકિક નથી અને તેઓ લૌકિક કદાપિ સ્વીકારતા નથી, તેઓ ભાવવશ છે "જે હૃદયગુહામા રહેલા સત્ય, જ્ઞાન, અનંતબ્રહ્મને જાણે છે તે ચતુર બ્રહ્મની સાથે સર્વ કામ ભોગ કરે છે' (તૈ-૩-૨-૨). આ સર્વકામ-ભોગ એ અલૌકિક રસ છે-તે રસ શૃંગાર છે. આ શૃંગારનું કલ્પદ્રુમ ભગવાન શ્રીકૃષ્ણ છે. **भावैरंकुरित** નામના સુપ્રસિદ્ધ શ્લોકમાં શ્રીગુસાંઈજી આ સ્વરૂપનું વર્ણન કરે છે કે ગોપીજનો શ્રુતિરૂપા અને ઋષિરૂપા છે. તેમને ભગવાનના રસ સ્વરૂપનાં દર્શન અને કામની ઇચ્છા થઈ. તે ભાવો

દિન પ્રતિદિન વધતા ગયા અને તેમ કરતા કલ્પ વર્ષ થયા ત્યારે ભગવાને તેમને તે રસ સ્વરૂપના દર્શન અને આનંદનો લાભ આપવા વિચાર્યું. ત્યારે તેઓ ગોપીજનોરૂપે પૃથ્વી પર વ્રજમા અવતર્યા. "આવા સુંદર ચપલ વિશાળ નેત્રવાળા વ્રજ વનિતાઓના કલ્પપર્યંત વ્યાપીને સારી રીતે ગીચાયલા ભાવોથી-ક્યારે ભગવાન પ્રગટ થશે એવા ભાવોથી-શ્રીયશાદાજીમા ગર્ભરૂપ अङ्कुरित થયેલા, પ્રેમ જે ઘર, દેહ વગેરેમાથી રાગનો નાશ કરનાર છે તથા ભગવાનના દર્શનની રુચિ ઉત્પન્ન કરનાર છે, તેનાથી જે कन्दलित થયેલા, એટલે પુષ્ટ ગર્ભરૂપ થયેલા, વિવિત્ર પ્રકારના મનોરથો રૂપ સેંકડો શાખાઓથી संभृत એકઠા થયેલા, વળી બાલલીલાદ્વારા મુગ્ધભાવ પ્રગટ કરવા અંગોની ચાપલ્યતા પ્રગટ કરાયલા लौल्य અને તે-દ્વારા पल्लवित એટલે અવયવોને શોભા આપનાર થયેલા, વન અને ભવનમા નિલાયન વગેરે લીલાઓથી શરૂ કરીને રાસપર્યંતની લીલાના ફલ યુક્ત થયેલા, એવા વ્રજવનિતાઓમા રહેલા શૃંગાર રસાત્મક कल्पद्रुमने હું ભજું છુ."

મૂળમાં કૃષ્ણ દર્શનની લાલસાવાળી શ્રુતિ વગેરે સ્વરૂપા ગોપીજનો કલ્પપર્યંતનો વિરહ વેઠે છે, ત્યારે શૃંગાર કલ્પદ્રુમરૂપ કૃષ્ણ તેમના હૃદયમા બિરાજે છે. આ સ્વરૂપના સંયોગ અને વિયોગની કથા તે ભ્રમરગીત છે.

વેદાદિ સાહિત્યમાં પરમાત્માનું નિર્ગુણ સ્તવન છે તથા તેમની સ્તુતિ અથવા ગીત કીર્તિ એક મહાન શક્તિ તરીકે કરાઈ છે જેમકે ઈશા ઉ.માં "હે અગ્નિદેવ અમને ધન (સેવા) રૂપ સુંદરમાર્ગથી (ઉત્તરાયણથી) લઈ જાઓ. હે દેવ (આપ અમારા) સંપૂર્ણ કર્મ જાણનાર છો તેથી અમારા પ્રતિબંધો દૂર કરો. આપને વારંવાર અમે નમીએ છીએ." આવી માહાત્મ્ય દર્શાવનારી મોટાભાગની સ્તુતિઓ છે. ત્યારબાદ ગીતાજીમા ભગવાનનું વિશ્વરૂપ દર્શન સગુણાભાસ

રુનું વર્ણન આવે છે. વળી शान्ताकारं જેવા સુપ્રસિદ્ધ શ્લોકોમા જે વર્ણન છે તે સાત્વિક અને પ્રકૃતિક છે પણ તેમા પરમાત્માના પ્રેમાત્મક સ્વરૂપનું સ્પષ્ટ વર્ણન નથી જ્યારે ભાગવત ધર્મમા પરમાત્માનું વર્ણન વેદાદિ તત્ત્વભગ, સર્વ ગ્મો ઐશ્વર્યાદિ ૭ ધર્મ યુક્ત અને અવતારો યુક્ત શ્રીકૃષ્ણમા આરોપવામા આવ્યુ છે તેથી શ્રીકૃષ્ણ-પ્રાકટ્ય પહેલા વૈદિક પ્રક્રિયાનો ઉપયોગ હતો પણ હવે શ્રીકૃષ્ણ-પ્રાગટ્યથી તે રહ્યો નથી હવે તો કૃષ્ણની ભક્તિ મુખ્ય સાધન છે કારણ કે સેવાદ્વારા કૃષ્ણ હૃદયમા પધારે છે અને ભક્તની લૌકિક વૈદની આસક્તિ છોડાવે છે

આ વસ્તુ શ્રીવલ્લભાચાર્યજીએ શ્રીસુબોધિનીજી ભા.૧૦-૨૩-૨૨ શ્લોક વગેરેમા (અ ૨૩) અનેક ઠેકાણે સમજાવી છે જેમકે श्यामं हिरण्यपरिधं શ્લોકનો અર્થ નીચે મુજબ સમજાવ્યો છે

(૧) श्यामम्-ભગવાનનો શ્યામ વર્ણ છે. તે શૃંગાર રસાત્મક છે કારણ કે श्यामो भवति शृंगारः ભગવાનનો ગૌર વર્ણ હોત તો રજો રૂપ અને તેજસ્ એટલે ગતો થાત ગૌર-શુક્લ વર્ણ જલ જેવો છે જલ અવ્યક્ત હોવાથી તેનાથી રસનુ સ્વરૂપ સ્પષ્ટ નિર્ણય શકાતું નથી જ્યારે અન્ન સર્વ રસાત્મક છે કૃષ્ણ અથવ શ્યામ અન્નરૂપ છે અન્ન પૃથ્વીરૂપ છે પૃથ્વી નીલ છે વળી પૃથ્વીમા સર્વ રસો છે તે સર્વને ભોગ્ય છે

(૨ हिरण्यपरिधिम—હિરણ્ય એટલે સુવર્ણ પરિધિ-(મેખલા-કંદોરો) એટલે ગોળ ઘેરાવો કુંડાળુ-વર્તુલ. કુંડળ, મુકુટ, કંઠના આભરણો, પીતાંબર, કંકણ, અંગદ (બાજુબંધ) વગેરે પણ પરિધિ રૂપ છે. આ સર્વ આભરણો કેટલાક અગ્નિરૂપ અને કેટલાક ગૌર રજરૂપ છે; તેથી રસ ઉદ્દીપક છે પણ રસરૂપ નથી વળી સૂર્ય, ચંદ્ર બન્ને પણ પરિધિ છે છતા સૂર્ય કરતા ચંદ્ર વધુ છે તેથી અહી શ્યામવર્ણ હોવાથી શૃંગાર રસ ચંદ્રમા છે જે

દૂધ અને અગ્નિ એ ત્રણ જળ અગ્નિથી ઉકળે એટલે ઉદ્દીપન થાય પણ સાથે સાથે તેનો ક્ષય પણ થાય. તેથી તે રસવૃદ્ધિ કરતા નથી. વળી ગૌરવર્ણમા બીજા વર્ણ ભળતા તરત જ જુદાઈ મલામ પડી આવે. જ્યારે શ્યામવર્ણમા સર્વ વર્ણો સમાઈ જાય છે તથા તેમા કોઈપણ રસ કે વર્ણ ઘટવાપણું નથી. તેથી તે રસરૂપ છે. આ રીતે સૂર્ય રસ ઉદ્દીપન કરે છે પણ રસરૂપ નથી. જ્યારે ચંદ્ર રસરૂપ છે. વળી ભગવાનના આભૂષણો મેખલા વામન અવતાર છે; પીતામ્બર પૃથુ અવતાર છે. આમ સર્વ આભરણો અવતાર રૂપ છે તેથી સર્વ અવતારો સહિત શ્રીકૃષ્ણ છે. આ અવતારો, આભરણો, અને શસ્ત્રો શ્રીકૃષ્ણના કયા અંગ વગેરે છે તે શ્રી. ભાગવત બીજા સ્કંધનાં સુબોધિનીજીમા શ્રીમહાપ્રભુજીએ સ્પષ્ટ સમજાવ્યુ છે. અત્રે વિસ્તારભયથી તે આપ્યું નથી

(૩) **घनमालिनम्** વનમાલા સર્વ પુષ્પ વાળો શુભ્ર હોય છે. તે જલ પ્રકૃતિ વાળી છે, ગૌરરૂપ છે, તે શૃંગાર ઉદ્દીપક છે પણ શૃંગારરૂપ નથી. આ ગૌર તેજ રૂપ શ્યામ સ્વરૂપ ધર્મસહિત સંયોગ શૃંગાર રસ છે.

(૪) **बर्ह** (૫) **धातु** (૬) **प्रवाल**–બર્હ–મયૂરપિચ્છ ચિત્રવિચિત્ર હોય છે. તે કેવલ રસ રૂપ છે. તેથી કેવલ વિપ્રયોગ શૃંગારરસ સ્વરૂપ છે. તેથી તે પૂર્ણ રસ રૂપ છે.

(૫) ધાતુઓ અનેક પ્રકારની ધોળી, લાલ, કાળી વગેરે હોય છે. તેથી સત્ત્વ, રજસ્ અને તમસ્ ગુણવાળી છે તેથી ભગવાન એક સર્વરસ અને ગુણવાળા નિર્ગુણ છે જ્યારે બીજુ બધુ સગુણ છે.

(૬) પ્રવાલ કંઈક રાતાં છે. ધાતુઓ અગ્નિથી તપતાં રસરૂપ થાય છે અને ભસ્મરૂપ બને છે. એટલે ભગવાનના સંબંધથી સગુણ પણ નિર્ગુણ બને છે.

આમ **શ્યામ**'થી પ્રવાલ રૂપ ધારણ કરેલા કૃષ્ણ **નટવેષ'** વાળા છે. તે પરમાત્માએ કેવલ રસ અને ધર્મસહિત એ બે રસનુ દાન કરવા નટ વેષ લીધો છે.

(૭) **अनुव्रतांसे** અનુચરના ખભા ઉપર પોતાનો એક હસ્ત ધર્યો છે.

(૮) **विन्यस्तहस्तमितरेण** धुनानमब्जम् અને બીજા હાથથી કમનને હલાવે છે અનુચર સમાનધર્મવાળા છે. તેથી સ્કંધ જે ક્રિયાશકિતનુ મૂન છે અને હસ્ત ભગવાનની ક્રિયા રૂપ છે તે પોતાનો હાથ ભકતો ઉપર પ્રભુ મૂકે છે. જ્યારે બીજા હાથે કમલ એટલે બ્રહ્માંડને હલાવે છે એટલે તેનુ સંચાલન કરે છે તેથી કમલમાથી રસ ( મકરંદ ) ઝરે છે ભગવાનનો ઐશ્વર્યાદિ ધર્મ સર્વત્ર ફેલાય છે.

(૯) **कर्णोत्पल** -એ કર્ણમા બે કમળ છે. (૧ યોગમા ભગવાનની ક્રિયા શકિતનુ વર્ણન છે તેથી તે પ્રવૃત્તિશાસ્ત્ર છે, જ્યારે (૨) સાખ્યામા આત્મા—પરમાત્માની સમજણ છે તેથી તે નિવૃત્તિશાસ્ત્ર છે તે કાનના કમગ કુડલ છે કમળ મર્યાદા રૂપ છે આ બન્ને શાસ્ત્રથી આત્માનુભવ કરી શકાય પણ ભગવત્સ્વરૂપનો અનુભવ થતો નથી.

(૧૦) **अलक**-કર્ણ ઉપર રહેલા વાળ—તે ભ્રમરૂપ છે તે શાસ્ત્રો અને વિદ્વત્તા રૂપ છે.

(૧૧) **कपोल** એ ગાલ રૂપી કમલ. તે ભકિતનુ અગ છે

(૧૨) **मुखाब्जहासम्** મુખરૂપી કમલ-આ બધા કમળો ઉપર-યોગ સાખ્ય, તથા બીજાં શાસ્ત્રો, ભકિતના અગો અને ભકિત ઉપર ભગવાનનું હાસ્ય પ્રસરી રહ્યુ છે હાસ્ય મોહરૂપ છે; તેથી તે બધા ભગવાનનુ સ્પષ્ટ દર્શન કરાવતા નથી. પણ જો આ શાસ્ત્રોમાથી એકની પણ સ્ફુર્તિ થાય તો ભગવાનની લીલાનુ સુખ મળે

આ શ્લોકમાં ભગવાનમા સર્વ અવતારો, સર્વ શાસ્ત્રો અને પરિધિસમ બ્રહ્માડોનો સમાવેશ છે છતા પોતે રસાત્મક હોવાથી ભકતોને સંયોગ અને વિયોગ રસનું દાન કરે છે, તે સમજાવ્યુ છે.

શ્રી ભા. ૧૦-૧૫-૪૨ મા શ્લોકમા શ્રીકૃષ્ણના સ્વરૂપમા ચાર પુરુષાર્થો અને દશ રસો રહેલા છે તે બતાવ્યુ છે.

गोरजश्छुरितकुन्तल–ગાયોના ચાલવાથી ઉડતા રજકણોથી છુરિત એટલે વ્યાપી રહેલા, ભરાઈ રહેલાં કુંતલો ( કેશ ) જેમના છે એવા ભગવાન. (૧) ગાયો ધર્મના કારણરૂપ છે. યજ્ઞમાં ઘી વગેરે પંચગવ્યની જરૂર પડે છે. તેથી ગાયો ધર્મ રૂપ છે. (૨) રજનું ઉડવું વિક્ષેપક છે, તે રજોગુણ રૂપ છે, મદ કરનાર છે. તેથી રજ ( ધન ) ધર્મપાલન વિનાની વિક્ષેપક છે. ગાયનું દૂધ ખરી રજ છે. એટલે ધર્મપાલનથી મેળવેલ અર્થ (રજ) બીજો પુરષાર્થ સાધી આપે છે (૩) ઉડેલી રજ મુખ ઉપર લાગવાથી ખરું સ્વરૂપ જણાતું નથી તેમ કામનાઓ બીજાઓ સાથે સંબંધ રાખવાથી અસ્પષ્ટ રહે છે. પણ ભગવાને રમણ ઈચ્છાથી જુદા જુદા રૂપોથી પ્રગટી જગતને ભરી દીધું છે. આમ વિશ્વરૂપ થયેલા ભગવાનનુ દર્શન ( કામ ) ફલાત્મક છે. (૪) કુન્તલ એટલે અલક તે સદા છૂટા હોય છે. કારણ કે તેને સત્યનું અવલંબન છે. જ્યારે કેશ સદા બાંધેલા હોય છે તેઓ માયા રૂપ છે સ્રીઓ ભક્તો)નાં મન હમેશા દૂર ગએના જેવાં હોય છે. એટલે તેઓનાં મન સ્થિર નથી. તેઓએ જ્યારે સત્યના આધાર રૂપ વેદ રૂપી ધર્મ, ઉપનિષદ્ રૂપી અર્થ, તેના પાન( જ્ઞાન )રૂપી કામ પુરષાર્થ વાળું સત્યના આધારરૂપ કુન્તલ વાળું શ્રીમુખ જેયુ ત્યારે તેની શોભાથી આકર્ષાયાં અને તેથી ભગવાનના સ્વરૂપનો આનંદ મેળવ્યો. તેમનુ લૌકિક વૈદિકમાથી મન ઊઠી ગયું ( મોક્ષ ). સારાશ એ છે કે શ્રુતિઓમા ભગવાનનું વર્ણન અસ્પષ્ટ છે. પણ તેમાંના ભાવાત્મક સ્વરૂપનું દર્શન કૃષ્ણના

પ્રાગટ્યથી થયુ ત્યારથી કૃષ્ણભક્તિ નિગલબરૂપ શરૂ થઇ અને સ્વતંત્રપણે ચારે પુરુષાર્થ કૃષ્ણદર્શનથી મળવા લાગ્યા.

હવે ભગવાનમાં દશ રસો કેવી રીતે વસ્યા તે બતાવે છે. (૧) ગોરજવાળુ ભગવાનનુ સ્વરૂપ **શૃગારરસવાળુ** છે. **बर्हवर्ह**–બાંધેલુ મોરનુ પીછુ જે નીલ મેઘ જેવી ચંદ્રિકા જેવા ૨ ગોવાળુ **વીરરસનુ** દ્યોતક છે, પણ બીજી રીતે ભગવાન આવા પીછા માથે કેમ ધરે છે તે ભાવ ભકતને વિસ્મય પમાડે છે. તે ૩ **અદ્‌ભુત રસ** છે

(**बद्ध वन्यप्रसून** વનમા ઊગેલા પુષ્પો ઝાડાઝાખરામા થતા હોવાથી ( ૪ ) ભય ( **ભયાનક રસ** ) ઉત્પન્ન કરે છે વળી તે ફૂલો જુદા જુદા રંગ અને આકારવાળા હારમા ભગવાન ધારણ કરે છે, ત્યારે ભકતોને (૫) **હાસ્ય રસ** ઉત્પન્ન થાય છે.

**रुचिरेक्षण**—વેદોમા વર્ણવેલ રસાત્મક પ્રભુનુ સ્વરૂપ દર્શન ભકતોને આજ સુધી થતું ન હતુ તેવા રુચિર દષ્ટિ વાળા ભગવાનના દર્શન વિના જીવન ગયુ તેથી શોક થતા ( ૬ ) **કરુણ રસ** ઉત્પન્ન થયો.

**चाम्हासम्** ભગવાનનુ હાસ્ય ભકતને વ્યામોહ ઉત્પન્ન કરે છે તેથી ( ૭ ) **રૌદ્રરસ** પ્રગટે છે

**गोप्यो दिदृक्षितदृशोमि** દર્શનની ઇચ્છાવાળી દષ્ટિવાળી ગોપીઓમાથી કોઈ કોઈને, ભગવાનને મોરપીછ ધરેલા ગોરજવાળા મુખવાળા, જગવી ફૂલહારવાળા અને હસતા જુએ ત્યારે, આવા ભગવાન એમ ભાવ થતા જુગુપ્સા (૮) **બિભત્સ રસ** ઉત્પન્ન થાય છે.

**वेणुं कणन्तम्** પણ જ્યારે ભગવાન વેણુ વગાડે છે ત્યારે તેના શ્રવણથી, તેમનુ મન બીજા રસોથી વિરમી તેમા લીન થાય છે તે ૯) **શાંત રસ** છે.

**अनुगैरनुगीतकीर्तिम्** । ભકતોથી ભગવાનની કીર્તિ ગવાય છે તે (૧૦) ભક્તિ રસ છે. આવી ભેગી થયેલી ગોપીઓ દશ રસ વાળા ભગવાનની આસપાસ ફરી વળી. ( **अगमन् समेता :** )

વૈદિક સાહિત્યમાં ચાર પુરૂષાર્થ આપનાર અને દશ રસવાળા ભગવાન્ વર્ણવ્યા છે તે અસ્પષ્ટ હતું તે શ્રીકૃષ્ણના પ્રાગટ્યથી સ્પષ્ટ થયુ. હવે ભગવાનનુ પ્રેમાત્મક સ્વરૂપ બ્રહ્મા, વેદ વગેરે કહે છે પણ તેઓ તે સ્વરૂપને સમજી શકતા નથી પણ ગોપીજનો મધમાખ બની ભગવાનના રસસ્વરૂપનુ પાન કરે છે તે વાત નીચેના શ્લોકમાં **बर्हापीडम्**મા જણાવી છે ગોપીજનો રસને જાણે છે તેથી તે રસ ઉપર રહેનાર છે. જ્યારે બ્રહ્માદિ દેવો પરમાત્માના આ સ્વરૂપથી આશ્ચર્ય પામે છે.

**बर्हापीडम्** બર્હ–મયૂરપિચ્છ, આપીડમ–શિરનું ભૂષણ. મોરમાં રસ જાગૃત થતાં તે નૃત્ય કરે છે તેમ ભગવાનમાં રસ જાગૃત થતાં મોરપિચ્છ શિર પર ધર્યું. જેમ મુકુટ શિરની શોભા વધારે છે તેમ રસાત્મા ભગવાનની શોભા મયૂર પિચ્છથી થઈ. કારણ કે મયૂર નૃત્ય વખતે તેની કલાથી પીછા વિસ્તારે છે ને આંખમાંથી આંસુ ઝરે છે ત્યારે ઢેલ તે આસુના પાનથી ગર્ભ ધારણ કરે છે. તેમ ભગવાનમાં રસ જાગૃત થતા મોરપિચ્છ ધરી દૃષ્ટિદ્વારા ભકતોના હૃદયમાં બિરાજે છે.

**नटवरवपु:** નટના જેવું વપુ (શરીર) જે કેવલ રસ છે તે વિપ્રયોગ શૃંગાર છે. જેમ નટ પોતાના હાથના અભિનયથી વસ્તુઓ દેખાડે છે પણ ખરેખર કંઈ હોતુ નથી. તેમ ભગવાન વિના બીજુ કંઈ નથી તેથી તેનો રસ મેળવવો તે મુખ્ય છે. તે માનસી અને અલૌકિક છે ગોપીજનોને ગોકુલમાં રહી, મનદ્વારા વનમાં પધારેલા ભગવાનના સ્વરૂપનો અનુભવ કરવો પડે છે, તે વિપ્રયોગ અવસ્થા છે. જ્ઞાનીઓને હૃદયમાં ધ્યાનથી સુખ થાય છે. તેવા સુખથી ભકતો

રાજી થતા નથી. તેઓ તો પ્રત્યક્ષ ભગવાનને જોવા ઇચ્છે છે. આથી આ વિપ્રયોગ-અવસ્થા તાપાત્મક છે.

**वरवपुः**-વરના જેવા વપુ એટલે દેહવાળા. વર નૂતન-અન્યથી ભોગવાએલી ન હોય તેવી અને અજૂઠી વસ્તુ સ્વીકારે છે. તેમ ભગવાન ભક્તોદ્વારા અનન્ય ભક્તિ પ્રેમ ઇચ્છે છે. વનમા વસતા ભક્તો (સાત્ત્વિક હોવાથી) ભગવાનનો સંયોગ ગૌચારણ વખતે ઇચ્છે છે. આ સંયોગ શૃંગારરસ છે.

**बिभ्रत्**:- શ્રીઅંગ બહાર પ્રગટ કર્યું. ભગવાન અજન્મા છે, તેથી તેમને શરીર નથી તેથી જ્ઞાનીઓ હૃદયમાં પ્રભુના નિર્ગુણ સ્વરૂપનું ધ્યાન કરે છે ને સુખ અનુભવે છે પણ ભક્તોને તેવા ધ્યાનથી સુખ થતું નથી. શ્રુતિ ભગવાનને રસ સ્વરૂપ વર્ણવે છે, તેથી તેને તેઓ રસાત્મકરૂપે જોવા ઇચ્છે છે. રસને આકાર નથી તે લોક પ્રસિદ્ધ વાત છે; છતાં ભગવાને ભાવને વશ થઈ રસાત્મક શ્રીઅંગ વૃન્દાવનમાં પ્રગટ કર્યું. તે સ્વરૂપદ્વારા ભક્તો દેહ ઇન્દ્રિય અંતઃકરણ અને જીવમાં ભગવાનનો અનુભવ અને સુખ પ્રાપ્ત કરે છે.

**कर्णयोः कर्णिकारम्** -બે કર્ણની અંદર કર્ણિકારનાં પુષ્પો ધારણ કર્યાં, તેથી ભગવાના શરીરની શોભા વધી આ શોભા-શૃંગાર સંયોગ અને વિપ્રયોગ એમ બે પ્રકારના ભેદ વાળો છે ભગવાનનો સંયોગ થાય ત્યારે ભક્તો વચનદ્વારા અને ભગવાનનો વિયોગ થાય ત્યારે ગાનદ્વારા ભગવાનમાં રસ જાગૃત કરે. અહીં કર્ણિકાર શબ્દ ભક્તોના વચનો અને ગાનનો ઉદ્‌બોધક છે.

**वासः कनककपिशम्**:-હવે આ રસાત્મક સ્વરૂપ ઢાંકવા કેસરી બદામી રંગનું (જ્ઞાન) પીતાંબર ધારણ કર્યું. કારણ કે જ્ઞાન પ્રકાશરૂપ છે. વેદના જ્ઞાનથી ભગવાનનું સ્વરૂપ ઢંકાએલું છે.

**वैजयन्तीं च मालाम्**:-નિશ્ચયપૂર્વક જયનો પ્રકાશ કરનારી

વનમાલા છે. તે ભગવાનની કીર્તિરૂપ છે. વેદોની સ્તુતિથી પણ ભગવાનનું સ્વરૂપ ઢંકાએલું છે

**रन्ध्रान् वेणोः**-વેણુ-વ એટલે સ્વરૂપાનંદ અને ઈ એટલે વિષયાનંદ એ બન્ને ભજનાનંદ આગળ અણુ છે, એવી વેણુ આ વેણુને સાત છિદ્રો છે. ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી જ્ઞાન અને વૈરાગ્ય આ છ છિદ્રો ધર્મરૂપ છે; જ્યારે સાતમુ છિદ્ર ધર્મીરૂપ સાક્ષાત ભગવાન છે.

**अधरसुधया पूरयन** - ૧) દેવભોગ્યા ૨ ભગવદ્ ભોગ્યા અને (૩) સર્વથી અભોગ્યા સુધા તેમા સર્વથી અભોગ્યા સુધા શ્રેષ્ઠ છે. સુધા આનંદના સાગરૂપ છે. અધર લોભાત્મક છે પણ તે પંચ ભૂતાત્મક નથી તેથી અપ્રાકૃત છે તે અપ્રાકૃત સ્વરૂપનો અનુભવ પ્રાકૃત જીવોથી થઈ શકતો નથી. તેથી ભગવાને વેણુનાદદ્વારા આનંદના સાગરૂપ પોતાની અપ્રાકૃત સુધા વેણુમા સ્થાપી. તે સુધાનું પાન છ ધર્મ યુક્તધર્મી સ્વરૂપ અને રસાત્મક સ્વરૂપનું પાન ભકતોએ કાનદ્વારા કર્યું. ત્યાંથી હૃદયમા પ્રવેશી અને હૃદયદ્વારા આખા શરીરમા તે સુધા ફેલાઈ. તે પાછી ભકતોના મુખ વાટે ( ગાનરૂપે ) બહાર પ્રગટ થઈ.

**દેવ ભોગ્યા સુધા**-દેવો પ્રાકૃત છે તેથી સચ્ચિત્ રૂપ છે તેઓ ભગવાનના અંશભૂત હોવાથી ધર્મભૂત છે. દેવ એટલે ક્રીડા કરનાર તે સુધા વિષયાનંદી છે.

**ભગવદ્ ભોગ્યા સુધા**-ભકતોના મિલન વખતે ભગવાનને થતો આનંદ.

**સર્વથી અભોગ્યા સુધા**-વિપ્રયોગમા ગાનથી થતો આનંદ. જેમ સંયોગ અવસ્થામા ભગવાન સર્વ સામગ્રી સહિત હોય છે (એટલે છ ધર્મ સહિત હોય છે) જ્યારે વિપ્રયોગમા સર્વ સામગ્રી ભગવાનથી અભેદ રૂપે રહે છે ( એટલે તેમા ધર્મ સ્વરૂપ ગુપ્ત

રહે છે ) તેથી તે વખતનું ગાન કેવળ રસ આનંદ રૂપ હોઈ ફલાત્મક હોય છે

**गोपवृन्दैः**–ગોપોના ટોળા સાથે ભગવાને વૃન્દાવનમા પ્રવેશ કર્યો. ગોપો દેવો છે, દાસ છે ગૌચારણનો ધર્મ તેમનામા સ્થાપન કર્યો.

**वृन्दारण्यम्**–વૃન્દા ભક્તિરૂપા છે, સ્ત્રી સ્વરૂપ છે. ભક્તિવશ માધવ છે. વૃન્દાવન રસાળ અને આર્દ્ર છે. તેથી ભગવાનના ચરણ-ચિહ્ન તે ભૂમિમા પડે છે.

**स्वपदरमणं प्राविशत्ः**–તેથી ભગવાનનો ચરણ તે ભૂમિમા ભક્તોના સમૂહોનાં રમણ સમયે નિર્ભય પૂર્વક પ્રવેશ કરતા પડે છે. તેવા પ્રભુએ પ્રવેશ કર્યો.

**गीतकीर्तिः**–જેની કીર્તિ ગવાઈ રહેલી છે તેવા ભગવાને પ્રવેશ કર્યો. ત્યારથી વૃન્દાવનમાં ભક્તિ સ્થિર થઈ. કારણ કે ભગવાનના ચરણ ભક્તિરૂપ છે. હવે ભક્તોને ભગવાનના ચરણના દર્શનથી ભગવાનના સ્વરૂપ, લીલા, વેણુનાદનું સ્મરણ થાય છે તેથી પ્રેમ જાગૃત થતા વિકળતા પ્રાપ્ત થાય છે. આ વિકળતા પ્રાપ્ત થવાથી વૃન્દાવન છોડી બીજે કઈ જઈ શકવા તેઓ સમર્થ હોતાં નથી.

આવું મુરલીમનોહર, મયૂરપિચ્છધર, સુંદર રસાત્મક, નટવેષ-ધર સ્વરૂપ ગોપીજનોના હૃદયમા વસી ગયુ હતું, તથા ચક્ષુ આગળ રમી રહ્યુ હતું તેવા ગોપીજનોને "ઉદ્ધવજી સાખ્ય અને યોગના જ્ઞાન અને સાધનદ્વારા શ્રીકૃષ્ણ ઘટ ઘટમા વ્યાપી છે એમ માની ધ્યાન ધરો," એમ કહે તે વાત તેમના ગળે કેમ ઉતરે? ગોપીજનોના લૌકિક વૈદિક ધર્મો ભગવાનના દર્શનથી નિવૃત્ત થયા હતા જેમ લાકડામા અગ્નિ પ્રવેશતા પંચભૂતાત્મક લાકડું નિવૃત્ત થાય છે તેમ ગોપીજનોના દેહ પંચભૂતાત્મક મટી એક આનંદમય બની ગયા હતા.

ભ્રમરગીતાનો ઉદ્દેશ ભગવાનનુ રસાત્મક સ્વરૂપ અને ભક્તોના ધર્મોની સમજ આપવી તે છે

કોઈને એમ શકા થવા સભવ છે કે મથુરા ગોકુલથી નજીક હતું તો ગોપીજનો ભગવાનના પ્રેમ ખાતર કેમ ત્યા ન ગયા ? નદ યશોદાનુ પિતૃ માતૃ હૃદય હતુ, તેઓએ તો જવુ જોઈએ, તેઓ પણ કેમ ન ગયા ?

**ગોપીજનો મથુરા ન ગયા તેનુ કારણ** શ્રીકૃષ્ણે શ્રી ભા ૪૬ અ શ્લો ૪-૫-૬મા આપ્યુ છે (૧) ગોપીજનોને કૃષ્ણ પ્રિયમા અતિ પ્રિય હતા તેથી તેમના સ્મરણે તેમને મૂર્છિત અને દીન બનાવ્યા હતા (૨) વળી કૃષ્ણદ્વારા જે જે લીલાઓનો અનુભવ પહેલાં ગોપીજનોને થયો હતો, તે લીલાઓ કૃષ્ણ મથુરા જવાથી અટકી ગઈ તેથી તેના સ્મરણથી કૃષ્ણવિરહ તેમનામા જાગૃત થયો હતો આ વિરહાત્મક દશામા તેમણે પોતાના પ્રાણ અતિ કષ્ટથી ધારણ કરી રાખ્યા હતા વળી તેમના દેહ, ઇન્દ્રિય અને અન્ત કરણો વિહ્વલ બન્યા હતા અને કૃષ્ણલીલામા સ્તબ્ધ બન્યા હતા તેથી વ્રજ મૂકી કઈ જઈ શકે તેવા તેઓ રહ્યા ન હતા (૩) વળી કૃષ્ણે જે રસાત્મક લીલા વ્રજમા કરી તે લીલા સ્વરૂપને સબધ સમગ્ર છોડી તેમણે વૈદિક અને રાજધર્મ સ્વીકાર્યો એટલે મયૂર પિચ્છ ધર, વેણુધર-કૃષ્ણ મથુરામા રહ્યા નહિ તેથી આ લીલાઓ વચ્ચે ભેદ હતો આ કારણથી વ્રજાગનાઓનુ મથુરા જવુ નિષ્ફલ હતુ (૪ વળી ઉદ્ધવજીએ ગોપીજનોને જે સદેશો (જ્ઞાન) કહ્યુ તેથી તેઓ ભગવાનના રસાત્મક સ્વરૂપને સારી રીતે સમજી શક્યા ભગવાન પાસે હતા ત્યારે તે બરાબર સમજાતુ ન હતુ તે હવે ફક્ત ભગવાનમા મન લાગવાથી બરાબર સમજાયુ તેથી ગોપીજનોને તેનો રસાસ્વાદ સયોગ કરતા વિરહમા વિશેષ રીતે થયો તેથી વિરહમા કૃષ્ણસ્ફુર્તિ રહેતી હોવાથી મથુરામા જવાની જરૂર હવે રહી ન હતી

[1] **નંદ યશોદા મથુરા ન જઇ શક્યાં તેનુ કારણ .** શ્રી ભા. ૪૬ અ ના ૨૧મા શ્લોકમા તેનું કારણ આપવામા આવ્યુ છે. કૃષ્ણની લીલાઓ યાદ આવતાં નંદ-યશોદાના સર્વ અંગ શિથિલ થઈ જાય છે. તેથી કંઈ જઈ શકાતું નથી. વળી એમણે કરેલા ઉપકારો યાદ આવતા મન શિથિલ બને છે અને કૃષ્ણ સદાનંદ રૂપ હોવાથી તેના સ્મરણથી સુખ થાય છે અને તે દૃષ્ટિ આગળ તરવરે છે

બીજી શંકા એવી થવા સંભવ છે કે જો ગોપીજનો બધા જ પ્રકારના ભક્તોમા ઉત્તમ હતા તો ઉદ્ધવજી વ્રજ છોડી મથુરા કેમ ગયા ?

**ઉદ્ધવજી વ્રજ છોડી મથુરા ગયા તેનુ કારણ :** ઉદ્ધવજી બૃહસ્પતિના શિષ્ય હતા. તેથી સંક્ષાત્ સંબંધથી (બૃહસ્પતિની સ્મૃતિ) નીતિ શીખ્યા હતા. વળી બુદ્ધિ સત્તમઃ એટલે બુદ્ધિમત્તાથી કાર્ય કરનાર હતા. એટલે તેમનું સ્વરૂપ જ્ઞાનાત્મક હતુ. સામાન્ય રીતે તત્ત્વવાદી જનોને જ્ઞાનની ચર્ચા બહુ ગમે છે. તેમનુ હૃદય પ્રેમનો પૂર્ણ સ્પર્શ કરી શકતું નથી. તેથી મથુરાથી શ્રીકૃષ્ણથી વિખૂટા થઈ ગોકુલ આવ્યા અને ગોકુળથી મથુરા ગયા. વળી ભગવાન જ્યારે સ્વધામ પધારવાના હતા ત્યારે પ્રભાસથી વિખૂટા પડી વ્રજથી બદરીવન વસ્યા. તેમ છતા તેઓ ઉત્તમ જ્ઞાની ભક્ત હતા; તેથી ગોપીજનોની પ્રેમદશા સમજ્યા અને ભગવાનના હૃદયમાં જે રીતે ગોપીજનો બિરાજતા હતા, તેવો ભાવ ઉદ્ધવજીના હૃદયમા વસ્યો.

**ભગવાને ઉદ્ધવજીને ઉત્તર ન આપ્યો તેનુ કારણ :** ઉદ્ધવજીએ કૃષ્ણને ગોપીજનોની સર્વોચ્ચ પ્રેમકક્ષાની વાત કરી છતા, કૃષ્ણ કેમ કંઈ ન બોલ્યા ? તેનો ઉત્તર શ્રીવલ્લભાચાર્યજી ૪૪ અ. ના ૭૦મા શ્લોકમાં (છેલ્લા શ્લોકમાં) આપે છે કે શાસ્ત્રમાં પ્રેમાત્મક ભક્તિ વિષે કહેવામાં આવ્યું છે, તેનાથી ઘણા અધિક ગોપીજનોના ભાવ છે. તેથી તે વાણીથી કહેવાય એવા ન હતા. તથા તે ભાવો બીજે દેખાય એવા ન હતા તેથી ઉદ્ધવજીને કૃષ્ણે કંઈ ઉત્તર ન આપ્યો. આ

વાન સુરદાસજીએ ભ્રમર ગીતામાં શ્રીસુબોધિનીજીના આધારે સારી રીતે સમજાવી છે.

ઉધો વ્રજ કો પ્રેમ નેંમ બન્ગો સબ આઈ,
ઉમગ્યો નેંનન- નીર વાત કછુ કહી ન જાઈ;
સુર-શ્યામ ભૂલત ભએ, રહ્યો નેંન જલ છાઈ,
પોંછિ પીત-પટસો કહ્યો, ભલ આએ જોગ-સિખાઈ (૧૭)

કૃષ્ણ મથુરાથી પાછા ગોકુલ વ્રજાંગનાઓનો વિરહ મટાડવા કેમ ન ગયા? તેનો ઉત્તર કૃષ્ણે ગોકુલથી મથુરા જતી વખતે ગોપીજનોને આપ્યો છે. "કૃષ્ણે પોતે પધારવાને લીધે ગોપીજનોને દુઃખી થયેલી જોઈને "હું દૌત્યકથી આવીશ એમ દૂતોદ્વારા તેઓનું સાંત્વન કર્યું." અહીં દૌત્યકૈઃ દૂતના વાક્યોથી આવીશ. દૂતદ્વારા હવે મારો સંબંધ થશે એમ ગોપીજનોને જણાવ્યું. જોકે તેઓના મન કૃષ્ણમાં આસક્ત હતાં તેથી તેઓ સમજ્યા કે ભગવાન પોતે જ પાછા પધારશે એમ દૂતદ્વારા કૃષ્ણે કહેવડાવ્યું છે.

જ્ઞાનીમાંથી પ્રેમવિભોર બનેલા દૂતો ભાગવતધર્મના મહાન આચાર્યો, મહદો તથા તાદશી ભગવદ્ ભક્તો છે તેમના સત્સંગથી ભગવાનનું સ્વરૂપ સમજાય છે અને પ્રેમાત્મક ભક્તિ વૃદ્ધિ પામે છે. બ્રહ્મસંબંધ મંત્રમાં આ પ્રેમાત્મક ભક્તિ કેમ વૃદ્ધિ પામે તે સમજાવ્યું છે. અનંત વર્ષોથી કૃષ્ણ વિયોગ થયો છે તેથી કૃષ્ણ વિયોગનો તાપ અને તે અંગેનો કલેશ તથા આનંદ જીવમાંથી તિરોભૂત (અદશ્ય) થયો છે. તે તાપ અને આનંદ મેળવવા માટે ભગવાન કૃષ્ણ ગોપીજન વલ્લભને દેહ, ઇન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ, તેના ધર્મો, સ્ત્રી, ઘર, પુત્ર, આપ્ત, વિત્ત, અહીંનું અને બીજા લોકનુ હું અર્પણ કરું છું. હે કૃષ્ણ, હું દાસ છું, તારો છું."

આ માર્ગ ગોપીજનોદ્વારા પ્રગટ થયો તેમને જે સંયોગ અને વિયોગ જન્ય ભક્તિનો અનુભવ થયો તે સંયોગ વિરહાત્મકનુ

સ્વરૂપ પુષ્ટિ માર્ગ છે સેવાદ્વારા લીલાત્મક સયોગ ભક્તિ અને ગુણગાનદ્વારા વિરહાત્મક ભક્તિ વૈષ્ણવો આજે અનુભવે છે શ્રી માધવ ભટ્ટાચાર્યજી પોતાના ઉદ્ધવદૂત મહાકાવ્યમા ગોપીજનોની દશા વર્ણવતા લખેછે.

> **घीतासंगः शयनवसनस्नानपानाशनादौ**
> **गायंत्यस्त्वच्चरितगुणिताः सतत गीतगाथा।**
> **औदासीन्य किमपि सकलं बंधुवृंदे वहत्यो**
> **गोप्यो लीलाक्षितिषु भवतो योगिनीवद् भ्रमन्ति ॥**

હે ભગવાન! ગોપીઓએ શયન વસન, સ્નાન પાન અને અશન વગેરે સંપૂર્ણ વિષયોથી અસાકિત હઠાવી છે અને સદા આપના ચરિત્રોથી ગૂથેલા ગીતો ગાય છે. તથા બધા બધુજનો તરફ ઉદાસીનતા ધરાવે છે. તેવા ગોપીજનો આપની લીલા–ભૂમિ વ્રજમા યોગિનીઓ પેઠે ભ્રમણ કરે છે. આ ગોપીજનોનો આદર્શ જે વૈરાગ્યપ્રધાન છે તે વૈષ્ણવ માર્ગમા સ્થાપિત થયો. સેવાના અનવસરમા હૃદયરૂપ વ્રજભૂમિમા યોગીજનોનીપેઠે ગોપીભાવથી સાચા વૈષ્ણવો વિહરે છે.

ભ્રમરગીતાનો ઉદ્દેશ લોક અને વેદમા આસક્તિ રાખ્યા વિના, વૈરાગ્ય પ્રધાન બની કૃષ્ણની પ્રેમભક્તિ કરવી તે છે

# ભ્રમર ગીતાના કવિઓ ને સાહિત્ય વિષે કંઈક

હિંદી અને ગુજરાતી સાહિત્યમાં ફાગુ, ભ્રમર ગીતા, ગોવર્ધન-ધરણલીલા, રાસલીલા, દાનલીલા કંસવધ વગેરે પ્રસંગો ઉપર નાના નાના કુટકર કાવ્યગ્રંથો અનેક કવિઓએ રચ્યા છે. તેમાથી સ્વતંત્ર ગ્રંથરૂપે પ્રાચીન ફાગુ સંગ્રહ નામે (બીજી આવૃત્તિ) **વડોદરા પ્રાચ્ય-વિદ્યા મંદિર** તરફથી પ્રગટ થયો છે. જ્યારે બીજો ગ્રંથ પ્રાચીન ભ્રમર ગીતાના ૧૬ કાવ્ય ગ્રંથો અત્રે પ્રગટ કરતા આનંદ થાય છે.

આ ભ્રમર ગીત ઉપર સંસ્કૃતઃ વ્રજભાષી અને ગુજરાતી કવિઓએ પોત પોતાની ભાવના અનુસાર અનેક ભ્રમરગીત –ગીતાઓ–સંદેશાઓ રચ્યા છે, જેમાં તેમણે વિશેષ રૂપમાં ભકિત, શૃંગાર અને કરણુ રસોનો રમ્ય આગાર, નિર્ગુણ–સગુણ ઉપાસના તત્ત્વોનો પ્રભાવશાળી વિસ્તૃત સાગર, અને જ્ઞાન–ભકિતનો ભંડાર ભરી દીધો છે.

સંસ્કૃત સાહિત્યમાં શ્રી. માધવ ભટ્ટાચાર્યજી વગેરે ભક્ત-પંડિતોએ ઉદ્ધવદૂત વગેરે નામે રચનાઓ કરી છે. તેવી રીતે હિંદી સાહિત્યમાં અષ્ટ છાપ કવિઓમાં (૧) સૂરદાસ (સં ૧૫૩૫ થી ૧૬૩૦) (ર) પરમાનંદદાસ (સં. ૧૫૫૦ થી ૧૬૪૦) (૩) નંદદાસ (સં. ૧૫૯૦ થી ૧૬૭૨) ભ્રમરગીત નામે રચનાઓ કરી છે. (૪) અક્ષર અનન્ય (સં. ૧૬૮૦ થી ૧૭૩૫) પ્રેમ દીપિકા (૫) શ્રી હરિરાયજી સં. ૧૬૪૬ થી ૧૭૬૦ સ્નેહલીલા (૬) જગતાનંદ (સં. ૧૭૦૦ ? ભ્રમરગીત (૭ રસનાયક (સં. ૧૮૭૨ની રચના) વિરહ-વિલાસ, (૮) રસરાસિ (સં. ૧૮૩૫ થી ૧૮૬૦) રસિક પચ્ચીસી (૯) ગ્વાલકવિ (સં. ૧૮૪૮ થી ૧૯ ૯) ગોપી પચ્ચીસી (૧૦) વ્રજનિધિ (સં. ૧૮૦૨ થી ૧૮૬૦) પ્રીતિ પચ્ચીસી (૧૧) પંજન-કુંવરિ (સં. ?) બારહમાસી (૧૨) સદાશિવલાલ (સં. ૧૮૮૬ની રચના)

જુક્તિ મંમૂહ (૧૩) સત્યનારાયણ "કવિરત્ન" (સ ૧૯૨૬ થી ૧૯૭૫) ભ્રમરદૂત (૧૪) જગન્નાથદાસ "રત્નાકર' સ ૧૯૨૩ થી ૧૯૮૯ ઉદ્ધવશતક (૧૫) ડૉ ગમશંકર શુક્લ "રસાલ" (સ -૧૯૫૫) રમાલ-મન્જરી ૧૬) કાવીદાસ (સ ?) (૧૭) અયોધ્યા-સિંહ ઉપાધ્યાયનુ પ્રિય પ્રવાસમા ભ્રમરગીત-નામે જુદા જુદા કવિઓએ રચના કરી છે

પ્રાચીન ગુજરાતી સાહિત્યમા ૨૧ કરતા વધારે કવિઓએ આ વિષય ઉપર વિશિષ્ટ ભાત પાડતી લેખિની ચાલવી છે તેમનો ટૂંક પરિચય નીચે મુજબ છે

**(૧) નરસિંહ મહેતા** (સં ૧૪૭૦થી ૧૫૩૬) ગુજરાતના ઉત્તમ ભક્ત અને આદિ કવિભૂષણ નૃસિંહની કવિતામા ગોપીભાવ ઉત્તમ રીતે છલકાઈ રહ્યો છે તેથી તેના પદોમા ગોપી-વિરહ અને સયોગ શૃંગાર ભક્તિના સુભગ દર્શન થય છે તેની વાણી મર્જુન અને હૃદયભેદક છે તે સાથે તત્ત્વ અને ભક્તિની દ્દષ્ટિએ ઉચ્ચ કક્ષાની છે તેના રાસ અને મથુરા-ગમનના કાવ્યોમા ઉતમ પ્રકારનો શૃંગાર રસ જોવા મળે છે અને પા ૪૫ થી ૪૮ મા તેના સાત પદો હસ્તલિખિત ગ્રંથ સં-૧૮૦૫મા લખેલો) તથા નૃસિંહ મહેતા કૃત કાવ્યસંગ્રહ ઉપરથી આપ્યા છે તેમા તેણે શ્રીભાગવતમા જણાવેલા ભાવો સરસ રીતે વર્ણવ્યા છે પ્રથમ પદમા અક્રૂર બીજામા કુબ્જા અને ત્રીજામા કૃષ્ણ પ્રત્યેનો રોષનો દેખાવ કરી ગોપીજનોનો કૃષ્ણ અંગેનો અસહ્ય વિરહ બતાવ્યો છે ત્યાર પછી ચોથામા રાસની નાનુ સુખ અને પાચમામા કૃષ્ણનુ સ્વરૂપ સમજાવ્યુ છે અને તેમા કહ્યુ છે કે હરિહીરો મગનાથી અહંકાર કરીશ નહિ નહિતર અમે (ગોપીઓએ) તેની સાથે રાસ રમતા માન કર્યું ત્યારે તે અદ્દશ્ય થયા તેમ તારુ થશે! છઠ્ઠા ને સાતમા પદમા ગોપીજનોના માનસી વિરહના કરુણ ચિત્રો છે ને છેવટે ભક્ત નરસિંહ કહે છે

કાહ્નારે તારી જાતલડી જાણી, જગતમા કોઈ નહિ પાયે પાણી,
ભલે મલ્યો નરસૈનો સ્વામી, ગોપી સહુ આનંદ પામી. (પૃ. ૪૮)

જે કૃષ્ણના સ્વરૂપને જાણશે તેને કોઈ જગતનું પાણી (માયા-પ્રપંચ) પાઈ શકશે નહિ એટલે સંસારમા નાખી શકશે નહિ.

આવા ઉત્તમ ભક્ત કવિના કાવ્યોનું નવેસરથી સંશોધન સંસ્કાર માગે છે તે પ્રત્યે ગુજરાતી જનતા અને સાહિત્ય રસિકોનું ધ્યાન અમે દોરીએ છીએ.

(૨) **ભીમ** (સં. ૧૫૪૧માં હયાત) કવિચરિત પા. ૮૫માં તેના વિષે માહિતી આપી છે. પં. બોપદેવ કૃત હરિલીલા વિવેક નામના ગ્રંથનો આશય લઈ તેણે 'હરિલીલા ષોડશ કલા' નામનો લગભગ ૨૦૦૦ કડીનો સુંદર ગ્રંથ લખ્યો છે. તેમા શ્રીકૃષ્ણ ચરિત્ર વર્ણવ્યું છે.

(૩) **ભાલણ** (સં. ૧૫૫૦ પછીનો સમય) આ કવિ સમર્થ આખ્યાનકાર હતો. તેણે નળાખ્યાન, કાદંબરી, જાલંધર આખ્યાન, દશમ સ્કંધ વગેરે રચ્યાં છે તેના દશમ સ્કંધમાં ૨૭૦ થી ૨૯૨ એટલે ૩૨ પદો ભ્રમરગીતના છે. તેમાં તેણે જશોદાજીનો કૃષ્ણ પ્રત્યેનો વાત્સલ્ય ભાવ સરસ રીતે વર્ણવ્યો છે. જેમ કે:

આખ આંજતી ને તિલક કરતી, વા'લો અધવચ જાતો નાસીરે;
તે સુખ તો તમો નથી દેખવું, જો કરવન મૂકો કાશીરે.

વળી તે ગોપીજનોનો આત્મસમર્પણનો ભાવ બતાવતાં લખે છે કે:

સુખે મથુરામાં રહો, અમો વિરહે તમારે મરશુંરે,
બીજે ભવ વૃન્દાવન માહે, તમ પાસે અવતરશુંરે.

વળી કૃષ્ણનો વ્રજ-ગોકુલ પ્રત્યેનો પ્રેમ તેણે 'વજ્હો સુખ સમરત સ્યામ' (કવિચરિત પા. ૧૭૪) એ પદમાં વર્ણવ્યું છે. તેમા

તેણે મથુરાના શહેરી જીવન કરતાં ગોકુળનું ગામડીઆ જીવનનું સુરેખ ચિત્ર દોર્યું છે અને તેદ્વારા વ્રજના સ્વરૂપની સરાહના કરી તેનો ઉત્કર્ષ બતાવ્યો છે.

(૪) નાકર (સં. ૧૫૭૨–૧૬૨૪ માં હયાત) તે જાતે વણિક હતો. તેણે ભાલણ પેઠે અનેક આખ્યાનો જેમ કે હરિશ્ચંદ્ર, અભિમન્યુ, ચંદ્રહાસ, ધ્રુવ, ઉષા, નળ, મોરધ્વજ, લવકુશ, વીરવર્મા, સુધન્વા વગેરેનાં રચ્યાં છે. તદુપરાંત મહાભારત અને રામાયણના પર્વો, કૃષ્ણ વિષ્ટિ, ભ્રમરગીત, વિદુરનીતિ, શિવવિવાહ વગેરે અનેક કાવ્યગ્રંથો લખ્યા છે, તેની કેટલીક કૃતિઓ હજી અપ્રસિદ્ધ છે, તેનું ભ્રમરગીત પણ હજી પ્રસિદ્ધ થયું નથી એવું કવિચરિત્ર પા. ૨૦૬ માં જણાવ્યું છે.

નાકરના ભ્રમરગીતની રચના સં. ૧૬૦૫ માં થઈ છે એમ ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદીના પા. ૯૩–૯૪ મા (કૃષ્ણ વિષ્ટિમાં) લખ્યું છે. તેની હસ્તપ્રત વડોદરા પ્રાચ્ય વિદ્યા મંદિરના સંગ્રહ નં. ૬૦૦ માં છે.

(૫) ચતુર્ભુજ (સં. ૧૫૭૬ માં હયાત) તેની રચેલી ભ્રમર-ગીતા પ્રથમ જાણીતા સાક્ષર શ્રી. ભોગીલાલ જ. સાંડેસરાએ સં. ૧૬૨૨ માં લખાયેલી પોથીમાંથી ઉતારી ગુજરાતી સાપ્તાહિકના સં. ૧૯૮૯ ના દીપોત્સવી અંકમાં સંપાદિત કરી હતી. તે તેમણે 'પ્રાચીન-ફાગુ સંગ્રહ' માં મૂળ પ્રત સાથે મેળવી ફરીવાર પ્રયત્ન કરીને પુનર્મુદ્રિત કરી છે. તેમ. એકાંતરે આવતી દુહા અને છંદની કડીઓનો પ્રબંધ છે. 'જિહ્વનિ કીધુ ક્રૂરતા બેઠવા ભગવાન' અને ચતુર્ભુજ 'કરયુગલ જોડી, ગોવિંદ ભાનપણ બુદ્ધિ થોડી' એ બે ઉલ્લેખ આ કાવ્યમાં છે. તેથી આ કાવ્ય સં. ૧૫૭૬ માં અને આની રચના ગુજરાતમાં કરી હશે એમ અનુમાન [illegible]

સં. ૧૮૨૯ ના આશ્વિન સુદિ ૧૧ રવિવારની લખેલી એક હસ્તલિખિત પ્રત પ્રો. શ્રી. મંજુલાલ ર. મજમુદાર પાસે છે. તેમાં રંક રૂપરામ નામના એક અપ્રસિદ્ધ કવિનો ગોવિંદનો ગરબો છે તથા ભીમ વૈષ્ણવની રસગીતા ( સંપૂર્ણ ) તથા આ ચતુર્ભુજ કવિની ભ્રમર ગીતા ખંડિત છે. તેના ઉપરથી આ કાવ્યમાં આવશ્યક પાઠ ભેદ દર્શાવ્યા છે.

"કવિ ચતુર્ભુજ નાનો અને અજાણ્યો છે પણ એની આ રચના ઉચ્ચ કોટિની છે. સમગ્ર કાવ્યમાં કરુણરસનું અસરકારક નિરૂપણ છે, અને રસપ્રવાહમાં આપણે તણાઈ જઈએ એવું એનું ભાષાપ્રભુત્વ છે. કૃષ્ણના મથુરાગમન વખતે ગોપીઓની આજીજી, ઉદ્ધવની આગળ કૃષ્ણની બાલક્રીડાઓ સંભારીને ગોવાળોનો શોક, નંદ અને યશોદાનું રુદન–એ પ્રસંગોનું આલેખન કવિએ કોઈ કુશળ ચિત્રકારની જેમ કરેલું છે." ( પ્રાચીન ફાગુ સંગ્રહની પ્રસ્તાવના )

આ કાવ્યની હસ્તપ્રતોની નોંધ દ. ૨૦૮ સં. ૧૭૭૪ તથા ૨૯૨ ક એ પ્રમાણે સંકલિત યાદીમાં છે. શ્રી પુણ્ય વિજયજી મહારાજનો ૭૫ મા વર્ષનો જન્મ ઉત્સવ કપડવંજમાં ઉજવાયો ત્યારે આ કાવ્યની પ્રાચીન હસ્તપ્રતો જૈન ભંડારમાં છે તેમ કહ્યું હતું.

(૬) મીરાંબાઈ સં [illegible] ૫–૧૬૦૩ [illegible] ક્તિમાં તન્મય હોવાથી ગિરધર નાગર [illegible] કીર્ત [illegible] તેમણે પ્રેમાવેશને વાણીનો દેહ [illegible] દયની ઊર્મિઓ–દર્દોનાં દર્શન [illegible] છે. વળી તેમના પદોમાં શૃંગાર [illegible] સુલભ લજ્જા [illegible] દિત મીરાંબાઇ [illegible] ૨૬૦ માં કૃષ્ણ [illegible] કે ૧. કઠણુ .

સુંદર સ્વામ હો, ૩. મજમાં ના'વ્યા ફરીને જોપીનો ચા'સો, ૪. સ્વામળિયે મેહેલ્યાં વિસારી.

(૭) કેશવરામ કાયસ્થ (સં. ૧૫૯૨માં હયાત) કૃષ્ણક્રીડા કાવ્ય ગ્રંથના રચયિતા—આ કવિ સૌરાષ્ટ્રમાં આવેલા પ્રભાસ-પાટણના વતની હતા. તેમના પિતાનું નામ રદેરામ અને માતાનું નામ તારદે હતું. તે જ્ઞાતિએ વાલમ બ્રાહ્મણ હતા. તેમને સંસ્કૃત અને વ્રજ-ભાષાનું સારું જ્ઞાન હતું. તેથી તેમણે સંસ્કૃતમાં સ્તોત્રો અને વ્રજ ભાષામાં પદો રચ્યાં છે.

આ કવિ વૈષ્ણવ છે અને કૃષ્ણનો અનન્ય ભક્ત છે. આ કવિ માટે કવિ ચરિત પા. ૨૩૮માં લખ્યું છે. "કેશવદાસની આ કૃતિ ભાલણના દશમ સ્કંધથી ચઢિયાતી છે જ, પણ પ્રેમાનંદના દશમ સ્કંધને કયાંક હઠાવે તેવી છે. તે પ્રેમાનંદની મારફ સ્વતંત્ર રીતે કાવ્ય પ્રસંગ યોજતો નથી છતાં, કેશવદાસ રસને બરોબર જાળવી રાખે છે તે એની વિશિષ્ટતા છે."

"નયણે નહિ રહે વારિ વારયાંરે," "અમ રડતાનાં જીવન લાવેરે" "તડીંયેયાં માણસ ટળિયાંરે," "અમે આજ અમી બહુ પીધુંરે;" એવાં નાનાં ટૂંક તળપદી લોકભાષાનાં વાકયો કવિએ આ કાવ્યમાં ગૂંથ્યાં છે તેથી આ કાવ્ય વાચકના હૃદયમાં સીધી અસર કરે તેવું છે. પોતે સંસ્કૃતજ્ઞ પંડિત હોવા છતાં શબ્દાડંબરમાં ન ફસાતાં પોતે પચાવેલી લોકભાષામાં આ લોકભોગ્ય તેની કૃતિ છે. તેથી તે સર્વાંગસુંદર બનવા પામી છે. વળી ચતુર્ભુજની ભ્રમરગીતા સાથે આ ગોપીસન્દેશનું કંઈક સામ્ય છે તેનું કારણ બન્ને કવિઓ ભાગવતને અનુસર્યા છે. આ કાવ્ય સ્વ૦ શ્રી. અંબાલાલ બા જાનીએ સંપાદિત કરી પ્રગટ કર્યું છે.

(૮) બ્રહ્મદેવ (સં. ૧૬૦૯માં હયાત) આજથી સવાસો વર્ષ પહેલાં આખા ગુજરાતમાં બહુ પ્રસિદ્ધ એવી આ ભ્રમર ગીતાની હસ્ત

લિખિત પ્રતો એકડોની સંખ્યામાં મળે છે. ગુજરાતી હસ્તપ્રતોની સંકલિત યાદીમાં ૩૭ હસ્તપ્રતો છે જેમા જુનામા જુની પ્રત સં. ૧૬૮૬ ૩૨૪ ૭ ફાર્બસ સભામા છે. મારી પાસે સં ૧૬૯૬ અને સં. ૧૮૦૬ની બે પ્રતો છે.

બ્રેહેદેવનું હસ્તલિખિત ગ્રંથોમા નામ બ્રિહિદે, બ્રે દેવ છે. તે બૃહદ્ શબ્દનુ અપભ્રંશ હોય તેમ લાગે છે. બૃહદ્ શબ્દ વિસ્તારવાળું અથવા અક્ષર બ્રહ્મ અર્થમા વપરાય છે. (જેમ કે प्राकृताः सकला देवा गणितानंदकं बृहत । (કૃષ્ણાશ્રય શ્રીવલ્લભાચાર્યજી કૃત) તે ઉપરથી બૃહદ્ દેવ એટલે પુરુષોત્તમ એવો અર્થ થાય. બ્રે દેવ એ બૃહદ્ દેવનું ટૂંકું નામ હોય। આ નામ વૈષ્ણવભક્ત સૂચક છે.

આ કવિની ભ્રમર ગીતાનો ભાવ સમજાવતું સ્વતંત્ર ટિપ્પણ આ ગ્રંથના અંતે આપ્યુ છે, તેથી અત્રે વિશેષ લખતો નથી, પણ શરૂઆતમા કૃષ્ણ ઉદ્ધવ સાથે કહેવડાવે છે 'વ્રજનાર દુઃખ કરશો નહિ' ત્યા વ્રજ શબ્દ ભ્રમણ અર્થમા છે તેથી ભ્રમણ સ્વભાવવાળી વ્રજનારી મારું સ્વરૂપ જોતાં સ્તબ્ધ બની, ત્યારથી તેમના મનમાં કૃષ્ણ સિવાય બીજું વસતું નથી. આવી વ્રજનારીનો સંદેશ લઈ ઉદ્ધવજી ગોકુલ આવ્યા. નંદજી વગેરે ઉદ્ધવજીને મૂળથી પિછાનતા હતા અને તે બૃહસ્પતિના શિષ્ય અને કૃષ્ણના સખા છે તે પણ જાણતા હતા; એટલે તેઓ જ્ઞાનની વાતો કરી વિરહથી પીડાએલાને વધુ દુઃખી ન કરે તે માટે પૂતના વધ, શકટ ભંજન, તૃણાવર્ત વધ, યમલાર્જુન ભંજન, ગોવર્ધન ધરણ વગેરે લીલાઓદ્વારા કૃષ્ણે અમારા અજ્ઞાન, અન્યાશ્રય, અન્ય-આસક્તિ વગેરે છોડાવી અમને અનન્યાશ્રયી પ્રેમી બનાવ્યા છે તેમ નંદજીએ મર્મમાં રડતે હૃદયે ઉદ્ધવજીને કહ્યું. તેમ છતાં જ્ઞાની પુરુષો પ્રેમીને તત્કાળ સમજી શકતા નથી; એટલે તેમણે "ઘટ-ઘટમાંહા રહ્યઉ વ્યાપિ" એવી જ્ઞાનની વાતો કરી.

બીજે દિવસે વહેલી સવારે ગોપીજનોએ સોનાનો રથ, ઉદ્ધવજી

અને રડતા હૃદય વાળા નંદ યશોદાને જોયા. ઉદ્ધવજી કૃષ્ણ-સંદેશ લઈ ને આવ્યા છે ને તેદ્વારા જ્ઞાનની વાતો તેઓ કરશે તે તેઓ ચતુર હોવાથી તરત સમજી ગયા તેમ છતા, તેઓ દાઝયા ઉપર ડામ, કે વાગ્યા ઉપર લૂણ જેવી શુષ્ક વેદાંતની વાતો ન કરે તે માટે વ્યંગોક્તિથી ગોપીજનો પોતાના ભાવ ઉદ્ધવજી આગળ વર્ણવે છે (કડવુ ૩-૪). તેમ છતાં ઉદ્ધવજી વેદાંત શાસ્ત્રોના સિદ્ધાંત કહે છે (પદ-૨), ત્યારે કડવા ૫ થી ૭મા ગોપીજનો બે હાથ જોડી ઉદ્ધવજીનુ મન જ્ઞાનમાથી બીજે વાળવા કૃષ્ણનો સ્વભાવ, તેની રાસાદિક લીલાઓદ્વારા તેના અજબ પ્રેમની વાતો કહે છે. વળી તે પ્રેમની વાતો સીધી ન કહેવી પડે તે માટે ભ્રમરને ઉદ્દેશીને પ્રેમનો માર્ગ અટપટો છે ને કૃષ્ણ પ્રેમસ્વરૂપ છે તેથી તેના અટપટા પ્રેમની વાત કોયલ, ભ્રમર, ભુજંગના દ્દષ્ટાંતથી કરી તેના ધર્મયુક્ત ધર્મી સ્વરૂપનું વર્ણન કરે છે. તથા પરશુરામ, શ્રીરામ વગેરે અવતારોમા તેની લીલા આવી અટપટી હતી તે કડવા ૧૧મા જણાવી છેવટે કહે છે કે આ બધી લીલા સભારતા, તેની મન ઉપર અસર થાય છે ને તેથી મન ઘેલું થાય છે.

ગોપીજનોની આ વાતો સાભળી ઉદ્ધવજી તેમના ભાવ સમજ્યા, તેમનુ હૃદય દ્રવ્યુ, ને આખમાથી અશ્રુ સરવા લાગ્યા, તેમ છતા આ દ્રવેલા હૃદયમા પાછુ જ્ઞાન સ્વાર થઈ ગયુ ને કડવા ૧૫ થી ૨૦ સુધી જગત, જીવ અને પરમાત્મા સબધી બ્રહ્મવાદની વાતો જોગશોગથી કરવા લાગ્યા. પણ ગોપીજનોના મન કૃષ્ણમા સ્તબ્ધ (જાણે ચિત્રામણ લખીઆ-પદ-૬) હતા. તેમના જ્ઞાનની આ શુષ્ક વાતોની જરાયે અસર ન થઈ; ઉલટું યોગ, સન્યાસ ને મોક્ષને ન ગણતા ગોપીઓ ઉદ્ધવજીને કૃષ્ણ-પ્રેમમા તરબોળ કરે છે ને કૃષ્ણલીલાનાં સ્થળ બતાવે છે આમ દશમ સ્કધના ૫ થી ૩૨ અધ્યાય સુધીનુ રહસ્ય ઉદ્ધવજીને તેઓ સમજાવે છે ત્યારે ઉદ્ધવજી પોતે જ્ઞાની હોવા છતા પોતાને 'મદધી' કહે છે ને ગોપીચરણરજ મેળવવા માટે વૃન્દાવનની લતા થના ઇચ્છે છે

છેલ્લા કડવામાં ભ્રેદેવે પોતાના જીવનને લગતી કેટલીક વાતો લખી છે.

"ચક્ષુ રહિત અનુદિન ઉદ્યમ, કરવું ભ્રમર-ગીતા તણું;
અર્થ એકિ ન જાણું, સ્વત બોલાવ્યુ તે મિ કહ્યું. (૩)

વિદ્વાનોની પરીક્ષા શ્રીભાગવતના નાનદાગ યાવ છે. તે પ્રથમા કૃષ્ણપ્રેમ અને લીલાની ગૂઢ વાતો છે, તે સમજવી મુશ્કેલ છે તેથી કવિ કહે છે કે એ ગૂઢ વાતોમા હુ ચક્ષુરહિત છુ છતા, તે સમજવા અનુદિન -રોજ પ્રયત્ન કરું છું. શ્રીવલ્લભાચાર્યજી ગુજરાતમા ત્રણ વખત પધારેલા. તેમની છેલ્લી યાત્રા સ. ૧૫૮૫મા હતી. વળી શ્રીગુસાંઈજી પણ ગુજરાતમા સં ૧૬૦૮ પહેલા પધારેલા. આ વખતે ગુજરાતમા રાણા વ્યાસ જેવા ઘણા પંડિત ભક્તો શ્રીભાગવતના સારા અભ્યાસી હતા. તેઓ શ્રીવલ્લભાચાર્યજીના શિષ્યો હતા. આવા કોઈ ભક્ત પંડિતની મંડળીમાં ભ્રેદેવે શ્રીભાગવતનું શ્રવણ કે વાચન સતત કર્યું હોય। તેથી કવિ પોતે કહે છે કે 'અર્થ એકિ ન જાણું, સ્વતઃ બોલાવ્યું તે મિ કહ્યું." આ ભ્રમરગીતાનું ટિપ્પણ વાચતાં ખ્યાલ આવશે કે તેણે મુખ્ય આધાર શ્રીસુબોધિનીજીનો લીધો છે. એ વાત સાચી છે કે તેણે આ વાત સ્પષ્ટ લખી નથી પણ ગોધમ-પણે જણાવી છે.

શ્રીગુસાઈજીએ સં. ૧૬૧૭માં અડેલ છોડયું ને સં. ૧૬૨૨માં ગોકુલમાં વસ્વા ત્યારથી ભાવાત્મક પુષ્ટિમાર્ગ-સંપ્રદાયનું સ્વરૂપ વિકસ્યું છે. ને તેનું દર્શન આપણે બીમ વૈષ્ણવની રસિક ગીતામાં સ્પષ્ટ-પણે જોઈ શકીએ છીએ.

ભ્રેદેવ ભ્રમરગીતાને રઢિયાળો રાસ કહે છે. તે ઉપરથી એમ લાગે છે કે તેણે જૂની રાસ પદ્ધતિનું અનુસંધાન સાચવવા પ્રયત્ન કર્યો હોય। તેની કવિતા ઉર્મિમય અને આત્મલક્ષી હોય તેમ લાગે છે. વળી તેણે "સ્વીકારેલા રાગ પણ ધન્યાશ્રી, વૈરાટી,

(વીગડી) સામેરી, રામગ્રી, સારગ, કેદાર, વસત જેવા નરસિંહના પદોમા જણાતા પસદ કર્યા છે બેશક પદો પછી એ ચાલુ દેશી પ્રયોજે છે જે પણ વસ્તુસ્થીતિયે ઉપરના રાગોમા ગવાય છે" (કવિ ચરિત પા-૩૦૫) વળી નરસિંહ મહેતાની ચાતુરીની પદ્ધતિના નાના નાના પદમય કડવા એણે આ કાવ્યમા આપ્યા છે, તેથી તેના ઉપર નરસિંહ મહેતાની અસર હોવા સભવ છે ભ્રમરગીતાનુ ૯મુ પદ ઝૂલણામા છે પ્રેમાનદ અને દયારામ જેવા સમર્થ કવિઓ ઉપર પણ આ ભ્રમરગીતાની અસર માલમ પડી આવે છે "કાલા સઘલા હોયે કૂડે ભરા" એ પદ ઉપરથી જાણે રસિક ભક્તકવિ દયારામને "શ્યામરગ સમીપે ન જાવુ" એ ન સ્ફુર્યું હોય!

આ કવિના આજ સુધી અજ્ઞાત બે કાવ્યો મને સ ૧૮૦૫ અને સ ૧૮૦૬ની હસ્તલિખિત પ્રતોમાથી મળી આવ્યા છે. તે ઉપરથી એમ લાગે છે કે કદાચ તેણે આખી કૃષ્ણલીલા કાવ્યમા કહી હોય તેણે **પંથડો** નામે કાવ્ય રચ્યુ છે તે નરસિંહ મહેતાના રચેલા "મદન સાહેલડીરે, કે હી ડતિ લડસડતા ડગલા" જેવુ છે આ બન્ને કાવ્યો નીચે મુજબ છે

(૧) રાગ ગૌડિ—આખ મિચામણીનુ પદ, હસ્ત પ્રત સ. ૧૮૦૬? પાનુ ૨૬૨,

વૃન્દાવન રલીઆમણુ રે, રુડા રામ રમે રે,
તાહા છે કૃષ્ણ કોડામણા, સહુકોને ગમે રે (૧)
મોર કરે રે ટૂહુકડા, બોલે કોએલ કાલિ;
સોલ કલા સોહિએ ચાદલો, રુડિ રાત અજુઆલી (૨)
આવો ને આખ મિચામણી, હરિજી રમવા તેડે;
આપાપે આગલથી સચર્યા, ગોપિ સરવ કેડે (૩)
હસીને હરિ કરે મરકલા, ચિકમ દે છે તાલી;
સરસ સોહાવે સુંદરી, રુડિ રાત અજુઆલી (૪)

ારી તે નવ જોબના, સરવ ભાંમર બોલી;
રૂપ મનોહર માનની, પેહેરી નવરંગ ચોલી. (૫)
પેહેરી પટોલી ચંદુડી, કાને કુંડલ ઝલકે;
હાર નાગોદર કંકન, કટિમેખલા ખલકે. (૬)
માગ સિંદુરે પૂરીઆં, ઢલકે શીર વેણી;
કેસર તિલક સોહમણું• નયણે મિસજ જીણી. (૭)
પરઠણ લાગી પદ્મની, પેહેલાં હરિજીનો વારો;
સાંભલ રે કહૂ સામલા, એક અખેર। સારો. (૮)
એણી પરે આંખ મીચાડજ્યે, જેમ ના શકે હેરી;
સાન કરે સરવ સુંદરી, રખે ખલકે ચૂરી. (૯)
વિછૂડા વાજે ઘણા, પગ પરહોંજી છાના;
ચોદેસે જાઓ જુજુઆ, પછે કુણે સાંસે. (૧૦)
વૃન્દાવનને ઓલવે, ગોપી જઈ ગોહિ;
આંખ ઉઘાડીને જોઈ અું, ગોપી કંઈ એ ન દિઠી. (૧૧)
પેર કરી પીતાંબરે, વાહિ વેણ રસાલી;
મદન જગાવ્યૌ માનની, સરવ આવી ચાલી. (૧૨)
ત્રણલે નાદે વિઠલે, રંગ રાધા ઝાલી; × × × × (૧૩)
સર્વ વિમાસે સુંદરી, આપણુ કીમ કરીશું;
એ બળીઓ ગોવાલીઓ, એને કીમ આલીશું. (૧૪)
આલોચે મૃગલોચની હાવે (કીમ) કીજે, × × × (૧૫)
અદ ક્ષણ અલગૌ ન મોકીએ, ઉરઅંતર સંગ લીજે;
સમરથ સ્વામી ઐદેવ તણૌ, તેણે ગુણ ગાઇ જે. (૧૬)
(૨) રાગ-વેલા ઓલિ પંથડો-સં. ૧૮૦૫-હસ્તપ્રત પાનું ૬૩.
પંથડા નિહાલતીરે, પેખતી પીતાંબર પગલાં;
મનસા ઘેલડી રે, ભરતાં ડગમગતાં ડગલાં. (૧)

સ્વામા સ્વામને રે, દીઠું મારગડો મારગમાં જોતી;
વહાલો ક્યાહાં મલેરે, ગોપી આસુડા લોહતી. (૨)
જોબન જાલવૂં રે, જાણૂ સખી ભૂધર ભેટ કરેશ;
જો હરિ નહિ મલે રે, તો માહારા પાપી પ્રાણ તજેશ. (૩)
જો હરિ નહિ મલે રે, વીષડા ઘોલીને પીયેશ,
જો હરિ નહિ મલે રે, હઈડું ફાડી પ્રાણ તજેશ. (૪)
ચાલો ત્યાહાં જઈએ રે, જ્યા શ્રીજમુનાજીને તીર,
ઇહા હરિ બેસતા રે, જમતા કરમદડો ને ખીર (૫)
વજાડતા વાસલી રે, ગોપિકા ગાતી સઘલી ગીત,
તે કીમ વિસરુ રે, માહારા પુર્વ જન્મની પ્રીત. (૬)
નેણે નીર ઝરે રે, ચતુરા ચીર ચડે લોતી,
જાઈ પૃછ્યુ દ્રુમને રે, ગોપી વનવનમાં જોતી (૭)
શોધતી સુંદરી રે, જેમ વનં ટલવલતી હરણી,
ચકોરી ચંદ્રવિના રે, જેમ અંધારી રજની. (૮)
વિલખંતી ગ્રેહણી રે, વહાલું વન્દાવન મંઝાર,
બેદેવનો સ્વામી મલ્યો રે, પ્રભુ મારી આવાગમન નિવાર. (૯)

(૯) **ભીમ વૈષ્ણવ** (સં. ૧૬૩૦) બેહેદેવની ભ્રમર ગીતા જેટલું લોકપ્રિય આ કવિની રસિકગીતા, રસગીતા, ઉદ્ધવગીતા અથવા ભીમગીતા મૂળ ૧૩૫ કડીવાળું નાનું કાવ્ય છે. તેમા તેણે ‘ઉદ્ધવના વ્રજગમનનો પ્રસંગ મધુરી વાણીમાં આપ્યો છે.

આ કવિના જીવન અને કવન ઉપર એક લેખ અનુગ્રહ માસિક વર્ષ ૨૧ના અંક ૨માં પા. ૯ થી ૧૧મા મેં લખ્યો છે. તેના જીવનની હકીકત બસો બાવન વૈષ્ણવ ભા. રૂજાની વાર્તા ૨૩૭માં છે. તેમા તેનુ સ્પષ્ટ નામ નથી પણ વાર્તાના વર્ણન ઉપરથી તે રાજા આ ભીમ છે તે સમજી શકાય તેમ છે. પોતે વૈષ્ણવ થયા પછી રાજ છોડી મોટા ભાગે વ્રજમા વસ્યા હતા.

સૌથી પ્રથમ આ કાવ્ય ગુર્જરાતી પ્રેસના કાવ્ય દોહન ભાગ ૭માં છપાયું હતું ત્યાર પછી ડૉ. એ. જે. તારાપોરવાળા સંપાદિત

સાંભળી પોતે કૃષ્ણભક્ત હોવાથી રાજી થયા, અને તેથી પોતાનું આતિથ્ય થયું માની, ગોકુલની પ્રશંસા કરવા લાગ્યા.

હવે ઉદ્ધવજી ગોપીજનોને મળ્યા, ત્યારે પોતે જ્ઞાની હોવાથી હૃદયમાં ગોપીભાવની ઉત્તમતા વસી હોવા છતાં. બહારથી તેમના ભાવની ઠેકડી કરતા કહે છે. "અતિ અજ્ઞાન જાણું જે, તેણે તમો વલવલો" તેના કરતાં યોગથી હૃદયમાં ધ્યાન ધરવાથી હરિ જલદી મળશે એમ ૩૩ થી ૩૭ કડીમા જણાવે છે.

તેનો ઉત્તર આપતા ગોપીજનો કહે છે કે તમે હરિ કહો છે તે ઇશ્વર અક્ષરબ્રહ્મના અધિપતિ છે. તેમાં ઐશ્વર્યાદિ ૭ ધર્મ છે તે ઘણું ઘણું તો સર્વ પ્રકારના ઐશ્વર્યાદિ ૭ ધર્મવાળી સુખ સંપત્તિ કે મોક્ષ આપે પણ તેમનાથી ભક્તોના રસાત્મક ભાવો સંતોષાઈ શકે તેમ નથી કડી ૩૮). પછી કડી ૩૯મા કહે છેઃ જેમ વિષ માણસને મૃત્યુ પમાડે છે એટલે જડ બનાવે છે તેમ યોગ વગેરે ધર્મો તો આત્માને જડ બનાવે છે. .વળી યોગના ધ્યાનથી આત્માના દર્શન થાય પણ પરમાત્માના સ્વરૂપનું દર્શન તો ન થાય. તેથી તેવું ધ્યાન ગર્દભસ્વારી, ઉધાર દોકડા, મશાણ શયન, કુસુંબા કાપડો વગેરે જેવું છે. જ્યારે રસાત્મક એવા કૃષ્ણ પરમાત્માનું મિલન ગજસ્વારી, રોકડ રકમ, સજ્યા શયન, તથા રેશમી કાપડા જેવું નિત્ય સુખકર છે. એમ ૩૯ થી ૪૭ કડીમાં સદૃષ્ટાંત સમજાવ્યું છે. પછી આ રસજ્ઞ કવિ ભક્તિ ને યોગનો તફાવત કડી ૪૪ થી ૫૦ સુધીમાં સમજાવે છે અને કહે છે કે કૃષ્ણ સાથે અમારાં મન મળી ગયાં છે હવે યોગ અને ધર્મની વાતોથી એ મન ચળી બીજે વળવાનાં નથી. પછી કવિ વેદનાં સાધનોને કૂતરાંના ભસવા સાથે સરખાવે છે. તેનાથી જીવ સંસારથી સાવધાન થાય. બ્રહ્મા ને મહાદેવ મનના ધ્યાનથી ઇશ્વરનાં દર્શન ઇચ્છે.છે પણ તેથી શું? પછી રોષમાં આવી ગોપીજનો કહે છે કે કૃષ્ણને કહો કે કુબ્જાને યોગ

શીખવે અને હવે સીધું કહે છે કે કુબ્જા સાથે પ્રીતિ કરતાં તેમને વિચાર ન આવ્યો પણ તેથી અમને લાજ આવે છે. પણ પછી કહે છે કે તેમાં તેનો દોષ નથી, એ તો ત્યાંના કુસંગનો પ્રતાપ છે; અને કટાક્ષમાં કહે છે કે કૃષ્ણ હવે કુબ્જાવલ્લભ કહેવાવવા જોઇએ. પછી પોતાનાં પ્રેમ–તરવારની વાત કહે છે. '

"પ્રીત તરવાર બાંધી રે, પગ રે પાછા ફરે;
તે–પેં મરણ ભલું રે, જીવીને શું કરે? (૬૭)

જેમ સિંહના વનમા બકરી ચરી શકતી નથી તેમ આ પ્રેમ–પંથમાં મર્યાદાધર્મી ટકી શકે તેમ નથી. અમે આહીર જાતિના છીએ, અમે તો હરિને રસગીતના ગાનથી નચવી જાણીએ, તેને અગે સર્વસ્વ સોપ્યું છે. વગેરે કહી હવે ગોપીઓ પોતાના હૃદયની વાત કહે છે.

**રસાત્મા કૃષ્ણ વ્રજમાં છે, મથુરામાં નથી.**

અમારો નાથ ઉદ્ધવ રે, મથુરા નથી ગયા,
રખે દૃષ્ટ ન લાગે રે, નયણામા છીપી રહ્યા. (૭૫)
એ સ્વરૂપ સંબંધ નથી રે, જુઓ પોથાં કથી;
વ્રજમાં વિહાર કરે રે, તે તો તમો દીઠા નથી. (૭૬)

પછી ઉદ્ધવજીને ગોપીઓ કહે છે મલ્લ અને કંસ વધ કરનાર કૃષ્ણ ઐશ્વર્યાદિ ધર્મવાળા છે. વળી તમને આ પ્રેમપંથમા ગમ ન પડતી હોય તો જ્યાં ત્યાં સુખથી ફરો.

હવે ગોપીઓ કહે છે આ રસાત્મા કૃષ્ણ અમારા નયનમાં વસ્યા છે તેથી જેમ પ્રથમ રાસાદિ લીલાદ્વારા સમૂહમા સુખ આપ્યુ તેવું સુખ અમને મળતું નથી; તેથી વિરહ વેદના થાય છે. આમ તેમની સચોટ વાણીથી ઉદ્ધવજીને અસર થઈ; અને નારદ-પંચરાત્ર પ્રમાણે માહાત્મ્યજ્ઞાન યુક્ત ભક્તિથી ભગવાન મળે છે તે ભ્રમણા તેમની ભાગી અને જ્ઞાન ગર્વ ટળ્યો. હવે ઉદ્ધવ ગોપીપદના સ્પર્શની ઇચ્છા કરતાં કહે છે કેઃ

"સર્વને દુર્લભ ઘણું રે, ગોપીને સુલભ હરિ,
તેની તગો ભક્તિ પામ્યા રે, કોણ પુણ્ય કરી." (૯૯)

હવે પછી પોતે વ્રજભક્તિની ઇચ્છા કરે છે અને ગળગળા થઈ મથુરા જાય છે ને કૃષ્ણને કહે છે કે:

"હુ તો અતિમંદ પ્રભુ રે, વ્રજ નિંદા કરી,
મહા અપરાધ પડચો રે, જીવ્હા પાપે ભરી (૧૧૭)
મેતો કઈ લહ્યુ નહી રે, મહાકર્મજડ હુતો,
વ્રજ-પદરજ વંદી રે, હવે કાંઈ થયો છતો (૧૧૮)

છેવટે ગોપીઓના સત્સંગની ઉત્તમતા બતાવતાં કહે છે કે:

"તમને તે જાણે રે, જેને સત્સંગ રે,
જેને એક મન પ્રભુ રે, તમો-શું રંગ છે" (૧૨૧)

છેવટે કૃષ્ણની વિરહ તાપાત્મક ભક્તિ પુનઃ ભારતમાં સ્થાપવા શ્રીવલ્લભાચાર્યજી અને શ્રીવિઠ્ઠલનાથજી પ્રગટ થયા છે તે વાત કરી, કડી ૧૩૭ માં નૃસિંહ મહેતાના સંદર્ભમાં કહે છે કે:

"વ્રજમા ભક્તિ ઘણીરે, શિવ જાણે સહી,
વળી કોઈ રસિક જનરે, તેહને સુધ લહી."

સુધ-ને ઠેકાણે લીલા શબ્દનો પાઠભેદ મલે છે જો કે બન્ને પાઠભેદ નૃસિંહ મહેતા માટે અનુકુળ છે. વળી શિવજીનો આ કડીમા ઉલ્લેખ પણ ધ્યાન ખેચે તેવો છે.

છેવટે કવિ કહે છે કે આ ગ્રંથની રચના શ્રીવલ્લભાચાર્ય વગેરે આચાર્યપ્રવરો, સુરદાસ નૃસિંહ વગેરે ભક્તપ્રવરોના હૃદયમા વસેલી ગોપી ભક્તિના અનુભવ ઉપરથી કહી છે.

વ્રજની ઊંચી દશારે, સુહુ કોઈ મન ધરી,
તે માંહેથી કર્ણિકા કાઢીરે, રસિક-ગીતા કરી. (૧૪૩)

ભીમની આ રસિક ગીતા મહા ભક્ત કવિ નંદદાસજીન

વ્રજભાષાના ભ્રમરગીત સાથે સરખાવી શકાય તેવી ઊંચી કક્ષાનો આ એક ૧૩૫-૧૪૫) કડીનો સળંગ સુંદર કાવ્યગ્રંથ છે. ગુજરાતી ભાષામા આવું ભાવસમૃદ્ધ કાવ્ય ભાગ્યે જ જોવા મળશે.

(૧૦) હરિદાસભાઈ : (સં ૧૬૬૦ થી ૧૭૭૦) તેઓ ભરૂચના વતની હતા; પણ શ્રીગોકુલનાથજીના સેવક થયા પછી શ્રીગોકુલ વસ્યા તેમણે અનુભવાનંદ, વિરહ ગીતા, રસમંજરી વગેરે અનેક ગ્રંથો રચ્યા છે. તેમનાં પુત્રી ગોમતીબેન પણ ભક્ત કવયિત્રી હતા. તેમણે કમન-રસ નામે એક મોટો આગલ્યનો કાવ્યગ્રંથ લખ્યો છે

તેમણે ભ્રમરગીતાના અનુકરણમા વિરહગીતા લખી છે. વિરહગીતાનો વિષય શ્રીવિઠ્ઠલનાથજીના ચોથા પુત્ર શ્રીગોકુલનાથજી વિષેનો છે. શ્રીગોકુલનાથજીનો અસાધારણ પ્રભાવ તેમના ભક્તો ઉપર હતો, અને તેમના ભક્તો તેમને પરમાત્મા માનતા. જ્યારે શ્રીગોકુલનાથજી લીનામા પધાર્યા (વિદેહ થયા) ત્યારે તેમના ભક્તોને તેમનો વિયોગ અગ્નિ પેઠે દઝાડવા લાગ્યો. આ વિરહ તાપથી બચવા માટે બીજું બાહારનુ કોઈ સાધન ન હતુ તેથી પ્રભુને ગાનદ્વારા હૃદયમા પધરાવી. તે વિરહતાપ શમાવવાનો એક જ ઉપાય હતો. તેથી તેમના અનેક ભક્તકવિઓએ શ્રીજીના જીવન ને લીલા અંગે અનેક ભાવ-સમૃદ્ધ ગ્રંથો લખ્યા છે. વિરહગીતા આવી તાપાત્મક વિરહભક્તિનુ ફલ છે, જેમાં શ્રીગોકુલનાથજીનુ જીવનચરિત્ર, દિનચર્યા અને મહા-ઓચ્છવનૂ સુંદર વર્ણન છે. આ કાવ્ય ગ્રંથના ૩૦ પ્રભાવમાથી ૨૬ પ્રભાવ મળે છે. શરૂઆતના વિરહના બે ધોળ છે, તેમા કવિ કહે છે. વિરહ ભક્તિ સંયોગ ભક્તિ કરતાં શ્રેષ્ઠ છે

વિરહ સંયોગ વિચાર કરતા, શ્રેષ્ઠ વિરહ કહ્યો તે,
એ શ્લોક શ્રીમુખે કરી કહ્યો, સહ ગ્રંથ પ્રસિદ્ધ છે જે. (૪)

પર્જર્ય કે તેહને દેખીયે, સર્વત્ર તે તે તેહ,
પૃષ્ટભાગ તેહને દેખીયે, સઘલી દિશોદિશ તેહ (૫)
સંજોગ્ય શૃંગાર તે પ્રથમ છે, પછે શ્રેષ્ટ તે વિરહ શંગાર,
સહૂ ગ્રંથ-મતે તે પ્રસિદ્ધ છે, ફલ પ્રકરણે કહ્યો વિસ્તાર. (૬)
જયમ ભૂખ વિના અન્ન ના રુચે, વિણુ તરસ ન જલ-સ્વાદ,
તડકા વિણુ જાણે નહિ, કો છાયાનું સુખ માધ. (૭)
એમ વિરહ વિણુ તે ન લહે, સંજોગ્ય-તણું સુખ સાર,
વિરહ તે તેહને ઉપજે, જ્યાહાં પ્રભુજીની કૃપા અપાર. (૮)

ત્રીજા ધોળમાં ભક્તોનો આ વિરહ જોવા એક સખીને મોકલે છે, તે વિષે કવિ લખે છેઃ

ધોલ વિરહનું સાંભલી, પ્રભુ મનમાં કર્યો વિચાર;
સખી એકને મોકલી, જોવા સર્વ પ્રકાર. (૧)
જે આગળ કરે વિનતી, વિરહણી સૃષ્ટિ-સમાજ,
પ્રભુ નિકટથી આવ્યાં તમો, શું તું-શું કીજે અમો આજ. (૨)
પેહેલે પ્રાગટ્યે સાંભલ્યું, એક ભ્રમર આવીઓ તેહ,
તે છપદ કશું સમજે નહિ, જે કેહેવો હોય નેહ. (૪)
વલી પુરુષ જાતિ મોકલ્યો, ઉદ્ધવ સુણ્યો તે પાસ,
તે સ્નેહ વિરહ જાણે નહિ, ને કૌકટ વાઢે ઘાસ. (૫)

આ ઉદ્ધવજી અને ભ્રમર મુખ્ય જ્ઞાની ભક્ત હતા, રસાત્મક માર્ગમાં તેમનો પ્રવેશ ન હતો; તેથી ગોપીજનો પાસેથી પ્રેમ ભક્તિ સાંભળી પણ તેની તેમને બરાબર અસર ન થઈ. જ્યારે અહીં શ્રીગોકુલેશજી, તેમની સખી અને વિરહી ભક્ત. સમાજ બધાં રસાત્મક માર્ગનાં છે. તેથી આ વિરહગીતામાં એકવાક્યતા છે. તેથી કવિ કહે છે કે.

હવે મનસા શુદ્ધ કરી સુણો, એકમનાં અહ્મારી વાત,
**ભ્રમર** ગીતા રીતે કહું, વિરહગીતા સાક્ષાત. (૮)

ભ્રમરગીતામા જેમ શ્રીકૃષ્ણના ચરિત્રોનુ વર્ણન આવે છે તેમ વિરહગીતામા શ્રીગોકુલેશપ્રભુના વિરહની શાતિ માટે તેમનુ આખુ જીવન અને તેમના જન્મ ઉત્સવનુ વર્ણન સખી આગળ શ્રીગોકુલેશ પ્રભુનો વિરહી સમ જ-ભક્તો કહે છે એક રીતે આ ગ્રથ ઐતિહાસિક ગ્રથ છે અને શ્રીગોકુલેશપ્રભુના ઉમદા જીવનની નોધપોથી સમાન છે. આ ગ્રથ અનુગ્રહ માસિક ગ્રથાક ૧૪ના ૧૧-૧૨ અકમા મે પ્રગટ કર્યો છે.

(૧૧ **વિશ્વનાથ જાની** કૃષ્ણના માતૃપ્રેમ અને જશોદાના અપત્ય-વાત્સલ્ય ભાવ અને માર્દવભાવનુ દર્શન કરાવતો એક ઉત્તમ કાવ્ય ગ્રથ **પ્રેમ-પચીસી**-પચીસ પદોનાળો આ કવિનો રચેલો ગ્રથ છે. આ કાવ્ય સૌથી પ્રથમ પ્રાચીન ગુર્જર કાવ્ય નામના ગ્રથના પા ૮૨થી ૧૧૮મા પ્રગટ થયુ છે આ કવિના રચેલા સગાળ ચરિત્ર અને મોસાળ ચરિત્ર ઉપરથી કવિ પાટણનો વતની તથા સ. ૧૭૦૮મા તે બન્ને કાવ્યગ્રથો રચ્યા હોવાથી હયાત હતો એમ કવિ ચરિતમા જણાવ્યુ છે વળી આ કવિની રચેલી **ચાતુરી ચાલીશી**ની ખડિત પ્રત પ્રાચીન સાહિત્યના અભ્યાસી શ્રી ભોગીલાલ સાડેસરાને મલી હની તેમા ૧૦ પદ છે

આ ચતુર, ચાતુરી કે ચતુરા ચાલીશીની એક પ્રત પ્રાચીન ગુજરાતી સાહિત્યના સારા સશોધક તથા સગ્રાહક ડૉ શ્રી મજુલાલ ૨. મજમુદાર તરફથી મને જોવા મળી હતી તે હસ્તલિખિત ગ્રથમા શરૂઆતમા (૧) નરસિહ મહેતા ને ગોવિંદના પ્રભાતિયા અને (૨) રઘુનાથકૃત ઉદ્ધવ સદેશ છે. ત્યાર પછી તે અક્ષરો કરતા જુદા સુંદર અક્ષરોમા ૩) 'અથ ચતુર ચાલીસી લખી છે' એમ શરૂઆત કરતી ૪૦ પદોની અખડ પ્રત પા ૧ થી ૩૮ સુધીમા છે ત્યાર બાદ (૪) રસિક રાસ કે રાજ નામનો વિશ્વનાથ વિરચિત રાધાકૃષ્ણ પ્રથમ સમાગમ વર્ણન નામનો અષ્ટમો વિનોદ પુરણ સમાપ્ત

ઇતિશ્રી એમ છે તે ગ્રંથના પાના ૧ થી ૪૦ છે આ રસિકરાજ ગ્રંથ વિશ્વનાથે સં ૧૫૬૨ જેઠ સુદ બીજ ને વાર ગુરુ લખ્યાનો તેમા ઉલ્લેખ છે

"સંવત ૫૬ (૨) બાસઠો જ, તે જેષ્ટ સુદિ તિથિ બીજ
વારગુર ને ઇદુ બંધ ગ્રંથ પરાણુ રીજ ' (૯ )
વિશ્વનાથ કર જોડી કહે રે, કૃષ્ણ રાધા પાસ
અંધાર અગ્નાને પમાડો નાશ ૯૭)
મનિ મોહોટાને નમુ હું, નમુ ગુરુને ચરણ,
(ન)મુ રાધાકૃષ્ણુને જે રાખ હુ ને શર્ણ (૯૮)
ગાયત્રીને હુ નમુ, મનથી નમુ વાણી વેદ (૯૯)
× × × × × ×
ચાતુર જનનો ગ્રંથ છે એ રસિકનો છે રાજ,
નાથ કર જોડી કેહે છે, જે જે શ્રીમાહારાજ (૧૦૦)
શીખે ભણે ને ગાયે સાભલે, તેની પોચે આસ,
વિશ્વનાથ કર જોડી કેહે છે, ચરણે રાખો માહારાજ ૧૦૧)

જ્યારે આ કાવ્યની રચના સાલ સં ૧૭૬૨મા દનપતરામ હસ્ત લિખિત ગ્રંથ સૂચી નં ૨૦૯મા આપી છે જે પ્રત સં ૧૮૩૭ની ઉતારેલી છે જ્યારે પ્રો શ્રી મજમુદાર વળી હસ્તપ્રતમા ઉતાર્યાની સંવત નથી પણ પ્રત જોતા ૧૮મા સંવતની લાગે છે

(૧) પણ રસિકરાજનો કર્તા વિશ્વનાથ કવિ અને ચતુરચાલીસી ને પ્રેમ પચીસીનો કર્તા વિશ્વનાથ જાની–એ નામ સામ્યથી એક જ વ્યકિત હોય તેમ લાગતું નથી રસિકરાજનો કર્તા વિશ્વનાથ પોતાને જાની કોઈ ઠેકાણે કહેતો નથી જ્યારે ચતુરા ચાલીસીમા વિશ્વનાથની છાપ ૧૮ પદોમા ને જાની છાપ ૨૨ પદોમા છે, જ્યારે પ્રેમ પચીસીમા વિશ્વનાથ છાપ ૧ પદમા ને જાની છાપ ૨૪ પદેમા છે (૨) રસિકરાજના મંગલાચરણમા વિશ્વનાથ ગણપતિ અને સરસ્વતીની પ્રાર્થના કરે છે જ્યારે વિશ્વનાથ જાની ચતુરા ચાલીશી

કે પ્રેમ પચીસીમા મંગલાચરણ ન કરતા સીધો કાવ્ય રચવા માડે છે. (આવો પ્રયત્ન નંદદાસજીએ ભ્રમરગીતની રચના વખતે કર્યો છે ) તેમ છતા તેના ભક્તિ ભાવના દર્શન કાવ્યમા બહુ સુદર રીતે થાય છે.

તેવી રીતે મે સાળા ચરિત્ર અને સગાળ ચરિત્રના વિશ્વનાથ અને વિશ્વનાથ જાની એક હોય તેમ લાગતું નથી. તે વિષે નક્કી નિર્ણય માટે વધુ અભ્યાસની આવશ્યકતા છે મો ચ વાળા વિશ્વનાથ મંગલાચરણમા શ્રીદામોદરજીની સ્તુતિ કરે છે ને છેવટે ૧૩મા કડવામા ફલશ્રુતિ આપતા કહે છે કે "ભાવે કરીને સાભળે તે તરે નરને નાર." જ્યારે વિશ્વનાથ જાની પોતાના બન્ને ગ્રથોમા પ્રભુ તેના ઉપર સ્નેહ રાખશે, એ ફલશ્રુતિ જણાવે છે.

"એહ પંચવીશી પ્રેમની. ગાશે સુણશે જેહ,
જાની જદુપતિરાખશે રે, તે જન ઉપર નેહ (પાનુ ૧૨૧)
સોમ પ્રભા શ્રી રાધાજી કે, દૂતી થૈને જાશેજી,
વિશ્વનાથ પ્રભુ પ્રેમે પાળશે, જે કો હરિરસ ગાશેજી " ચ ચા. પદ ૪૦

આ વિશ્વનાથ જાની પુષ્ટિમાર્ગીય ભક્ત કવિ હોવા સભવ છે તેનું રચેલુ શ્રીનાથજી વિષેનું ઘોળ એક હસ્તલિખિત પ્રતમાથી મળી આવ્યુ છે તે હસ્તપ્રત સ. ૧૮૦૦ની છે આ કાવ્ય અનુગ્રહ વર્ષ ૨૦ના અંક ૩જામા આપ્યુ છે. તે નીચે મુજબ છે

મહારા મનના માન્યા (૨) શ્રીનાથજી તમને જોવાના કોડ;
હું તો હીડુ મોડામોડ, ચીરજીવો તમારી જોડચરે. ૧)
વેણુ વજાડી રે (૨) ઘોડી જાઉ વ્યાકુલ થઈ વ્રજનાર
ગુણની વેધી ગોપિકા, ઘેર રોતા મેલ્યા બાલ્ય ૨)
સેરડીએ જોતા રે ૨) ઘોડી જાઉં સાહમો મલ્યો,
હુ તો લળી લાગું પાય; બોલાવ્યો બોલે નહી,
માહારા હઈડામા શુ થાય રે (૩)

નાથજી જોવા રે ૨) થોડી જાઉં નીસરી રે સાથ ગરૂવા ગોકુલચંદ,
સુંદર મુખને ભામણે, એહની મીઠલડીમાંહ છે રે ફંદ (૪
રીસ.વ્યા રે (૨) મ્હારા રહીએ નહિ, પેલાં દુરીજન કરતે બોલ,
અમે તો હવા છીએ વાલા, તમે તમારે તોલ રે. (૫)
જાનીના ઠાકુરરે (૨. થોડી જાઉં અમો છું અજાણ,
પ્રેમ ધરીને બોલાવજો, અમો મૂકી દીધી છે માન રે. (૬)

આ પદમા ચીરંજીવો તમારી જોડય' તે શ્રીગોકુલમાં શ્રીગોકુલ નાથજીનું સ્વરૂપ (જે શ્રીનાથજી નામે ઓળખાય છે) ને સાથે શ્રીસ્વામિનીજી બિરાજે છે તેનુ વર્ણન છે. તથા ગુરવા ગોકુલચંદ તે શ્રીગોકુલનાથજી ચતુર્થ કુમારનું વર્ણન છે. રાસલીલા વખતે ગોપીજનોને માનભાવ થયો તેથી ભગવાન અદૃશ્ય થયા. એથી દીનતા આવી કે જે પુષ્ટિમાર્ગીય પોષક છે. તે વાત 'પ્રેમ ધરીને બોલવજો, અમો મૂકી દીધી છે માન રે' એમાં આ ભકતકવિ કહે છે. તેના પ્રેમપચીસી ને ચતુરા ચાલીસીમાં આ પુષ્ટિમાર્ગીય ભાવો સારી રીતે મળી આવે છે. પ્રેમપચીસી વિષે અનુક્રમમા લખવામાં આવ્યું છે; જ્યારે ચતુરાચાલીસી વિષે કંઈક નીચે લખું છું.

પહેલે જન્મે કો પદ્મની, નોહોતો પરણ્યોજી નાથ,
જાની સમો જાંણે નહિ તે ઈમ જોડે હાથ. (પદ ૪)
વિશ્વનાથ વિને વિનંતી, રખે માનતા થોડી . (પદ ૫)
મરજાદા મનથી તજીરે, હુંને શું કરશે સંસાર,
જાનીનો પ્રભુ જો મલે રે, તો કીજે ક્રોડ વિચાર. (પદ ૬)
દઆસંધુ દામોદર પાંમી, પ્રગટ જે રસ થાશે,
વિશ્વનાથ સરખો કવિ, કલમાં કયમ ગાયો જાશે. (પદ ૧૫)·
નંદકુઅર નારે પામી, પ્રેહેવેદના સકલ વામી,
વિશ્વનાથ કેરો સ્વામી, દષ્ટ અમૃત સરખી. (પદ ૧૬)

એ જોડી જશરૂપ રસિકની, મોહનતલ રાખો મામ;
 વિશ્વનાથ સુણતાં સુખ આપે, ઘડી જાંમની જામ (પદ ૧૮)
પતિ મહલીને હોએ પ્રમદા, પુરુષોત્તમને મલશે રે;
 જાંની જુગત દેખતા, માહારી હરી રેલીમ ભલશે રે. ૨૨)
ભૂષણુ એક અંગનું આપો, તો હૈડું માહારુ હીસે;
 વિશ્વનાથ પ્રભુ સાહામું જોતાં, સરવે તાહા દીસે ૩૫।

પુષ્ટિમાર્ગીય સિદ્ધાત પ્રમાણે જેણે જીવતાં કૃષ્ણને વશ કર્યા છે તે સસારમા કે બીજી રીતે ક્યાંય ડૂબેવા નથી; તેથી મોસાળ ચરિત્રની ફળશ્રુતિ પ્રમાણે 'તરે નર ને નાર' તે તેમના માટે પ્રશ્ન નથી. પ્રેમ-પચીસીની જેટલી હસ્તપ્રતો મળે છે તેમા શ્રીનાથજી સત્ છે તેવું કે તેને મળતું મથાળે લખાણ હોય છે, તથા તે ગ્રથ પુષ્ટિમાર્ગીય સાહિત્યમા લખેલો હોય છે, તેથી પણ વિશ્વનાથ જાની પુષ્ટિમાર્ગીય હોવા સંભવ છે

**(૧૨) મહાકવિ પ્રેમાનંદ** ( સં ૧૭૦૧ થી ૧૭૭૫ )-શ્રીભા. -૧૦ સ્ક. ૪૬-૪૭ના આધારે લખાએલી આ ભ્રમર ગીતા તથા ભ્રમર પચીસી એ બન્ને એક જ પ્રેમાનંદની હોય કે ન હોય છતા તે બન્ને કાવ્યોમાં પ્રેમાનંદે જે લોકરંજનદ્વારા જ્ઞાન અને ભક્તિ રસ વહેડાવ્યા છે તે તો તેના જેવા લોકહૃદયના યથાર્થ પરીક્ષકથી જ બની શકે. વળી પ્રેમાનંદ સંસ્કૃતજ્ઞ પંડિત અને અભ્યાસી હોવાથી, તેના ગ્રંથોમાં કેટલીક વખત સુંદર રીતે બીજા ગ્રથોમાથી સુંદર ભાવ લઈને યથાર્થ ગોઠવે છે. જેમ કે કડવા ૧૨૪ મા (પા ૧૨૨) લખે છે.

મહિયારી મધુપુરને માગ્ગ, ઊભી પંથ નિહાળે,
 કુબ્જા ગોકથનું સુખ સભારી. નયણે આંસુ ઢાળે. (૬)
જમુના સાગરપેં થઈ મોટી, તો ઉલ્લંઘન કેમ થાય;
 મર્જાદા-લક્ષણુ પર્વત મધ્યે, તો ગોપ વધૂ કેમ જાય. (૭)

આના જેવી વાત ઉદ્ધવદૂતમાં શ્રીમાધવ ભટ્ટાચાર્યજી કહે છે કે "કૃષ્ણ વિના સૌ દીન બની ગયા, પણ એક શ્રીયમુનાજી મૃગલોચની વ્રજાંગઓના રડવાના કારણથી હમેશા વધતી જાય છે." વળી ઉદ્ધવજી 'ભારે પુરુષ ભકતરાજ છે' એમ વ્યંગમા કહીને ગોપીજનો મને કામભાવે ભજે છે તેથી "આહા આવશે તો ઉપહાસ થશે, તમો જાઓ તાહા ભાઈ" એમ તેમની લઘુતા ઉપર ઉપરથી કૃષ્ણ બતાવે છે. તેથી ઉદ્ધવજી મથુરાના કૃષ્ણનો વેશ ધરી રથમા બેસી ગોકુલ આવ્યા. અહી તેઓને નંદ યશોમતીના કૃષ્ણ વિરહનો સખ્ત અનુભવ થાય છે અને જ્ઞાની હોવા છતાં શ્રીકૃષ્ણમાં આ અંગેનો દોષ જણાતાં કહે છેઃ

વૈષ્ણવ મનમા ઘણું આવે રે, શ્રીકૃષ્ણને આવડું કરવુ ન ઘટે;
ઘણું ગોપલોક મનના નિર્મળા, ન આવે વસુદેવકી સોળમી કળા.'
(કડવું ૧૨૬-કડી ૨૪)

આમ વ્રજભૂમિમાનો સ્પર્શ થતા જ્ઞાની ઉદ્ધવમાં પ્રેમ પ્રગટે છે. આ ભાવ શ્રીસુબોધિનીજી અનુસાર છે. ભા. ૧૦-૪૭ની ટીકા શ્રીવલ્લભાચાર્યજી.

પછી ઉદ્ધવજી જ્ઞાનની વાત કહે છે ત્યારે 'અમે સ્યામ છીએ, અમને જ્ઞાનનો રંગ લાગે તેમ નથી;' એમ કહી યશોદામા કૃષ્ણનાં બાલચરિત્ર વર્ણવવા બેસી જાય છે ત્યારે તેમનામા ગંગાના પૂર જેવો વાત્સલ્યભાવ પ્રગટે છે. કડવા ૧૨૮માં ગોપીજનોનું આતઃકર્મ જોતાં ઉદ્ધવ નવમી કડીમા કહે છેઃ

"સ્નેહ દેખી વ્રજનારનો, ઉદ્ધવ-નયણે જળધાર;
જઈ દરશણ કરું ગોપીતણું, મારો સફલ થાય અવતાર"

કડવા ૧૨૯માં ગોપી-ઉદ્ધવ સંવાદમાં ઉદ્ધવજી ગોપીજનોને અધ્યાત્મ જ્ઞાન આપે છે તેથી કડવા ૧૩૦માં કહે છેઃ

અમૃતનો ઘટ મુખ લગી ભરિયો, ઉપર ભરિયે તે વહી જાય;
શ્રીકૃષ્ણ ભર્યા છે કંઠ-પ્રમાણે, તો કેમ જોગ સમાય!"

આ વખતે ભ્રમર આવે છે, તે જ કૃષ્ણ છે એમ માની કહે છે. તું દોઢ પશુ છે તેથી " રાધા-પંકજ પરહરી, કીધો દાસી-ધંતુરે વિશ્રામ." આમ કૃષ્ણને રોષમા દોષ દે છે; ત્યારે ઉદ્ધવજી જ્ઞાનથી તેમનું મન મનાવવા કડવા ૧૩૩મા વિવિધ દષ્ટાંતો આપે છે; ત્યારે ગોપીઓ જ્ઞાનને બોર સાથે અને કૃષ્ણને દ્રાક્ષ સાથે સરખાવી કહે છે 'કૃષ્ણ અમારે સર્વસ્વ છે. યોગ વગેરે અમારે માટે નકામા છે.'

" અમો તપ ત્રિકમજી, જપ જીવનજી, વ્રત વિઠ્ઠલજીનું કીજે રે,
સર્વસ્વ દાન હરિને આપ્યું, બીજું દાન નવ કરીએ રે "

આ ગોપી ઉદ્ધવ સંવાદથી ઉદ્ધવજી સ્પષ્ટ રીતે પ્રેમ સ્વરૂપા ગોપીજનોને ઓળખે છે અને ગોપીજનોને પગે પડી ' ધન્ય શ્રી ગોકુલ—" કહી કડવા ૧૩૫માં સ્તુતિ કરે છે

છેવટે કડવા ૧૩૬માં પ્રેમાનંદનો મશ્કરો સ્વભાવ જશોદાના મુખે બોલાવે છે.

" એટલું કહેજો દેવકીને, પુત્રનું સુખ લીધું અમો,
પાગે લાગશે કુળવંત કુબ્જા વહુનાં સુખ લેજો તમો."

પ્રેમાનંદની ભ્રમરગીતામાં બ્રહ્મદેવની ભ્રમરગીતા, ભીમ વૈષ્ણવની રસિકગીતા અને વિશ્વનાથ જાનીની પ્રેમપચીસમાથી કેટલીક સરખામણીઓ અને કડીઓ મળતી આવે છે; તેથી તો પ્રેમાનંદ જેવા અભ્યાસી લોક હૃદયજ્ઞ મહાકવિનું છાશમાંથી માખણ કાઢી આપ્યા જેવું પુણ્ય કાર્ય છે જે તેને શોભા આપનાર છે.

**'ભ્રમર-પચીસી.** શ્રીપતિ, શ્રીગુરુ-ચરણ કમળનું ધ્યાન હૃદયમાં રાખું જી.' એ આરંભિક સ્તુતિ મહાકવિ પ્રેમાનંદના બીજાં આખ્યાનોની પ્રારંભિક સ્તુતિ કરતાં જુદી પડે છે તે ધ્યાનમાં લેવા જેવું છે. પ્રેમાનંદે ભ્રમર ગીતામાં જ્ઞાન તત્ત્વ વિશેષ સમજાવ્યું છે જ્યારે ભ્રમર-પચીસીમાં પ્રેમ તત્ત્વ ઉપર વધુ ઝોક મુકાયો છે. તેમ જ્યાં દશમ

તે કવિ તે પહેલાં થયો હતો તે નક્કી છે. તેનાં બીજાં કાવ્યો જોવા મળતા નથી, પણ ગુજરાતી હાથપ્રતોની સંકલિત યાદી પા. ૧૪ માં કલ્યાણ પદ બે બૃ-કા-દો. ભા. ૭ માં છપાયાં છે, ત્યાં તેની પાદટિપમા "એ નામનો સાધુ ડાકોરમા સં ૧૮૯૦ માં હયાત હતો ( છ વિ. રાવલ) તેમ લખ્યું છે. તેથી આ કલ્યાણ જુદો લાગે છે અગર રાવળનું કથન વિશ્વાસજનક ન પણ હોય.

(૧૭) **ગોવિંદરામ** :—આ કવિની ભ્રમરગીતા ' પા. ૨૨૬ થી ૨૩૦ ) અનુગ્રહ માસિક વર્ષ ૧૯ ના અંક ૮ના પા ૨૦ થી ૨૫ મા છે. તમા મેં ગુજરાતી સાહિત્યમા થઈ ગયેલા ગોવિંદ નામના કવિઓની ચર્ચા કરી છે. વલ્લભાખ્યાનના રચનાર ગોપાલદાસ ભાઈએ નૃસિંહ મહેતા ને ગોવિંદ નામે કેટલાંક પદો લખ્યાં છે સં. ૧૮૦૫ની હસ્તપ્રતોમા મોરલીનાં બે પદ તેના છે તથા રાસલીલાનાં ત્રણ પદ પ્રો. મંજુલાલભાઈ વાળી સં. ૧૮૨૯ની પ્રતમાં છે, જેમા રસગીતા અને ચતુર્ભુજની ખંડિત ભ્રમર ગીતા છે ગોવિંદ કવિનું પ્રભાતિયું પ્રો મંજુલાલભાઈની હસ્તપ્રત ચતુરા ચાલીશીમાં છે. આ ભ્રમરગીતા ગુજરાત વિધાનસભાની હસ્તલિખિત વિભાગની નં. ૧૦૮૯ની પ્રતમાથી લીધી છે. તે હસ્તપ્રત સં ૧૮૯૭ ના શ્રાવણ સુદ ૪ની છે.

(૧૮) **રત્નો**—ઓધવજીના મહિના બૃ-કા. દો. ભા. ૧લામા મુદ્રિત થયા છે. તેની હસ્તપ્રત મલતી નથી તે ખેડાનો વતની હતો એમ સંકલિત યાદી પા. ૧૭ માં લખ્યું છે. તેની રચેલી દાનલીલાની હસ્તપ્રત **દ ૧૯૪-ઢા** ૬-૧૬ એમ બે મલે છે.

(૧૯) **વલ્લભઃ**—( સં. ૧૭૬૬ થી ૯૨ મા હયાત હતો ) વ્રજવિયોગનો ગરબો રચનાર આ કવિ જાતે ભટ્ટ મેવાડા બ્રાહ્મણ હતો. તે અમદાવાદનો વતની હતો અને વલ્લભ ધોળાના નામે ઓળખાય છે. તે માતાજીનો પરમ ભક્ત હતો છતાં તેણે શ્રીકૃષ્ણ

વિષે સારા ધોળ તથા કાવ્યો લખ્યા છે તેના જીવન અને કવન અંગે સસ્તુ સાહિત્ય વર્ધક સંસ્થા તરફથી પ્રેમાનંદ સાહિત્ય સભા-દ્વારા એક દળદાર ગ્રંથ પ્રો. શ્રી મંજુલાલ ર મજમુદારનો સંપાદન કરેલો ગયા વર્ષમાં (સ. ૨૦૧૯ માં) પ્રગટ થયો છે

(૨૦) **પ્રીતમદાસઃ**—(સં ૧૭૭૪–૧૮૫૪) તે જ્ઞાતિયે બ્રહ્મભટ્ટ અને ખેડા જિલ્લાના સંધેસર ગામનો વતની સાધુ હતો. તેના ઘણા ગ્રંથો પ્રીતમ વાણી નામે સસ્તુ સાહિત્ય વર્ધક સંસ્થા તરફથી પ્રગટ થયા છે. તેના પદો મર્મગ્રાહી અને ભકિત ભર્યા છે. તેની સરસ —ગીતા ઉપર બ્રેહેદેવની ભ્રમર ગીતા કરતા ભીમ વૈષ્ણવની રસ-ગીતાની વિશેષ અસર છે, એમ લાગે છે તેણે રસગીતાના ભાવો સરસ–ગીતામાં વિસ્તારથી સમજાવ્યા છે. તે પણ ભીમ પેઠે ઉધ્ધવજી માટે લખે છે.

"એવા જન હરિને વાહલા, જાણવે જોઈને,
જરા અભિમાન આવે, નાખે વિષ ઘોઈને (વિશ્રામ ૧–કડી ૭)

વિશ્રામ ૩ જાની કડી ૧૨ થી ૧૭–ઉધ્ધવજીના વર્ણનનુ સુરેખચિત્ર તેણે દોર્યુ છે. તેણે બ્રાહ્મણોના જાતિ અભિમાન માટે વિશ્રામ ૧૪ ની કડી ૧૬ થી ૧૯ મા સરસ લખ્યુ છે. ઋષિ પત્નીઓને તેમના પતિઓ કહે છેઃ

વિષ્ણુને લાત્ત મારી, એવા મોટા અમો,
એવુ કુળ ઊંચુ અમારુ તેને તજશો તમો;
અબળા કહે "ઉચપણુ ગણ્યુ જેણે દેહતણુ,
પછી તે અધમ થઈ, દુખ પામે ઘણુ.
ભ્રગુજીએ લાત મારી, ભલુ પણુ શુ થયુ ?
તમને ભીખ મગાવી પ્રભુનુ શુ ગયુ ?
માટે અભિમાન મૂકો, સ્વામી શરીરનુ;
દરશન કરવા દીજે જદુવીરનુ.

આ આખો ગ્રથ સમજવામા સહેલો છતા સારગ્રાહી છે. જો કે તે પુષ્ટિમાર્ગીય નથી છતા તેના પદોમા તેના ભાવો વિશેષ જણાય છે. તેણે આ કાવ્ય સં. ૧૮૩૧ મા રચ્યું હતુ. આ ગ્રથની હસ્તલિખિત પત્ર ચિ–મધુસૂદન બુટાલાને ઉમરેઠથી મલી છે તેના ઉપરથી પાઠભેદ આપ્યા છે.

**(૨૧) ભકત કવિ દયારામભાઈ.**—(સ. ૧૮૩૩ થી ૧૯૦૯) આ સમર્થ રસિક ભકતકવિનુ ચરિત્ર તથા સાહિત્ય ગુજરાતમા બહુ પ્રસિધ્ધ છે. તે વિષે જુદા જુદા અનેક સાક્ષરો તથા ભકતોએ વિવિધ દષ્ટિથી લેખો લખી તથા તેમનુ સાહિત્ય સારી રીતે સગાઘી પ્રગટ કર્યું છે અને તે કાર્ય હજી ચાલુ છે. ગુજરાતના સમર્થ તત્વજ્ઞાની અને સાહિત્યકાર પ્રો. શ્રી જેઠાલાલ ગો. શાહે 'દયારામનુ જીવન દર્પણ' એક વિસ્તૃત ગ્રંથ સં ૨૦૧૯મા તાજેતરમા પ્રગટ કર્યો છે

**પ્રેમરસ–ગીતા** (પા. ૨૭૦ થી ૨૯૨) ના પ્રથમ ત્રણ પદ ઉદ્ધવ વિષેના છે ચોથા પદમા નદજી કહે છેઃ

"આજ એક ગોકુલ વિના, આનદ આપે જકતને,
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, પીડે પ્રેમી ભક્તને. (૯).

આ પ્રેમી નદ–યશોદાને ઉદ્ધવજી જ્ઞાનની વાતો કરે છે ત્યારે તેનો ઉત્તર યશોદા કૃષ્ણના બાલ ચરિત્રોથી આપે છે નવમા પદથી ઉદ્ધવજીને ગોપીજનોની પ્રેમભક્તિના દર્શન થાય છે. તે જોતા આ જ્ઞાની કવિ કૃતકૃત્ય થયા માને છે. પછી ગોપીજનો કૃષ્ણ વિષે પોતાના પ્રેમની વાતો ૧૦ થી ૧૩ પદ સુધી વ્યંગમા કહે છે; જે ૧૪મા પદમા ઉદ્ધવજી જ્ઞાનને યોગથી ગોપીઓને મન પરમાત્મામાં પરોવા કહે છે ત્યારે તે યોગની વાતો સાભળવાથી ગોપીજનોના પ્રેમી હૃદયમા અત્યંત પીડા થાય છે એને પોતાનુ સ્વમાન ઘવાતું માની સિંહ પેઠે ઉછળી પડે છે ને કહે છે :

"અમારા ઉર સ્નેહ ભર્યો, ત્યાહાં જોગ બિચારો કયાહા ઠરે,
પારુવા ખાઈ પ્રેમના, અથડા-ને પ્રેમે મરે " ( પદ ૧૫ )

પછી પ્રેમી ભક્તની અનન્યતાની વાત કરી કહે છે

"ઝેર-સરખુ સ્નેહ પાખે, સ્નેહ તે અમૃત ખરુ." પછી દેડકા ને માછલાના પ્રેમનું અતર જ્ઞાની ને પ્રેમી વચ્ચે ગણાવે છે અને તે વાત સમજાવવા અનેક દૃષ્ટાતોની વર્ષા કરે છે. એટલામા ત્યા ભ્રમર આવી ચઢે છે, તેદ્વારા ગોપીઓ ઉદ્ધવને પ્રેમી ભક્તના ધર્મ કહે છે. છેવટે આ વાત ઉદ્ધવજીના અતરમા ઉતરે છે તેથી બોલે છે "જ્યાહા સમુદ્ર ઉનટચો સ્નેહનો, ત્યાહો જોગ કૂપનુ શુ ગજુ?" ઉદ્ધવ કહે "સહુ છોડીને, હું ચરણ ગોપીના ભજુ ?" છેવટે કવિ કહે છે "ગુરુ થાવા આવ્યા હતા પણ, શિષ્ય થયા શ્યામા તણા " ( પદ ૧૯ ) "જ્ઞાની મટીને થયા પ્રેમી ગાળી દીધો ગર્વને " ( પદ ૨૦. ) આમ આ ભક્તકવિની વાણી મર્મિક, યથાર્થ ભાવ સાધક છે તેમની પ્રેમ પરીક્ષાની ગરબી "ઓધવજી છે અળગીરે વાત એક પ્રેમ તણી ' તે પ્રેમ રસ-ગીતાના અનુસધાનમા છે.

આ ગ્રથની સ ૧૮૬૭ ની હસ્તલિખિત પ્રત તથા બે શિલાલેખની પ્રતો, દયારામભાઈના પ્રેમી અને અભ્યાસી ભક્ત વકીલ શ્રી ગોવિંદલાલ છોટાલાલ પરીખ તરફથી મને મળી હતી

(૨૨) **મુક્તાનંદ** ( સ ૧૮૮૦ની રચના ) સ્વામિનારાયણ સંપ્રદાયના પરમસત કવિની રચેલી ઉદ્ધવ ગીતામા ૧૦૮ કડવા અને ૨૭ પદ છે. તેઓ છેલ્લા કડવામા આ વિષે લખે છે કે.

"ઓધવગીતા આદરે કરિ, સુણે સુણાવે જેહ,
કમલનોચન કૃષ્ણનિ, દઢ ભકિત પામે તેહ "
પ્રેમ અચલ નગ્રનારિને, પ્રભુ સગ્ય અનત અપાર,
પદે પદે આ ગ્રથમા, વરણ્યો વારવાર.

સંવત અઢારને એંસિયો, કૃષ્ણપક્ષ શ્રાવણ માસ,
અષ્ટમી બુધવાસરે, થયો પૂરણ ગ્રંથ પ્રકાશ
દુર્ગપત્તનમા કરિ, શુભ ગીતા અર્થ ગભીર,
ગાય શીખે જે પ્રેમનુ, તેને રિઝે શ્રીબલવીર "

આ ભકત કવિ ઉદ્ધવ ગીતાને "હરિ ભક્તનો શણગાર અને સદ્ગ્રંથ કેરો સાર" ગણાવે છે તે વાત ગ્રંથ વાચતા યથાર્થ જણાય છે

આ ઉદ્ધવ ગીતાની રચના શ્રીભાગવત અનુસારે થઈ છે. તેનાં શરૂઆતના નવ કડવામાં નંદ-ઉદ્ધવ સવાદ અને ૧૦ થી ૨૦ કડવામા પૂતના વધથી વૈકુંઠ દર્શનની લીલા ગોપીઓ વર્ણવે છે. ૨૧ થી ૨૩મા ભ્રમરને ઠપકો છે. પછી ૨૫ થી ૪૭ કડવામા વાલીવધ, વામનચરિત્ર અને સીતાત્યાગ વિષે વિસ્તારથી વર્ણન આવે છે. કડવા ૪૯ થી ૫૧મા ઉદ્ધવજીની જ્ઞાનની વાતો છે. ત્યારબાદ ૫૩ થી ૭૭ કડવામાં ગોપીભાવનો ઉત્કર્ષ બતાવતુ રાસલીલાનુ સુદર વર્ણન છે અહીથી આ સત ભકતકવિનું હૃદય ખોલે છે ને રાસલીલાનું રહસ્ય સમજાવતા કડના ૫૯મા કહે છેઃ

"તમે સાચા પતિ સૌના, બિજા તે અબલાના ફ઼ દ,
પતિ જાણી પશુ તુલ્ય નારિ, પડે છે મોહને ફ઼ દ."
પતિ શબ્દનો અરથ એ છે, પાલે આલોક-પરલોક,
એવા પતિ તમે એક છો, મેટણ વિકટ ભવશોક.

વળી તેઓ રાસલીલાનું વર્ણન શ્રીસુબોધિનીજી પ્રમાણે કરે છેઃ

"બે બે વિનતારત્નને મધ્ય, થયા એક એક આપ,
અન્યો અન્ય ભુજને ગ્રહિ, કિધો સુદર રાગ આલાપ."

કડવા ૮૦મા કૃષ્ણ મથુરા જાય છે તેથી શ્રીરાધાજી મૂર્છા પામે છે કૃષ્ણ તે વાત સાભળી રાધાજી પાસે આવે છે ને ૫પાળે છે

છતા તેમની મૂર્છા વળતી નથી; ત્યારે લલિતાને કહે છે કે: "રાધાજીના પ્રેમની રીત ન્યારી છે, તેના સમાન મને કોઈ પ્યારું નથી મારે મથુરા ગયા વિના ચાલે તેમ નથી. માટે તેમની મૂર્છા વળે ત્યારે આ વાત કહેજો ને તેમની સેવા તમે પ્રેમથી કરજો."

"તમે સુંદરિ ત્યાગો સંતાપ, તમને થયો છે શ્રીદામાનો શ્રાપ,
વેગ્યે સો વરસ મારો વિજોગ, પછે પામશો પરમ સંજોગ"
(કડવું ૮૦)

અહીંથી કવિ બીજા વૈષ્ણવગ્રંથોમાંથી ગોપીજનોના પ્રેમની વાતો લખે છે.

શ્રીરાધાજી તો કૃષ્ણ ગયો પછી મોટા ભાગે મૂર્છાવશ રહેતા ઉદ્ધવજી વ્રજમાં આવ્યા. ને આ વાત જાણી, તેથી તેઓ શ્રીરાધાજી પાસે જઈ કૃષ્ણકીર્તન કરવા લાગ્યા. તે કીર્તનથી રાધાજીની મૂર્છા કંઈક વળી અને ઉદ્ધવજીને હરિદાસ જાણીને સત્કાર કરી કૃષ્ણવિરહની વેદના વર્ણવવા લાગ્યા ત્યારે ઉદ્ધવે જ્ઞાનથી મન વાળવા કહ્યું ત્યારે શ્રીરાધાજી કહે છે તમે સાચું કહો છો પણ જ્ઞાનથી મને ધીરજ રહેતી નથી અને આ ગોકુલ, ગાય, વૃન્દાવન, જમુના રાસ, ભોગ વગેરે એના એ જ છે, છતાં કૃષ્ણ વિના એ બધા અકારા ને વિષ સમાન છે એમ કહી પાછા મૂર્છા પામ્યા. કૃષ્ણ વિના આ ગોપીજનો પોતાના દિવસો કેવી રીતે ગાળે છે તેનું મધુરું ને રોમાંચક વર્ણન આ કવિએ લગભગ ૨૦ કડવામાં કર્યું છે છેવટે કડવા ૧૦૭મા ઉદ્ધવજી કૃષ્ણને કહે છે "દાસ તમારો ગોપિસખા, ન દીઠા પ્રભુ કોય, મુને જે વ્રજમાં મોકલ્યો, તમે કીધો અનુગ્રહ સોય." ભક્ત કવિ દયારામની અમર આ સંત કવિ ઉપર પડી હોય તેમ લાગે છે પદ ૨૫મા "ઓધા વ્રજના પ્રાણ આધાર મોહન વનમાળી રે" તે દયારામના 'પ્રેમ પરીક્ષા'ને યાદ દેવડાવે છે.

(૨૩) ગિરધર— (સં '૧૮૩૫ થી ૧૯૦૬) માસર નામના નાના ગામમાં જન્મેલા આ વૈષ્ણવ વૈશ્ય કવિના રામાયણ અને

શ્રીકૃષ્ણ ચરિત્ર જનતામા જેટલો આદર પામ્યા છે તેટલા બીજા કોઈ કવિના લોકપ્રિય નથી તેઓ ઘણો વખત વગેદરા રહેતા અને ભકતકવિ દયાગમના પરિચયમા આવ્યા હોય તેમ તેમના હસ્તલિખિત ગ્રથ ઉપરથી લાગે છે

શ્રીકૃષ્ણચરિત્રમા આપેલ ઉદ્ધવ ગોપી સવાદ (મથુરાખડ-અ ૨૨) નો ઊઠાવ આ કવિ બહુ સરસ રીતે કરે છે અને શરૂથી ગોપાઓનુ કૃષ્ણમા તદાત્મક સ્વરૂપ વર્ણવે છે તેમા 'જ્ઞાન અને કર્મ કૃષ્ણાર્પણ ભાવ વગરના કર્યા હોય તો તે મિથ્યા છે" તેમ તે જણાવે છે ગોકુલ જતા તેનુ પ્રાકૃતિક સૌન્દર્ય જોતા ઉદ્ધવનુ મન વીંધાય છે, ને નદ યશોદાનો પ્રેમ જોતા મન ડોલી ઊઠે છે, તેવી રીતે ગોપી જનોના ભાવ દેખી તેમનુ મન ગળી જાય છે કુબ્જા અને કૃષ્ણનુ સ્વરૂપ વ્યગમા કહેતા કવિ કહે છે કે

"બન્ને ચતુરશિરોમણિ મલીયા, નથી કોઈ ખપપુ ખોડજી
કૃષ્ણ કાળો, કુબ્જા કુબડી, સરખે સરખી જોડજી"
(અ ૨૫ કડી ૯)

આમ આ કવિ જ્ઞાન અને પ્રેમની ગભીર વાતો સાથે હળવો હાસ્ય ને વિનોદ પણ વાચકને કરાવે છે ઉદ્ધવજીના જ્ઞાન ઉપદેશ વિષે કવિ લખે છે કે "શુદ્ધ પ્રેમ પરા ભક્તિ વિના, શુષ્ક જ્ઞાન કથે છે અજાણ, જેમ તાદુલ કાઢી લીધા પૂઠે, કુશ્કા કુટે કાણ ?

આ આખુ ચરિત્ર શ્રીભાગવતના અનુવાદ રૂપે છે છતા લોકભાષામા શ્રીકૃષ્ણ અને ગોપીજનોનુ સ્પષ્ટ અને સુરેખ ચિત્ર કવિ ગિરધરે જે રીતે દોર્યું છે તેનુ કોઇએ દોર્યું લાગતુ નથી તેની કહેવાની વાત વાચકના મન ઉપર ઠસીને તેને તન્મય બનાવે છે

ગુજરાતીમા ભ્રમરગીતા રચનાર ૨૩ કવિઓ વિષે અહી કઈક પરિચય આપવામા આવ્યો છે તે ઉપરાત બીજા પણ કવિઓ હશે.

ભ્રમરગીતાનો વિષય ધાર્મિક અને શ્રીભાગવતનો છે. છતા હિંદી -ગુજરાતીમા આ વિષય ઉપર લેખિની ચલાવનાર કવિઓ બધા ધર્મ પ્રધાન હતા એમ માનવાને કારણ નથી. કેટલીક વખત વિચક્ષણ માનવ જે કંઈ સુખ-દુઃખ, આઘાત પ્રત્યાઘાત, પ્રેમ-તિરસ્કારનો અનુભવ કરે, તેથી તેના હૃદયમા જે ભાવો પ્રગટે તે વ્યક્ત કરવા માટે તેને કોઈ વસ્તુનો આધાર લેવો પડે છે આ આધાર ભ્રમરગીતાદ્વારા વ્યકત કરવાનો કવિઓને વધુ અનુકૂળ આવ્યો લાગે છે. કારણ કે આમા સમાજિક રીતે કચડાયલી સ્ત્રીઓ પોતાના હૃદયની વાત મુકત મને કરી શકે તેવી સગવડ છે. તેવી રીતે પુરુષોની પ્રકૃતિ ભ્રમર જેવી છે, તે સ્તુત્ય નથી, તેથી પ્રહાર યોગ્ય છે વળી શ્રીરામ એકપત્ની વ્રત હોવા છતા સીતાનો ત્યાગ કર્યો એ સ્ત્રીઓ માટે સમાજિક અન્યાય સમો છે. એ વ્યથા વ્યકત કરવાની અત્રે ભૂમિકા સાંપડી શકે તેવી સગવડ છે. આમ અનેક સામાજિક ચિત્રો આ ધર્મ નિમિત્ત રચાયેલા કાવ્યોમા જોવા મળે છે. ખાસ કરીને માનવહૃદયના મર્મ સ્થાનની પકડ પ્રેમાનંદને બહુ સરસ છે. તેણે યશોદાજીના ચિત્તમા "મેં શાં શાં પૂર્વે કીધાં પાપ" ગણાવ્યા છે તે તેના સમયના સમાજની માન્યતાનું સુરેખ ચિત્ર પૂરું પાડે છે,

ભ્રમર ગીતા ઉપર એક અધ્યયન લખાય તો સમગ્ર રીતે આ વિષયને વિવિધ દષ્ટિઓથી ચકાસી શકાય અને સાહિત્ય, સમાજ અને ધર્મ અંગે તેનુ મૂલ્યાંકન થઈ શકે. વળી ભ્રમર ગીતામા કૃષ્ણના શૃંગારાત્મક મનોહર સૌન્દર્ય સ્વરૂપની ભાવના છે. પણ તે કૃષ્ણ અતિરિક્ત સર્વ વસ્તુઓમા વિરાગી બનાવે છે તથા માનવ જીવનને ઉત્ક્રાન્ત કરે છે, અને જગતમા વસેલા ઉત્કૃષ્ટ સૌન્દર્ય રસાત્મક પરમાત્માનું દર્શન કરાવે છે. આવુ વૈરાગ્ય ભાવના સાથે સત્ય, શિવ અને સુંદર સ્વરૂપનુ સુભગ દર્શન બીજે થવુ દુર્લભ છે.

આ સંગ્રહમાં આવેલી ભ્રમર ગીતાઓમાં વ્યક્તિગત કવિનું

અંતર્ગત દર્શન કરતાં આ પ્રમાણે ચિત્ર સ્ફુટ થાય તેમ છે. (૧) શ્રેદેવ ઉદ્ધવજી પાસે બ્રહ્મવાદની વાત વિશેષ કરાવે છે તેથી તે બૌદ્ધિક ને તર્ક પ્રધાન છે. જ્યારે (૨) નૃસિંહ મહેતામાં ભાવાત્મક વ્યંજના વિશેષ છે. (૩) ચતુર્ભુજ અને (૪) કેશવરામ કરુણપ્રધાન છે. (૫) ભીમ વૈષ્ણવમાં બૌદ્ધિકતા, દાર્શનિક ભાવાભિવ્યક્તિ તથા ભાવાવેશ વિશેષ છે. (૬) વિશ્વનાથ જાની વાત્સલ્ય અને અપત્ય પ્રેમની મૂર્તિ છે. (૭) મહા કવિ પ્રેમાનંદ તે સમયના સમાજની આરસી છે (૮) પુરષોત્તમમાં સ્ત્રી સહજ ઈર્ષ્યા છે. (૯) સુંદર સુતમાં મૂળ કથાને સુંદર રીતે બહલાવવાની કળા, (૧૦) રઘુનાથદાસમાં પ્રેમજનિત કરુણા, (૧૧) કલ્યાણમાં વિરહ અવસ્થા, (૧૨) ગોવિંદરામમા કૃષ્ણકથાની ઝાંખી, (૧૩) પ્રતીમદાસમાં કૃષ્ણની વિવિધ-લીલા તથા બૌદ્ધિકતા, (૧૪) ભક્ત રસિક દયારામમા નિર્મળ પ્રેમ, અને (૧૫) ગિરધરમા બૌદ્ધિકતા અને ભાવાત્મકતાના સુંદર દર્શન થાય છે. જો કે સમગ્ર રીતે ભ્રમર ગીતામાં ગોપીઓની વિરહાવસ્થાની વ્યજંના વિશેષ છે.

આ ગ્રંથ તૈયાર કરવામાં અમને અનેક વ્યક્તિઓ તથા સંસ્થાઓ તરફથી—હસ્તલિખિત પ્રતો, મુદ્રિત કે શિલાલેખ પ્રતો અને કિંમતી સલાહ સૂચનો મળ્યાં છે. તે માટે અત્રે તે સર્વનો અત્યંત પ્રેમપૂર્વક આભાર માનીએ છીએ.

ખાસ કરીને પ. ભ. શ્રી ગોવિંદલાલ છોટાલાલ પરીખ ડભોઈ, કુ. શ્રદ્ધાબ્હેન મજમુદાર વડોદરા, શ્રી નંદદાસ પુરોહિત મોડાસા, પ. ભ. શ્રી પુનમચંદભાઈ સા. દેશી મોડાસા, શ્રી. પુ. હ. મહાજન પુસ્તકાલય, તથા શ્રીગોકુલનાથજી મંદિરનું પુસ્તકાલય કપડવણજ અને શ્રીકનૈયાપ્રભુ પુસ્તકાલય મોડાસા વગેરેના વિશેષ આભારી છીએ.

*

## કવિ પ્રેહેદેવ કૃત

# ભ્રમર–ગીતા

### પદ ૧

( રાગ—ધન્યાશ્રી. )

પ્રભુ, તુમને જાચૂ કરિનઈ પ્રણામજી,
મોરઈ મુખ આવઉ સુંદર–શ્યામજી !
આશા ઘણી છઈ મુજનિ તુમારીજી,
રસના રમઉ જી મુકુંદ મોરારિજી. ૧

હિમ–સુતા–સુત–ચરણિ લાગુજી,
કમલ–ભૂ–તનયા વાણી માગુજી;
ભ્રમર–ગીતા–ઈ ભાવિ જાચુજી,
પ્રેદેવ કહિ, હરિ ! આપઉ મુને સાચુજી. ૨

### કડવું ૧.

સદ્‌ગુરુ–કેરાં ચરણ ઉપાસિયે,
હરિ–ગુણ હેલાં આવે હિએ. ૧

કાંઈએક ગોપીનાં વચન પ્રકાસિએ,
વલતૂ કાંઈ એક ઉદ્ધવને કહિયે. ૨

ઢૂઢિ

એમ કહઈ કૃષ્ણજી, "સુણુઉ ઉદ્ધવ, વેગિ વ્રજ જાઉ તુમે,
બહુ સોક ધરતી અંગના, તે લજીને આવ્યા અમે. ૩
નિજ ગ્યાંન દેઈનિ પ્રિછવકે, વ્રજનાર દુઃખ આંણુઈ રખે;
[શ્રીકૃષ્ણજીએ એમ કાહાવીઉ] વહેલાં મ્યલસ્ હે સખે!" ૪
એક ઉત્તમ રથ જોતરી ઉદ્ધવ, વ્રજ આવ્યા સંધ્યા સમે;
નંદજીસ્યૂં નેહે મલીઆ, વલી જથા-જોગે સહુ નમે. ૫
અતિ આદરે ઉદ્ધવ આરોગાવીઆ, પછે કૃષ્ણજી કુશલ પ્રકાસિએ,
નંદ જસોદા કહે "ઉદ્ધવ હરિ પાસેથી આવ્યા, [૨]પ્રેમે ચરણ ઉપાસીએ." ૬

## કડવું ૨ જું

નંદજી પૂછઈ, ઉદ્ધવ ઉચ્ચરઈ,
વાત[૧] વિચારિ અન્યોઅન્ય કરઈ. ૧
જસોદા-નયણે નેહનાં જલ જરઈ,
શ્રીકૃષ્ણ-કેરા ગુણ બહુ સંભરઈ. ૨

ઢૂઢિ

"ગુણ સંભરઈ જે બકી પીધી, ઉદ્ધવને તે અરપિયુઃ
એણુઈ સકટ તરણાવંત તરુવર, વલી સર્વ સમરૂપિયુ. ૩
યહાં ઇન્દ્ર કેરુ માન મોડયૂ, વહ્નિ પીધો વ્રજપતિઃ
અસૂર મોડ્યા, નંદ છોડયા, કાંહાં લગી કહૂં વિનતિ?" ૪

---

૧. પહેલું નંદજી શું નેહે મળ્યા, પછે યથા યોગ્ય સહુને મળે ૨ શ્રીગુરુ કેરાં ચરણ ઉપાસીએ. (ગુ) ૧. વિમાસી ૨. કશી લગે

ઉદ્ધવ કહિ, "આણી દુ ખ મા આણુઉ, જમણુ જાણુઉ નરહરિ·
ઘટ-ઘટ-માહા રહ્યઉ વ્યાપિ, પ્રગટ પૂરણ શ્રીહરિ ૧
નિજ બુદ્ધિ કીધી નદનઈ, તેનુ ધ્યાન જોગેશ્વર ધરઈ
એણુઈ અનુશવિ [1]શ્રીકૃષ્ણ મ્યલસઈ," નદજી પૂછિ, ઉદ્ધવ ઉચ્ચરઈ

## કડવું ૩ જું

વાત કરતા વીતી એક જામની,
ભુવન ભુવનથી ઉઠિ સહૂ ભામની　　　૧

ગાથા ગાઈ ગોવિંદ-રામની,
નયણિ અસુ ઢાલઈ કામની.　　　૨

### ઢૂઢિ

ટામની ગોરસ મથિ તેહનુ, પ્રેમ ઉદ્ધવજી સૂણુઈ,
ગોપી બાહિર આવિયા, રથ દિઠઉ નદ-કેરઈ આગણુઈ.
"આ તેહ રથ અક્રૂરનઉ, એ વળી સ્યાને આવીઉ?
[1]એ કસ કારણિ આપણા, ઉરમાસ લેવા આવીઉ?
એણિ પ્રાણુ તઉ પહિન્ના હર્યો, હવિ પંડ ઉપર આદર્યું !"
તેણિ અમિ આવી ઉદ્ધવિ, પ્રણામ પ્રેમે-સ્યૂ કર્યું
[2]હરિજન જાંણી, લાજ આણી, આશીષ દીઈ સવિ કામની,
ઉદ્ધવ કહિ "હૂ કૃષ્ણિ મોકલ્યઉ," [3]વાત કરતા વીતી જામની　૬

---

૧ ઢગિ (ગુ)　૧ 'એ કરો કાણુ આપણુ' ૨ 'હરિ જણુ'
૩ 'મને આ પા થઈ એક જામની' (ગુ)

## કડવું ૪ થું

" સાંભલઉ છ ઉદ્ધવ ! કહૂ એક વિનતી,
મ્યલવાને આવ્યા છઉ નંદ જસોમતી ? ૧
હરિને ગોકુલ વહાલું કોએ નથી,
સુહૃદ તમારું તે છે મહાજતિ !" ૨

ઢૂઢિ

જતિ જે જયથા ગૃહસ્થ સૂં, વિહિવાર આહાર લગિ કરે;
વન દહે હિરણી, ફલ વિના જિમ વૃક્ષ ખેચર પરહરે. ૩
+ભોયંગમ તન જયમ જરા છંડે, પુંશ્ચલી નિર્ધન થયે;
વારિ-વિન સર હંસ છંડે, [1]દ્વિજ રત્નદક્ષિણા ગ્રહે. ૪
કર્મની [2]સ્થિતિ તાંહાં લગઈ, મહાપુરુષનઈ જાણઈ નહિ,
[3]સંજોગીઆ વધ-થકા વિરાંમઈ, કૃષ્ણિ ત્યમ કીધું સહિ !" ૫
ઉદ્ધવ કહઈ, "ઇમ કાં કહઉ ?, તુમ્હિ સાંભલઉ સહૂ જુવતિ :
[1]શ્રીકૃષ્ણજીઈ શ્રીમુખિ કહ્યું તે, કહૂં તુમ્હને વિનતી." ૬

---

×ભીજાું ( કવિરચિત પા. ૩૦૨ ) યતી જો યમ ગ્રહીશુ (કવિ ચ. પા. ૩૦૩) +ભૂઅંગ તન વિજાર છંડે ( કવિ ચ. પા. ૩૦૩ )
૧. ઋત્વિજ જેમ (ગુ) રત્નીજ દક્ષણ ગ્રહાં ( કવિ ચ પા. ૩૦૩ )
૨. સ્તુતિ (ગુ) કર્મની સ્તુતિ ત્યાંહાં જ બોલે, (કવિ ચ. પા ૩૦૩)
૩. જેમ સંજોગી [illegible] રમે, સંજોગી વિધિ [illegible] વિરમે (ગૂ)
૧. સ્વદહે કૃષ્ણજીએ

પદ ૨

( રાગ—મારુણી )

ઉદ્ધવ કહઈ, "ઈમ કાં કરઉ રે, તુમ્હે સાંભલઉ ગોરડિ માય;
જે સંદેશઉ શ્રીકૃષ્ણિ કહીઉ, તે કહૂ લાગીને પાય રેઃ
એહેની સાંભલઉ એક ચિત્ત-(ટેક)

માઈ, સાંભલઉ એકિ ચિત્ત, હું કહિવા આવીઉ સિદ્ધાંત;
એહેની સાભલઉ એકિ ચિત્ત, હરિએ તેડિ કહ્યુ એકાત રે-૧. એહેની.

માઈ! હુ સેવક કૃષ્ણનુ, હરિ આંણુઈ છિ મુઝસુ નેહ;
પૂછી સકઉ તઉ પૃછજો, હું કિહિવાને આવ્યઉ છું એહ રે-૨. એહેની.

કશલ કાઈ મા રાખસ્યૂ, પાસિ રહૂ દિવસ નિ રાત,
કાંઈ પૂછઉ મુઝને, કહૂ શ્રૈદેવના પ્રભુની વાત રે-૩. એહેની."

## કડવું ૫ મું

એહૂ કર જોડિ ગોપિકા ઊચરેઃ
"[1]કહઉ નિ ઉદ્ધવ, હરિ તાંહા સ્યૂં કરે? ૧

ક્યારે કો એક વારે વ્રજનું સંભરે!
નગરની નારિ નેહ કેવું ધરે? ૨

ઢાળ

ધરે કેવું નેહ નવરસ, નારય જે' મધુપુર તણી,
મારા બાપજીના સમ, ઉદ્ધવ, આસ એહની છિ ઘણી. ૩

---

૧ 'કાઈ પુછો કંઈ કહો,'

તમો પાઉ-ધાર્યા પાસે-રથકા, કાંઈ કહુ [2]જે કૃષ્ણજી કહાવિઆ;
[3]અમો ખૂંઘું ખમ્યું તે મન ધર્યું, ન જાણું હૈયે હરિને આપીઆ. ૪
વેંણ વાઈ વન તેડિ આવ્યાં રે, [4]ઈક્ષણા એકે નવ ગણી;
થયાં પ્રેમ-ઘેલાં, ગયાં વેહેલાં, જિમ નદી જલ-નિધિ ભણી. ૫
પછઈ જે કૃષ્ણઈ કર્યું, તે કૃષ્ણ વિના કો નવ કરે;
જલ વેહે નયણે, જુએ ઉદ્ધવ, બેહુ કર જોડિ ગોપિકા ઊચરે. ૬

## કડવું ૬ ઠું

નયણિ આંસુ ઢાળઈ સુંદરી,
શરદ-નિશાની ક્રીડા સુન્હે સાંભરિ. ૧
જુઉ ને ઉદ્ધવજી[1], કૃષ્ણજીઈ બુધ કરિ,
પહિલી પ્રીતઈ લીધું માહારૂં મન હરિ. ૨

### ઢાળ

મન હરિ વંદાવંન તેડયાં, પછઈ મેહેલ્યાં એકલાં,
વ્યાકુલ થયાં વન સોધતાં, કહઉ, લક્ષણ કિહાં ભલાં ? ૩
જમુનાં તિ જલમાં ઝીલતાં, એણિ વસ્ત્ર શ્યામાનાં હર્યાં;
અસનપણાનું આદર્યું, ઉદક-થાં અલગાં કર્યાં. ૪
નાન્હા-થકાં માહારુ મંન વેધ્યુ, જમલ થૈ જોબન ગ્રહૂ,
જાતાં અમારા જીવ લીધા, કલેવર કારણ રહૂ ! ૫
ઘર લગી ધૂતરડઉ ગયઉ, અવધ આવ્યાની કરિ;
ઉદ્ગ્ણુદ્ધ ઉરવર, જુએ ઉદ્ધવ. આંસૂ ઢાળે સુંદરિ. ૬

---

૨. 'કાશલ' ૩. 'અમો દુઃખ ખમ્યું' ૪. અધક્ષણુ અમો નવ ગણી. (લ)
(૧) એણે જે પેર કરી. (૨) નિજ નેહ નિર્મળ જોયો ઉદ્ધવ.

## કડવું ૭ મું

બાલી બોલઈ બહૂ રોસિ ભરિ,
અમ્હસું ઉદ્ધવજી,ધર બાંહલાં ધરિ. ૧

મધુપુર જાતા ગયઉ કાંમણ કરિ,
તે કિમ જાએ અધક્ષણ વિસરી ? ૨

ઢ્રુઢિ

વિસરી કિમ જાઈ અધક્ષણ ? વશીકરણ છિ હરિ–કન્હે :
તમો તુ છઉ ભ્રાત એહનુ, કાંઈ આવડે તઉ કહુ સુન્હે. ૩

નગરમાંહાં જઈને એણિ, અસંભવ કીધું ઘણું;
પેલી ચેલીના ચંદન માટઈ, પામીયુ કમલાપણું. ૪

પય દધિ ગ્રહિતુ અમ્હતણાં, અહ્મો સૂંપ્યઉ આતમા;
કાંઈ કર્યું જાણઈ નંદકુંવર, તઉ રહિ વ્રજ–સાથમાં. ૫

અપરાધ સહ્યા અમ્હઈ અતિઘણા, તે કિમ ગયા હરિ વિસરિ ? ”
નિજ નેહ–શબ્દ સુણઈ ઉદ્ધવ, બાલી બોલિ બહુ રોષિ ભરિ. ૬

## કડવું ૮ મું

વિરહની વેધી વિરહણી ઉચ્ચરઈ,
મનોહર વાણી ઉદ્ધવજી મન ધરઈ. ૧

તેણી સમિ આવી મધુકર સ્વર કરઈ,
ચરણ ગોપિનઈ સહ્નિજિ અનુસરઈ ૨

ઢુઢિ

અનુસરઇ અલીઅર ચરણઈ, ગોપી ખેદ પાંમી તાંહાં-સ્થકી,
"મુઝ અડિસ માં, તું રહેંની અલગઉ, જા તૂ આવ્યઉ જાંહાં
-સ્થકી !" ૩

મધુકરને મિષંતરે ઉદ્ધવને, કહઈ છિ વ્રજ-અંગના,
[1]"સ્યૂં સુદ્ધ લેવા આવિયઉ ?, જા દુષ્ટ, દૂત શ્રીરંગના ! ૪
દેખાડવા વાહરુ વદન રાતૂ, માંડ ગોકુલ મોકલ્યઉ;
પેલઉ નંદનઉ[2] ગોવાલીઉ, સ્યૂં આજ થઈ બેઠઉ ભલઉ ? ૫
મધુપ ! મેં સહી જાણીઉ, વદન રાતૂ-માં જે શોભા ધરે !"
-એહેવાં આકરાં વચન સુણઈ ઉદ્ધવ, વિરહની વેધી વિરહિણી
ઉચ્ચરઈ. ૬

પદ ૩

(રાગ—ગૌડી)

હરિની માંનનીએ મધુકર નયણે નિરખ્યું,
હરિના દૂત વિના નહિ કો હરિ-સરખું ! ૧
[1]હરિને સેવિ તે હરિ-સરખા હોઈ,
*રખે મન અંતર આંણઉ કોઈ—હરિની. ૨
[2]અહ્મો રે આહિર એહેવાં નથી રે અજાંણુ,
હરિ કાલા તે કોણ પ્રમાણ ?—હરિની. ૩

---

૧. તું સંધે રહેતા આવીઓ. ૨. દીકાલીઓ

૧ હરિના સેવક હરિ સરખા હોય (ગુ) * એ રે સંદેહ રખે મન્ય આણે કોય. (કવિ ચ. પા ૩૦૩) ૨ અહ્મારે અજાણ્યુ એહવા નથી રે નાટ, તું કાંઇ રે કાલો મધુપ, કીહા દુખ માટ ? (કવિચરિત પા. ૩૦૩)

કાલી રે કોએલ માહરા કૃષ્ણજીને વાન;
કાલો બ્રેદેવનું સ્વામી, માણસ માં જાણ—હરિની. ૪

## કડવું ૯ મું.

કાલા સઘલા હૂઈ કૂડિ ભરા,
ચંપક સરીખા કાલિ પરિહરાં. ૧
તહ્મો સ્યૂં કાલાનિ ઉદ્ધવ, અનુસરુ ?
આગિ અમસ્યૂં કાલિ છેહ કરુ ! ૨

ઢૂઢિ

[3]છેહ કરિ છેહાં છલ રમ્યું, પછિ માંડ મધુકરં મોકલ્યું;
મઝ મનાવા મુખ ગાન કરતુ, ચતુર ચરણે નમુ ભલું. ૩
ધર લગી ચેહનું ધણી ધૂરત, ભ્રાત તેહના કિમ હુઈ ખરા ?
[4]તોરુ વદન રાતુ ભાઈ ! અમસ્યૂં, માણ્ય મોટસ્યં, મધુકરા ! ૪
માહારિ સઉકચનિ ઉર્ય અનુસરુ, ત્યારિ કૂચ-કુંકુંમ લાગીઉં;
[5]વનમાળા તે તારિ લહી, જયારિ અવસ આસન માગીઉં. ૫
માલાતણુ મકરંદ લેતાં, હવું ભૂષણ મધુકરા !
[ગદગદ કંઠિ કિહિ ગોપી] કાલા સઘલા હુઈ કૂડિ ભરા !" ૬

---

૩. છેહ કરીને (ગુ) ૪. તો સવદરા તું ભણી અમશું' (કવિચરિત પા. ૩૦૩) ૫. વરમાલા તુઝને ત્યાંહાં, હવી યાંહાં આયસ કોનડ ભાંજીઉં' (કવિચરિત/ ૬. ગદ કરે ગૌપી સુણો ઉદ્ધવ (કવિચરિત) (ગુ)
વનમાલા તુજ તારે હવી જારે, આઇસ આભ્રણ માંગીઉં (દા)
વનમાલા તવ ગ્રહી, જવ આયસ આવ ન માગીઉં (ગુ)

## કડવું ૧૦ મું

"સાંમલડાંનિ રખે કો [1]વીસસિ;
સાંમલડાં—માંહિ સિહિજે વિષ વસી. ૧
શ્યામ ભોયંગમ પય પાતાં ડસિઃ"
વયણ સુણીનિ ઉદ્ધવ મંન્ય હસિ. ૨

### ઢૂંઢિ

મંન્ય હસિ, ઉદ્ધવ મોહ પામ્યા, ભક્તિ દીઠી નારનીઃ
જલ નયણ મૂકિ, વયણ સૂકિ, કરિ વાત મોરારની. ૩
મધુપની ગત્ય એહવી, [2]નિ કાલા એ કૈતવ જાણિવા,
નવ-કમલ ઉપરિ નેહ ધરિ, મકરંદ તેહનું માણિવા. ૪
[3]કાલુ તે કર્મ કૃપા-રહિત, કાલુ નીગુણ-સગુણ કાંઈ નવ્ય લહિ,
જિહિનું રૂપ પાર વિચારતાં, 'નેતિ નેતિ' નિગમ કહિ. ૫
નટ-વેષ વ્રજલીલા ધરિ, પરનારય-સ્યૂં પ્રેમિ હસિ,
[4]એહેવું જાંણી જૂઓ ઉદ્ધવ !, સાંમલડાંનિ રખે કો વીસસિ. ૬

## કડવું ૧૧ મું

પ્રેમિ પીડી બોલિ વિરહણી,
"જનુંની ઇણિ એહેની હાથિ હણી. ૧

---

૧. વીસવાસે (દા) ૨. કાળ કુટિલ જ જાણવા (ગુ) ૩. કાલો તે કર્મ ક્રિયા રહિત, કાલો નીર્ગુણ ગુણ કો નવ લહે (દા) કાળા કર્મ રહી કાળા, નિર્ગુણ સગુણ કાંઈ નવ લહે (ગુ) ૪. એ અકલ આદિ જુયો ઉદ્દવ (દા) (ગુ)

હત્યા ના ગણી [1]મન માતા-તણી,
આપણ ઊગર્યાં તે પૂર્વ પુન્યઈભણી! ૨

### ઢૂંઢિ

પૂર્વ પુન્યઈ જે ઊગર્યાં, તે [3]વિસારુ કાં વલીવલી?
બાઈ! યોગ એહેવું [4]જાલવુ, જે વાત સઘલિ સંભલી. ૩
વનફૂલ પિહિરી, જટા ધારિ, બ્રહ્મચારી વન્ય વસ્યુ,
ત્યાંહાં નાક છેદ્યૂં નારિનૂ, ઇણિ યોગ એહેવું જસ્યુ. ૪
આ સીત સરખી વન્ય મેહેલી, આપણ શૂં દુઃખ આંણિઈ?
આ દમી આપણ દેખતાં, તે બકી-નિ શેં ન જાંણિઇ? ૫
પય-પાંન કરતાં પ્રાણ લીધા, વિનય કીધા અતિઘણા;
આપણ મિહિલ્યાં[6]જીવતાં, તે ગુણ સંભારુ એહ-તણા! ૬
કૂડ કરી વૃંદા છલી, વલી વાત છિ એહની ઘણી;
બાંધિઆ બલિ દાન દેતાં!" પ્રેમિ પીડી બોલિ વિરહણી. ૭

## કડવું ૧૨ મું

વલી વલી બોલિ સહિયર ટોલિ મ્યલી;
લક્ષણ એહેનાં, કો ન સકિ કલી. ૧
સ્યાનિ કહું છું સખિ! એ વલી વલી?
ગહિલાં થાશું ગુણ જ સંભલી. ૨

---

૧. જન્ય (ગુ) (મો) ૨. કુસલાં (દા) (ગુ)
૩. વિસરી તે ગયા વલી (દા) વીસર્યા એને કાં વળી (ગુ)
૪. જાચ્યુ (દા) અભ્યસો (ગુ)
૫. એ ભરયો (દા) અભ્યસ્યો (ગુ) ૬. છતાં (મો)

ઢુઢિ

ગુણ સંભલી ગિલિલાં થશું, પછિ દેહનું [1]સાંસુ હશિ,
એહેને ગુણેથી નહિ [2]ઊસરિ, તે યોગ પિહિરી વન્ય જશિ. ૩
સ્વભાવ એહેનું એહેવું, જે ગુણિ લાગીનિ રહ્યું;
[3]પ્રિયવર્ત સરખા રાજ મેહેલી, યતિ થે નિ વન્ય ગયું. ૪
જુ કથા મેહેલુ એહની તુ, વિષય નાના ભોગવું,
તન ધન્ન પતિ પરિવાર પાંમી, જન્મ જન્મ એહ અનુભવું. ૫
નહિ વીસારિ તે જાણશિ, આગલ્ય જે હશિ તે વલી;
[4]એહેવું નિર્ગુણ નિર્દય હશિ જે, તે રહિશિ એહનિ મ્યલી. ૬

પદ ૪

( રાગ—વિરાડી )

હરિનિ સેવિ તે હરિ-સરીખુ થાઈ-
[2]તેહેનાં ભાઢૂ વાંનાં જપ-તાપિ, માંણુસ-માંહાં
ન રહિવાય. ૧—હરિનિ સેવિ તે.
તેહેનિ [3]સાથ કિહિનુ ન સુહાય,
તેહે તાં [4]પવાડે ગવાય.
તેહેની વેદ પુરાણિ સાક્ષ પુરાય,
હરિના સેવક હરિ-સરીખા થાય. ૨—હરિનિ સેવિ તે.

---

૧. સાં સી (દા) સાં સૌ (ગુ) ૨. ઓસરે (દા) (ગુ) ૩ પ્રિયવ્રત (દા)
૪. નિર્ગુણ નિર્દય એ સરખો થાશે (ગુ)
૧. જદપિ અમો જાણું છું ઓધવ, હરિને સેવે તે હરિ સરખા
થાયે (દા) (ગુ) ૨. નેહ બંધાણો પૂર્વજન્મનો, તે કયમ મિથ્યા-
( ચાલુ )

નંદ-સૂનુ જેણિ સેવ્ય કીધુ, તિણિ રિદ્ધવંતાં ઘર છાંડયાં,
ધરય થકુ સેગ્યુ સનકાદિકિ. તિણિ વળતાં ઘર ન માંડયાં !
૩—હરિનિ સેવિ તે.
જ્યારિ ચેહેવા નર સેવીયઈ, ત્યારિ તેહવું ઉપકરૂં,
ધર ભજું **બ્રિહિદેનૂં સ્વામી**, એહવું જાંણિનિ સંભરૂં.
૪—હરિનિ સેવિ તે.

## કડવું ૧૩ મું

"સાંભલુજી ઉદ્ધવ", [ ગોપી ઉચ્ચરિ; ]
વિરૂી નેહડુ ક્યમિ ન વીસરિ. ૧
એ શ્રી-જિત નિ કોએ નથ્ય સાંભરિ,
સુંદર નારી દેખિ ત્યાંહાં હરિ. ૨

ઢૂઢિ

હરિ સુંદર નારય-શું, આહિરડાં તે ક્યમ ગમિ ?
રમા સરખી હૃદે લઈને, દિવસ તેહ-શું નીગમિ. ૩
'ઇણિ જનક-સ્વયંવર મન્ય ન ગણ્યુ, ઋષિ પોતિ ગાંજિઉં,
સુંદરી કારણ્ય સજ્જ કરીનિ, કઠણ કોદંડ ભાંજિઉ. ૪

થાય. (ગુ) ૩. સંગત (દા) (ગુ) ૪. પવાડા જોડાએ તે તોં અખાડે ગવાએ, નેહ લાગ્યો પેલા જન્મ તણો, તે આજ મેહે લાૈ કેમ જાએ. (દા)
તે તો અખાડે ગવાય, તેના પવાડા જોડાય, તેના એહુએ વાનાં જાય. (ગુ)
૫. વલની વાણી ગોપિકા ઉચરે, વેરિ નેહડો ક્ષણુ ન વિસરે (દા)
૬. એને જનકને નગર જૈને, ઋષિને વચને ગાંજ્યુ (દા)
જનક સ્વયંવરમાં જઈ, ઋષિ સાથે પોતે ગાજીએ
સુંદરી કારણ સજ થઈ ને, કઠીએ કોદંડ ભાજીઉ (ગુ)

ગુણવંત પામ્યુ ગોરડી, વલી વન્ય તેડી સંચર્યું;
ત્યાંહાં ચહિ પામી રુદન કીધું, અંત દશમુખનું કર્યું ! ૫
પ્રીય કારણ પ્રીત્ય વાંનર, રિછ-શું કો નવ્ય કરિ;
એ શ્રી-જિતનું પારખુ સાંભલજી, ઉદ્ધવ !" [ ગોપી ઉચરિ. ] ૬

## કડવું ૧૪ મું

વલતી વાંણી ઉદ્ધવ ઉચરિ,
નેહડુ દેખી નયણે જલ ઝરિ. ૧
વચણ રસાલાં [1]વલી વલી સાંભરિ,
ત્રિહિણી કેરી પરશંસા કરિ. ૨

ઢાળ

પરશંસા કરિ વયણ વદિ, [2]આ પુણ્ય જુ ઉદયિ ઘણું;
ચરણ-રજ મુજ અડે અંગે, આજ તાં ગોપી-તણું. ૩
ઉદ્ધવ કહિ, "કાંઈ વૃક્ષવેલી, વૃંદાવન્ય શેં ન અવતરું ?
[3]એહિ વ્રજનારયની પગ-રજ લાગત, શ્રીકૃષ્ણજી કાં અંતર કર્યું ?૪
એ ગોપિકાનું ભાગ્ય જોતાં, શુક બ્રહ્મા તે કયશા ?
એ યોગી ધ્યાન ન આવિ, તે શ્રીકૃષ્ણ વ્રજ પ્રીતિઈ વશ્યા. ૫
ચરણરજ જેહેની મુનિવર, બ્રહ્મા, શંકર શિર ધરિ;
ઉગ્ર તપ ગ્મખીયો ! તમ્હિ કીધું, "-વલતી વાંણી ઉદ્ધવ ઊચરિ. ૬

---

૧. ઉદ્ધવજી મન ધરે; ગોપિકા કેરી પ્રસંશા કરે દા)
૨. આપો પુ નરે ઘણું (દા) (સુ' ૩. ચરણ રેણુ લાગે ગોપિકાની,
કૃષ્ણે કાં અંતર કર્યો. (દા) ૪. ઇંદ્ર દા' શુક સુ)

## કડવું ૧૫ મું

ઉદ્ધવ બોલ્યા માધવ મન્ય ધરી,
"કિહ વિસારુ સઘલી સુંદરી. ૧
તહ્મો સ્યું સખી, એ કુણિ ગિહિલી કરી?
નાથ નથી ગયુ તહ્મનિ પરહરી. ૨

### ઢાલ

પરહરી નથી ગયુ નાથ તહ્મનિ, [1]પામવા જુ પર લહુ,
પુષ્પનુ શુ કાજ? ગિહિલી! [2]પ્રેમ-શુ પરિમલ ગ્રહુ. ૩
યમ કાષ્ઠ-માહિ વહ્નિ છિ, પણિ મથ્યા વિના કયમ નીસરિ?
ઇણિ અનુભવિ પ્રભુ [3]પ્રકટશિ, ત્યારિ તાપ સર્વ હેલા હરિ. ૪
યમ દેહ-માહિ વસિ દેહી, જાણુ ઇણિ પલવટિ!
દૂધ માહિ ઘીન છિ તે, મથી જોતા પરગટિ. ૫
બાઈ વાસનાઈ વસિ અછતુ, માનુ વાત સાચી કરી,
મોહ-પરિચય મેહેલ્ય ગિહિલી,"[ઉદ્ધવ બોલ્યા માધવ મન્ય ધરી ]૬

## કડવું ૧૬ મું

[ વલી કહિ ઉદ્ધવ ] "સુણુ બાઈ! વિનતી,
અંતર્યામી તે અલગુ નથી. ૧
હૃદિ-કમલમા તે છિ કમલા-પતિ,
જિહિનિ જોતા હિડી મહા યતિ. ૨

---

૧ જો પામવાની પેર લૌ (દા) ૨ પ્રેમ શુ પ્રેમન ગ્રહો (ગ્ર)
૩ દેન (દા ,ગ્ર)

ઢૂઢિ

યતિ નહિ યે દષ્ટ પેખિ, જમલકુ જાણે નહિ;
મૃગ-નાભિ છિ કસ્તૂરિકા, પાષાણુનિ સુંધિ જઈ! ૩

બાઈ, ભુવન ભૂલું આપણું, વિશ્રામ તેહેનિ કયાંહાં હશિ?
જલ-ચંદ્ર-યોગિ જાણ્ય [2]કમલ, નાથ અલગું કયમ થશિ? ૪

ઘટ-ઘટ-માહિ રહ્યું વ્યાપી, એક પૂરણુ આતમા;
દર્પણનું શું [3]કાજ? ગિહિલી, પેખ કંકણ હાથમાં. ૫

ઉપાધિ મનની કલ્પના, રજ માત્ર શ્રી કૃષ્ણ વિના નથી,
'શ્રી કૃષ્ણ કૃષ્ણ' કિહિતાં કૃષ્ણ થાશું." [ વલી કિહિ ઉદ્ધવ
સુણુ વિનતી ]. ૬

પદ ૫

(રાગ—સાંમેરી)

"ખિહિની! પરહરુ મોહ અજ્ઞાન—
જાૂણુ જમલકુ શ્રી ભગવાન, બ્રહ્માંડ કોટિ વ્યાપી રહ્યું,
તે તમ-કેરડું કાહાન-હોયિ! ખિહિનીઃ
પરહરુ મોહ અજ્ઞાન–
સુખ દુઃખ કારણુ મન-તણુ રે, સખી અણુ-છતુ શેં કિમ આણુ?
જે તહ્મો કહુ છુ મધુપુરિ ગયુ રે, તેહનિ રુદિ-માંહિ રમતલુ જાંણુ-
ખિહિની. ૧

---

૧. જતિ જેહેને દૂર પેખે (દા) ૨. જમ લૌ (દા) (ગુ) ૩. કામ (દા)

લોક ચૌદ મના કરુ રે, બાઈ! વસ્તુતઃ એક અદ્વૈત,
પરપચ પચ નિત્ય છિ રે સદા, સત્ય તે એક અતીત
　　　　　　　　　　　　　　　　　　—બિહિની. ૨

લીલા–તનુ ગ્રહી વ્રજ વસ્યુ, તેહનુ કારણ કુણિ ન કલાઈ;
એ તત્ત્વ વિના રમિ જેહ શું રે, બાઈ સોય બ્રિહિદે–તણુ રાઈ
　　　　　　　　　　　　　　　　　　—બિહિની. ૩

## કડવું ૧૭ મું

કનક નિ કુંડલ [1]બાઈ! યે અતરુ,
જીવ નિ ઈશ્વર એહ પટતરુ. ૧
પાચે ઊણા ત્રીસિ પરહરુ,
પછિ પ્રકાસિ તે [2]તક્ષ દઢ કરુ. ૨

---

૧ જેટલો અતરો, ૨ મન (દા)

પાઠાન્તર :—

'સુખ દુ ખ કારણ મનતણા રે, બેની, અણછતો સોક મા આણુ,
તમો કહો છો મથુરા ગઓ, તે રુદેમા રમતો જાણુ.
　　　　　　　　　　　　　　　　બેની, પરહરો મોહ અજ્ઞાન ૧

બેની પરહરો મોહ અજ્ઞાન, જોતા જમનો શ્રીભગવાન,
કોટિ બ્રહ્માડ વ્યાપિ રહો, બાઈ, તે તમ-કેરો કહાન. બેની ૨

ચૌદ લોક મનના કર્યા બાઈ, વસ્તુ તો અદ્વૈત,
પરપંચ પચ અનિત છિ, સદા ઇંદ્રિયાતીત બેની ૩

તત્ત્વવિચારમા છિ રે બેની, તે બ્રહ્મદેવ-તણો રાએ,
લીલાથત ધરિ વ્રજ વસ્યો, તેનુ કારણ કોને ન કલાએ બેની' ૪

ઢાળ

દઢ કરિ જલહલ પેખુ, પછિ પામશુ પાસિ–થકુ;
ભરપૂર છિ, કથમ દૃશ્ય થાશિ ?, જુ એક દૃષ્ટિ રાખી શકુ ? ૩
યમ નીલી ભિંડુ સૂડલુ, તેહનિ વાંકિ સાહીઆ,
રજ્જૂ સર્પ જાંણી, ત્રાસ આંણિ, ³જિમ થાઈ વાહીઆ. ૪
અણછતુ સંસઉ જુ, માંડ માયાઈ કરુ,
કલ્પના મૂકી કૃષ્ણ વહુ, સંસાર તુ સિહિજિ તરુ. ૫
બાઈ ! જીવ સમરથ છિ પણ્ય, આધીન અજ્ઞાંનિ કરુ;
[ઉદ્ધવ કહિ] શું જીવ નિ ઈશ્વર, કનક નિ કુંડલ યે અંતરુ. ૬

કડવું ૧૮ મું

વલી કિહિ ઉદ્ધવ, "સુણુ તમ્હે સર્વ સખી,
હરિ તહ્મો રાખુ હઈડિ ઓલખી. ૧
શીખ અનોપમ મિ તહ્મનિ દાખી;
જિહિનિ પૂરિ શ્રુતિ સ્મૃતિ સાખી. ૨

ઢાળ

સાખ્ય પૂરિ વેદાંત ગીતા, તે તહ્મનિ કરિ વિનતી;
ભાણ્ડ નાંહાના પેખીઈ, પણ્ મૃત્યકા બીજી નથી. ૩
દશ વર્ણ ગાઈ દોહી જોતાં, દૂધ–ભેદ નવિ અનુભવિ;
તેનિ આદિ અંત મધ્ય માધવ, કિમ્મ બીજઉ સંભવિ ? ૪

૩. જીર માયા એ વાહિઓ' (દા) (ગુ) ૪. સંસાર ઉભો. ૫. જન્મ.
૧. તે કહિ તમને વિનતી (દા); કરુ તમને વીનતી. (ગુ).

ઉદક-સિંધવ-જોગ જોતાં, વિરહ કયાંહાં-થુ પામિઈ?
યવારિ મ્યલશું કૃષ્ણનિ, ત્યવારિ કોટિ વેદના વાંમીઈ ૫
અહ્ય-તહ્ય-અંતર [2]એહ જ વીગતિ, અબલા ટયો તહ્યો ઓલખી;
[3]એક કિષ્ણ અનંત ભાસિ, [ વલી કિહિ ઉદ્ધવ ] સુણુ તમ્હે સખી." ૬

## કડવું ૧૯ મું

વલી વિચારી ઉદ્ધવ ઈમ કહિ,
ગુરુ-વાંણી વિના કો નવ્ય લહિ. ૧
[1]જે જાણિ તે સમદષ્ટિ રહિ,
સુખ દુંખ પામિ તે સવિ સહિ ૨

ઢૂઢિ

અહિ[2]સુખ સંતોષ હુઈ, જુ સિહિજનુ ઘર અનુસરિ;
ત્યારે કૃષ્ણ વિના કાંઈ નવ્ય દિસિ, જુ મોહ સઘલુ વીસરિ. ૩
અ-ક્ષર જોયુ તહ્યો ઓલખી, ક્ષર વસ્તુ કાલિ ભાજશિ;
બાઈ, તહ્યારુ કૃષ્ણજી, બ્રહ્માંડ કોટિ ગાજશિ. ૪
ઉતપત્ય સઘલી એહ થકી, પ્રલય થઈ એહેમાં મ્યલિ,
બાઈ! મધ્ય માયા રમત્ય માંહિ, ભ્રંમ ભાજિ તેટલિ ૫

---

૨ એક અવિગત (દા)
૩. એ અનતને એક ભારયો, વલી કહે ઉદ્વવ સુણો બાઈ સર્વ સખી. (દા), એથકી અનત ભાસે કહે ઉદ્વવ સુણો સખી. (ગૂ'
૧. જે જન (દા) ૨ સર્વ (દા) ૩ મદ (બો)

મુક્તિ બંધન ત્યાંહાં જાંહાં, ગુરુ ભાગ ગુરુ-પાસિ રહિ;
અર્ક નિ યે દિવસ [4]રયણી, વલી વિચારી ”-[ઉદ્ધવ ઇમ કહિ.] ૬

## કડવું ૨૦ મું

વલી કિહિ ઉદ્ધવ, ગોપી! સાંભલિ, ૧
અક્ષર અક્ષર પય-સાકર ભ્યલિ.
ઈણિ ઉપદેશિ હરિ હવડાં મ્યલિ,
આસ્ત્ય ભાજિ આઇ, જો મન ગલિ. ૨

### ઢૂઢિ

મન ગલિ, ઈંદ્રિય ગલિ જ, વિષય પૂઠિ ધા કરિ,
[2]મન-દૂત પ્રેરી મોકલિ તુ, વસ્તુ નાના ગો હરિ. ૩
બાઈ, વિષય-માંહિ ચિત્ત પિંહું, વિષય ચિત્તમાંહિ વસિ,
છિ અન્યોન્ય [3]સંબંધી ધિરથકી, વિચારતાં અલગુ વશિ. ૪
[4]ત્યારે સદોદિત હરિ ભાસશિ, ત્યાંહાં આનંદ હશિ અતિ ઘણુ,
બાઈ! તમ્હારુ કૃષ્ણજી, વિશ્રામ છિ વૈષ્ણવ-તણું. ૫
[5]ભ્રમ દેતાં પેખીઇ ત્યારે, ચરાચર સહુયે ચલિ,
ભ્રમ ભાગી બ્રહ્મ થાશુ, [વલી કહિ ઉદ્ધવ, ગોપી સાંભલિ.] ૬

---

૪. અર્કને કાંઇ દિવસ રજનિ, દૃષ્ટાંત વિચારી ઔધવજી એમ કહે. (દા)
૧. પછે ૨. મન દૂત પ્રેરીને મળે, તો વસ્તુવિન મિથ્યા ધરે. (ગુ)
૩. સંભ્રમ ધરતાં (દા) (ગુ).
૪. તે વારે શ્રીહરિ ભાસશે (દા) ૫. ભમરી દેતાં પેખીએ આ ચરાચર
[illegible]

પદ ૬

( રાગ—રામગ્રી )

દેહ તુ વિસરિ ગઈ સર્વ સખીઆં, જાંણે ચિત્રાંમણ લખિઆં;
* મહૂરત એક મગન થઈ, હરિમાં પાછી આવી ઠામ.
હરિની વિરહણીઆં.
વિરહણીઆં આ ! નંદ-વ્રજ–તણીઆં,
શશી–વદની મલીઆં અતિ–ઘણીઆં;
ઊભી ઊભી રે, હરિની વિરહણીઆં–હરિની૦ ૧
[1]અંતરગત ઓલખિઉ, અવિગત [2]બાહેર બુધ વિચારઈ;
ઉદ્ધવ સાથે વેણ બોલવા, ગોપી નેન–તણાં જલ વારઈ–હરિની૦ ૨
"સુણુઉ ઉદ્ધવજી, વિનતી અમારિ, તમો કહુ તે સત્ય;
[3]અંતરજાંમી એ તાં સુધઉ, પરપંચ એહ અનિત્ય–હરિની. ૩
સત્ય સ્વરૂપ હૂતા હરિ હવડાં, તે તુ કહિંય ન દિસેં;
અવિગત સાથે ઉદ્ધવજી, અમો કેહિ પેરે રાસ રમીશેં ?–હરિની. ૪
[4]સુરીજન તે જે સદાએ સરખો, હવે કાં જોગ દેખાડઈ ?:
×કૂપ મધ્ય ઊતારિને રજ્જૂ, વૈરીડા હૂઈ તે વાઢઇ !–હરિની. ૫

---

* મૂરતિ એક હૂઈ હરિ ભજતાં, પૂરં સ્થળ પેખીએ:
હરિની વિરહણીઆં, વિરહણીઆં, નંદ–નંદન તણિયાં રે. ધ્રુવપદ ૧
૧. અંતરિ (ક) ૨. બાહારિ
૩. અંતરયામિએ તાં સૂધું, પંચ પરપંચ એહ અનિત્ય.
૪. સુરીજન હોએ તે સદા સરીખ, હવડાં યોગ દેખાડે (કવિ–ચ. પા. ૩૦૪)
×કૂપ માંહે ઘરેડ ઘાલી, રજ્જૂ વૈરી હોય તે વઢાડે–(ક) હરિની

બોલ-કલા-શશિ શરદ નિશા, તિણેં અમૃત-રસ પાઆ,
ઘર થકી બ્રેદેવને રાએ, અમો લોલે લાલચ લાઆ-હરિની * ૬

## કડવું ૨૧ મું

"સત્ય જિ ઉદ્ધવ! તહ્યો જે જે કહ્યુ,
અહ્યો અહ્મારી બુદ્ધિઈ સારું લહૂ. ૧
[5]મુગ્ધપણું તે આહ્મનિ નવ ગયૂં,
ચે નંદ-નંદન નિ રૂપિ માહારું મન આહૂ. ૨

### ઢૂઢિ

આહૂ મન ચે ગાઢચ બાંધી, 'આજ કહુ, કયમ છોડીઈ?
[6]જે નેહ-સકલ સબલ છિ તે, અબલ કહુ, કયમ મોડીઈ? ૩

---

૫ મુક્તિપણુ તે અહ્મનિ રહ.
૬. જે સ્નેહની સાકલ સબલ છે, તે અમો અબલા કિમ મોડિએ દા)
જેને હ સ કલ્પના સબળ છે, તેને અગળ કહો કયમ મોડીએ (ગુ)

* 'ગુજરાતી કાવ્ય દોહન પદ ૬ નુ પાઠાન્તર.—
સ ય વિચાર સાર જાણીને પાછા આવ્યા ઠ ર,
અ ત કરણ ઓળખ્યો અવિગત, બાહેર બુદ્ધિ વિચાર (૨) હરિની
ઉદ્ધવ સાથે વચન બોલવા, બાહેર બુદ્ધિવિચાર;
સ્નેહ પ્રેમ સભારી શ્રીહરિ નયણે ભર્યાં જળધાર (૩) હરિની
કહેજી ઉદ્ધવ હરિ કહીયે આવે, સાભળો વિનતિ સત્ય,
અ તરયામી એ તો સુધો, પ્રપચ પચ અનિ ય (૪, હરિની
મેઘસ્યામ મુખ શરદ નિશાયે, અધરામૃત રસ પાયા,
ઉદ્ધવ અમો બ્રેહદેને રાચે, ઘરથા ધધો આયા (૫) હરિની

વ્રજ-નારયનૂ મન કૃષ્ણ-સરસૂ, વિધાતાઇ સખનૂ જડૂં;
[7]જે રહ્યું રૂડી પિરિ વ્યાપી, તે કયમ જાઈ ઊજડ્? ૪
છે પ્રીત્ય પિહિલા ભવ-તણી, તે આજ કયમ પાછી થશિ?
જે રંગ બિઠા ચોલના, તે દેહિ સાથિથી જશિ! ૫
[8]અમ્હની રખે હસુ, ઉદ્ધવ! આજ અતિ ઉત્તમ થયુ,
અમ વિયોગીણિનિ યોગ કહાવ્યુ, સત્યજી ઉદ્ધવ! તહ્મો જે
જે કહ્યું!" ૬

## કડવું ૨૨ મું

"અહ્મ* દુખીનિ ઉદ્ધવ! ઈમ ઘટિ,
[1]પ્રેમિ જાણી વાણીનિ પલવટિ. ૧
આસૂ અસમધાં નયણે ઊલટિ;
મનમથ પીડિ દેહડી આવટિ. ૨

ઢાળ

દેહડી આવટિ [2]કહિ કટાક્ષિ, નાથ ભલૂં ભલાડશુ,
પણ્ય કુહુનિ ઉદ્ધવજી! અહ્મો, યોગના ઉપકરણ કયાંહાથા કાહાડશુ?૩
યે કિહિ તે વિહિ રે વીરા, રીત [3]એહવી જાણયો,
પણ્ય ડંડ મુદ્રા, ભસ્મ શિંગી, વેગિઈ જઈને [4]લ્યાવયો. ૪

---

૭ જે રે વિગ્રૂ રહિ પેરનુ, તે કિમ જાએ ઉચડયૂ (દા)
જે ગ્યુ રૂડી પેર કરીને, કયમ જાએ ઉચડ્યૂં. ગુ)
૮. અલગી યશે (દા) (ગુ)
* 'દક્ષિણુને' ૧. પેગ (દા) ૨ કિ ૩ કટાક્ષ (ગુ) ૪ અણાવજો
(દા) ગોધી આવુજો (ગુ)

મુકુંદિ મોકલ્યાં હુઈ, તુ તે અમ્હને કિ્પા કરું,
ઉદ્ધવજી ઓસંકતા, રખે રાખુ પટંતરૂ ! ૧
વૈરાગિ ભરીઆં વિષય [૫]આગિ, દિવસ દોહિલા કયમ વટિ ?
અહ્યો સરવ છાંડી, પ્રીત્ય માંડી, અહ્ય દુખીનિ ઉદ્ધવ, ઈમ ઘટિ. ૧

## કડવું ૨૩ મું

કેહુનિ જિ ઉદ્ધવ, આજ અહ્યો કયમ કરું ?
હવડાં પરપંચ કેહિ પિરિ પરહરું ? ૧
અખલા એકલડી, રહુ કયાંહાં નિસરું ?
કયાંહાં કયાંહાં જાઉં ? કિહિનિ અણુસરૂ ? ૨

### ઢાળ

અણુસરું કુણ દેવનિ, જુ કર્મ અહ્યારિ હરિ લ્યખ્યું ?
[૧]તે છોડતાં નવ્ય છૂટિએ, જુ આદિ અંતિ ઓલખ્યું. ૩
જે લખ્યા છઠ્ઠી રાત્યના, તે આજ કયમ પાછા થશિ ?
તેહના રૂપ સાથિ રંગિ રમતાં, [૨]મોક્ષ તૂ મુંઆ હશિ. ૪
હવિ હાથ-માંહાંથી હારવી નિ, પાસ કહુ કયમ માંડિઈ ?
[૩]લડસડતું બ્રહ્માંડ કાંહાનડ, શિશ વાંદિ છાંડિઈ. ૫

૫. વિષય આવે. (ગુ)
૧. છુટસે કીમ છોડતાં જે આદિ અંતે ઓલખ્યા. (દા)
૨. મુક્તિ તો સેજે હસે (દા) મુક્તિ તો અમને હસે (ગુ)
૩. લલહલ તો એ બ્રહ્મ કાંહાનડ, સેંસ વારે છાંડિએ (દા)
રત્નકોટે હાર કહાનો, શે શે વિશેષે છાંડીએ. (ગુ)

ગ્રંઠતાં નવ્ય છૂટીઈ, અહ્યો સત્ય વાંણી ઊચરું;
એ અવિગત્યની આરાધના કરતાં, કહુનિઆજ આહ્મો કયમ કરું ? ૬

## કડવું ૨૪ મું

ગુણ અચ્યુતિ તતક્ષણ તન ગ્રહ્યું
નયણે ભાગી મન નિર્મલ થયુ. ૧
તહ્યો તાં ઉદ્ધવજી; અતિ ઉત્તમ કહ્યું;
મોક્ષાર્થી નિ મન્ય લાગી રહ્યું. ૨

ઢૂઢિ

તે રહ્યું લાગી મન્ય અહ્યારિ, તે તહ્યો ઉદ્ધવજી ! સુણ;
પણ મુકિત-પાંહિ, ભકિત-માંહિ, ભાવ વીરા ! છિ ઘણું. ૩
[2]જ્ઞાન નહિ તે સદા ગિહિલા, ભક્તિનુ યે દ્રોહ કરી;
ભક્તિ નહિ યે સદા ભૂલ્યા, જ્ઞાન-દીપ તે નવ્ય કરિ. ૪
નિજ ભક્તિ નિજ વિજ્ઞાન ભ્યેહૂ, ઠાંમ્ય એકિ જયાંહાં વસિ,
[4]મુક્તિ-પદવી તેણિ પાંમી, સાંભલી ઉદ્ધવ ! મન્ય હસિ. ૫

---

૧. તમે તો ઉદ્ધવજી અતિ ઉત્તમ કહ્યુ,
રખે એમ જાણો વેહે તે પૂરું ગયું.
હરિના હૃતા તેણે સાચુ સહ,
મોક્ષારથાને મન લાગી રહ્યુ. (દા)
૨. જ્ઞાની હોએ તે સદા ઘેહેલા. (દા)
૩. નિજ પદના નૌહરા કરે (દા) જ્ઞાનદીપ નીરા કરે. (ગુ)
૪. મુકુંદ-પદવી (દા)

માહારા બાપજી ના સમ મુજનિ, કૃષ્ણછોઈ જાતાં ઇમ કહું;
[5]લાલચ લાઈ આવવાની તિણિ, લોભિ માહારું મન રહું. ६

પદ ७*

( રાગ—સારંગ )

પ્રીત બનાઈ એસી નીકી, નહિ રે વીરા દિવસ ચારકી,
પ્રીત બની વે ભવકી. ( ધ્રુવપદ ) १
દિનદિન પ્રીત બની માધોસુ, તિલ કૌઆ ઘન ખૂટે,
અબ નિજ ગાંઠ બની માધોસુ, તે તૂટે તન છૂટે-પ્રીત...२
માધો બિન મેરે હૈયડે ઉધો, એ તનીક કછુ ન સૌ સમાએ,
વિવિધ રૂપ છાંડિ મેરે નેનાં, સ્વરૂપ સ્યાંમજુ-કો ચાહે-પ્રીત...३

५. લાલચ લગી આવવાની (દા) (ગુ)
* દિન દિન પ્રીત્ય બાધીનઈ ઉદ્દવ, તલકું આ તન છૂટિ.
અહર્નિશ ગાંઠ્ય પડી માધવ-શું, તન છૂટિ ન તૂટિ १ દિન.
પ્રિત બની હૈ દિવસ ચ્યારકી, મોહિ તો પેલા ભવકી,
માધવ ! બિનિ માહારિ હઈડી, કોન ઉર સમાય ઉદ્દવ. २ દિન.
વિવિધ રુપ છાડિ મેરે નયનાં, સ્વરૂપ સ્યાંમ જુ-કો ચાહે.
× × × × × ३ દિન.
વચન પરો એ સુનિ દુઃખ ઉપજિ, હરિકે નામ ગુણ રોચિ,
બિહિદેવના સ્વાંમી બિન ઉદ્દવ ! વાંણી અવર ન શોચિ. ४ દિન (મો)
'ગુજરાતી'નું પદ ७ નીચે પ્રમાણે છેઃ—
પ્રીત બની હૈ એસી નીકી ઐસી નીકી, નાહી હી ઉધો દિવસ ચારકી,
મોહે તો પેલે ભવકી, પ્રીત બની હૈ ઐસી નીકી. १
× × × ×
પ્રેહેદે-પ્રભુ બિના રી ઉધો, બાની સફલ ન હોઈ"

વચન પરાઑ સુને દુઃખ ઉપજે, હરિ કૌ નામ ગુણ શેચિ,
બ્રેદેવના સ્વામી બિના, વાણી અવર ન શેચિ-પ્રીત ...૪

## કડવુ ૨૫ મું

તહ્યો તો ઉદ્ધવજી ! અતિ ઉત્તમ કહ્યુ,
રખે ઇમ જાંણુ જે વહિ તિ જલ ગયુ ! ૧
હરિના હૂતા તીણે સૂધૂં ગ્રહ્યું,
ભુવન્ય પાઉ-ધારુ વીરા ! અસૂર થયું. ૨

ઢૂઢિ

અસૂર થયું આરોગવા, તહ્નિ ઘણા દિવસ ગોકુલ વસ્યુ,
અહ્ય [3]અશુધ્યણીનાં કથન કાલાં, રખે સંભારી હસુ. ૩
ત્યાહાં નિત્ય નવાં નેવૈઘ, ભોજન [4]આગ્મન ધરિ ધરિ,
ઉદ્ધવનિ અચ્યુતનિ પિરિ, પ્રેમિ પૂજિ સુંદરી. ૪
પ્રાતુઃકાલિ ગોવાલ ઉદ્ધવ, વૃન્દાવન-માહિ સચરઈ,
હરિ-ક્રીડાના ઠામ દેખી, સભારી શોચ્યા કરઈ. ૫
ઉદ્ધવ કહે "ઉગ્ર તપનું, આજ મિં તાં ફ્લ લહુ,
મજ ઉપકંઠનો સંગ પામ્યું, વલી કિહિ ઉદ્ધવ, તહ્યો યે યે કહ્યું. ૬

---

૨ ગુણ અચ્યુતને નમન તત્ક્ષણ ગયુ, દુભણ ભાગી મન નિર્મલ થયુ
ઉદ્ધવ જાણ્યું આ સુ ઉત્તમ કસૂ × × ×
૩ અસધણીની (દા) દુખણીના (ગુ)
૪ સેન આસન (મુ) ૫ અચ્યન નીં જાણી (દ) અચ્યુતની પ્રીતે (ગુ) ૬. એ વ્રજૌકસનો સંગ પામ્યો, ગુણ અચ્યુત નૈન મન તત્ક્ષણ ગયૂ (દ) ૬. ૪૦૮ કનુ (મો)

## કડવું ૨૬ મું

ગોપી ગોવાલાં ઉદ્ધવ ઈમ કરિ;
[1]દિનદિન ઊઠી વન્ય વન્ય સ ચરિ. ૧
પગલે પગલે પ્રભૂજીને પરવરિ,
જે પદ બ્રહ્મા શ્રી[2]હર અનુસરિ. ૨

ઢૂઢિ

અનુસરિ પે અમર પદ તે, પ્રેમિ [3]પેખિ સુંદરિ,
આપણિ કૃષ્ણજુઈ જુઉ ઉદ્ધવ,[4] આહા યમ રચના કરિ. ૩
આહા બકી પીધી, શકટ સેધું, તૃણાવર્ત તતક્ષણ હણ્યું;
વચ્છક નાખ્યુ વૃક્ષ ઉપરૃય, અંત કીધુ તેહ-તણુ. ૪
આહા બકાસુરની ચાંચ [5]ચીરી, [6]વીનરઠિ વીહારીઅુ;
[7]ઉદરમાથી મેઘ પામી, એમ અઘાસુર મારીઅું. ૫
પછિ અજ પાઉ-ધારીઆ, તે અહનિ નવિ વીસરઈ,
આહા તિણિ કાલિ જે જે હવું, તે કૃષ્ણજી
[8]વિના કો નવ્ય કરઈ ! ૬

---

૧. નીત્ય નીત્ય (દા) ૨. હરિ (મો) (દા) શિવજી (ગુ) ૩. પૂજે
૪. આહા એવી ક્રીડા કરિ (દા) આહી જે ક્રીડા કરી. (ગુ)
૫. ફાડી(દા) કાઢી (ગુ) ૬. વાનરડિ વડારિઓ (દા) વતરડી વીડારીઓ
(ગુ) ૭. (દા) (ગુ) પ્રતમાથી. ૮. ઉદ્ધવ તણે કાજે હવુ તે, હરિ
વિના હવે કોણ કરે (ગુ) ૯ આહા તુજ કરે. (દા)

## કડવું ૨૭ મું

ઉદ્ધવ! અહ્મનિ બ્રહ્મ ગયા હરી,
વછ ગોવાલા [1]સવિ સાંભરિ. ૧
નવા નીપાયાં ઇણિ નરહરિ,
વાર ન લાગી એક અધ ક્ષણ ભરી. ૨

### ઢૂઢી

અધક્ષણ-માંહિ અનંત રૂપિ, પ્રેમિ ગોકુલ્ય આવીઆં;
એક અશન મર્જન તિલક અંજન, ધેનુ નાના ધાવીઆ. ૩
અમ્હનિ અજ, વરસ એક રાખી, જોવા મધુવન આવીઆ,
પછિ કમલભૂ-નિ કર્મ લાગુ, ભુવન ભુવન ભવાડીઆ. ૪
વિરંચી નવિ ઓલખિ, કહુ વચ્છ ગોપી કીહા ખરા?
શ્રી કૃષ્ણજી કેરે [2]ચરણે આવી, બોલીઆ ગદ્દગદ્દ ગિરા. ૫
[પ્રજાપતિ કિહિ] "હું મંદધી! મિં પ્રભુજી-શું અવિદ્યા કરી,
સ્વામી! તું એક, અનેક અવિગત પણ, માયાઈ માહારી બુદ્ધિ હરી!" ૬

## કડવું ૨૮મું

અદષ્ટ વિચારુ ઉદ્ધવ! આપણ,
અકલ ચરિત્ર છિ નંદ-નંદન-તણુ. ૧
[1]ગણના કરતાં નાવિ લાભે ગણુ;
બ્રહ્માંડ કીધા કૃષ્ણજીઇ અતિ ઘણું. ૨

---

૧. સહુને સાભરી (દા) સઘળા સાભરી ૨ શરણુ આવ્યા (દા)

૧ અમ તણુ (દા) ૨. ગુણકા કહિતા નવ જાએ ત્રુષ્યા, બ્રહ્મા કીધા વાહાલે ઘન અતી ઘણા (દા)

ઢાળ

[3]અતિ ઘણે બ્રહ્માંડે ચતુર્ભુજ, જૂજૂઆ ચાજ પશુપતિ;
[4]શિવ, શંકર, દશ દિગ્પાલ, ચૌદ લોક મુનિ સરસ્વતિ. ૩
અકેકા વચ્છ ગોપ પ્રતિ, આહાં ઈમ [5]રચના કરી,
ત્યાહાં હંસારુઢિ ઈમ કહ્યુઃ "અદ્‌ભુત-કર્મો તું હરિ !" ૪
[6]ત્યાંહા બ્રહ્મ બાહૂ પિરિ બોલીયા, તે અજ્ઞાનિ નવી સાંભરિ;
કહ્યુ, "રીસ નાવિ માત, જુ બાલ બાહૂ અન્યાયિ કરિ. ૫
ઉદર-માંહિથી, માતનિ, બાલક દુઃખ, દાખિ ઘણું.
અપરાધ એહ ક્ષમા કરું સ્વામી!, [7]છોરુ અન્યાઈ,
તુ હિ આપણું. ૬

પદ ૮

(રાગ—કેદારુ, ઝુલેણા છંદ)

[1]તોરા ચરણુની રજ, હરિ! પતિત પાવન કરે,
નામઈ પાપતણું ઓઘ નાસિ.
[2]તે ચરણ-રજ ત્યજિનિ અંવર આરાધિઈ,
ઘાડ્યા થાઈ તે ઘણું રે ઘાસિ. ૧ તોરા.

---

૩ અતિ ઘણા બ્રહ્માંડ કીધા, જુજવા પશુપતિ,
સકલ લોક દિક્‌પાલ સરસા, મુનિ સરિતા સરસ્વતી.
એક કા વત્સ ગો પ્રત્યે, એમ અહીં લીલા કરી.
હંસારૂઢે એમ કહ્યું, અદ્‌ભુત ચરિત્ર તારાં શ્રી હરિ (શુ)
૪ સ્તવે દસ દિગપાલ મુનીવર, ચૌદ લોકે સરસ્વતિ. (દા)
૫ ક્રીડા કરી (દા) ૬. આ લીટી દાહોદની પ્રતમા નથી ૭ બાળક છોરૂ આપણું (શુ)
૧. હરિના (દા) હરિ (શુ) ૨. નામ તજી જે કોએ આંન ઉપાસે. (દા)

'પશ્ચિમ-બુધીઆ' તે બ્રહ્મ કહાવિઈ,
બોલતા બોલતા બ્રહ્મ મુજિ,
શ્રીકૃષ્ણ આમન્ય રહીઉ દોઉ કર જોડીનઈ,
મુગટના મણિ-વડિ ચરણ પૂજિ ૨ તોરા.

કોટિ બ્રહ્માડ-તણુ સૃષ્ટ ક્ષણમાહિ કરી,
કોટિ બ્રહ્માડ-તણુ તુય રાજા!
ઘડણ ઘડા વિના વિશ્વ તે નીરમ્યૂ, તો સૃષ્ટિ
કરતા નામ કૈઆ માઝા? ૩ તોરા

એહેવી સ્તુત્ય કરી, પ્રસન્ન હૌઆ હરિ,
આયસ દીધુ "અજ! ઠામિ જાયું,"
બ્રિહદેના પ્રભુ-તણા [4]ચરિત્ર ઉદ્ધવ! સુણ,
એ રે ગોવાલા પ્રેમિ ગાઉં ૪ તોરા.

## કડવું ૨૯ મું

મરજન કરતી આહા મર્વ સુદરી,
વસ્ત્ર હરિનિ કદબ ચઢયો હરિ ૧
[5]વિનય પ્રકાશિ બાલા જલભરી,
બાહિરિ તેડીનિ કૃષ્ણજીઈ બુદ્ધિ કરી. ૨

---

૩ ઘડતા અ-ઘડતા મતિ નથી નીર્મું, સૃષ્ટ-કરતા કેરુ નામ માઝા! (મો) ઘટ ઘટ સકલ પ્રભુ તુ જ વ્યાપી રહ્યો, સૃષ્ટિ કર્તા તર નામ સાચા (ગુ) ૪ ચરિત્રને ભ્રામને (દા)

૫ વચન પ્રકાશે બાલા જલ ભરી, બાહેર તેડ્યા શ્રીકૃષ્ણે બુધ કરી (ગુ)

ઢુઢિ

બુદ્ધિ કરી, ચાલી ચતુરનારી, [6]ગ્રીહા-સ્થાનક કર ધરી;
પાછિ નિરખવા મન, કૃષ્ણ કહિ, "તમો અતિ વરાંશી સુંદરી ! ૩
પ્રણામ કરુ દોઈ પાણિ જોડી, વસ્ત્ર વિના જલ માંહાં [7]રહાં;
લાજિ તે ન સરિ કાજ ગિહિલી !, છૂટશું નિર્લજ થયાં ! ૪
ભુજ-યુગલ જોડી, નમી [8]ચેડી, [9]લજ્જા છોડી મોહયુઃ
ચઢી દહુ ગેડી કૃષ્ણ સાથિ, રમતાં અતીશે રંગ થયું. ૫
મન [10]હસી થાલી, અતિ રંગાલી, પછિ કાંમના અંગી કરી,
[11]ઉદ્ધવજી, આ તેહ જલસ્થલ, ક્રીડા કરતા કૃષ્ણ નિ સુંદરી. ૬

## કડવું ૩૦ મું

જોતાં જોતાં વલી વનમાં ગયા;
બ ધવ બહુ આંહાં ભૂખ્યા થયા. ૧
ઋષિને [2]આશ્રમે અહ્યો જઈનિ રહ્યા;
હરિના સેવક [3]કિણે નવિ લહ્યા ! ૨

ઢુઢિ

નવિ લહ્યા એ અંદ્ધીએ, અહ્યો પાછાં આવીઆં!
ઋષિ-નારૃયનિ જઈ જાંણ કીધું, અંત પોતિઈ લ્યાવીઆં. ૩

---

૬. ક્રીડા (ગુ) ૭. ગયાં (દા) (ગુ) ૮. ચેરિ (દા) ૯. લાજ મોહેલી મોહ ગઓ. (દા) (ગુ) (૧૦) હરિ (દા) (ગુ) (૧૧) આ તે જલ થલ જોઓ ઔધ। ભજન કરતા, આહાસહ (દા)
૧ વનઢા (મો) ૨, દારે (મો) ૩. અમો કંઈ (ગો)

આણિ ઠામ્ય ત્રિશી હરિ જમ્યા, આંહાં જમ્યા સર્વ ગોવાલીઆ;
ઋષિ-નારૂય નિ પછિ દયા કીધી, પ્રેમિ પાછાં વાલીયાં. ૪
એક વારનૂં ગોપ ઉદ્ધવ !, તાલવન-માંહિ સંચર્યાઃ
ધેનુકના પરિવાર સાથિ, પ્રાણ બલદેવઈ હર્યા. ૫
એક વારનૂં આંણિ જલ્ય-વિશી, હરિ વ્યાલ-શિર્ય નટૂઆ થયા;
આંહાં કાલ્યંદી નિર્વિષ કીધી, [૫]કાલીય રમણ દ્વીપ ગયા. ૬

## કડવું ૩૧ મું

આંહાં અહો રાખ્યાં વાહાલાઈ દાઝતાં;
ઉપરિ એહેનિ અહો અતિ ગાજતા. ૧
હરિનિ હસવિ અહો નવ્ય [૧]લાજતાં.
જીવન—જમલાં અતિ વિરાજતાં. ૨

ઢાળ

વિરાજતાં નિ વિચરતાં, આનંદ કરતાં અતિ ઘણુ;
એકવાર ઈણિ ગિરિ કર્ય ધર્યૂં, બહુ ભય નિવાર્યું વ્રજતણુ. ૩
દોઉવાર ક્રિષ્ણિ નંદ છોડયા, વૃક્ષ મોડયા રિખતાં;
ઉદ્ધવજી ! અહ્મનિ કાંઈ ન ઊગરૂ, [૨]શ્રીકૃષ્ણ નિ બલભદ્ર વલી જતાં.૪
[૩]એકવાર્નું ઉદ્ધવ અમ્હનિ, [૪]ભાડીરવન દેખાડીઉ
આંહા ગોપ થૈ પ્રલંબ આવ્યુ, આંહા રામિ તે મારીઉ. ૫

૪. નવ્ય લજ્જા ધીમંદ તેણે, તતખેવ પાછા વાલીઆ. (દા)
૫. કાની કુટુંબ રમણુક દ્વીપ ગઆ. (દા)
કાલિંદી દ્રહ નિર્વિષ કીધો, કુટુંબ સઘળા તળે ગયા. (ગુ)
૧. ભાજતા (મો) ૨. આજ અમાર હરી જતા. દા) (ગુ)
૩. દાહોદવાળી પ્રતમા આ કડી નથી. ૪ ભાડીન્વટ (ગુ)

આંહાં શંખચૂડ નિપાતીઓ, સર્વ ગોપિકાને હરિ જતુ;
આંહાં અહા-કાજ દવ દોય વાર પીધું, [5]ક્ષણ રખે આપણ દાઝતું. ૬

## કડવું ૩૨ મું

વલી એક અદ્‌ભુત ઉદ્ધવજી! સુણ;
બોલ પ્રમાણ્યુ વાહાલાઇ અમતણું. ૧
શશિહર ઊગુ શરદ નિશા-તણું,
વંશ [1]વાયુ, મોહ લાગ્યુ ઘણું. ૨

ઢૂઢિ

[2]ઘણુ પ્રેમ મુઝનિ ક્રિષ્ણ મ્યલવા, ભર-યૌવન ભાંમ્યની;
વિપરીત આભ્રણ અંગ્ય વિહિરાં, કામ-વશ થૈ કાંમ્યની. ૩
ઉન્મત્તની પિરિ સર્વ નીસરી, [3]તે શ્રીકૃષ્ણ પાંમી સુંદરી,
કટાક્ષ કરી હરી [4]કામના, પછિ તે અંગી-કરી. ૪
રંગ રેલ્યવા વહાલુ બોલ્ય-બાધુ, માન ત્યાંહાં અમનિ થયૂં,
પણ્ય ત્રિલોક્ય-સુંદર રત્ન માહારું, કાચનિ સાટિ ગયૂં ! ૫
[5]ત્યારિ અહ્મો કર ઘશી ઘશી હૈડાં હણ્યાં, શોક કીધું અતિઘણું;
આંણિ ઠાંમ્ય રમતાં વિરહ પામી, તે તહ્મો ઉદ્ધવજી ! સુણ. ૬

---

૫. આંહાં અમો રાખ્યાં વાહાલે દાઝતાં (દા)
૧. વજાડિ (દા) ૨. ઘણે પ્રેમે કૃષ્ણ મલસા ભર જોબનમાં ભાંમની. (દા) વંશ વાઈ માહ લાવો, જોવા ચાલી ભામની. (ગુ) ૩. આ અડધી લીટી (દા) પ્રતમાં નથી. ૪. કલ્પના (ગો) કટાક્ષ કરતાં કૃષ્ણને તવ કામના અંગી કરી. (ગુ). કટાખ કરી દીધી કરૂણા, તેહનૂં માં અંગી કરી. (મો)
૫. નારિ વિરહ પાંમી રદન કીધૂં, સોક આંણ્યો અતી ઘણો
× × × ,વલી એક અદ્‌ભુત ઉદ્ધવજી સુણો. (દા)

પદ ૯

( રાગ-ગમપ્રા )

[1]નાથ ગયુ માહારૂ સાથ ત્યજી, પાપી પ્રાણ ન જાઈ હજી,
* માહરુ રદિય ન ફૂટિ એક હજી, આગિ અમો નવ ઇશ ભજી ૧
[2]ગોપી લડસડતા ડગવા ભરિ, મુખ 'હરિ હરિ' 'હરિ હરિ' ઊચરિ,
તેનૂ ઉર ભી જે આસૂ ખરિ, શ્યામા સરીર તણી સુધ નવ કરિ. ૨
[3]અમો વિલપન લાગી વિરહણી, હરિના સગ થકી સરવિ હણી,
પૂઠન ચાલી પેલા વૃક્ષભણી ત્યાહા વિઠ્ઠી દીઠી વેલ ઘણી. ૩
કો દાખવો દિશ ત્રિકમ-તણી, જિમ જઈ મલીએ વૃન્દાવન-ધણી,
આ તે નારી કહુ નાથ તણી, માહારે નાથે કીધી આપની. ૪

---

તન વિરહ પામી શોક કીધો વિલાપ કીધા અતિ ઘણો,
તેણે કાળે જે હતુ, તે તમો ઉદ્ધવજી સુણો (ગુ)
તનાર મહ પામી વ્યાકૂલ થયા, સોક કીધો અતિઘણો ( મોડાસા પ્રતનુ એક છુટુ પાન )

૧ દીનો નાથ ગઓ માહારો સાથ તજી, માહારા પાપી પ્રાણ ન જાએ હજી;
આગે અમો નવ ઇશ ભજી માહરૂ હદે ન ફાટે એક રજી-નાથ ૧ (દા)
* અમો સુધણી નવિ ઇશ ભજી, વૈરી રૂદે ન ફાટે હજી હજી (ગુ)
૨ ગોપી લડસડતા ડગના ભરે શરીર તણી સુધ નવ કરે
એના ઉર ભીજે આસુ જ ખરે, મુખે હરિ હરિ ઉચ્ચરે-નાથ
૩ ૩ થી ૬ કડી દાહોદ પ્રતની છે, ને મોડાસા પ્રતમા ૩-૪ કડી નીચે મુજબ છે —
વની વલી વીનાપે વિરહણી, પુછાણુ લાગી વૃક્ષ ભણી
ત્યાહા વ્યકશી દીઠી વેલ ઘણી, કહ્યુ આ તે નારી નાથ તણી. ૩(મો)
અમો સરખી કો પાપિણી શે ન સરજી વાન સીપેણી (સાપેણી)
હરિને નહિ જે મળે, તે ભૂતલ દેહડી નવ ધરે

પણુ નહીં અિનિ પોતિ કરણી, અહો પાંમ્યૌ રસ ઢોળ્યો ધરણી !
એક આપણુ ×સરખિ પાપણી, રહી સઘલી સરખિ સાપણી. ૫
માહારા નાથનિ વિરહિ જે મરિ, તિનિ ભૂતલ દેહડી નવ ધરિ,
અમ્યો મ્યલી છૂ તેવડતેવડિ, હરિની વિરહની-વેધિ ગોરડિ. ૬
[4]હરિને મેહે ગોરડી, વાઆિય હણી જિમ કેલ પડી,
વલી વલી વન માહે રડવડી, પ્રેહેદેના પ્રભુ વિના સુખ નહીં અધ ઘડી.[5]

## કડવું ૩૩ મું

પછિ અહ્મો ઉદ્ધવ! બહુ [5]વનિ ફર્યા,
મધ્યથી પ્રગટયા પ્રભુ [6]પ્રેમે ભર્યા. ૧
બુધ્ય કરીને અહ્મો તતક્ષણ વર્યા,
તાપ અહ્મારા પિર્‌ય પિર્‌યના હર્યા. ૨
ઢૂઢિ
હર્યા તાપ [7]અનંત-રૂપિ, અહ્મો ઘણું રંગિ રમાડીઆં,
સુર નર મુનિજન માહિ ઉદ્ધવ!, અહ્મો ભલાં ભવાડીઆં. ૩

---

૪. આવિ વન વન માંહે રડવડિ, અહો વાએ હાણી જ્યમ કેલ પડિ;
પ્રેહેદેવના સ્વામી વિના ઉદ્ધવ!, અદક્ષણ સુખ નહિ દેહડિ-[6]નાથ.
× સખીયો
૪. અમો વનની માંહે રડવડી, જ્યમ વયે વિકશી કેલિ પડી,
ત્યમ પ્રેહેદ પ્રભુ વિન દેહડી, મનસુખ નહિ ઉદ્ધવ અધ ઘડી. (ગુ)
[ આ પદમાં દાહોદવાળી પ્રતમાં સાત કડી છે; જ્યારે ૧૬૯૬ ની સાલની પ્રત જે મોડાસાવાળી છે તેમાં પાંચ છે. પદ સાતકડીનું ઉપર મૂકયું છે, પણ ૨૮૩ કડી (૫૬) કવિએ અંતે ગણાવ્યાં છે તે મેળવણી માટે બે કડીના અંક મૂકયા નથી. ]
૫. વિને (દા) વિનય ગુ) (૬) નિજ ભર્યા (મો) (૭) અનંત (મો)

તિણિ કાલિ આંહાં જે જે હવૂં, કહી ન સકું તેટલું,
મધુવન અતિ વિરાજીઉં, વૈકુંઠ કોટિ-પેં ભલુ. ૪
[૮]વલી રહસ્ય છિ જે કયમ કહું, પછી જલ-ક્રીડા કરી,
[૯]એ બ્રહ્મ રયણી વન્ય રાખી, પછિ ઘરિ ગઈ સુંદરી ૫
આહાં પ્રાકૃત નિ પિરિ, અ ક અહ્માિર, પ્રભુ પુહુડતા નિદ્રાભર્યા,
ઉદ્ધવ ! અહ્મ સાથિ કૃષ્ણજીઈ, ભાવ પિર્ય પિર્યના કર્યા ૬

## કડવું ૩૪ મું

વલી જુઉનિ ઉદ્ધવ ! ગત્ય ગખડી તણી,
ધાગડ ધૂતી, ખાંત હૂતી ઘણી. ૧
[૧]આહા અહ્મો રમાડ્યાં આખ્ય-મી ચામણી,
ભાત લઈ આવ્યા અહ્મો હરિ ભણી. ૨

ઢૂઢિ

હરિ ભણિ [૨]લાવ્યા કરમલુ, અહ્મો આહિ બિશી જમતાં મ્યલી,
[૩]એહ મદ-માતુ, કંઠય લાતુ, [૪]રંગિ રમતુ માહિ વલી. ૩
વલી વેણ્ય વાતુ, ગીત ગાતુ, નૃત્ય કરતુ માહિ મ્યલી,
[૪]ચીત લી ભાંડૂ ગામડા, ને દડૂલે રમતુ વલી. ૪

---

૮. વલી હસા છે તે ક્રિમ કહુ, પછે જળક્રીડા કરિ, (દા)
વળી વળી છે તે કયમ કહુ, પછે જળ તણી ક્રીડા કરી (ગુ)
૯. એક બ્રહ્મરેણી વન ગખી, પ્રાત ઘર ગઈ સુંદરી. (દા) (દા)
૧ આ રાસ રમાડયા આખ-મીચામણી. (દા) ૨ લઈ આવના.
૩. એ મદન-માતો, કઠ વલાતો, રંગ ગતો રમતા, (દા)
એ મદે માતો કંઠે સાતો, રંગ રાતો રમતો. (ગુ)
૪. ચોક ચીતના ભાંડ ગામડા ને.

આંહાં મલ્લ ભેલી રમંતુ, વલી મેઘની પિરિ ગાજતુ,
કપિ-તણી-પિરિ ફાલ ભરતુ, ગોપ-માંહિ વિરાજતુ. ૫
બાહુ હાર-ગુંજા શીશ ધરતુ, ધન્ય તે શોભા બણી,
નટવેષ ધરતુ ધન્ય વિચરતુ, ઉદ્ધવ! રમત્ય છિ પ્રભુની ઘણી. ૬

## કડવું ૩૫ મું

તસ્કર થૈનિ વ્યોમ પધારીઉ,
ક્રિષ્ણિ આંહાં તે મરડિ મારીઉ. ૧
[1]શીશ ધરીનિ અરિષ્ટ સંઘારીઉ,
કેશી સરખુ દુષ્ટ વિડારીઉ. ૨

ઢૂઢિ

વિડારીઆ ઈણિ [2]દુષ્ટ કોટિક, વાત મોટી હરિ તણી;
દેખાડીઉ વૈકુંઠ અહ્મનિ, દયા કીધી અતિ ઘણી. ૩
મૃત્તિકા-મિશિ વદન-માંહિ, ચૌદ લોક પ્રકાશતુ,
એહનિ જન્મથી, જાતાં લગિ, અદ્ભુત ઉછવ આંહાં થતુ. ૪
એક વારા આંહાં નારદ આવ્યા, વાત કાંઈ હરિ-શું કરી;
[3]પછિ ઘણે ધાહાડે ક્રૂરકર્મી અક્રૂર, આવીઉ રથ જોતરી. ૫

---

૫. એમ મલ-વિદ્યા મલી રમતો.
૧. તે તાં સૂંગ (શૃંગ) ધરીને અરિ સીધારીઓ.
કેસી સરખો દૈત્ય વિડારિઓ. (દા.)
૨. દૈત્ય (દા)
૩. તીણે દિવસ પાપી ક્રૂર કર્મે આવિઓ રથ જોતરિ, (દા)
તેણે સમે તત્કાળ સાજે, અક્રૂર આવ્યો રથ જોતરી. (ગુ)

[4]તે પ્રાણ અહ્મારા હરી ગયુ, અહ્મો ટલવલ્યા, બહુ દુ ખ પામીઆ,
[5]અમો અશુભ વાંચ્યુ નદનિ, જે ક્રૂર-કર્મી હરી ગયુ ! ૬

## કડવું ૩૬ સું

પલવટ વાચીનિ અહ્મો પૃઠિ પચી,
જીવન જાતા અહ્મો પૈ આકુચી ૧
પ્રભુનિ બોલિઈ અહ્મો પાછી વળી,
[1]શુદ્ધિ તા તિહુનિ અહ્મો નવ્ય સાભલી ! ૨

ઢૂઢિ

નવ્ય સાભલિ જે સતોષ થાઈ, પણ્ય મ્યચ્યા વિના નવ્ય મન ઠરિ,
[ કહે ગોપિકા ઉદ્ધવને તવ, અમમધા આસુ ક્ષરિ ! ] ૩
" અક્રૂર નિ તમ-વચ્ચ ઉદ્ધવ !, [2]વિગત્ય તા દિસિ ઘણી,
[4]કાઈ પણિ છિ વેગલા, કિ સહજ બુધિ આપાપણી ૪
દઢ-બુધિ મખા એ તમ તણી, શીખ દ્યુ અહ્મનિ ચાલવા,
[5]સમધિ કો દિસિ નહિ, તીણિ સમિ સમર્થ કો બોલવા " ૫

---

૪ પ્રાણ અમારા લઈ ગયો, અમો પરનાર્ના બહુ વારીઆ
  તેણે સમે એવુ ભાખતા, અક્રૂર લેઈ પધારીઆ (ગુ)
૫ અકસ માત્ર અશુભ વાંચ્યુ, ત્યાર મુકુદને અક્રૂર પધારીઆ (દા)
૧ સુધ તોં તેની તમથી સાભગી, દા)
  શુદ્ધિ તો હરિની તમથી સાભળી (ગુ)
૨ ગોપિકા ઉદ્ધવ નયણે આસુ અસમધા ક્ષરે (મો) ૩ વકત વિશ (દા)
૪ સગપણુ છે કાન વેગળુ, કે સહિ બુધ આપા આપણી, (દા)
  સગપણુ છે કાઈ વેગળુ પણુ સહજ બુદ્ધિ આપ આપણી (ગુ)
૫ તેણે સમે કોઉ સમરથ નહિ, ઉદ્ધવ સાથે બોલવા (દા)
  સમર્થ તેને સમે ન દીસે વદને પાછી બોલવા (ગુ)

ઇણિ પ્રેમિ ઉદ્ધવ પૂછીઆ, નંદ આદિ સહૂ મ્યલી;
ગહિલી ગોપી, લજ્જા લોપી, પલવટ વાલીનિ પૂઠિ પલી. ૬

પદ ૧૦

(રાગ મેવાડુ-ભાવના)

ઉદ્ધવ- [1]સાથિ સંદેશડુ, કાહાવિ રે ગોકુલની નાર્ય,
આપણે કિહા રે દિવસના રૂમણા. તમ્યે ધરી રહ્યા હદિયા સુઆસ્ય રે?
સ્વામી! ગોકુલીઅં પોતાનું રે જાણ્ય. ૧

એકવાર આવુ આણઇ નેસડિ, નાંવુ તુ નંદજીની આણ,
[2]યેહનિ તું તન ધન પ્રાણ વિજાણ રે—સ્વામી ગોકુલીઅં. ૨

કિહિ કેરા સ્વામી! અમ્હે કિહિ તણાં?, કુણ કરિ અહ્મારી રે સાર?
[3]યમ ધણી-વિહુણાં ધવલહરાં, ત્યમ તુજ વિન વ્રજની નાર્ય રે.
—સ્વામી! ૩

[4]વેલી-વિછોહાં જિમ પાંદડાં રે, જતુની-વિછોહાં રે જિયમ બાળ;
કૃષ્ણજી-વિછોહાં આંહાં સહૂ ગોપિકા રે, જુઉ કુણ કરે રે અમારી
સ ભાળ—સ્વામી! ૪

[5]એ વ્રજનિ કાજ ગિરિ કર ધરુ, સ્વામી! પાવક પીધુ હોય વાર,
પ્રિહિદેના પ્રભૂનિ કિહિયો એ યેટલુ, [6]વ્રજનિ છિ તાહારુ
આધાર.—સ્વામી! ૫

---

૬. અરચીઆ ઉદ્ધવ આદરે, વલ્યા નંદાદીક મલી,
ગહિવર ગોપી લાજ લોપી, પલવટ વલી અમો પાછી પલી. (દા)
અતિ પ્રેમે ઉદ્ધવ પૂછીઆ, પછે નંદાદિક નમીઆં વળી,
કહે ગોપી લાજ લોપી, ઉદ્ધવ પૂઠે પળી. (ગુ)

૧. હાથિ (મો) ૨. ગોપીના ૩. આ લીટી, પાંચમી ટુંકમા, દાહોદ પ્રતમા પહેલી છે. ૪. દાહોદ પ્રતની કડી હોવાથી અંક લખ્યો નથી.
૫. આ લીટી, ત્રીજી કડીનીબીજી લીંટી, દાહોદ પ્રતમા છે. ૬. ગોકુલને (ગુ)

## કડવું ૩૭ મું

ઉદ્ધવ કહિયો હરિને એટલું,
દુઃખ દેઇ ગ્યા છુ સાગર ચેટલું. ૧
વલી વિનવજો રે જાણું તેટલું,
કહિયો હરિનિ 'તહ્મો કીધું ભલું!' ૨

ઢૂઢિ

ભલુ કીધું ચે ભ્રમ ભાગુ, હેત જાણ્યું હરિ-તણું,
ઉદ્ધવજી! ઇમ [7]સાંભલુ, થોડા માંહિ છિ ઘણું. ૩
પ્રાણ છિ અમારા હરિ કન્હિ, પછિ લુબ્ધ આશાઇ તાં રહ્યાં,
વિચાર્યુ તન છૂટશિ, ઉદ્ધવજી! આજ તુ જાતાં રહ્યાં! ૪
પણિ કર્મનિ વશિ દેહ છિ, તે ભોગવ્યા વિણુ ના પડિ,
એકવાર આંહાં મોકલું, શ્રીકૃષ્ણનિ આંણિ નેસડિ. ૫
પ્રીતિ હુઈ યાંહાં ચેટલી, રૂસણું ત્યાં-હાં તેટલું,
[8]અધક્ષણ સુખ નાહિ કૃષ્ણજી પાખિ, ઉદ્ધવ! કહિયો હરિને એટલું. ૬

## કડવું ૩૮ મું

"[1] મધુકર મુહુ મધુપુરી સા ભણિ?
કમલિની અનોપમ વ્રજ હૂતી ઘણી. ૧
[2] પિરિ ન જાંણી અહ્મો, એ પ્રભુ તણી."
વલી વલી બોલઈ ઈમ વિરહિણી. ૨

---

૭. જાણુજો (દા) ૮. જોબન જાયે નાથ ન મલ્યે. (દા)
૧. મધુપુર મોહો મધૂકર સા ભણી (દા) ૨. પેર ન જાંણી પ્રભુજી તમ તણી. (દા)

ઢૂઢિ

વિરહિણી ઉર કામ પીડિ, હરિ હીરદે તમ્હિ જાણ્યો;
અહ્મો દુઃખિ દાધી કામિની, અમ ઉપરિ કરુણા આણ્યો. ૩
યૌવન જાઈ જૂજૂઆં થઅિ, તાં હાણિ મોટી અમ્હની,
ઉદ્ધવજી! હવિ લાજ મૂકી, આજ કહૂ છુ તમ્હનિ. ૪
યૌવન જાઈ રે નાથ! ન સ્થલિ, તે અહ્મો ન સકૂં અમી;
કહું ગુહ્ય અહ્મારુ, કૂપ-છાયા કૂપ-માહિ વીસમિ! ૫
પછિ અવસર ચૂકયા મેહુલા, વાત શી વૂઠયા તણી?
યૌવન જાઈ, શિર શ્વેત થાઈ, ત્યારે પધારયો પ્રભૂ ગોકુલ ભણિ!" ૬

કડવું ૩૯ મું

"[1]રખે કિહિતાં ઉદ્ધવજી! વિસરિ;
તૃપત્ય ન પામિ, નયણે જલ અરિ. ૧
અન્યોઅન્યિ મન [2]સાતાં કરિ"
[શુદ્ધિ-વિણ શ્યામા સહુઈ ઊચરિ.] ૨

ઢૂઢિ

ઊચરિ, "એક વનુ અહ્મારું, સાઈ દેયો [3]નાથની;"
ઉદ્ધવ નયણે નીર પૂરિ, વલી નમિ વ્રજ-સાથનિ. ૩
આજ્ઞા માગી વલ્યા ઉદ્ધવ, સખી સર્વ સૂની થઈ;
મધુપુરિ જૈ માહારાજનિ, ઉદ્ધવિ સઘલી પૂરિ કહિ. ૪
ઉદ્ધવ કિહિ: "મુજ એકવારનૂં, મંદધી ન સકું કહિ,
એ ગોપિકાનુ પ્રેમ કિહિવા, શેષ તાં સમરથ નહિ!" ૫

---

૩. કહાવે (દા) ૪. અદક્ષણ જાએં જૂજૂઆં થાએં ૫. જીનુ (ગુ)
૬. ગુહ્ય. ૭ વૂઠયા.
૧. રખે કાંઈ (ગુ) ૨. સહેતા (ગુ) ૩. માહારા નાથે. (દા)

[4]વ્રજ-નારચની વાણી સૂણી, શ્રીકૃષ્ણજી ઈમ ઉરિ ધરિ
"કુરુક્ષેત્ર-માહિ મ્યવીરિ ઉદ્ધવ, એ ગોપિકા મુઝ નવિ વિમરિ!" ૬

## કડવું ૪૦ મું

ઉદ્ધવ સાથિ સખીએ કાહાવીઅં,
[1]હરિજી-કેરઈ મન્ય અતિ ભાવીઉ ૧
કુરુક્ષેત્રમાહિ સહુઅિ આવીઅ,
ત્યાહા ગોપીનુ મન મનાવીઉ ૨

### ઢૂઢિ

મનાવિઉ મન મદધીનૂ, શક એ રગતા ઘણુ,
[2]ચક્ષુ-હિત અનુદિન ઉદ્યમ, કરતુ ભ્રમર-ગીતા તણું ૩
અર્થ એકિ હૂં ન જાણુ, ×મ્વત બોલાવ્યુ તે મિ કહ્યુ,
નરનારચ ગાઈ સાભલિ, તેહનુ કુલ પાવન થયુ ૪
[3]મવત સોલ શત નવ, વૈશાખ સુદિ એકાદશી,
કહ્યું સોમવારિ ગ્રથ સુપ્યુ, હરિ-કથા માહારિ મન્ય વશી ૫

---

૪ ઉદ્ધવ વાણી હ્રદે જાણી, કૃષ્ણ વલજી ઉચ્ચરે (દા)

૧ શ્રી કૃષ્ણજી ૨ ચક્ષુરહિત અધમતિ આનદકાટિ ભ્રમરગીતાતણુ (દા)
ચક્ષુ-રહિત અનુદિન કથા કરતા, કોડ ભ્રમર ગીતાતણુ (શુ)

× સાતા

૩ સવત સોલ-નવોતરો, વૈશાખ સુદ એકાદશી
સોમવારે ગ્રથ સુણ્યો, હરિ કથા માહારે મન વશી (દા)
સવત ૧૬૦૯, વૈશાખ શુદિ એકાદશી,
સોમવારિ ગ્રથ સુણુ, હરિકથા મોરે મનિ વશી ('કવિચરિત,' પા ૩૦૧)

કવિજન કેરું કષ્ટ ભાગું, ⁴ચિંતામણિ કવિ આપીઉં;
મહીદાસ-સુત-બ્રિહદે કેહિ ?, ×કૃષ્ણજીઈ કહાવીઉં તે મેં કહ્યું !' ૬

પદ ૧૧

( રાગ-વસંત )

સંવાદ ગોપી ઉદ્ધવ-તણુ, યેહનૂં ભાગ્ય હુઈ તે ભણુઃ
⁵પ્રેમિ સાંભલતાં છિ રસ ઘણુ, સુખ-મંડલ્ણ હાર હૈઆ-તણુ;
રઢિઆલુ રાસ સોહામણુ. ૧
⁶હરિ-તણા હીર રસ-દોરી વણી, વીંધ્યાં મુક્ત, ખાંત્ય કીધી ઘણી;
વીંધી વચ્ચોવચ્ચ મણિ સોહામણી, રચના રચી ભ્રમરગીતા તણી. ૨
કહ્યુ બિસિ વ્યાહાશી પદ,બાર રાગ, મૂકયાં ગીત એકાદશ જોઈ માગ.
ચ્યાલીશે કડવે સમા ભાગ, ફલ જોતાં બ્રિહદે કહે કોટિ યાગ. ૩

---

ઇતિશ્રી ભ્રમરગીતા સમાપ્ત । ॥ શ્રીરસ્તુ ॥ કલ્યાણમસ્તુ ॥ સંવત
૧૬૯૬ વર્ષે ફાલગુન વદિ ૨ શુક્ર । લિખિતંગ પં. માવ.
કડાણા-વાસ્તવ્ય, ખડાયતા જ્ઞાતીય વૃધ સ્વજન મં. શ્રી. ૫
જીવા પઠનાર્થં । લ્યખિતા ભ્રમરગીતા । શ્રીરસ્તુ ।

---

૪. ચિંતામણિ કરી આપીઅં. (દા). ચ્યંતામગ્ન કરમાહિ આનીઉં ( કવિચરિત પાનુ ૩૦૨ )

× હરિ ક્રિપા કરી મુનિ કારવીઉં ( કવિચરિત પા. ૩૦૨ )

૫. ભણો નહિ તો પ્રેમે સાંભળો, સાંભળતાં રસ છે અતિ ઘણો. (દા)(ગુ)

૬. હરિ હીર સિખર દોરી વણિ, વિચ વિચ મણિ સોહામણિ.
વેધ્યા મુકતા ક્ષાંત હતિ ઘણિ, રચિ રચના ભ્રમરગીતા તણિ.
બસે બ્યા(ગ્યા)સી પદ ને બાર રાગ, મૂકાં ગીત એકાદસ જોઈ માગ,
ચાલીસે કડવે સમો ભાગ, બ્રેદેવ કહે ફળ ગાતાં સાંભળતાં.
વ્રજવાસ ( કોટિજાગ ).

તેને અમો એમ થઈ ઈછિ રે, પંજર પર વાલીને રે,
દેહલડી તાજ કરિસું રે, શરીર ગાલીને રે. ૩
હૈયાનુ હીર સૂગાયુ રે, રાત દિન રોઈને રે,
આંખોનાં પાપણુ ખરિયાં રે, આંસડા લોહિને રે. ૪

× × ×

સ રી શિખામણ દીજો રે, વાંકા વનમાલીને રે. ૫
સવારને પહોર સમારૂ રે, વલોહણાં વહલોઈને રે,
સાંજને પહોર સંભારૂ રે, ગોધન દોહિને રે. ૬
જુ મુને પ્રભુ મલે તો રે, નાખું દુઃખ ખોઈને રે,
નરસૈયાનો સ્વામી મલે રે, પિયુ પગ ધોઈને રે.

૩

( રાગ-રામ

ઉદ્ધવ! કહેજો હરિને એકાંત બેસારી — તજીરે વ્રજના
પ્રથમ જાણ્યુંરે પ્રેમ અધિક — ણ્યું હરિ
હેલીને
—કહાવે — ી. ૧ (
અમને સાંભરે પેલી — ઉપજે
ચંદ્ર વિના જમ રજની — ગે.
— હો
જાતાં રે અમને કહ્યું
મુરલીને સ્વરે મને હાં

૪

( રાગ-ગમશ્રી )

સુખના દા'ડા રે, ઓધવ અમને સાંભરે રે; એ સુખ ના જાણે પરિગ્રહ;
રાસને રમાડયાં રે, વૃન્દાવનમાં રે, નારદજી તો નાચતા હુતા તાંહાં છંમ ! સુ૦ ૧
તે-દા'ડેને રમ્યા રે, આંખ-મિચામણી રે, છબીલો છુપાણા કદંબ-કેરી છાંહ;
અંત્રિક્ષ જુએ રે, સુરનર દેવતા રે, પુષ્પવૃષ્ટિ કરે વૃન્દાવન માંહ. સુ૦ ૨
કુબજાને કહેજોરે, જઇ સંદેશડો રે, તારે હોતો તાંહાં અમારો રે ચાહ:
નરસૈના સ્વામીને રે, સુખમાં સંભાળજો રે, તેણે વળગાડ્યા પોતાની બાહ. સુ૦ ૩

૫

( રાગ-કેદારો )

કુબજાને કહેજોરે ઓધવા એટલું રે; હરિ-હીરો આવ્યો તાહારે હાર
માન કરીને રે એહને તુ લજાવે રે, કહું છું શિખામણની વાત. —કુબ્જાને. ૧
પ્રાતે ઊઠીને રે, પ્રથમ પૂછજે રે, જે માગે તે આપજે તતખેવ;
બીજું કાંઇ રે, ભૂધરને ભાવે નહી રે, માહાવાને છે મહિ માખણની ટેવ—કુબ્જાને. ૨
રાજને દીપે રે, માળ ન્ડા પુષ્પની રે, નિત નિત ધરજે નવલા વેશ;
આગું ન જગાડીશે રે, જાદવરાયને રે, કોમળ કરમાશે એનો સુવેશ. — કુબ્જાને. ૩
એહેને તે આપો રે, ઘડી નવ દીજીએ રે. ઘેલી નવ કરીએ રે અહંકાર.
શિવને વિરંચી રે, મહા મોહ્યા મુનિ રે, તેને નવ જડયો એહેનો પાર —કુબ્જાને. ૪

કંસ ઘેર દાસી રે, પેલી કુબ્જા રે, સુંદર શામળિયો ભરથાર;
નરસૈયાનો સ્વામી રે, સખી મુને મળયોરે, વહાલા મારા આવાગમન
નિવાર—કુબ્જાને. ૫

૬

( રાગ-કેદારો )

ઓધવજી ! વાહાલા કયારે આવશે, મારાં સુખડાં ગયાં તે કાંથાં
લાવીએજી ?
ઘરમાં ઘસું ને આવું આંગણે, ચઢીને જોઉં છું માળીએજી—ઓધવજી.૧
અન્નની બાધા તે લીધી આકરી; અમે નયણે તે આસુ ઢાળીએજી,
જે રે દાહડાના ગયા નાથ, અમે દિન દિન દેહડી ગાળીએજી.
—ઓધવજી. ૨
ગોકુળ મેલીને કૃષ્ણ મથુરા ગયા, વશ કીધા તે કુબ્જા કાળીએજી,
મેહેતા નરસૈયાના સ્વામી શાંમળા, તમ રુઠ્યે ભવબંધન ટાળીએજી.
ઓધવજી. ૩

૭

હાલો મન હિમાલે ગળિયે, ઓધવ હરિ માધવને મલિયે—
જન્મમાં તે જોગીડાં થઇયે, વેણા જંતર લેઈ તેઇને ફરીયે.
સામે રે ઘેર વલૂણાં વાગે, તે તો રે મારા હૈયામાં લાગે,
સામે રે ઘેર બાલકડાં રૂવે, તે તો એની નજરોમાં જૂએ,
પ્રભાતે તો ગાવલડી દો'તાં, દોહી દૂધ કહાનાને પાતાં,
ભેળાં રે બેસી ભોજનીયાં જમતાં, હાવે રે હરિ શેં રે નથી ગમતાં ?
આ દિશના વાવલીયા વાયા, વહાલે રે મારે ઊતારી માયા,
કાહના રે તારી જાતલડી જાણી, જગતમાં કોઈ નહિ પાયે પાણી,
ભલે મળ્યો નરસૈંનો સ્વામી, ગોપી સહુ આનંદને પામી.

## કવિ ચતુર્ભુજ કૃત

# ભ્રમર ગીતા

(રાગ વસંત)

[1]ભારતી આરથી પ્રણમૂંય, વર્ણવુંઅ મદન મુરારિ,
[2]માધવ મથુરા જૈ રહ્યા, [3]વિરહ હુઉ વ્રજનારિ. ૧
ગોપકન્યા કરઇ વાતડી, રાતડી કિમ્હઇ ન વિહાઇ,
વાહાલુ વિદેસિ જૈ રહિઉ, અમ્યો મેહેલ્યાં ગોકુલ-માંહિ. ૨
ભારતી આરથી પાઈ લાગૂં
સારદા સર્વદા સુમતિ માગૂં,
ફાગ ફાગુણિ ગાઉ ક્રિષ્ણ કેરા,
ફલ જોઇ ફોકટ ટલઇ રે ફેરા. ૩
કંસ-તણઈ ઘરિ કૃષ્ણ, ચતુર્ભુજ ચાલણહાર,
[4]સણુઅર સાંભલી શામા રે, વામા કરઈ વિચાર. ૪
સાંભલિઇ સુક્રિત હુઈ સંચ,
ગાતાં પાતક પુલઈ રે પંચ,
[5]ક્રિષ્ણિ કરીઉ કંસ-કટક-બંધા
એહવુ છઈ કથા-તણું સંબંધ. ૫
અક્રૂર આવ્યુ છઈ તેડવા, જેડવા દિઈ નહિ દેવ,
મોકલાવી-નઈ સાંઇ એ મિલ્યા, વિષ્ણુ વલ્યા તતખેવ. ૬

---

૧. સારથી ભારથી. ૨. દેવ દ્વારામતી. ૩. દહ હોએ. ૪. સુણુસણ.
૫. ક્રિષ્ણે મોડીઉ કંસનુ કટકબંધ.

અક્રૂર આવ્યુ છઈ તેડવાનિ,
સારથી થિઉ રથ ખેડવાનિ,
ક્રિષ્ણ બેઠા મ્યલી મોકલાવી
[1]તિણિ સમિ તારુણી તિહા રે આવી ૭
[2]બુધ વિણ બોલ ન ઉચરઈ, સંચરઈ શ્રીજગનાથ,
[3]ટલવઈ દાસ દીકોડી રે, જોડીય હીયડઈ હાથ. ૮
બુધ્ય વ્યના બોલી ન સકઇ રે બાલી,
કરઈ પીયાણુ પ્રીં વનમાલી,
વાત વામા કરઈ આંસુ ઢાલી
[4]કિમ કરી રહી સકઈ કૃષ્ણ–ટાલી ? ૯
અક્રર દીધુ રે સારથી, રથિ બિઠા રણછોડ,
સુંદર દીસિ સોહામણી, બલભદ્ર બાંધવ જોડ. ૧૦
કામ્યની-કૃષ્ણ પૂઠિઇ જાઈ,
ચીર છૂટાં ને છેહડા ઘસાઇ,
બ્યલવલઈ વિરહણી બાહિ સાહિ
વાહલા! વિદેસિ કાં મૂકી જાઈ ? ૧૧
અક્રૂર ન હુઈ, રણક્રૂર રે, કામ્યનિ કહઈ પાપી કોઅ,
[1]છવ મ લયઈશ અમારડા, હારડા સૂંપિઇ સોઅ: ૧૨
અક્રૂર નહી રે, એ ક્રૂર પાપી,
આવ્યુ અણચીંત્યુ, શામા સંતાપી,

૧. તિણિ કામિણિ હારુણી. ૨. દેવ્યત બોલ ન ઓચરે. (વ) ૩. વિલ-વિલઈ દેવ દીકોડી રે. ૪. કાંહાં કિમ રહીશઈ કહુ ક્રિષ્ણ ટાલી.
૧ જીવ મિલ્યુ રે

વલવ્યલિ વિરહિણી વિરહિવ્યાપી
[2]કૃષ્ણ! કાં જાઉ રે કંઠ કાપી? ૧૩
નેહ ઉપાયુ પહિલુ રે, વહિલુ કરવાનઇ છેહ.
જલ વિના ક્યમ જીવિ માછલી ?, જીવ વિના જિમ દેહ. ૧૪
શાનિ સમ દેઈ વાહાલે વારી ?
પ્રાણ અહ્મે છંડસ્યુ પ્રેમિ તાહરિ,
પાલવ પાથરી પાઈ લાગુ,
રહુ રૂડા રાજેન્દ્ર, માન માગું ! ૧૫
ટહઈ નવયોવન નારી રે, મારીનઈ રથ ખેડય,
જાવા નહીં દઉ સ્વામી તુહ્મનિ, અહ્મનઈ સાથિ તેડય. ૧૬
નીર નીઝરણ વહિ રે નયણે,
દીન વચન વદિઈ રે વયણે,
ગદ્‌ગદ્‌ કંઠિ ને ગોપી બોલિ
અહ્મ પ્રાણવલ્લભ નહી કો તોલિ. ૧૭[3]

---

૨. ક્રિષ્ણ, મ જાઉ અહ્મ કંઠ કાપી.
કહઈ નવ-ગોવન નારી રે, મારી નઈ રથ ખેડિ,
જાવા દેસું નહી તુમનિ, અમનઈ તાં સાથિ તેડિ. ૧૪
પાલર પાથરી પાએ લાગિ, રહુ રહુજી રાજન માન માગિ,
નીરનીઝરણ ઝરિ બહુ નયણે, દીન વચન વદિર રે નયણે. ૧૫
નેહ ઉપાયુ તિ પહલુ રે, વહલુ કરવા છેહ,
જલ વિના કિમ રહઈ માછલી, જીર વિના તિમ દેહ. ૧૬
સ્વામીનઈ સમ દેઈ વારઈ, પ્રાણુ અહ્મે છડસું પ્રેમ તાહરિ
પૂર્વની પ્રીતિ તું સિંઈન સ સારઈ?, વાલ્હા! વિછોહ કરી કાં મારઈ? ૧૭
૩ ૧૪મી કડી થા ૧૭મી કડીના પાઠ નીચે મુજબ 'પ્રાચીન ફાગુ સંગ્રહ'ની ચતુર્ભુજકૃત ભ્રમર ગીતામા છેઃ—

અમ્હો ગોરડી ગુણવંત છું, ત્રિકમ! તોરડી દાસ,
[1]વિણ અપરાધિ કા પરહરી ?, મેહેલી મ જાઉ મધુમાસિ. ૧૮

રથિ રામા મ્યિલી ઝિલઝૂંણી
કામ્યની કૃષ્ણનઈ કરિ વિલૂંણી,
પ્રીછવી પદ્મિની લાજ લોપી
[2]સુધી સંતોષીને વાલી ગોપી. ૧૯

ચડવડીનિ રથ ખેડયા રે, તેડયા ગોપ આહીર,
વિરહિણી વાટ નિહાલિ રે, ઢાલિ નયણુઈ નીર. ૨૦

સુંદરી જોઈ શ્રીકૃષ્ણ જાતા,
એમ કા કીધુ રે વેરણ વિધાતા ?
ગદ્દ ગદ્દ કંઠ નિ જોઈ વાટિ
જોઉ રે હુઈ હીયાં ન ફાટિ! ૨૧

[3]વાલીંભ વુલાવી વલી, છલી ઢલી પડઈ રિ શરીર,
પાછા પગ ચાલિ નહી, [4]વહી વલી નયણિ નીર. ૨૨

સૂનિ ગોકુલિ જઈસ્યૂં કરીસિ ?
શ્રીકૃષ્ણના ઠામ જોઈ મરીસિ;
મન-મરી મુંધિ મંદિરિ પુહૂતી,
નગરની નારિ પૂરી પનૂતી. ૨૩

સાંચર્યા સુભટ એકમના, યમુના-ત્રટ ગ્યા સૂર,
તરુઅર—છાયા રથ છોડિયા, [1]પ્રાત સારે અક્રૂર. ૨૪

---

૧. વિણ અપરાધિ તિજી, વધૂ ૨ સુધા સકેત કરી ૩. ટલવલાવી પાછી વલ્યાં, ગલીગની ૪. નયણા વછુરિ નીર.
૧. પ્રીત સાગ્ર

અક્રૂર પ્રભુ [2]ઉદક-માંહિ દેખઈ
પૂર્ણ બ્રહ્મ જોગેન્દ્ર પેખઇ,
પાખલિ જોઈ અનોનેય સ્વરૂપ,
રથિ રામ રમિ ત્રિભુવન-ભૂપ. ૨૫
મથુરા નયર-નિવેશિ રે, પ્રવેશ કરઈ કૃષ્ણ-બાલ,
[3]મારિઉ પરિઅટ, પટ્ટકૂલ, પહિરાવ્યાં સવિ ગોપાલ. ૨૬
મસ્તકિ પુષ્પના મુગટ રચિયા,
કુબ્જાએ કૃષ્ણ ચંદનિ ચરચ્યા,
નગરનિ નારીનઈ ધ્યાન લાગુ,
[4]તિણિ-સમિ કંસનુ ધનુક ભાગુ. ૨૭
બિન્હે ધાઢે બિહુ કોઠ રે, મામા-નઈ મ્યલવાનુ હેજ,
મેડી ચઢી જન જોઈ રે, [5]મોહન-મૂરતિ-તેજ. ૨૮
કામિની કંદર્પ રૂપ દેખે,
પૂરણ બ્રહ્મ યોગેન્દ્ર પેખે,
મલ્લિ જાણ્યુ મેરુ ચાલી આવ્યુઉ,
કંસનઈ મનિ મહાકાલ ભાવ્યઉ! ૨૯
[1] મારિયો કુવલયાપીડ રે, કાઢિય દંતોસલ સાર,
તેહની કાયા અવે હારી રે, પછે પીડ્યો પુંતાર. ૩૦

---

૨. ઉદક માંહિઇ શું અક્રૂર દેખિઇ, પાખિલિ જોઈ બ્રુ નેહજ પેખઈ,
જલ જોઇ પેખિ હંસા સરૂપ, રથિ રાંમ હસઈ ત્રિભુવન ભૂપ.
૩. મારિ ઉપરી ચટપટ ફૂલ, પહિરાવા સવિ ગોપાલ. ૪ તીણઇ વનિ
કૃષ્ણજીઈ, કંસનું ધનુષ ભાગું. ૫. મદનમૂરતિ અતિ તેજ.
૧. મારિઉ કુવલય ચાંપી રે, કાઢિઉ યાદવ સલ સાલ,
સવિકહઈ જોતાં સંહારયા રે, ગાલાખાડઈ માલ. ૩૦

[૨]તિ બહુના માનંમ લીધા,
વાસ રે વંકુંઠ-રે કાજ સીધા,
પછે ચાલીઆ હરિ મલ્લખાડે,
મારીઆ મલ્લો ચીસ પાડે. ૩૧

ચડી બિઠા દેવ મારિઆ, વલી બીજા દઈત અનેક,
[૩]રૂપડો રૂપડો મારિઆ રે, કૃષ્ણજીઈ કરીનિ વિવેક. ૩૨

અનેક દઈત શ્રીકૃષ્ણિ માર્યા,
સંસાર—સાગર—તીરે તાર્યા,
બીજા જિ દઈતનું જાણૂં નામ,
મારિયા તિ વાસિયા વૈકુંઠ ઠામ. ૩૩

કંસજી મનમાંહિ બીહીન્ચુ, જાણૂ હવિ આવી પોહોતુ કાલ,
મનમાંહિ શંકા અતિઘણી, ઉદરમાંહિ પડી [૪]આલ ૩૪

હરિ હેલાં ચૂંટે ઝાલ્યુ રે કંસ,
પાડિયુ પૃથિવી-તલિ, હરિઉ હંસ,
સૂરનર સેવકનાં સાર્યાં કાજ,
ઉગ્રસેનનિ આપિઉ અવિચલ રાજ્ય. ૩૫

માતા, પિતા પાય લાગા રે, ભાગાં સંકટ કોડિ,
ગોકુલિ ચલાવું નંદ રે, ગોવિંદ નમિ કર જોડિ. ૩૬

[૧]દુષ્ટ દાનવ દલ્યા દઈત્ય દોષી,
કૃષ્ણજીઈ કુબ્જા સહિજિ સંતોષી,

---

૨. કડી ૩૧ થી ૩૪ આ પ્રતિમાં વધારાની કડી છે. એ ગ્રંથની ૩૫મી કડી 'પ્રાચીન ફાગુ સંગ્રહ' ની ૩૧મી કડી છે.
૩. રૂપડો રૂપડો રાઉત રાવલ? ૪. ઝાલ.
૧. નિર્દલ્યા દુષ્ટ દાનવ દોષી.

અક્રૂરનિ ઘરિ હરિ પધારયા,
[2]છપ્પન કોટિ યાદવ વધાર્યા. ૩૭
મધુપુરિ માધવ જઈ રહ્યા, ઉદ્ધવ—સૂં આલોચ:
વેગિ તુમ્હે જાઉ ગોકુલિ, ગોપી ધરસિ શોચ. ૩૮
ગોપીનિ માહરું [3]ધ્યાન કહિજ્યો,
સઘલા દિન દસપાંચ રહિજ્યો,
નંદ-જશોદાનિ કહિજો સાંઈ,
વાહલા ગોવાલીઆ માહરિ પ્રાણ-પાહિં. ૩૯
[1]રથિ બિઅી ઉદ્ધવ સાંચર્યા, માધવ-નાઈ ઉપદેશ,
સાંઝ સમઈ ગોકુલિ ગયા, નંદ-મંદિરિ-પરવેશ. ૪૦
નંદ—યશોદાનિ પ્રણામ કીધા,
આદરિ આસન માંન દીધાં,
[2]રામ નિ કૃષ્ણ નિ પ્રણામ કહિતાં,
યશોદા-નયણિ નીર વહિતાં. ૪૧
ઉદ્ધવજી તિહાં અરોગાવિયા રે, ભાવિ આદર કરી પ્રેમ,
કહિ યશોદા, 'કહીંઇ મ્યિલશે રે, મમ માધવ બલદેવ ? ૪૨
ઉદ્ધવ ! માધવ ગિઉ રે વાહી,
કહિતું અણચીંતવ્યે આવીશ આંહી,
સાંમલિ વલતુ સંદેશ કહાવીઉ
[3]રામકૃષ્ણ ગોકુલ મેં ન આવ્યુ ? ૪૩

---

૨. આ પાઠ ગ્રથમા લુપ્ત હતો. ૩. જ્ઞાન ઉધ્ધવનિ ગોકુલ ચલાવુ રે (વડો) (૩) જ્ઞાન.
૧. ચાલ્યા ઠિ સારથિ ઉધવ ૨. રાંમ નિ ક્રિષ્ણુનિ પ્રણાંગ કરિયા, યશોમના જવિ નાત્ર ભરિયા. ૩. રામ નિ ક્રિષ્ણ ગોકલિ નાવ્યા.

ઉદ્ધવ કરઈ કાંઈ વાતડી, રાતડી બિઠા નંદ,
કુશલિ કંસ સંધારિઉ રે, યાદવ-કુલિ આનંદ. ૪૪

નંદ જશોદાનિ વાત કરેઈ,
નયણિ નીર-નીઝરણી વહેઈ,
પયોધરિ પૂતના પહેલૂ શોષી
શકટ-તૃણાવર્ત દલિઉ દોષી. ૪૫

ધેનુક વચ્છક બક હણિઉ, અસુર અઘાસુર રોલ,[1]
ગિરિધર તાહી આંગલી, ગોકુલ રાખ્યું તોલ.[2] ૪૬

ઉખલિ બાંધિ બિ વૃક્ષ પાડયા,
પ્રસેન પ્રલંબ કેશી પછાડયા;
નીર-માંહિથ્યુ નંદ શરણિ લીધુ,
દાવાનલ કૃષ્ણ બિ વાર પીધુ. ૪૭

વ્યાલ-તણઈ વિષ-ધારા રે, સધાર્યાં સવિ ગોપ,
કાલીય-કલહુ કિણ્ણિ કરિઉ, ઇન્દ્ર મહોત્સવ-લોપ. ૪૮

કેતલા કૃષ્ણના ગુણ સંભારું ?
મોકલ્યા તિઅ ભાગ્ય અમારું;
રામનિ કિષ્ણની કરતાં વાત,
ગુણ સંભારતાં થયું પ્રભાત ૪૯

ગાઈ ગમિ ગમિ ગોપી, લોપી લજ્જા મંન,
ધંમ ધંમ ધ્રૂમિ મહી, સહી બ્રહ્માંડિ લાગી ધૂન. ૫૦

કાંમિની યામિની જાતિ જાગી,
ગીતની ધ્વનિ બ્રહ્માંડિ વાગી;

---

૧. રોય ૨. તોય

યમ યતિ હુઈ સવિ સંગ ત્યાગી,
તિમ ગાઈ ક્રિષ્ણ ગાઢા વિરાગી. ૫૧

ઉદ્ધવ ગયા એકમના, યમુના સારવા પ્રાત;
રથ દેખી રામા કરઈ, ટોલે મિલી વાત. ૫૨

સૂનિ ગોકુલિ સ્યૂં લેવા રે આવ્યુ?
પિઈ પૂતે પહિલી વાર ફાવ્યુ;
આપણી દેહ છિ દમર સૂકી?
'ક્રિષ્ણ ક્રિષ્ણ' કરી નિશ્વાસ મૂકી. ૫૩

વાટ-પાડુ વલી આવ્યુ રે, ફાવ્યુ તે પહિલી વાર;
ગિઉ વયરી ગલાં વાઢી રે, કાઢી કાલિજ સાર. ૫૪

આવતો ઉદ્ધવ દેવ દીઠા,
જાણિઉ એ માધવ-મંનિ બઈઠા;
પ્રેમ વાધ્યાં, ધસી સોઈ સાહી,
ઊલખ્યા ઉદ્ધવ લાજ પામી. ૫૫

ટોલે મિલી રહી કાંમિની, સ્વાંમીની પૂછિ છિ વાત:
ઉદ્ધવ લાગ્યા ગોપી-પાયિઈં, પ્રદક્ષિણા દેઈ સાત. ૫૬

ઉદ્ધવનિ આસીસ દીધી,
હરિ-ગણ[1] માટિ માહા પૂજ કીધી;
સુંદરી સર્વ વ્યાપાર છાંડઈ,
પૂછવા ક્રિષ્ણની વાત માંડઈ. ૫૭

"મથુરા-થિકા તહ્મે આવીયા, લાવીયા કાંઈ સંદેસ?
કાં ન પધારયા શ્રીક્રિષ્ણજી, હવિ રહિયા સિઈ લવલેશિ? ૫૮

---

૧. હરિગુણ

ઉદ્ધવ ઊચરિ, "સુણુ રે માત !
કુણ લહિ કૃષ્ણના મનની વાત ?
કહીતું અચિંત્યુ આવ્યુસ આંહી,
તહ્ય સરખું વહાલુ કોઈ નાંહી!" ૫૯
હરિની પિરિ અહ્મો લાધી રે, બાંધી તિહાં હઠિ પ્રીતિઃ
નગરની નારિ ધૂતારી રે, રમતી હુસિ વિપરીત. ૬૦
હરિ હવે શૂં કરિ આંહાં આવિ?
નીરસ નારિ અમ્હે થઇ અ-ભાવી;
ભમરની પિરિ ભલા ભાવ જોઈ,
નવરસ નગરની નારિ મોહી. ૬૧
ભરૂઆડી અહ્મો ભૂર રે, ચતુર નગરની નારિ;
નાથ ન જાણું રે વસિ કરી, પરિહરી ગિઉ રે મુરારિ! ૬૨
તે ગાઇ, ગોકુલ, તે આહીર,
તેહ જ વૃન્દાવન, યમુનાં-તીર;
ચાંદરણી રાતિ નઈ-[કહિ રે બાલી,]
સર્વ સૂનું એક કિષ્ણ ટાલી! ૬૩
ઉદ્ધવ! અમ્હે મંદભાગી રે, વયરાગી કહઇ નારિ;
તિણિ નરહરિ ગ્યુ પરહરી, કરી નિજ નેહ અપારિ. ૬૪
નાંહનિ-થકિ ઘણું નેહ કીધું,
જાતઇ અહ્માંરડુ જીવ લીધું;
થોડી કાજિ ઘણી પ્રીતિ માંડી,
વાહલુ એ વયરી ગ્યુ રે છાંડી! ૬૫

---

૨. ચાહિલુ

ઉરિ દુહવ્યા દુઃખદાયક, વાયક સુણુ રે સહીય;
વેદન ટલિ વીસારિઈ, સંભારિ સુખ નહીય ૬૬
સંભારીઇ નહી, એ સહી શત્ર,
આમ સ્યૂં કીજિએ જગન્મિત્ર?
હરિના ગુણ હઈડઅઇ દાહિ,
વાહલો વીસારતાં વીસરઇ નાહીં! ૬૭

પૂતના આવી'તી પરુહણી, [ વિરુહણી કરઇ વિચાર; ]
નાંહનિ-થકિ માસી થહી, એહનું એહ રે આચાર! ૬૮
વિરુહણીનૂ એ વયરી સદાઇ,
ઈમ છઈ વેદ-પુરાણ-માંહિ;
સૂર્પનખા વિરૂપ કીધી આગિ,
આપણિ ઊગરયાં તે આશ્ચર્ય લાગિ! ૬૯

અવગુણ કાઢતાં અધક્ષણ, વિરહુ પડિ રે લગાર;
ગદ્ગદ કંઠિ બોલઇ, નયણે નીર ત્રિ-ધાર. ૭૦
સૂની તનિ થઇ સર્વ [૨]સરખી,
ચંદ્રાઉલી જાણિ ચિત્રામિ લિખી!
કિષ્ણ-સું થાઈ તે લીન નારી,
ઉદ્ધવિ જાંણિઉ: "સું ભગતિ અહ્મારી? ૭૧

ગુલ્મ, લતા, તૃણ, તરૂઆર, હુ હજ્યો વૃન્દાવંન;
ગોપીના ચરણની રેણુકા, અડઈ ઇમ જાંણુ મંન. ૭૨
જાતિ નઇ ભાતિનું કારંણ નાહીં,
ભરૂઆડી સ્રી [૩]ઉદ્દવાસિ રાહી;

---

૧ વિહરૂ ૨ સખી ૩ 'ઉદ્દવ સિગહી'

ભગતિ નથી કહિં એહ પાસિ,
અચિર દેખી ઉદ્ધવ વિમાસઇ. ૭૩

[4]સર્વ નિરંતર સરણુ રે, નિરણુ તહ્મે નજ નાથ;
ઈણિ પરિ માધવ પ્રાંમસિઉ" [ ઉદ્ધવ કહિ જોડી હાથ. ] ૭૪

છઈ હૃદય-કમલિ જમલિ મુરારિ,
અહ્મ-તુહ્મ અંતર લિઉ વિચારી;
વેદ પુરાણ જોઉ રે કથ્થી,
વિષ્ણુ વિના રજ માત્ર નથ્થી. ૭૫

વેગલું હુઇ તે ન વીસરઈ, જમલુ મન-થિઉ ન જાય;
તે તુમ્હનિ સદા સંભરિ, ભગતિનુ એહ ઉપાય." ૭૬

ચાલસિ અહ્મારિ ભગતિ પાખઈ,
અહ્મનઈ કે કિહી કૃષ્ણ દાખી ?
જ્ઞાન કહિઉં તહ્મે, તે ન લહીઈ;
જાંણીઈ હરિ-ગલિ લાગી રહીઈ ! ૭૭

જાંણિઉં કમલ-ભ્રમ ભૂલુ ભ્રમર, ગોપી પાઈ ખઈઠ્ઠ;
ચરણ ગુંજારવ કરતુ રે, માંનિની મધુકર દિઠ્ઠ. ૭૮

કૃષ્ણનુ દૂત કે કહઈ વિરાગી ?
મનાવઈ છઈ આપણિ પાઈ લાગી;
રીઝવઈ છઈ ગુણ ગ્યાંન કયરી,
એ ધૂરત કૃષ્ણનઇ વાંનિ વયરી ! ૭૯

માટિ-થિકુ જાલઈ મધુકર !, ઠાકુર તાહરુ ધૂર્ત્ત;
નાયક પાયક લક્ષણ, દાયક-દુઃખ બહૂત્ત. ૮૦

---

૪. સર્વનિ અંતર

નગરની નારી જે ઊગટ કરઈ,
વસવા વઈકુંઠિ નાથિ હરઈ;
તઝ મુખિ પરિમલ જે વિલગ્યુ,
તે મલી અહ્મ શરિર રહિ રે અલગ્યુ." ૮૧

ક્રિષ્ણુકથા કહી એટલી, ચલી ગોપી ગેહિ;
આદરિ ઉદ્ધવ રાખીઆ, દિન દસવીસ સનેહિ. ૮૨

વનિ જાઈ ઉદ્ધવ નિત્યમેવ,
જેવા જિહાં કીડતા ક્રિષ્ણુદેવ;
રમતિનાં ઠાંમ ગોવાલ દાખઈ,
જોઈ જોઈ ઉદ્ધવ આંસૂ નાખઈ. ૮૩

ચારતાં વૃન્દાવન-માંહાં, આંહાં અહ્મે હરિ ગાઈ;
આણુઈ કદમ્બિ ચડીનિ, ઝંપાવિઉં આ દ્રહમાહિ. ૮૪

નાગ તે નિર્દલિઉ આંણિ ઠાંમિ,
આંહાં પ્રલંબ પછાડિઉ બલરામિ;
આહાં અઘાસુર ઊભુ રે ફાડિઉં,
વચ્છકુ મારતાં તે વિનડિંઉ. ૮૫

રાસક્રીડા આંહાં રમતાં રે, જિમતાં આંણુઈ ઠાંમિ;
આંહાં અહ્મે હરિ લીધા રે, કીધા તેહ વિરાંમિ. ૮૬

ધેનુક ધરિ મારિઉ વિનડી,
આંહાં બકાસુરની કોટિ મરડી;
અશ્વ કેશી આહાં ઊભું ફાડયઉ,
આંહાં તૃણાવર્ત તે પછાડયઉ. ૮૭

મોર ચમર ચરમોઈના, હાર પરોતાં કાન્હ;
તે અહ્મો બાંધતાં બહિરખિ, સરખા શોભતા માંન. ૮૮

નાચતી ગોપી, આંહાં ક્રિષ્ણ ગાતા,
માદલ વંશ મહૂયરિ વાતા;
હરિની રમતિ તે હીઈ આવિ,
અહ્મનઈ વંન-વયરી રોઆવિ. ૮૯
કાંહાન *કંસારથી થઈ ગિયુ, રહિઉ રે મથુરાં જાઈ:
કચારિ સંભારિ રે અહ્મનિ?, આવશિઇ કહીંઇ આહિ?" ૯૦
ગોવાલીયા પ્રતિ ઉદ્ધવ બોલઈ,
[1]ક્રિષ્ણનઈ નહીં કો તુહ્મ તોલઈ;
એક [2]દીહ ઉદ્ધવ શીખ માગી,
ગોપ-ગોપાંગના પાએ લાગી. ૯૧
ચતુર્ભુજ-નાથનિ ચાહિ રે, કહાવિ ગોપી સંદેશ:
"શા અવગુણ અહ્મે કીધા રે, લીધા તુહ્મે રે વિદેશ? ૯૨
નાથ! અનેક નારી તહ્મારિ,
પ્રાણજીવન! તું એક અહ્મારિ!"
ઉલંભા ઉદ્ધવ હાથિ કહાવિ,
આંખડીઇ અતિ ઘણુ આંસુ આવઈ. ૯૩
અહ્મનઈ કીધુ ઈમ છેહ જે, તેહ તહ્મે કિહાં હસિ છૂટી?
×સર્વ સતું કરિઉ, મન હરિઉં, હરિ! હવિ ઈમ મ લૂટિ. ૯૪
સુંદર[1] સુખ મનોહર હસતું,
વીસરી ગિઉં જે મન વસતું;
અહ્મે અભાગિણી નારી ગોપી,
[2]તું ત્યજી ગ્યુ ઈમ લાજ લોપી. ૯૫

---

* 'કહાનક સારથી' ૧. નહીં કો વાહાલૂ કૃષ્ણને તમ તોલે. ૨. વાર.
× ગદ-ગદ કંઠે ને બોલે રે, હરિ હવે એમ કાં લૂટ?
૧. કઠ ગોવાલ. ૨. તિણે તજી ગો કૃષ્ણ લાજ લોપી.

અમ દુખણીને જોવાનિ, આવુ એક વાર રે દયાલ;
થોડામાંહિ ઘણું જાંણ્યો, કૃષ્ણ [1]કઠિણ, અહ્ય કાલ. ૯૬

' [3]વલતાં નહી આવીઈ ઇણિ ઠાંમિ '
—નીમ શૂં લીધુ છિ ક્રિષ્ણ-રામિ ?
એક દીહ આવજો, પછિ રહિજ્યો,'
ઉદ્ધવ ! ક્રિષ્ણનઈ ઈમ કહિજ્યો. ૯૭

ધન ધન ઉદ્ધવજી ! તહ્મો, માધવ મલસ્યુ રે આજ;
સાઈ દેજ્યો અહ્મારું વતું !" ઈમ કહઈ લોપી લાજ. ૯૮

આલિઉ ઉદ્ધવ : ગોપી રોઈ,
વલી વલી કોટિ વાલીનિ જોઈ;
હેલયાં જઇ હરિ-જમલાં રહિયાં,
સર્વ સમાચાર સંકેત કહિયાં. ૯૯

ચતુર્ભુજ-ચા રાઈ પૂછીઉ, પછિઈ જઈ જુગતિ વાસ,
ક્રિષ્ણ—ગોપી કુરુક્ષેત્રિ મિલ્યાં, તિહાં મનિ પૂરી આસ. ૧૦૦

કહિ ચતુર્ભુજ કરજુગલ જોડી,
બોલિઉં બાલાપણ, બુદ્ધિ થોડી;
સાભલઈ ગાઇ જે નરનારી,
સફલ ફેરા હુઈ [1]તિહા સંસારી. ૧૦૧

છિહુતરિ કીધુ છૂટવા, ભેટવા શ્રી ભગવાન;
કોડિ કન્યા પરણાવિઇ, જે ફલ હુઇ તિ સમાનિ. ૧૦૨

---

૩. એકવાર તહ્મો આંહાં આવી જાઓ, ઓધવ ! કૃષ્ણને એમ કેહેયો,
એકવાર આવ્યો આણે ઠામે, નીમ કાં લીધા રે કૃષ્ણ રામે ?
૧. તેહાં સભારી.

અઠસઠિ તીરથ અવધાંન,
હેમ—તુલા—પુરુષ ભૂમિદાન;
ભાવિ ગાઇ જે નર તેહાં તોલિઇ,
ભણઇ **ચતુર્ભુજ** વેદવ્યાસ બોલિઇ ૧૦૩†

---

ઈતિ ભ્રમરગીતા ફાગ સમાપ્ત। ઈતિ ક્રિષ્ણ ગોપી વિરહ-મેલાપક ભ્રમરગીતા સમાપ્તા। સંવત ૧૬૨૨ વર્ષે દ્વિતીય આસાઢ સુદિ ૧ ગુરુવારે। ચેલા રતના લિખિતં।

---

† પ્રો. શ્રી. મંજુલાલ ર. મજમુંદારની હસ્તપ્રતમાં બે કડીનું એક જોડકું ગણ્યુ છે. તે પ્રમાણે ૨૩ યુગ્મ કડી છે. તેમાં કડી ૩૧ થી ૩૪ પ્રો. શ્રી મજમુંદારના હસ્તલિખિત ગ્રંથમાં વધુ છે. તેથી આ ગ્રંથમાં ૪૭ કડી અને 'પ્રાચીન ફાગુ-સંગ્રહ' (૧૯૫૫) માં ૪૩ કડી થાય છે. ત્યાર પછીનું કાવ્ય 'પ્રાચીન ફાગુ સંગ્રહ' પ્રમાણે છે; પણ કડી ૯૧ થી ૯૭ ની કડીઓમાંનું એક પાનુ, પ્રો. મજમુંદારના હસ્તલિખિત ગ્રંથમાં છે. તેમાં કડીઓના પાઠમાં ફેર છે. હજી બીજી હસ્તપ્રત મળે તો આ કાવ્યની વાચના વધુ વ્યવસ્થિત થઇ શકે. —**ચીમનલાલ વૈદ્ય.**

# કવિ કેશવરામ હરિરામ કૃત

# ગોપી-સંદેશ.

પૂર્વછાયો

યાદવ-માંહે મંત્રી ભલો, શિષ્ય બૃહસ્પત્ય જાણ્ય;
બુદ્ધિ-જ્ઞાન-ગુણે આગલો, સેવક શારિંગપાણ્ય. ૧
ઉદ્ધવ માધવે તેડિયો : " સાંભળ્ય મિત્ર ! સંદેશ,
જા ગોકુલ રથ જોતરી, કેહેજે નંદ-નિવેશ. " ૨

ત્રોટક

રથ નંદ-નિવેશે આવ્યા રે, સમી સાઝ વેળાએ ભલા ભાવ્યા રે,
મળિયા ત્યાંહાં માત ને તાત રે, વળી પુત્રતણી કહી વાત રે. ૩
'સુત' કેહેતા થયાં મન સૂનાં રે, સાંભરિયાં કારણ જૂનાં રે,
વસુદેવને સુતે વિસાર્યાં રે, નયણે ન રહે વારિ વાર્યાં રે. ૪
એક વાર કેહેજો, ઈહાં આવે રે, અહ્મ રડતાંના જીવન લાવે રે;
બોલાવી વિકુલ વળિયાં રે, તહીંયે-થાં માણસ ટળિયાં રે. ૫
આલિંગન નંદે દીધું રે " અમે આજ અમી બહુ પીધું રે; "
લઈ દુઃખડાં યશોદા હરખી રે, ક્ષણ એક રહી મુખ પરખી રે. ૬

પૂર્વછાયો

મુખ પરખી માતા રડી, સરખો શારંગ-પાણ્ય,
આજ દિવસ ધન્ય અમ તણો, આજ સજીવિત જાણ્ય. " ૭
મિંદર-માંહે આણિયો, ઢાલ્યો ઉત્તમ ઢોલ,
બેસારી બહુ પૂછિયા, ખલ કેશવના બોલ. ૮

ઊન્હે નીરે અંઘોલિયા, પેહેરાવ્યાં પટકૂલ,
ભોજન દીધાં ભાવતાં, ઉપરચ દીધ તાંબૂલ. ૯

ત્રોટક

તાંબૂલ વિવિધ પેરય આપી રે, કરે પ્રશ્ન પછી પગ ચાંપી રે,
"કહો ઉદ્ધવ ! વાત અમારી રે, કહીયે જે કરતા દેવમોરારિ રે.૧૦
એણે વિઘ્ન વિવિધ પેરય રાખ્યાં રે, સુખ સ્વર્ગ થકી બહુ દાખ્યાં રે,
પે'લું હરિએ પૂતના મારી રે, તૃણથકી મકાવ્યાં તારી રે. ૧૧
યમલા-અર્જુન તરુઅર મોડયા રે, સુર શાપ થકી બહુ છોડયા રે,
અઘ, વત્સ, બકાદિક રોળ્યો રે, તલ વાસી ગિરિ કર તોલ્યો રે.૧૨
યમ-કાલ સરીખો કાલી રે કાઢ્યો, વિષ યમુના ટાલી રે,
વ્યોમાદિક અરિષ્ટ નિપાત્યા રે, કુલ દાનવ-કેરાં ઘાત્યાં રે.૧૩

પૂર્વછાયો

દાનવકુલ ઘર ઘાતિયાં, ઊગારયા જે આપ,
તે હરિ તોલે કોણ કહૂં, સ્વજન જે બાંધવ બાપ."૧૪
કેહેતાં કથા મુકુંદની, ક્ષણ એક ખૂટી રાત્ય,
સુખ-સાગરમાં મગ્ન થયો, પેખે હવૂં પ્રભાત.૧૫
ઉદ્ધવ ઊઠી ચાલિયો, મર્જન યમુના-વારય,
રામા રથ રળિયામણો, દેખે નંદ—દુઆરય.૧૬

ત્રોટક

રથ નંદ—દુઆરે જાણી રે, આવે સહુ નારય ઊજાણી રે,
અક્રૂર ક્રૂર વલી આવ્યો રે, અથવા કો અચ્યુત લાવ્યો રે.૧૭
એણે પ્રાણ અહ્મારા લીધા રે, ઢંઢાર તીશાં ઘડ કીધાં રે
હજી કંસ કિશૂં હેત કરશે રે, મૃતપિંડ અહ્મારા ધરશે રે।૧૮

એમ કરતા ઉદ્ધવ દીઠા રે, મેઘશ્યામ મનોહર મીઠા રે,
ગોપીવટ જાણી ગોપી રે, "હવે મલશું લજ્જા લોપી રે.૧૯
નેડા-થા પ્રેમદા પરખ્યા રે, હરિમિત્ર હોએ હરિ સરખા રે;
પછે વનિતાએ વીંટયા ટોલે રે, મધુમાખી મળી મધ-પોલે રે ૨૦

પૂર્વછાયો

જેમ મધુ-પોલે મક્ષિકા, ત્યમ વીંટયો વ્રજ-નારય,
પૂછે પ્રિય સંદેશડો, "કહે હો મિત્ર! મુરારય."૨૧
કોયક મધુકર આવિયો, બોલે મધુરી વાણ,
"કિં તવ સખા ?" કામની કહે, "પરશે મ પગલે પ્રાણ.૨૨
શોકય-હ્રદય-ચંદન ચડયો, માલા વિલુલિત જેહ,
તે તેં પરિમલ પ્રાશિયો, દાઝે વિરહે દેહ ૨૩

ત્રોટક

વિરહાનલ દેહડી દાઝે રે, વણ-ઓષધ વ્યાધિ ન ભાજે રે,
તજી બાલપણાની પ્રીત રે, એહ કોણ તમારી રીત રે ?૨૪
અહ્મે ઊભાં મથુરા-વાટે રે, હરિનામે હઈડું ફાટે રે;
પેલી ચંદન ચીરે ચોહ્યો રે, કુબજાને કામણે મોહ્યો રે ૨૫
જલધારા ચક્ષે ચાલી રે, ન રહે જ્યમ યમુના ઝાલી રે;
રોમાચિત દીસે રામા રે, સર્વ કામની સારી કામા રે.૨૬
સંભારી શ્રીહરિ-ક્રીડા રે, રડે વનિતા છાડી વ્રીડા રે,
શ્રીનામ વિના એમ શોચે રે, જમ જલ વિના જલચર લોચે રે ૨૭

પૂર્વછાયો

જલ વિના જલચર જમ દહે, વિણુ ઘન ચાતક મેહ,
ત્યમ હરિણાક્ષી હરિ વિના, દાઝે વિરહે દેહ.૨૮

આજ–લગે એમ જાણતાં, કરુણા કરશે કંત,
જીવ રહ્યો એણુ આશડી, અહાં આવશે અનંત.૨૯
દે ઓલંભા અતિ ઘણા, મધુકર-મિષ હરિ-મિત્ર,
શામા સંભાલે ૨ છે, ચતુર્ભુજ તણાં ચરિત્ર.૩૦

ત્રોટક

ચતુર્ભુજ–ચરિત્ર સંભાલે રે, વચનામૃત શીતલ ઢાલે રે,
ક્ષણ એક નથી વીસરિયા રે, ધરણીધર ઉરવર ધરિયા રે.૩૧
વૃન્દાવન જમ રસે રમતાં રે, મધુસૂદન મન્ય અતિ ગમતાં રે,
તેમ વિરહે અન્ન ન ભાવે રે, એક વાર સહી અહાં આવે રે.૩૨
મનમાંહે માધવ દેખો રે, એ વ્યાપક અલપગમ તેખો રે,
પરસંસી પરચ પરચ નારી રે, તમ હરિ જૂયો હૃદય વિચારી રે.
એણે વચને વિનતા કોપી રે, કહે કામની લજ્જા લોપી રે;
એક યોગ જુગત સહુ રાખો રે, અહ્મને આંહાં અચ્યુત દાખો રે.૩૪

પૂર્વછાયો

અહ્મને અચ્યુત દાખવો, કહો કુબજાને યોગ;
રાસ—તણો રસ અનુભવે, સંભારે સંયોગ.૩૫
ધૂર્તે ધૂત મેળાવડા, વૈતાળે વૈતાળ,
ઠાગ સેવંતા ઠગ હોએ, જાણે માયા—જાલ.૩૬
એક વામન, બીજી કૂબડી, ત્રીજા તમે પરધાન,
માનની કો યમ માનશે, માંડ્યૂં કૂડું રહાન.૩૭

ત્રોટક

તમે માંડ્યૂં કૂડું મહાન રે, એ કાંમણગારો રહાન રે;
એણે વાહ્યાં જે જન આગે રે, વન્ય હીંડે તેહ વિરાગે રે.૩૮

એક વેલા કીધી વાત રે, તે છાડી માતા તાત રે,
બાજીગર બૂઝી બાજી રે, રહો રાત હવે મન લાજી રે.૩૯
એમ પ્રેમ-કલહ બહુ કીધા રે, હવેં હરિ હઈડે લીધા રે,
પછે માતા ગત સંતોષ્યા રે, સુત સ્નેહે પરચ પરચ તોટ્યા રે.૪૦
સંદેશા સહુકો કા'વે રે, કેહેજો, 'ઇઆં કેશવ આવે રે,'
ભલ ભેટણા ભૂધર આટ્યા રે, મધુપુરી ઉદ્ધવ ચાલ્યા રે ૪૧

પૂર્વછાયો

મધુપુરી ઉદ્ધવ ચાલિયા, આવ્યો અચ્યુત આશ;
સ્નેહ સંભાલી પછી કેહે એમ **કેશવદાસ.** ૪૨*

---

* 'શ્રી કૃષ્ણલીલા કાવ્ય' પાનુ ૧૪૬ થી ૧૫૦' (રચના સંવત ૧૫૨૯ અથવા ૧૫૯૨)

## કવિ ભીમકૃત

# રસિક—ગીતા

(રચના-સંવત આશરે ૧૬૪૦)

**વૈષ્ણવ સ્તવન:**

[1]સકલ વૈષ્ણવ જન રે, તમને હું પ્રણમું;
મને શુધ-બુધ દેજો રે, વ્રજ-[2]ગુણ વર્ણવું. ૧
હું તો કાંઈ લેહેતો નથી રે, અબુધ અજાણ છું;
મહા શઠ મૂર્ખ હું તો રે, તમારો દીન છું. ૨
મને પોતાનો જાણી રે, તમો દયા કરો;
વ્રજ [3]ગુણવંતો થાઉં રે, એહવું કાંઇ અનુસરો. ૩
તમારું નામ લેઇ રે, કવિ—પગલે ચલું;
તમો ભગવદીને વાંચ્છયે રે, માહરે થાયે ભલું. ૪
[4]મહા સિંધુ સાગર આગે રે, જળ જેમ વાટલી;
મોટા કવિજન આગલ રે, મારી બુદ્ધિ એટલી. ૫
તેવી મતિ મારી નથી રે, જેવા ગુણ ગાજ છે;
ગીતા રસ-ગ્રંથ ગાઉં રે, તેની તો મને લાજ છે. ૬

**કૃષ્ણ ઉદ્ધવ સંવાદ:**

એક સમય કૃષ્ણ ઉદ્ધવ રે, બેઠા વાતો કરી;
[5]ઉદ્ધવે મન આણ્યુ રે, "અમો મોટા, હરિ." ૭
એહવું અભિમાન જ્યારે રે, ઉદ્ધવે મન આંણીઉ;
"હવે એહને ગોકુલ મોકલું રે," હરિયે એમ જાણીઉ ૮

---

૧. સકલ જન વિષ્ણુજન રે. (વડો) ૨. સુબુધ (દા) ૩ જન (વડો)
ગુણ. (દા) ૪. વ્રજજન વાટ જુવે રે (વડો) ૫. વધારાની કડી છે.
૬. ઉદ્ધવે મન એમ જાણ્યું રે. (વડો)

ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું રે, "ઉદ્ધવ ! તમો સાંભળો;
વ્રજજન વલવલતાં મેહેલ્યાં રે, રથે બેસીને પલો ૯
વ્રજજન મારાં વા'લાં રે, [1]સબલ મને સાભરે;
ઉદ્ધવજી ! જોઇને આવો રે, ગોપીજન શું કરે ?૧૦
'મલીશું કંસ મારી રે,' એવુ કહી આવીયા,
વ્રજજન વાટ જુવે રે, કહેશે, 'શે ન આવીયા ?'૧૧
તમો પ્રવીણ મોટા રે, એવું [2]અવિધારજો;
અધીરાં ધીર ધરે રે, એવું કહી સમજાવજો ૧૨
તમો મહા-જાણ ઉદ્ધવ રે, તમને હું શું કહું ?
વ્રજજનની ઊંચી દશા રે [3]તે તો હૂં નવ લહૂ ૧૩
મારા પ્રણામ કહેજો રે, નંદજી તાતને,
મારી [4]ભાલવણ દિજો રે, જશોદા માતને.૧૪
સાંભલતાં સુખ થાયે રે, તમો ગુણ-ગાથને,
મારી કુશલ કેહેજો રે, વ્રજ સર્વ સાથને ૧૫
ઘણો સંતોષ દેજો ગે, દિવસ બે ચાર રહી,
ઉદ્ધવજી ! તમો શીઘ્ર થાવો રે, વ્રજ [1]ચાલો વહી "૧૬

**ઉદ્ધવ** ઉદ્ધવજી રથ બેસી રે, વ્રજ-દિશે પરવર્યા;
**ગોકુલ** સંધ્યા સમે ગોકુલ પોહોચ્યા રે, નંદ-ઘેર ઉતર્યા ૧૭
**ગમન:** ઉદ્ધવ ને નંદ મળ્યા રે, ઘણું હેતે કરી;
જશોદાને કુશળ કહ્યું રે, અતિ રૂડા હરિ ૧૮

---

૧. સગી (મો) ૨ અવડાનજો (દા ૩. એહવુ હું મન લહું. (મો ૪ ભલામણ (મો) પ્રણામ જશોદાને, ભલામણ નંદજીને, (મો) આ પ્રથમા કરી છે. ૧ પહોચ્યો (વડો)

**યશોદા** "ચાલ્યા અક્રૂર સાથે રે, ઘણું એને વારતાં,
**નાં** [2]ખમા દુખાણા હશે રે, કંસને મારતાં.૧૯
**વિરહ** અમો હરિ દોહિલા કીધા રે, અમોથી શું સરે?
**વચન:** કેહેજો તારા વિપ્ર મુને રે. તુંને ખમા કરે!૨૦
એકવાર દુધ ઢોળાયુ રે, [1]ઘણુ આડે ચઢયો;
ત્યારે મેં [2]ઊખલ બાંધ્યો રે, ઘણો વરાંસો પડયો.૨૧
ઊઠીને ગયો ગામમા આડો રે, કેહેતી હું ત્રાડીને;
'હવે વન મોકલું નહિ રે, પોઢયા જગાડીને.૨૨
ઉદ્ધવજી! પુત્ર-ભાવે રે, કામ દીધાં કહી;
રખે જાણે ધેનુ ચરાવે રે, બીહતો આવે નહી?૨૩
ઉદ્ધવજી! આંણી આખે રે, સુત-મુખ દેખીશું;
દિવસ ત્યારે ઉદ્ધવ રે, લેખે કરી લેખીશું!૨૪
કહેજો આવે કૃષ્ણજી રે, કામ કાંઈ નહિ દઉં;
હરિ હૈયામાં [3]ઘાલી રે. મલી મીઠડાં લઉં."૨૫
જશોદા—નંદ—ઉદ્ધવ રે, કરતાં વાતડી;
કથતાં કૃષ્ણ—કથા રે, વિહાંણી રાતડી.૨૬

**ઉદ્ધવ** વલોણા-રોલ વાજે રે, [4]ભલી રસ ભામની;
**ગોપી** ઘેર ઘેર સર્વે ગાજે રે, લીલા હરિ નામની.૨૭
**મિલાપ:** "અરે ધન્ય ધન્ય ગોકુલ રે," ઉદ્ધવજી મન ધરે;
ચહુંદિશ-વ્રજ બાલા રે, 'શ્રીકૃષ્ણ કૃષ્ણ' કરે.૨૮

---

૨. કાંઈ દુખાણા નથી રે? (મો)
૧. કાહાન (દા) કહુને આડે (મો) ૨. અનુખલ (મો) ૩. ચાંપીને (મો) ૪. ભલો વેહ ભામની (દા) (વડો.)

'નંદ-ઘેર રથ છૂટ્યો રે, સાંભળો હે સખી !
[1]શકે તો કૃષ્ણ આવ્યા રે, ચાલી ચંદ્ર-મુખી.૨૯
ધસમસી સર્વે ધાઇ રે, દીઠો રથ રાવલો;
આષાઢો મેહ આવ્યો રે, વાયે જેમ વાવલો.૩૦
અન્યોઅન્ય વાત કરે રે, સર્વે ટોલે મલી;
[2]ઉદ્ધવજી રથ બેઠા રે, વ્રજ વીંટી વળી.૩૧
[3]'અરે પ્રણામ ઉદ્ધવ રે ! તમો ભલે આવીઆ;
[4]અમને કૃષ્ણે કાહાવ્યુ રે, લખ્યુ કાંઇ લાવીઆ ?"૩૨

**ઉદ્ધવ ઉપદેશ:** "તમને શ્રીકૃષ્ણે [5]કહાવ્યુ રે, કહું તે સાંભલો;
અતિ અજ્ઞાન જાણું રે, તેણે તમો વલવલો.૩૩
તમને શ્રીકૃષ્ણે કહાવ્યુ રે, કહું તે વિધે કરી;
[6]ટાલો તમો કામના કાપ રે, સાધો દૃઢ સુંદરી.૩૪
[1]વિકલ ધર્મ છે રે, વેદ પુરાણમાં;
કહું છું પગ મા દેશો રે, વિષય-જલ-તાણમાં.૩૫
તમો સર્વ નાર [2]સેવો રે, વિધિગતિ વેદની;
કહું એ વાત મેહેલો રે, વિરહના ખેદની.૩૬
તમો [3]સર્વનાર સેવો રે, યોગ ધ્યાન ધરી;
તમને સહી મલશે રે, કેવળ [4]નરહરિ.૩૭

---

૧. સુખે (દા) ૨. ઉદ્ધવજી રથ ઊભા રે, ગોપી વીંટાણી વલી. (વડો.) ૩. અમારું પ્રણામ (દા) (૪) અમને કૃષ્ણ કેર લખ્યું રે, કાંઈ લાવીઆ. ૫. કહ્યું રે તે હું કહું સાંભલો, અતિ અજ્ઞાની પ્રાણી રે. ૬. ટલવવે કામ ન થાય રે, (દા.) ટાલો તમે કામની કાયા રે, સાધો દૃઢ સુંદરી (વડો.)

૧. વ્યાકુલ છે રે, (મો) ૨. સીખો રે. (દા) (વડો) ૩. સવીચર (દા) ૪. જે હરિ. (દા) (વડો.)

ગોપી– " [૫]ઉદ્ધવજી ! એ તો હરિ રે, છે જે ધામના;
ઉત્તર: અમો તો કેવલ ભજું રે, મહા–રસ કામના.૩૮
[૬]ઓધવજી ! વિષ–કથા રે, લાગે જડ જોગની;
વ્રજમાં વાત કીજે રે, ભલા રસ—ભોગની.૩૯
અમો હરિજન ટલી રે, થાઉં અબુધ તરી;
કેમ ખર–કંધ ચઢુ રે, ગજથી ઊતરી ? ૪૦
જોગ તો એવો ઉદ્ધવ ! રે, ઊધાર દોકડો;
અમો તો વ્રજનાં વાસી રે, રાખું હરિ રોકડો.૪૧
પ્રગટ સ્વરૂપ મેહેલી રે, જોવું પુરાણમાં ?
તજી કોઈ સુખ–સજ્યા રે, સૂવે મસાણમાં ?૪૨
ભક્તિ [૧]સોહાગ આગલ રે, જોગ કોણ બાપડો ?
ભીંજે ત્યારે ઉબટી જાએ રે, કુસુંબા કાપડો.૪૩
[૨]જોગ અટારો ઉદ્ધવ રે, ઊતાર્યો ઊતરે;
ભક્તિ [૩]સોહાગ ભલો રે, ચિત્તથી નવ વિસરે.૪૪
[૪]બ્રહ્મજ્ઞાન કવિ રે, રટે જેને વિખે,
તે તો હરિ કંઈએ ન પામે રે, વિધાતાને લખે.૪૫

૫. અમને કેવલ હરિ રે, એમ ધામના;
અમો ભજું કેવલ રે, જેના હરિ કામના. (વડો.)
૩૮ મી કડી દાહોદવાળી પ્રતમાં નથી.
૬. ઓધવજી વિષય–જ્વાલા લાગે રે, જડ જોગની; (દા)
તમો રસ–કથા લાવ્યા રે, મહા રસ જોગની. (મો)
૧. સિંગાર. દા)
(૨) જોગ તો ચઢાણી માયા રે. (વડો.) ૩ સુરંગ (ગો) ૪. ૪૩ થી ૪૮
ચાર કડી, વધારાની છે.

બ્રહ્મજ્ઞાન જેને રે, તેને એ-શું ભ્રાંત છે,
અમારો કૃષ્ણવર રે, ભવોભવ ખાંત છે ૪૬

અમો માનિની માટે રે, હરિ દીન દીઠડા;
તમે જુઓ દિવ્યચક્ષે રે, લાગશે મીઠડા.૪૭

અમારી ભક્તિ રહેજો રે, સદા વ્રજ-વાસની;
ઉદ્ધવજી! જાઓ કાશી રે, સાધો સન્યાસની ૪૮

જેને ઠકરાત હોએ રે, તેને નવ ભીખવું;
ઉદ્ધવજી! પ્રેમ-લક્ષણ રે, આવે નહીં શીખવ્યુ.૪૯

તમો હરિજન મોટા રે, કહું છું તે માટે;
[1]જેને હરિ વા'લા ન હોયે રે, જોગ તેને ઘટે.૫૦

જેમ [2]સાગર માહે રે, નદીનાં નીર ભળ્યાં,
તે કેમ ટાળ્યા ટળે રે, જેહ-સું મન મળ્યાં ? ૫૧
ઉદ્ધવજી! વેદ શું જાણે રે, અમારી વાતમાં ?
વેદ તો દૂર દેખાડે રે, હરિ અમ હાથમાં ! ૫૨
[3]વેદ વધુ ભેદ કહીશે રે, ભક્તિ-થાં ભાજિયે;
ગજ ચઢયાં શ્વાન ભસે રે, તેણે કેમ લાજિયે ? ૫૩
બ્રહ્મા ઈશનો વિશ્વાસ રે, ઉદ્ધવજી મન વિખે,
તે તો હરિ કેમ પામે રે, વિધાતા નવ લખે.૫૪
બ્રહ્મા ઈશને વિશ્વાસે રે, જેને એ-શું ભ્રાંત છે,
તેને તમે જાણો નહિ રે, હૈયામા હરિ વાસ છે.૫૫

---

૧ તમો પણ ભક્ત ઓધવ રે. ૨. કાંઈ સિંધુ. ૩. વેદ વિવેક કહી-યે રે, ભક્તિને ભાજી યે.

[4]તમો શું જાણો ઉદ્ધવ ! રે, અહીંની પ્રીતડી;
અમે તો વ્રજનાં વાસી રે, રાખું રસ-રીતડી. ૫૬
[5]તમે તો વાત કરો રે, વિરહના ખેદની;
ઉદ્ધવજી જાણતા નથી રે, સંબંધીના ટેકની.૫૭
મથુરામા જોગ ધરે રે, સંગીને શીખવો,
અમો તે નાર નહીં રે, અવરને શીખવો.૫૮
ઉદ્ધવજી! વેદ કહે રે, તે તો તમે કરો;
અમારે વિહાર-લીલા રે, વ્રજમાં [6]પરવરો.૫૯
ઉદ્ધવજી ! હરિએ ન જાણ્યું રે, એને કિમ અનુસરુ ?
એવા અવિચારની વાતે રે, અમો લાજી મરું !૬૦
તમારો વાંક નહિ રે, ઉદ્ધવજી ! સાંભળો;
કુસંગ સંગ [1]મલે રે, [2]થાયે રસ કરમલો.૬૧
જેવા રંગ પાસે હોય રે, તેવા રંગ ચોલના;
ઉદ્ધવજી ! રંગ ઉબટી જાયે રે, કૂડા કંકોલના.૬૨
[3]છલ કરી કંસ માર્યો રે, કરી ધન્ય કુબજા;
હવે કહો, જોગ ઘટે રે, [4]રહી અમથી ઊફરા ?૬૩
અમ-સું નેહ કરી રે, ઘણું હરિ ગાજતા;
ઉદ્ધવ ! હરિએ એવું કર્યું રે, આવે નહિ લાજતા.૬૪
અમો-વ્રજ-ટટ્ટુ મેહેલી રે, ચઢયા ભલે તેજિએ;
જ્યારે જે-સું પ્રીત કીજે રે, તેથી કિમ લાજિએ?૬૫

---

૪. ઉદ્ધવ જેને હોગે તે જાણે રે પ્રાણની પ્રીતડી ૫. તેને તમો વાત કહો રે, વિધિવિવેકની. ઉદ્ધવ તમે તે લેહેતા નથી રે, સમુધાં ટેકની. (દા) ૬. વરણુવી. (દા) ૧. ક્રોધે રે. ૨. થશે. ૩. કૂડી કરી. (વડો) છોયા કર. (દા) ૪. આંહાંથી ઉભજી. (દા) (વડો.)

અમારું નામ મા લેશો રે, પ્રીત લજાવતા,
મથુરામાં 'કુબ્જા-વલ્લભ' રે, કાં નથી કહાવતા ?૬૬
પ્રીત-તરવાર બાંધી રે, પગ રે પાછા ફરે;
તે-પે મરણ ભલું રે, જીવીને શું કરે ?૬૭
આહાં રસ પ્રીત હોયે રે, પંચ નવ આચરે;
ઉદ્ધવજી ! કયમ સિંહને વને રે, અજા આવી ચરે ?૬૮
ઉદ્ધવજી ! તમને આવે રે, નીચું ધર્મ નીતમાં ?
[1]અમો તો લોભે લોભાણાં રે, પંચ રસ પ્રીતમાં.૬૯
અમો હરિ પ્રીતે પામ્યા રે, પ્રીતપણું જાણિયે;
વિષય-ધર્મ-પ્રીત વિના રે, હૃદે કિમ આણિયે ?૭૦
ઉદ્ધવ ! આદે અવિચારી રે, અમે આહીરડા;
અમો રસ-પ્રીત રીઝું રે, આચાર ન જાણુ રૂડા.૭૧
અમો રસ ગાન ગાતા રે, તાહાં હરિ નાચતા;
અમો અવિચારને અહેતા રે, હસી રમી રાચતા ૭૨
ઉદ્ધવ ! હરિને આટલા દાહા રે, છાનાં અમો રાખતા;
તે તો તમ આગળ કહુ છું રે, કુણે નવ દાખતા !૭૩
સર્વસ્વ એને સોપ્યું રે, શીખું શી સાધના ?
ઉદ્ધવજી ! મન અનેક હોએ રે, કીજે આરાધના ૭૪
અમારો નાથ ઉદ્ધવ રે ! મથુરા નથી ગયા;
[2]તેને દષ્ટ ન લાગે રે, નયણામાં છીપી રહ્યા !૭૫
એ સ્વરૂપ-સંબંધ નથી રે, જુઓ પોથાં કથી;
વ્રજમાહીં વિહાર કરે રે, તે તો તમો દીઠા નથી.૭૬

---

૧. અમો ઘણુ લાડે લોભ્યા રે, પમ્યા રસ પ્રીતમાં (દા)
૨. રખે કોઇ દુષ્ટ દેખે રે (મો) દૂરીજન દૂર દેખાડે રે. (દા)

ઉદ્ધવજી! નંદ-નંદન રે, વદન વિશાલતા;
[1]વ્રજમાં તે ફરે રે, તમો નથી ભાળતા.૭૭
તમે જુઓ કંસ માર્યો રે, તે તો 'કેશવ' કહ્યો;
ઉદ્ધવજી! વેણુ વાતો રે, 'વિઠ્ઠલો' મન વસ્યો.૭૮
તમો વિપરીત દીઠા રે, [2]ઝૂઝયા જે મલ્લ-શું;
[3]જેણે જોયા હોય તે જાણે રે, વેણુ વિલાસ-શું.[4]૭૯
[5]ઉદ્ધવજી! રસિક વિના રે, 'કાનુડો' ક્યાંહાં વસે?
અમારી બુદ્ધિ ભલી રે, આકુળિયે આવશે.૮૦
ભાલું જાણો ત્યાં જાઓ રે, સોધો ફરો સુખે;
અમો વ્રજનાર વિના રે, એને કોણ ઓળખે?૮૧
ઉદ્ધવજી! તમો સાંભળો રે, [6]સંબંધની વાતડી;
એણે હરિએ રાસ [7]રમાડયાં રે, શરદની રાતડી.૮૨
એણે હરિએ વેણુ વાઈ રે, વૃન્દાવન તેડિયાં;
[8]સુણી રસનાદ કાને રે, ક્ષણુ-માંહે દોડિયાં.૮૩
એણે કહ્યું, "અધીંં નિશાએ રે, અહીં કયમ આવિઆં?"
અમ-શું બોલ્યા નહિ રે, ઘણું લજાવિયાં.૮૪

---

૧. વૃન્દાવન ધેન ચરાવે રે. ૨. મલ્લ-શું ઝૂઝતા. (ગો)
૩ જુવો અહીં હોય ઉદ્ધવ રે, વેણુ વિલાસ-શું. (ગો) ૪. કડી ૭૮ મી (દા. પ્રતમા છે) તે મો. પ્રતમાં ને આ ગ્રંથમાં ૩૮ મી છે.
૫. ઉદ્ધવજી! હરિ રસિક રમણુ રે, કહાં બિરદ કહાવશે?
અમો વ્રજનાર—પ્રતે રે, બાકુરવો આવશે. (દા.)
ઉદ્ધવ! હરિ શું કરે તાંહાં રે, કહા બિરદ કહાવશે,
અમારી વ્રજ એહની રે, આકુરો આવશે. (વડો.)
૬ સ્નેહની ૭. રમ્યો રે (મો (વડો) ૮. મધુરો નાદ સુણી રે, ક્ષણ નવ જેડીયાં વડો) દા.)

ત્યારે અમે હાથ જોડી રે, કહ્યું "સુણો, નાથજી !
[1]તમ વિના પ્રીત કરે રે, તે તો અનાથજી." ૮૫
અમારા દીન વચન રે, સુણી હરિ [2]હરખિઆ,
[3]અમને હસીને બોલ્યા રે, ત્યારે હરિ નિરખિયા. ૮૬
[4]ફેરી હરિ ફુદડી રમ્યા રે, આંખ-મિચામણી;
ઉદ્ધવ ! એણે કૃષ્ણે મેહેલ્યુ રે, અમો વ્રજ કામની. ૮૭
[5]ઉદ્ધવજી ! નાનાં થકી રે, અમારાં મન હર્યાં;
હવે એ તો ડાહ્યો થયો રે, અમને ઘેલાં કર્યાં ! ૮૮
પતિ, કુલ, લોક-લાજ રે, તે તો અમે પરહર્યાં·
[6]ઉદ્ધવજી! એ નથી જોતો રે, એહને અમે અનુસર્યાં ૮૯
અમને ઘણું સાંભરે રે, ઉધો ! એને કેમ વીસર્યાં ?
અમે પ્રેહનાં વેધ્યાં રે, સર્વ તજી નીસર્યાં ! ૯૦
એને તો નાર ઘણી રે, અમ જેવી કઈ;
ઉદ્ધવજી ! એવો વા'લો રે, [1]અમને કોઈ નહીં. ૯૧
અમ-શું લોક બોલતાં ભૂંડું રે, વેણે વગોઈ ને;
ઉદ્ધવ ! અમો સાભળી કાને રે, રહેતાં ચૂપ રોઇને. ૯૨
હવે બીજું શું જોઇએ રે ?, એહવા હરિ જોઇને;
એણે ગિરધારીએ લીધું રે, વ્રજ મન મોહીને !" ૯૩

---

૧ તમ વિના પતિ કરે રે, જીવ અનાથજી (દા) (વડો.)
૨. હારીઆ (દા) (વડો) ૩. ત્યારે હરિ હસીને બોલ્યા રે, અગ પસારીયા. (વડો) દા) ૪. હર્યા ફર્યા (દા) ૫. એણે પોતાનાં વાર્યાં રે, અમારા અનુસર્યાં. (મો) ૬. ઉદ્ધવજી, એમ થઇને રે, એને અમે અનુસર્યાં. (દા)
૧ તમને (વડો)

ઉદ્ધવ ગોપી—મુખે પ્રેમ-કથા રે, ઉદ્ધવજી સાંભળી;
પ્રેમ- લલી લલી પગે લાગે રે, વિધિ ભૂલ્યા વળી. ૯૪
દશા: ગદ્દ ગદ્દ કંઠે ઉદ્ધવ રે, થયા અતિ ગલગલા;
વ્રજમાં પ્રગટ વસે રે, [2]વેદથી વેગળા. ૯૫
ઉદ્ધવજી [3]ઉત્કંઠ થઇ રે, વ્રજ-પદ-રજ ચડે;
ગોપીના ભાવ દેખી રે, આંખે આંસુ પડે. ૯૬
'હવે કૃતકૃત્ય થયો રે,' ઉદ્ધવજી ચરણ વંદે;
ગોપીના ભાવ દેખી રે, આપોપું ઘણું નંદે. ૯૭
ઉદ્ધવ કહે: "વૃક્ષ વેલી રે, વ્રજ શેં ન અવતર્યો?
ગોપી-પદ-રજ ચડે રે. કૃષ્ણે અંતર કર્યો! ૯૮
સર્વને દુર્લભ ઘણું રે, ગોપીને સુલભ હરિઃ
તેની તમો ભક્તિ પામ્યાં રે, કોણ પુણ્યે કરી? ૯૯
અમે તો સર્વ જોયું રે, [ કહે ઉદ્ધવ કથી; ]
જેવા હરિ તમને વહ્લભ રે, તેવા કોઈને નથી.૧૦૦
તમારા [1]ભાગ્ય આગલ રે, બિચારા કોણ યતિ?
મને કાંઈ કિપા થઈ રે, વ્રજ-પ્રતાપથી.૧૦૧
[ ઉદ્ધવજી કહે ] મોકલ્યો જોવા રે, કુશળ ક્ષેમને;
[2]અરે ધન્ય ધન્ય રે, ગોપી! તમારા પ્રેમને.૧૦૨
[ ઉદ્ધવ કહે ] કેમ ન થાયે રે [3]વ્રજની વાંછના?
[4]કહ્યું હરિભક્તિ દેજો રે, ગોપી મન-રંજના!"૧૦૩

---

૨. શુદ્ધિ. (મો) વિધિથી ૩. બીજાથી (મો) હેઠા (મો)
૧ ભાવ. (મો) ૨. હું તો મહા મોહ પામ્યો રે. (મો) ૩. વ્રજરજ વાસના. (દા) ૪. કહો ભક્તિ દેશો રે, ગોપીની રંચના. (દા)

**મથુરા ગમન** ઉદ્ધવજીએ રથ હાંકયો રે, વ્રજ પ્રણામ કરી;
આવ્યા શ્રીકૃષ્ણ પાસે રે, [૫]જ્યાં મથુરાપુરી.૧૦૪

ત્યારે શ્રીકૃષ્ણ કહ્યું રે, "ઉદ્ધવ! [૬]ત્યાં કેમ છે?
જસોદા નંદબાવા રે, [૭]કુશળ ક્ષેમ છે?"૧૦૫
ઉદ્ધવ કહે: "સાંભળો કૃષ્ણ રે, ગોપીની કથા વલી;
[૧]તમારા સ્નેહ-બંધ રે, વ્રજ સહુ સાંકલી.૧૦૬
જેવા દીઠા તેવા રે, ગોપીને મન છો;
તમારાં વ્રજજન રે, તેને તમો ધંન છો!૧૦૭
કોએ ગતિ કલી ન જાયે રે, ગોપીના નેમની;
[૨]વિધિ-શિર લાત દીધી રે, છકયા રસ પ્રેમની.૧૦૮
વેદ તો એમ વદે રે, વાઈ ગયા વાવલા ઘણું;
ગોપી સ્તુતિ કરે રે, શ્રુતિ પેલા ભવ તણું.૧૦૯
[૩]વદન એક શું વદે રે? મેહે ખગ જલ્યા;
ગોપીજન સુભટ શૂરા રે, અબલા મહાબલા!૧૧૦
તે તો ત્રિલોક નાહિં રે, [૪]જે વ્રજ ગલગલા;
પ્રભુ! તમે ત્યાં વસ્યા રે, વૈકુંઠથી વેગલા.૧૧૧
[૫]સુણતા જ્ઞાન કાને રે, પરિબ્રહ્મ કેવલ,
જે ત્રણ લોક નાહિં રે, તે વસે શ્રી ગોકુલ.૧૧૨

---

૫. ધન્ય (મો) ૬. સર્વ ખેમ છે? (દા) ૭ વ્રજ સર્વ હેમ છે (દા)
૧ તમારી સ્નેહ-લીલા રે. સર્વ મે સાભળી (મો) ૨. ગોપી સર્વ ગુણ ગાયે રે (મો)
૩. આ કડી (દા) (વડો.) વધુ છે. ૪. જે ગોકુલ-કેરી ગલી (દા)
૫. ૧૧૦ ને ૧૧૧ કડી મો મા વધુ છે.

પ્રભુ તમે વ્રજ-થકી રે, ઘડી વેગળા નથી;
ગોપીનાં પ્રેમ-વચન રે; તે હું શું કહું કથી ?૧૧૩
શુક સનકાદિક આદિ રે, સંભળાવે શ્રી હરિ;
કહો, કોઇએ ભક્તિ કીધી રે, ગોપીની બરાબરી ?૧૧૪
[1]શુકમુનિ વ્યાસ મળી રે, કહે વિધિ વેદમાં;
તે ગોપીએ પ્રગટ કીધી રે, ભાવા-રસ-ભેદમાં.૧૧૫
[2]સુર મુનિ વ્યાસ મળી રે, જુવો કયા વેદમાં;
તે તો હૃદે ગોપીએ કીધું રે, ભજી રસ ભેદમાં.૧૧૬
હું તો મતિમંદ, પ્રભુ રે!, વ્રજ-નિંદા કરી;
મહા અપરાધ પડ્યો રે, જિહ્વા પાપે ભરી !૧૧૭
મેં તો કાંઈ લહ્યું નહીં રે, મહા-કર્મ-જડ હુતો;
વ્રજ-પદરજ વદી રે, હવે કાંઈ થયો છતો.૧૧૮
વિધિ-કર્મ-સંગ-દોષે રે, એહવું મન આણતો;
[3]પ્રભુજી ! તમને ન વલ્લભ રે, તેને વિષ જાણતો.૧૧૯
તેહને તમો તેવો કરો રે, જે જેવું આચરે;
પ્રભુ ! સત્સંગ વિના રે, જીવ ભમતો ફરે.૧૨૦
**તમને તે જાણે રે, જેને સત્સંગ છે;**
**જેને એક મન પ્રભુ રે, તમો-શું રંગ છે !૧૨૧**
જેને વશ તમો પ્રભુ ! રે, તમ-સું પ્રીત છે;
દીઠા વ્રજ-જન વિના રે, સર્વે પશુવત છે !૧૨૨

---

૧. શુક મુનિ વ્યાસ મળી રે, વેદ કહે વેદમાં
તે તો હવે ગોપીએ કીધુ રે, ભાવા રસ ભેદમા. (મો)
૨. આ કડી (વડો. પ્રતની છે.
૩. હવે પ્રભુભક્તિ પાખી રે, બીજું નથી જાણતો. (મો)

[1]જેહને જે વસ્તુ માંહે રે, તેહને તાંહાં પ્રીત છે;
ધિક્ ધર્મ પ્રીતિ-વિના રે, સ્વપ્નની રીત છે.૧૨૩
દીઠે વ્રજ-દાસ થયો રે, ભાગી મારી ભ્રંમણા;
હવે મને હરિ ! ભક્તિ દેજો રે, છુટું બંધ કર્મના.૧૨૪
તમારો ભકત નહિ રે, ગોપીની હારનો;
પ્રભુજી ! કેમ ખમાયે રે, વિરહ વ્રજનારનો ?૧૨૫
જેવા તમે વ્રજને વા'લા રે, તેવા કોને કહો ?
વ્રજ તમો દોહિલા કીધા રે, રખે અલગા રહો."૧૨૬
ઉદ્ધવે વ્રજનું કહ્યું રે, હરિએ સર્વ મન લહ્યું;
[2]અન્ય સ્વરૂપ ધામ રે, કર્મ-જડને કહ્યું.૧૨૭
અનેક ઉપાસી જન રે, તેને વ્યામોહ થયા;
વ્રજ જન વા'લા હૂતા રે, તોહે મેહેલો ગયા ?૧૨૮
જે જન જ્ઞાની હૂતા રે, તેણે શ્રી ગોકુલ લહ્યા;
જે કર્મ જડ હૂતા રે, તેથી છાના રહ્યા.૧૨૯

**શ્રીવલ્લભ** [1]વલી કોઈ રસિક વર રે, મ્રેહે થઈ વ્યાપના;
**કુલ** પ્રભુએ મન આંણી રે, એહેવાની આપના.૧૩૦
**પ્રાગટ્ય–** તેણે હેતે શ્રી વલ્લભકુલ રે, [2]દેહધરી આવિયા;
**કારણ.** મલી વ્રજનાર [3]સર્વે રે, મોતીડે વધાવિયા.૧૩૧

---

૧. આ કડી (દા-વડો) પ્રતમાંથી લીધી છે. ૨. એનો કર્મ જડ ટલ્યો રે તેવુ તેને તર્યું (મો)

૧. વલી મહારસિક જન રે, વ્રજથી વ્યાપરા;
પોતાના ભક્ત જાણી રે, પોતે ફરી અવતર્યા. (મો.)

૨. વેણુ ધર (મો) ૩. ટોળે (મા) ૩. મન પોતાને રડી (વડો.)

ગુણીજન નાચે ગાયે રે, [3]પહોંચી મનની રલી;
[4]અરે સખીઓ જુઓ આવી રે, વ્રજની વેલા વલી ૧૩૨
તિલક માલ છાપાં રે, [5]સુધર્મ પ્રકાસિઉ;
પ્રગટી વિઠ્ઠલેશ્વર રે, ગોકુલ [6]વાસીઉ.૧૩૩
એવું સુખ કઈ ન પામ્યા રે, ભલે આવ્યા ફરી;
[7]મહાનિધિ વ્રજજન રે, જેને વશ સદા હરિ.૧૩૪
જહા-સું જેમ હૂતા રે, તહા-સુ તેમ મલ્યા;
વિરહનાં દુઃખ ભાગ્યાં રે, [8]મન-માહે ઠર્યા.૧૩૫
અતિ આનંદ ઉત્સવ રે, વ્રજ વિશાલમાં;
[9]ભક્તિ પ્રગટ કરી રે, મહા કલિકાલમાં.૧૩૬
વ્રજમાં ભક્તિ ઘણી રે, શિવ જાણે સહી;
વલી કોઈ રસિકજન રે, તેહને [1]સુધ તહીં.૧૩૭
કંઇએ રસ રીત ન હતી રે, વ્રજથી વ્યાપ રી;
જેણે શ્રીવિઠ્ઠલેશ ન જાણ્યા રે, તેનુ મહા પાપ રી ૧૩૮
એ વ્રજનાર સદા રે, એહ વ્રજેશ્વરી;
જેનાં ચરણ સેવે રે, [2]બ્રહ્મા મહાદેવ રી.૧૩૯
વ્રજજન સદા ભજે રે, મહા રસ કામમાં;
યુગ યુગ રાજ કરો રે, શ્રી ગોકુલ ગામમાં.૧૪૦
[3]એવી વ્રજનાર રે, સદા એમ અનુસરી;
જેના ચરણારવિંદે રે, બહુ તપેશ્વરી.૧૪૧

---

૪. અરે સખીઓ મોડા મોડ રે, (મો) ઘેર ઘેર ઉલટ ઘણો રે ૫. શુભ ધર્મ (મો) ૬. આવીઆ (મો) ૭ ધન્ય ધન્ય (મો) ૮. મન ભેગાં ભલ્યા.
૯. ભકિન તે વ્યકત કરી રે (દા) ભાવે તે ભકિત ઘણી રે (મો)
૧. લીલા લહી. (મો ૨. બુદ્ધો મહાદેવ રી. (દા) ૩ આ કડી વધારાની છે

[૪]મહારસ-સિંધુ માંહે રે, ચરકલે ચાંચ ભરી;
તેણે કાંઈ ઓછું ન થાયે રે, વ્રજ-નિધિ વિસ્તરી.૧૪૨
વ્રજની ઊંચી દશા રે, સહુ કોઈ મન ધરી;
તે માંહેથી કણિકા કાઢી રે, [૫]**રસિક-ગીતા** કરી.૧૪૩
[૧]તમારા વ્રજજનનો રે, દાસનો દાસ છું;
મને પોતાનો દાસ જાણી રે, શરણે રાખ તું.૧૪૪
શ્રી વલ્લભ-પ્રતાપ સદા રે, વ્રજ-વધામણાં;
ભવોભવ ભક્તિ દેજો રે, ભીમ લે ભામણાં.૧૪૫

---

શ્રી રસગીતા સંપૂર્ણ લખી છે ।
વૈષ્ણવ-ચરણ-રજ-માત્ર ।
લખીતંગ કુબેર **જોઈતાદાસ નરસૈદાસ** ।
જે કોઈ વાંચે તેને દંડવત કરું છું ।
પુસ્તક પોતાનું છે ।

---

૪ જેમ કાંઈ સમુદ્ર માંહે (મો) ૫. રસ ગીતા કરી. (મો)
૧. તમારા વ્રજજન તણો રે, તેહનો જે દાસ છે,
તેહનો હું દાસ થાઉં રે, પૂરો એ આશ છે. (વડો૦)

### વિશ્વનાથ જાનીકૃત

# પ્રેમ–પચીશી

## પદ ૧

(રાગ ગોડી)

(દુહા) કહે દેવકી શ્રીકૃષ્ણને : “સાંભળ્ય, માહારા તંન,
મોહનજી! મથુરાં વિષે, શેં નથી માનતૂં મંન?
હું આપું સારી સૂખડી, માહારા સુંદર શામ–શરીર!
નિસાસો ઊંડો કરી, કાં નેત્રે ભરો છો નીર?
(ગીત) આતાજી! એમ ન કીજિયે, બલીહારી રે,
મુંને કોહોની મનની વાત; બલા લેઉં તાહારી રે.
[1]કહો તો જસોદાજી તેડાવિયે, બલીહારી રે,
જે જાણે તાહારી વાત; બલા લેઉં તાહારી રે,
નંદજી શૂં છે વેગલા?, બલીહારી રે,
તેહેને સાદ કરાવું આજ; બલા લેઉં તાહારી રે.
માહારા સમ, મુખથી કોહો, બલીહારી રે,
મૂકી મનની લાજ; બલા લેઉં તાહારી રે,
વાહાલા જે ગોવાલિયા, બલીહારી રે,
તેહેનાં મંડાવોની નામ; બલા લેઉં તાહારી રે.
કોહો તે મથુરાંમાં કરું, બલીહારી રે,

૧. ‘કહો તો જશોદાજી આંહાં’

ન ઉત્તમ ગોકુલ ગામઃ બલા લેઉં તાહારી રે.
ગાયો ઘણી ઘેર આપણે, બલીહારી રે,
જો માયા તેહેની હોય; બલા લેઉં તાહારી રે,
માખણ પર-ઘરનું ભાવે, બલીહારી રે,
તો ઇચ્છે છે સહૂ કોયઃ બલા લેઉં તાહારી રે.
શું મોર-પીછ મલતાં નથી ?, બલીહારી રે;
ખડુ ગુંજાના છે હાર; બલા લેઉં તાહારી રે.
કાંમલી કારણ, કાહાનજી !, બલીહારી રે,
આ શી આંસૂડાંની ધાર ?ઃ બલા લેઉં તાહારી રે.
સરસ વંશ સોના-તણો, બલીહારી રે,
હીરે જડિત્ર લ્યો હાથ; બલા લેઉં તાહારી રે.
માંકડાં-શું મલતાં નથી ?, બલીહારી રે,
ગોપી ગોવાલાનો સાથ ?; બલા લેઉં તાહારી રે.
જો દાણ લેવું મનમાં ગમે, બલીહારી રે,
તો જમલો જમુનાંનો ઘાટ; બલા લેઉં તાહારી રે.
[1]મનુષ માત્ર આવી ચઢે, બલીહારી રે,
આ વૃંદાવનની વાટ; બલા લેઉં તાહારી રે.
શું મહિયારી મથુરાં નથી ?, બલીહારી રે,
જો ભાવે તેહની છાશ; બલા લેઉં તાહારી રે.
**વિશ્વ-નાથ** વાહાલા ઘણું, બલીહારી રે,
નિશદિન રાખીશ પાસ; બલા લેઉં તાહારી રે."

---

૧. મહેશ યાત્ર.

## પદ ૨

### " શ્રીકૃષ્ણ કહે, " (રાગ મારૂ)

(દુહો) માતા ! સુણો : મુંને વાહાલો વ્રજનો સાથ,
હઈઅડેથી [2]નવ્ય ઊતરે, મુને જસોદાજીનો હાથ.
સીંકુ તે [3]સ્કંધે ધરી, મેં ગોકુલ ચારી ગાય,
તે વૈભવ વૈકુંઠે નથી, તો કયાંહાંથી મથુરા-માંહ્ય ?

(ગીત) માહારી માવડી રે !, મુંને શી પૂછો છો વાત ?
એક ઘડી કોણે ન થવાયે[1], માહારા જુગમાં જસોદા માતઃ
માહારી માવડી રે !
ઓલંભા એક દિવસમાં, લાખ લોકના લાવ્યો રે,
'એ એહવો છે' કહી ઉત્તર વાલ્યો; તલ રોષ રુદેમાં નાવ્યો.
-માહારી૦ ૪૬
કારજ કાંઈ કરવા નવ્ય દીધૂં, અસનપણે મેં એહેને રે,
પ્રાણથકી [2]પરમાવધિ વાહાલો, હું સદા નિરંતર જેહેને રે;
-માહારી૦
માંકડાંને મેં મહી ખવરાવ્યુ, ભાવ્યું નહીં તે નાખ્યુ રે, ૫૦
કેહેતાં પાર ના આવે [3]કહીયે, જે જસોદાજીએ સાંખ્યું રે;
-માહારી૦
કચરે ખરડ્યો ખોળે સૂતો; વણસાડી શુભ સાડી રે,
એમ અસંખ્ય અન્યાયે કરીને, સંતાપી તે માડી;
-માહારી૦ ૫૫

---

૨. નવ વ્યુતરે મહારી, ૩. ખાંધે.
૧. આ શબ્દ નથી. ૨. પરમ વિધ. ૩. કંઈ જે.

આલિંગન એશું પેરે દેતી, આસુએ ભીંજતો વાંસો રે,
તે ટલવલતી ત્યાહા મેહેલી છે, સાસ ધરયાનો સાસો;
-માહારી૦
કોહોનુ સુખ જોઈ ને જીવશે ?, કોહોને જોઈ ને ઠરશે રે ?
જાની જુગત જાણે જસોદાજી, તે માહારે વિરહે મરશે,
-માહારી૦”

---

પદ ૩

(દુહો) સ્નેહ-વચન સુતનાં સુણી, પતિ પ્રત્યે ગઈ નારય·
“ વ્રજવાસી વાહાલા ઘણુ, એહેને સરવ થકી સંસાર.
પ્રેમે પૂછો પુત્રને, [1]જ્યમ એહેને સુખ થાય.
આશા-આદર શા કરું, અમ્યો તેહેને ઉપાય ?
(ગીત) તેડાવો જસોદાજીને, [2]નંદ-તણી જે નારય રે,
[3]પટ પાથરી પાયે લાગું; કરું બહુ મનુહારય;
જશોદા જાણશે રે.
જેને ઉછંગે ઊછરયો, ને કરાવ્યુ પય-પાન રે,
તે સ્વભાવ શું નહીં લહે ?, અમ્યો માગી લેશું માન.
-જસોદા૦
શું આપણને નહીં કેહે રે, કૂંઅર કેરી રીત્ય રે ?
ગોકુલવાસીને ઘણી, માહારા પ્રાણનાથ-શૂં પ્રીત્ય;
-જસોદા૦
ઘણો પ્રેમ સુતને શા ઉપર, સુણી મનાવુ મન રે;
ખારું મૉલૂં મધુરું મીઠૂં, તેહેવૂં કરાવૂં અંન,
-જસોદા૦

---

૧. વળી એહને જ્યમ ૨. નંદજીની નાર ૩. પાટ.

કોણ સુખડી સામલિયાને, અતિ-સુખકારી ૪મંન રે?
તેહ રીત્ય શણું રુદિયામાં, પૃછી જોઉં ૫પ્રસંન;
—જસોદા૦ ૮૦

આસન ભોજન શયન સુખાસન, વીગતે પૃછું વાત રે;
અમશું કાંઈ સગપણ નહીં; બાઈ! તમ્યો છો એહની માત;
—જસોદા૦

કોટિ કામ મૃકી કરીને, કરવો એહ ઉપાય રે,
જાની-પ્રભુ જદુવીરને,૬ જે-કીધે સુખ થાય;
—જસોદા૦

---

પદ ૪

(દુહો) વિવિધ વચન વિનતાનાં સાંભલી, એમ વદે વસુદેવ;
સુતના હિતને કારણે, કારજ કરવું એવ.
આલસ મૂકો, માન્યની! જે મુંને પૂછો વાત;
લાટે પાટે નવ્ય થવાયે, આ મોહનજીની માત. ૯૦

(ગીત) ગેહેલી! ગોકુલની શી વાત?
પૂરણ ક્રિયા પાખિ નહીં થવાયે, નંદ-જશોદા માત;
ગેહેલી! ગોકુલની શી વાત?—

જેહને ખોલે રમ્યા રસિકવર, જનમ થકી મા જાણી રે,
ઊછેરીને આવડો કીધો, અંતર બહુ હેત આણી.—ગેહેલી.
મુખ જોઈ મોહનજી કેરું, હારચો જેણીય પ્રાણી રે,
અવધ વિના એહેવાં સુખ પામી, નંદજીની રાણી.—ગેહેલી.

---

૪. અંગ ૫. પ્રસગ ૬. કોઈ

જેહેનૂં પય પ્રેમે-શૂં પીધૂં, 'માડી' કહી બોલાવી રે,
સાંહાંજ-સહવારે માગી સુખડી; લાજ રુદેમાં ના'વી.-ગેહેલી.
જશોદાજીયે જે જે આપી, તે ભૂધરને મન ભાવી રે,
ત્રિભોવન-માંહે તરી તે તરુણી,જે માત કૃષ્ણની કહાવી;-ગેહેલી.
ત્રણ્ય કાલ [2]તાપસ સંભારે, લક્ષ પેર લય લાઈ રે;
સહસ્રવાર સમરે શૌણામાં, [3]નવ્ય લહે જે દેખાઈ;-ગેહેલી.
તે આલિંગન દે આકૃણિયે, કોટે વલગે ધાઈ રે;
મરકલડાં કરતૂં મુખ ચ્યૂંબૂં: વાહલી માહારી આઈ;-ગેહેલી.
જ્યેહેનો જશ બ્રહ્માદિક સરખા, ચ્યાહારે વેદ વખાણે રે,
શેષ રેષ ગુણ ગાતો ન રહે, થોડાં મુખ મન આણે;-ગેહેલી.
તે ભૂધર 'ભૂખ્યો હું છું' કહીને, [1]પ્રેમે પાલવ તાણ્યો રે,
[2]નંદ-નારીયે નાંધડિયાને, કાલો કૂંઅર જાણ્યો;-ગેહેલી.
'આવ્ય, કૂંઅરી' કહી ગ્રહી બાંહોડી, અંગ [3]અલૌકિક ધોયાં રે;
શિશુપણે પ્રાક્રમ બહુ કીધાં,' [4]નંદ જસોદાએ જોયાં;-ગેહેલી.
રાઢ કરી રોતો, કેશવનાં અબલાયે આંસુ લોહ્યાં રે;
કોણ મનોહર મુખડું જોઈ ને, મનડાં બેહૂનાં મોહ્યાં;-ગેહેલી.
આપણપેં અદકેરાં સાધન, નંદજસોદાયે કીધાં રે;
ગાય ચારવા સરખાં કારજ્ય, કોટિ કૃષ્ણને દીધાં;-ગેહેલી.
મહી-માખણને કાજ્યે [5]જ્યેણીયે, માંડ મારવા લીધાં રે;
**જાની** જાણે છે, જનુની થઈ, અમૃત આખડીયે પીધાં,-ગેહેલી.

---

૧. પવાએ ૨. તાપસ ૩. નવ દે તેહેને દેખાઈ રે.
૧. તાણે રે. ૨. નંદ-નારી કહે નાહાનડીઓ ને કાળો કુંવર જાણે.
૩. અલૌકિક ૪. તે જશોદાજીએ જોયાં રે. ૫. નો જણાં.

પદ ૫

(દુહો) મોહનનું મન માનશે, પ્રેમે પૂરણ નાર્ય,
સામગ્રી શા કામની, સ્નેહ વિના સંસાર?
મન આરોપો એહમાં, નિશદિન મૂકી કામ;
જદિ જદુપતિને ગમે, તો મથુરાંની રેહે મામ.
(ગીત) કોયે સ્વભાવ ન લેહે કુંઅરનો, સાંભલ્ય સાચું, નારી!
રેહેવા દેની ડહાપણ તાહારૂં, કરય મીંખામણ માહારી; ટેક.
સુંદર છાશ, [1]કરમલો કેવલ, સરસ કાચલી આરી,
સુતને શું સાકર દેખાડા?, મેંહે તુંને ઘણુંએક વારી. સાંભલ્ય.
સારી સુખડી સ્નેહ ઘણો તે, એહેને અતિ સુખકારી,
રાજભોગ રૂડા નવ લાગે; જોની હૃદય વિચારી. સાંભલ્ય.
સોનૂં રૂપૂં મણિ મુગતાફલ, મેહેલ્યાં મન ઊતારી;
મોરપીછ–શું પ્રેમ ઘણો, ને ગલે ગુંજા રહ્યો ધારી. સાંભલ્ય.
મોહોલ-માલિયાં છાજન–છજાં, ઊંચી અતિ અટારી;
[2]પંચ-પિરોજા-જડિત્ર [3]જલહલે, મોહોલ મીનાકારી. સાંભલ્ય.
શીતલ ઝૂંપડી છાઉઆં કેરી, કો સંતે હાથ સમારી;
તે કૈલાસ કાહાનજીને મન, બુદ્ધિ ગઈ કાં તાહારી? સાંભલ્ય.
બે અક્ષરમાં ઘણૂં લાધશે, જોજે મંન વિચારી;
જાનીનો પ્રભુ પ્રેમ–તણે વશ, માનો બહુ મનુહારી; સાંભલ્ય.

પદ ૬

(દુહો) કામ્યની કપટ તણી કણી, જો રોષ રુદેમાં હોય,
પૂરણ પ્રેમ કટાક્ષ–શું, ત્યાંહાં કાહાનડ કચમે ન જોય!

---

૧. કરમદો ૨. પાંચ ૩. જલહલે.

મધુર વચનની માધુરી, ગલિતપણાની પ્રીત્ય;
જુગમાં કો જાણે નહીં, વ્રજવાસીની રીત્ય.
(ગીત) સાભળ્ય, પ્રેમ તણી ગત્ય મીઠી, શું જાણે જેણે નવ્ય દીઠી ?
પ્રેમે પૂરણ હઈઅડું હીસે, દયાસિંધુના જન કોઈ દીસે.
એક કણી અમૃતની ચાખી, તેણે સોમણ સાકર દીધી નાંખી,
તેહેને અમૃત ખાટું લાગે, મહા કવિ કહી ગયા છે આગે.
અષ્ટ સિદ્ધિ નવનિધથી મોઘો, સિર સાટે મલે તો સોહોઘો.
પ્રેમી વિના કોણ પ્રેમ વખાણે?, પ્રસવ વેદના વાંઝ શું જાણે?
બલતું બહુ પ્રકારને ઠારે, મૂરખ શું સમજે જનમારે ?
પ્રેમે એક અંજલિ પાણી, ગલિતપણે મુખ મીઠી વાણી
પ્રેમે પુરુષોત્તમ ઘેર આવે, [1]લૂણી રોટલી રંગે ભાવે.
શુભ સ્વભાવ છે તાહારા તનનો; ભાવ ઓલખે સહુના મનનો.
સહસવાર તેડયો નવ્ય જાયે, તે ચોર થઈ પેસે ઘર માહે.
પ્રેમે કામ કર્યાં ગોપીનાં, [2]પૂર્યાં લાડ જશોદાજીનાં.
પ્રેમે પાણ્ય ધરીને જાચ્યો, [3]ગ્રાસ એક માખણ માટે નાચ્યો.
પ્રેમે કર જોડી કરગરિયો, જે કરે ગિરિ ગોવર્ધન ધરિયો ।
પ્રેમે અવગુણ સઘલા ઢાંકે, જો **જાની** તું મમરચા વાંકે.

### પદ ૭

(રાગ રામગ્રી)

(દુહો) વસુદેવે વિઠ્ઠલ તણો, પ્રેમે આલ્યો પાણ્ય :
'નંદ–જસોદાજી વચે, અમને અન્ય મા જાણ્ય.

---

૧ સખી ૨ મળ્યા લાડ નંદ જસોદાજીના. ૩. ગ્રાસ એક માખણ ને નાચ્યો.

[૪]સુંદરજી ! શું થયું, જો દૈવ-વશ થઈ વાત,
ચતુરપણે જો ચિત ધરો, તો કેહી તમારી માત ?
(ગીત) મુજને કોહો, માહારા કાહાનજી, કારણ જે મનનુ ?
શૂં દોહેલૂં છે, શામજી ? લહિયે [૫]જીવનનું. મુજને.
માયા મોર-મુગટ તણી, મનથી ઊતારો,
પ્રીત્યે પચરંગી મૉલિયાં, સુંદર શિર ધારો. મુજને.
મુગતાફલ ગુંજા-વચે, શેં નવ્ય લહો વેહેરો ?
સરસ હાર સોના તણો, સુત ! કંઠે પેહેરો; મુજને.
માહારા પુરશોતમજી !, પામરી મૂલે મોંઘી,
જોડે ધરો, જદુનાથજી !, તજો કાંમલી સોંઘી મુજને.
અશ્વ અલૌકિક શીખવ્યા, જડિત્ર રથ જોડો;
સેવક સહુ ' જે જે ' કરે, કુંતલ ગ્રહી ઘોડો. મુજને.
પાંચ [૧]સાત સખા મલી, ઉપવનમાં ખેલો,
[૨]ગાય ચરાવવી ગોપની સુત ! સીકૂં મેહેલો; મુજને.
રાજભોગ રુચ્યે ભોગવો, કૂંઅરજી કાલા !
જાડા જાની જેહવા, તું લાગે છે, વાહાલા!' મુજને.

પદ ૮

( રાગ રામકલી )

(દુહા) [૩]'પ્રીતમાં પ્રીત પામ્યો ઘણું, વ્રજવાસીને વાસ;
અષ્ટ સિદ્ધ નવનિધથી અધિક, એક અંજલિ છાશ.

---

૪. સુંદરવરજી. ૫. જીવનનું.
૧. સાથ ૨. ચારવી ૩. પ્રીત પ્રીત પ્રેમ ઘણી.

નંદજીને ખોળે રમ્યો, પ્રેમે પાળ્યાં લાડ;
તે મરવે શિર ઋણ રહ્યું, તો શો રે ચઢાવું પાડ ?
(ગીત) સાંભળો તાતજી ! વાત એક મન તણી;
ઝૂલણા　એવડો પ્રેમ તે કોણ રાખે?
કંઠ ગદગદ થઈ, સૂધ તન નવ્ય રહી;'
નંદની કીરતિ [4]શ્યામ ભાખે; સાંભળો.
'નંદ નવ્ય વીસરે; સાંભરે મન ઠરે;
યત્ન કો કંઈ કરે; [×]રીત્ય 'નાવે.
પ્રકૃતિ વાંકી પડી, સાધતાં એક ઘડી,
સ્નેહની સુખડી, સરવ ભાવે; સાંભળો.
કાહાનજી ! કાહાનજી ! કાહાનજી ! ક્યાહા ગયો ?
નિમેષ અલગો થયો દૃષ્ટિ ચૂકી.
કારજ સઘલુ તજ્યું; નામ માહારૂ ભજ્યું;
શામજી [1]સમરતાં જીભ સૂકી; સાંભળો
નંદને નેમ નિશ્ચે નહીં મુજ વિના,
ત્રિભોવન તાત ! નહીં અન્ય વહાલો.
એકઠો બેસી જમ્યો; કંઠ વલગી રમ્યો,
[2]જીવશે જાણિયે તે જ કાલો ! સાંભળો.
'સ્વરગ શા કામનૂં, શામજી નીરખતાં ?'
[3]ઘડી ઘડી મુખથી એમ કેહેતા,
એહ સંસારમાં સ્વાદ બીજો નથી;
સુંને લાડ લડાવતા એમ લેહેતા; સાંભળો.

---

૪. શ્રીશ્યામ.
× તે નત્ર લાવે ૧. સગ્કતા ૨. જળસે જાંણીએ ૩. મહુરત અંતે

## પદ ૧૦

(રાગ આશાવરી)

(દુહા) ઉદ્ધવને કેહે કૃષ્ણજી : 'સાંભલો મારા ભ્રાત!
વેગે વ્રજ જાઓ તમ્યો, વાટ જુએ છે માત.
જાઈ અને નિશ્ચે કરી, કેહેજો એક વચંન :
'રાત્ય-દિવસ અલગુ નથી, તમથી માહારું મન.
(ગીત) મુને સોહવતું અહીં છે નહીં, વાહાલું વ્રજ-કેરું મહી.
ઉદ્ધવ! માહારી માવડી, તેણે વાત ન [3]જાણી આવડી.
મુને ઉધામા આલશ ઘણું; મુને અંતરગત્ય શું [4]નમણું!
માને સૂનું સરખું લાગશે; [5]બીજાં બાલક સૂખડી માગશે.
મા માખણ[6]-પિંડ ઊતારશે; માને નંદજી શું કહી વારશે?
જ્યારે જમણ જશોદા મેહેલશે, ત્યારે આંખે આંસુ રેલશે!
માંકડાં મહીડું ચાટશે; માહારી માનું હઈઅડું ફાટશે!
અલંકાર અંગના ગ્રહી, તે રોશે અત્ય દુખણી થઈ.
જ્યારે કોએક [6]વાગે વાંસલી, માની વિરહે વેધાશે પાંસલી.
એક દિવસ માંહે અધ-ઘડી, મેં વીસારી નથી સૂખડી.
મુખે નીસરિણ તે માગતો, માહારી માહીને વાહાલો
લાગતો.
નંદજીના ગુણ શા ભણું?, મુખ એક [1]જિહા, તો શું ગણું?
જાનીના સમ, સત્ય કહું : હું મન-પાખી મથુરા રહું.

---

૩. જાએ ૪. અતઘણું ૫. વ્રજ ૬ કેમ ઉતારશે ૬. વાસે.
૧. જીભા તે કેમ ગણું.

### પદ ૧૧

(રાગ આશાવરી)

(દુહો) ઉદ્ધવ! અહીં આવ્યા પછી, મથુરાંમાં નિશદિન;
વ્રજવાસી નવ્ય વીસરે; તેણે નથી ભાવતું અંન.
કેહેજો અતિ આદર કરી નંદજીને એક વાત;
'માહારા સમ : મોહને કહ્યું : રખે દૂભતા માત!'૨૫૫

(ગીત) ઉદ્ધવ! આજ તમો વ્રજ જઈ ને માહારાં માતપિતાને ઠારો રે;
પ્રેમે-શું પરણામ કરી કેહેજો, 'માહારી માવડીજી! પુત્ર તમારો રે.
એક ઘડી ગોકુલના સુખની, મથુરાંમાં જનમારો રે;
વૈકુંઠથી વિશેષે વાહાલો મુને, તે જમુનાનો આરો રે-ઉદ્ધવ.
માગીને મેં માખણ ખાધું, થઈને અતિ ³અટારો રે;
લક્ષ લાડ કરી કરગરતો, અહીંયાં એકનો ઉધારો રે-ઉદ્ધવ.
તેં મુને બાંધ્યો માતા માહારી; નહીં ⁴ચતુરાનેન ચાળો રે-
એહેવા સુખ અસંખ્ય એક દિ'સમાં, માહારી માડીજી સંભાળોરે.-
હું લાડે પાડ ઠગ્યો ન જાણું; નાહાનો નથી ઠગારો રે-
'કાલો કુંઅર કાંઈ ન જાણે,' એ વાતડલી વીસારો રે.-ઉદ્ધવ.
મા! તુંમાં હુંમાં અંતર લેહેશે, તે પ્રપંચ નહીં સારો રે;
જાની સરખાને સાથે તેડી, શીઘ્ર થઈને સધારો રે-ઉદ્ધવ.

---

### પદ ૧૨

(રાગ આશાવરી)

(દુહો) વ્રજ-વનિતા બહુ પૂછશે, આવીને પેરે પેર;
સમાધાન સહુનું તમ્યો, કરજો જઈને ઘેર.

---

૨. માડીજી ૩. આડા ૪. ચતુરાનનના

કેહેજો: કૃષ્ણે છે કહ્યું, હું અલગો નથી લગાર;
માહારે કાજે માનની !, તમ્યો મેહેલ્યો પતિ પરિવાર.
(ગીત) ઉદ્ધવ ! એવડું દુઃખ શામા, શી પેરે સહેશે ?
વેદના કોહોને કેહેશે ? વાતડી વિચારો—
વિષમ વિરેહની જ્વાલા, બહુ મૃદુલ બાલા.
ઠરવાની વાત કહી, [1]ઠેઠ લગ્યે ઠારો,
[2]વાંકી સમી બોલશે વાણી, અંતરે અતિ પીડાણી.
માહારા સમ છે, જો વાંક, તમ્યો ન કાઢો માહારો—
સરસ સ્નેહની વાત, પ્રીછવી માંડી તે ધાત.
'મામાજીએ મુજને કહાવ્યુ; મથુરાંમાં પધારો.'—
સુત-પતિ-પિતા રે ભ્રાત,[3] મેહેલી માહારે કાજ,
ઓછૂં દેખી જીવને-રખે, કોક રોધારો !—
એક જીભે શા શા રે ભણું ?, ગોપિકાના ગુણ રે ગણું.
કેહેજો કૃષ્ણે કહ્યું છે જે, હું છું તમારો;[4]—
લક્ષ પેરે લાડ કીધાં; દહીં દૂધ માગીને પીધાં;
ત્રૈલોક કેરી શોભા, [5]બોલે કરી ટુંકારો—
[6]ચિત કટાક્ષ કરી, આંખડી અમૃતે ભરી;
વૈકુંઠથી રે વાહાલો, [6]વ્રજ-રામાનો એકારો—
નિશ-દિન ધ્યાન કરી, પ્રેમે પાત્ર પૂરણ ભરી;
આવતાં આદર કરી, જાંહાં જમુનાનો આરો—
તે વેલા કયેમ વિસારું ?, જીવનું જીવન માહારૂં.
મન-શું ઘણું એ સંભારું[7], જે વહી ગયો વારો—

૧. રેહ લગા ડારો ૨. વાકી વસમી ૩. ભ્રતા ૪. બહુ રણીઓ
૫ બોલાવે તે તુંકારે ૬. વ્રજરામ તોરે કર્યાં ૭. જીવ ગઓ સંભારે.

ના આવે, સંગમ ત્રેહેને તોલે, મોહોટા મુનિ બોલે;
ઉભયે અંતર જુઓ, જે કોણુ પક્ષ સારો ?—
[1]રાખજો પૂરો વિશ્વાસ; તમો રુદેમાં વાસ.
સાધન સાચું જે, મુજને પ્રેમેશું સંભારો–૨૯૫
વીસ વસા વ્રજમાં વસુ; રખે રામા ! માનો રે હસું !
વીગત વિવેક કરી, રોષ ઊતારો—
પ્રપંચ દેખાડે જાની, તેહેને વાત કેહેજો છાની :
તમ-માંહેં વસું ત્યારે, મુક્તિનો શો રે ચારો ?

---

પદ ૧૩

(રાગ મેવાડો)

(દુહો) ‘વેણી વ્રજ-વામા તણી, મેં ગૂંથી માહારે હાથ ! ૩૦૦
તે વેલા [2]કયમ વીસરે ?’, એમ કહાવ્યુ છે નાથ.
પ્રથમ જશોદા નંદજી, પછે વ્રજની નારય;
માહારે મુખ-વચને કરી, કરજો બહુ મનુહારય.’
(ગીત) ઉદ્ધવ આવ્યા, ઉદ્ધવ આવ્યા; નંદ-જશોદાને મન ભાવ્યા.
નેત્રે નીર નિરખતાં ચાલ્યુ, નદીપૂર જ્યમ ન રહે ઝાલ્યુ–ઉદ્ધવ
સુતની રીત્યે દીધું સાંઈ : ‘કમલનયને કાહાવ્યુ છે કાઈ?
[3]કુશલ પ્રશ્ન પૂછે અતિ પ્રેમે : ‘કૃપા કરી કોહો આવ્યા ખેમે?’–ઉદ્ધવ
‘રામકૃષ્ણ કુંઅર બેહુ કાલા, વારુ છે જી? કોહો વાહાલા!
પ્રાણનાથ મોહનજી મીઠા, મથુરાંમાં શું કરતા રે દીઠા ?–ઉદ્ધવ

---

૧. રખે જો તમો વિસારો, તમારા રુદેમાં વાસે કુંદ લક્ષ
૩. કુશળ-કૃષ્ણની.

એકવાર ગોકુલમાંહે આવે, 'માડી' કહીને મુંને રે બોલાવે.
તાત વીસરયો, કુંઅર! તુજને?, કોડ ઘણું છે મનમાં મુજને–ઉદ્ધવ
જાણું છું બે સુત બેહુ આવ્યા, તમને દીઠડે તાપ નીવારયા'
ભક્ષ–ભોજન વિવિધ[7] સજાઈ; જાની શું જાણે તેહને રે ગાઈ?–ઉદ્ધવ

---

પદ ૧૪
(રાગ સામેરી)

(દુહો) [1]આદરશું વ્રજનાર આ, ઉદ્ધવ તણા અનેક,
કેહેતાં પાર ન પામિયે, જે કીધા રે વિવેક.
જશોદા કેહે ઉદ્ધવ પ્રત્યે: "સાચું કોહો, રે ધીર!
અમશું કોહો, કાંઇ કાહાવિયું, સુંદર શામ–શરીર?"

(ગીત) "વીગત્યે કરી હું કેહી વિધ્ય ભાખું, વિઠ્ઠલજીની[2] વાત? માડી!
શ્રીમુખ-વચન કહ્યાં છે મુજને, રામકૃષ્ણ બેહુ ભ્રાત, માડી!
મોહનજી મુખથી નવ્ય મુકે, જે 'વાહાલી મારી માત, માડી!
જીવ–તણું જીવન જશોદા; નંદજી અમારા તાત, માડી!
રાજભોગ ભલા, રુચિર રસોઈ,[3]સંગ સાલણાં સાત, માડી!
મથુરાંમાં જમતાં જીવનજી, ભાંખે અહીંનો ભાત, માડી!
આદ પુરુષની પ્રકૃતિ અટપટી, કોયે ન પ્રીછે[4]વાત, માડી!
પ્રેમે પુરુષોત્તમ મન રીઝે, વેદ વિષે[5]વિખ્યાત, માડી!
ઘોડ-વેહેલ શુભસરસ સુખાસન, શુભ વસ્ત્ર[6]શુકલાત, માડી!

---

૭ પધાર્યા.

૧. આદરયુ અવર જન, ઓધવ તણી ટેક કહેતાં પાર ન પામીએ, કીધી જોએ વિવેક. ૨. નારી વાત. ૩. સંગ સલુણો સ્યામ. ૪. ઘાત ૫. વિષમ ૬. સુકલના.

મહી-માખણ માગીને ખાતો, પ્રેમે ઊઠીને પ્રાત, માડી!
છાનપણાનાં સહ્યાં છાંદુઆં, નાનાવિધ ઉતપાત, માડી!
મુજ માટે વેઠયા વ્રજવાસી, વિષમ મહા વરસાદ, માડી!
સૂતાં, બેઠાં, હસતાં, રમતાં, રાત્ય દિવસ ને પ્રાત, માડી!'
જાની એક પલક જીવનજીને, સ્મરણ વિના નવ જાત, માડી!'

---

પદ ૧૫

(રાગ મારૂ)

(દુહો) કેહે જશોદા: 'વાહાલા ઘણું, એહને અમ્યો અપાર;
જો જીવાડવાનો ખપ કરો, (તો) અહીં આવો એક વાર.
આવી માગે સૂખડી, 'માડી' કહી વચંન;
ઉદ્ધવ! બીજી વાતથી, ક્યમે ન માને મંન.
(ગીત) એક વાર જો આવે, ઉદ્ધવ! એક વાર જો આવે;
મુખ જોઈ મનડાને ઠારું, 'માડી' કહી બોલાવે–ઉદ્ધવ.
[1]હું અણલેહેતીએ એમ ન જાણ્યું. જે જદુપતિજી જાશે;
લક્ષ લાડ કરી કરગરતો, તે પુત્ર પિયારો થાશે!–ઉ.
વાત કરી તે કોય ન માને, પોહોચે નહીં વિમાસ;
અતિ વાહાલાને વિરહ આપવો, એ કો પ્રીછે આશ?–ઉ.
સુંદર મુખ પર જુગ આખાની, શોભા સઘલી વારું;
ચુંબન કરી રુદેશું ચાંપી, ખોલામાંહે બેસાડું–ઉ.
વિનય કરી વીગત્ય પૂછું, રીસડલી ઊતારું;
કોમલ કર બાંધી મેં માડી, તે મન દૂખાણું તાહારુ?–ઉ

---

૧. હું અણલેહેતી એમ જાંણુ, જે જદુપતિ સદા રેહેશે રે.

'હું ભૂખ્યો છું; ધવરાવો, માડી !' કેહેતાં ગઉ હું દોહોતી;
તે ટલવલતો ત્રીકમને મૂકી, ગોરસ ઘણું વલોતી–ઉ.
મોહનજી મથુરાં જઈ બેઠો, તે ગત્ય શામણે નોહોતી;
કામ કરી જોતી કેશવને; અતિ અભ્યંતર મોહોતી–ઉ.

પેર પેર પીતાંબરને પેહેરી, કયવારે કહીં નીસરતો;
[૩]અંગ રૂડું આભ્રણે ઓપતું, દોડ દાપલાં કરતો–ઉ.
નર–નારીની દષ્ટે પડતો, તેહેના ચિતને હરતો;
હું ચિંતવતી આગળ આવૂં, એહેવું એ આદરતો–ઉ.

ખીટલિયા શુભ કેશ[૧] ગૂંથતી, બલે કરી બેસાડી;
મુખ ધોઈને તિલક[૨] સારતાં, આંખ્ય ઠારતો માહારી–ઉ.
અંજન કરી કમલ–દલ–લોચન, કંઠ બાંહોડી ધારીઃ
'માજી! સૂખડી મુજને આપો;' તે માયા ઊતારી–ઉ.

ટોલાં વ્રજવનિતાનાં આંગણુથી, ×કયવારે નવ્ય ટલતાં;
સરસ શબ્દનાં મોહ્યાં સહૂ કો, મોરલી અરથે મલતાં–ઉ.
વન–વીથિ ગ્રહે[૩] વૃંદાર–વાટિકા, પગ પગ પૂંઠલ પલતાં;
વિરહની વાંણી એમ કહીને બોલતી, હશી સરવે સાંભલતાં–ઉ.
પંચ રાત્રિનું પુણ્ય હતું તે, જાણું છું જે ટલિયૂંઃ
સુખ-પૂંઠે દુઃખ વલગું આવે, તે વચન શાસ્ત્રનું મલિયૂં !–ઉ.
અમૃત આવ્યું'તું કર–માંહે, ઓછે કરમે ઢલિયૂંઃ
'જલહલતો એ બ્રહ્મ, કાહાનજી,' વ્રજવાસી નવ્ય કલિયુ–ઉ.

---

૨. મને દુઃખડું ૩. અંગીડું.
૧. બ્રગટી વાલા, વીશાહી ? ૨. કેસરનાં. ૩. દ્વારા વાટે પગે પગે પૂઠે પલતાં રે. × કયારે કોણે ટલવલતાં ર્‍ે.

એક ઘડી એ સુખની કાહાણી, કેહેતાં બહુ જુગ જાએ;
કોટિ જિહ્વાયે વૈભવ વરણવતા, તોહે પૂરણ નવ્ય થાયે-ઉ.
ઉદ્ધવ! કીડીને સુખ કોહોલું, કોહો, કેહી વિધિ સમાયે?
જાની સરખા કવિ કલિજુગમાં, શું ગોકુલ લીલા ગાયે?-ઉ.

---

પદ ૧૬
[૪](રાગ ગોડી)

(દુહો) નંદજી કેહેઃ 'ઉદ્ધવ! સુણો, જો છે એહેનું મંનઃ
ભાગ્ય હશે તો આપશે, રામ-શ્યામ દરશંન.
મુંને આશા એક છે, જે જાણી છે વાત:
હુંથી અધિકી સો-ગણી, વાહાલી એહેની માત.
(ગીત)ઉદ્ધવ! એહેની માવડી, સુણ્ય વાહાલા રે!
કોહોને કેહેશે 'તંન'?, કુંઅરજી કાલા રે!
અવિનય એહ-તણા ઘણા, સુણ્ય વાહાલા રે!
એમ કઠણ ન કીજે મંન, કુંઅરજી કાલા રે!
દિનકર ઊગે જ્યાહાં લગી, સુણ્ય વાહાલા રે!૪૧૫
ન લેહે દેવ કીનો કોય, કુંઅરજી કાલા રે!
ઉદ્ધવ! [૧]આંહાં જુઓ આંખડી, સુણ્ય વાહાલા રે!
જ્યમ [૨]શ્રાવણ વરસે તોય, કુંઅરજી કાલા રે!
અન્ન શાક એગઠાં કરી, સુણ્ય વાહાલા રે!
નથી જમી એ નારચ; કુંઅરજી કાલા રે!૪૨૦

---

૪. રાગ મેવાડો.
૧ આ. ૨. શ્રાવણ વરસતો હોય.

એમ કરતાં કયમ જીવશે, સુણ્ય વાહાલા રે !
આહાર વિના સંસાર ?, કુંઅરજી કાલા રે !
દોહોતાં દાઝે દેહડી, સુણ્ય વાહાલા રે !
પય દીઠે જાએ પ્રાણ, કુંઅરજી કાલા રે !
જામણ એ મૂકે નહીં, સુણ્ય વાહાલા રે !
આ ચરણ-કમલની આણ્ય, કુંઅરજી કાલા રે !
રામ-કૃષ્ણ રમતા હશે, સુણ્ય વાહાલા રે !
[3]ઓ જમુનાં-કેરી તીર, કુંઅરજી કાલા રે !
ઊભી નિરખે વાટડી, સુણ્ય વાહાલા રે !
પછી ધ્રૂજે ઘણુંઅ શરીર, કુંઅરજી કાલા રે !
ગાયો ચરાવા નીસરે, સુણ્ય વાહાલા રે !
નાહાનાં નાહાનાં બાલ, કુંઅરજી કાલા રે !
તુંને ત્યાંહાં દેખે નહી, સુણ વાહાલા રે !
પડે પેટ-માંહે ફાલ, કુંઅરજી કાલા રે !
[4] વિહ્‌વલ થઇ રડે ઘણું, સુણ્ય વાહાલા રે !
જ્યમ વ્યંતર વલગાં હોએ, કુંઅરજી કાલા રે ?
આતા ! પેહેરો આંગલું, સુણ્ય વાહાલા રે ?
નરનારી સહુ જોયે; કુંઅરજી કાલા રે !
આ કાજલ કેરી કૂંપલી, સુણ્ય વાહાલા રે !
હસતાં આવે હાથ, કુંઅરજી કાલા રે !
કોહોની આંજૂં આંખડી ?, સુણ્ય વાહાલા રે !
લેઈ ગયા નહીં સાથ, કુંઅરજી કાલા રે !

૩. ઓ જુમનાંને તીર. ૪. વાહાલને ઊડે અતિ ઘણું.

સમી સાંજે ગઉ આવતાં, સુણ્ય વાહાલા રે !
સહુ કો સામું જાયે, કુંઅરજી કાલા રે !
અહીં છુટાં ધાવે વાછરૂ, સુણ્ય વાહાલા રે !૪૪૫
પેસે મંદિર માંહે; કુંઅરજી કાલા રે !
ફલ વિવિધ પ્રકારનાં, સુણ્ય વાહાલા રે !
લાવે નાહાનાં નાહાનાં લોક, કુંઅરજી ! કાલા રે !
ચિંતા ચાખ્યાની નહીં, સુણ્ય વાહાલા રે !
પણ સાહામો વાધે શોક, કુંઅરજી કાલા રે !૪૫૦
ગોપવધૂ વાટે મલે, સુણ્ય વાહાલા રે !
નીચું નિરખી રોય, કુંઅરજી કાલા રે !
હું તો શું કહુ રે તેહેને ?, સુણ્ય વાહાલા રે !
દૂખ્યે આંખડી ખોય, કુંઅરજી કાલા રે !
ચતુર લોક મથુરા તણા, સુણ્ય વાહાલા રે !૪૫૫
પણ કરવું ઘટે નહીં આમ, કુંઅરજી કાલા રે !
અટવાતા અહીં આવશો, સુણ્ય વાહાલા રે !
માહારા મોહન ! રાખો મામ, કુંઅરજી કાલા રે !
એક દિવસ કો ઊતરે, સુણ્ય વાહાલા રે !
તેહેને જાતો વાટ, કુંઅરજી કાલા રે !૪૬૦
એહ-શું સગપણ એટલું, સુણ્ય વાહાલા રે !
પય ધવરાવવા માટ્ય ?, કુંઅરજી કાલા રે !
આ ઝોલી પલંગડી પાલણું, સુણ્ય વાહાલા રે !
ઓ વસ્ત્ર વંશી અલંકાર, કુંઅરજી કાલા રે !
આ રમકડાં અમ્યો શું કરું ?, સુણ્ય વાહાલા રે !૪૬૫
જેહેનો ગણુતાં ન આવે પાર ?, કુંઅરજી કાલા રે !

નંદ-નંદન શ્રવણે સુણ્યો, સુણ્ય વાહાલા રે !
અમ્યો જીવું કેહી પેરય ?, કુંઅરજી કાલા રે !
મોહન ! મુખ દેખાડિએ, સુણ્ય વાહાલા રે !
આવીને આણે ઘેરય; કુંઅરજી કાલા રે !
મરતાં જાણીને આવશો, સુણ્ય વાહાલા રે !
ત્યારે કોને પાડ ?, કુંઅરજી કાલા રે !
**જાની** દેખું જીવતા, સુણ્ય વાહાલા રે !
તો કરાવૂં બહુ લાડ, કુંઅરજી કાલા રે !

---

પદ ૧૭

(રાગ ગોડી)

(દુહો) રસે કુંઅરની વાતડી, કરતાં વિહાણી રાત્ય:
ઉદ્ધવ આવી આંગણે, ઊભા રહ્યા પરભાત.
ગોપ-ગોવાલાં-ગ્વાલણી, શ્રવણે સુણતાં નામ;
મહુરતમાં આવી મલ્યુ, આખું ગોકુલ ગામ.
(ગીત) પ્રેમેશું પરણામ કરીને ઉદ્ધવ સાહામું જોયે;
'નંદકુંઅરજી,કોહોજી,શેં નવ્યઆવ્યા?'એમકહીરામારોયે
એક કેહે : 'રે કાહાનજી, બેહુ ભાઈ રૂડા, દીઠા,
મથુરાંમાં શું કામ કરે છે, મન-મોહનજી મીઠા ?
પાખરિયા પવનગત્ય ચાલે, વેષ શોભતા વાગા:
રાજભોગ એ રસિક કુંઅરને, મથુરાંના રૂડા લાગા.'
એક કેહે : 'મુને દે રે પૂછવા; વચ્ચે વાત શી આડી?
મથુરાંની મહિલાની તોલે, કયમ આવે ભરૂઆડી?'

એક કેહે 'રે અચંબો સુજનેઃ કોહોને કહિયે વાત ?;
જણનારી તો એક જ હોયે, બે નહીં કોહોને તાત !'
એક કેહે : 'રે પૂછો પેહેલું; કોય માં કરશો હાંસી;
કૂબડી કૃષ્ણે ઘેર રાખી છે, તે કહાવે કંસની દાસી ?૪૯૦
અહીં રાધા સાથે નિશદિન રમતો, ઉદ્ધવ ! સુણિયે થોડી;
મહિમા મથુરાં માંહ્યે વધારો, ઘેર રાખતાં ખોડી !'
'રામા ! રેહ રે લખલખ કરતી; તે કને મંત્ર જંત્ર છે બૂટી;
શું થયુ, જે હજી અચરજ થાશે ?, ટોલા ઘડશે ટૂટી.'
એક કેહે : 'પેહેરાવી તેહેને, ચતુર રાયજીએ ચૂડી;૪૯૫
તો મોહન મથુરાં કયમ મૂકે ?, દોહેલે પામ્યા ખોડી !'
એક કેહે : 'મથુરાંમાં બીજા, ભલાભલા છે લોક;
ઉદ્ધવને પૂછી કરે છે ?, કાંઇ કેહેવું તે ફોક.'
એક કેહે : 'રે ભલું થયુ જે, ભાગી મનની દાઝ;
માણસ-વોહોણો મથુરાંમાં જઈ, કોશું ન રાખી બાઝ.'૫૦૦
એક કેહે : 'કાલો એ કપટી, કોણે કળ્યો નવ્ય જાયે.
જ્યાંહાંકણ જેહેવી જોડી મલે રે, ત્યાંહાંકણ તેહેવો થાયે.'
પ્રેમે પૂરણ શામા સઘલી, ઇરિશ્યાયે વદે વચંન;
**જાની** જુગત અલૌકિક જોઈને, ઉદ્ધવ થયા પ્રસન્ન.

---

પદ ૧૮

(રાગ નટ)

(દુહો) ઉદ્ધવ કેહે : 'સહૂ સાંભલો, છે સાધારણ વાતઃ૫૦૫
વ્રજવાસી હરિમાં વસે, વ્રજમાં હરિ વિખ્યાત.

એક ઘડી અલગો નથી, તમથી સુંદર શ્યામ.
મહુસ્તવંતો માહાવજી, રમી રહ્યો છે રામ.
(ગીત) કૃષ્ણ કાંહાં દૂર હૈ ?
માનૂં : રમી રહ્યો હૈ રામ. ટેક.
જ્યઊં અક્ષરમેં નામ, નામમેં અક્ષર આવે;
જ્યઊં કંકણમેં હેમ, હેમ કંકણમેં કાહાવે;
દીપકમેં પાવક બસે, પાવક–દીપક એક;
તેંસે તુમમેં હરિ બસે; સમઝો કરી બિબેક.–કૃષ્ણ.
જ્યઊં પુષ્પ મેં બાસ, બાસસેં પુષ્પ પેહેચ્યાનો;
જ્યઊં ઘટમેં ગોવિંદ, ઘટે કરી ગોવિંદ જાનો.
જ્યઊં પટ બહુ તંતુ તે, પટ વિના તંતુ નાંહે;
દૂર કહા સમઝત હો ?, હરિ યૂં બસે તુમ–માંહે.–કૃષ્ણ.
જ્યઊં ફલ–માંહે બ્રચ્છ, બ્રચ્છમેં ફલ હી પાવે;
યૂં ઘટ–મઠ–આકાશ, પ્રગટ પેખો હરિ કહાવે.
એક ચંદ્ર અંતર બસે, પ્રતિબિંબકો નહીં પાર.
સ્થાવર–જંગમમે જદુપતિ, એક હી એક આધાર.–કૃષ્ણ.
જેસેં પવન–પ્રકાશ, બાસ સબહીમેં પેખો,
ગુરુ—જ્ઞાન—ઉપદેશ, દયાનિધિ—દરસન દેખો;
જ્યૂં લહરી એક નીરકી, નીરહી બિચ સમાય,
સાધુ હોએ સમઝત કયઊં નહીં ? કો આવે કો જાય–કૃષ્ણ.
જ્યઊં પય મધ્યે ઘૃત, મથન કરતે કર પાવે,
ઉપજ્યો ઉત્તમ સ્વાદ, દોષ સબ દૂર ગમાવે;
તેસેં તુમ–મેં હરિ બસે, કાહા પૂછતા હો બિસ્તાર ?
એક તંતુ–સેં પ્રોઈ મણિ, નાનાબિધિ કે હાર.–કૃષ્ણ.

મન-ક્રમ-બચને સત બચન, એહ કહ્યું સો માનો;
એક પલ શ્રીકૃષ્ણ મન, ન્યારો નહીં જાનો.
બ્રિજબાસી બિઠ્ઠલ બિપે, મૈં પ્રતક્ષ પેખ્યો નેનઃ
ગોકુલપતિ ઓર ગોકુલ, દોઉ સંત કેહે કો ભેન-કૃષ્ણ.
ધન ધન હો રે ધન્ય, સકલ બ્રિજ કે નરનારી,
પશુ પંખી ઓર બ્રચ્છ, ભણે ઉદ્ધવ બલિહારી.
જાની એ નિશદિન રટે, કૃષ્ણ કમલ-દલ-લોચનાં;
હસત રમત ઓર સોવત, જાગત માધો-શૂં મનાં-કૃષ્ણ.

---

પદ ૧૯

(રાગ ધનાશ્રી તથા મેવાડો)

(દુહો) ઉદ્ધવજીની વાતથી, પરખી જાણી મંન;
જ્ઞાન-ગોધ વારુ કરીઃ 'ભલે ભલે જી ધન્ય!'
એહેમાં અમ્યો લહૂં નહીં, ઉદ્ધવ! એક લગાર :
એ કાલાને કારણે, અમ્યો મેહેલ્યો પતિ-પરિવાર.

(ગીત) સાંભલો, ઉદ્ધવજી! એક થોડી કથા!
બાપજીના સમ છે, જો બોલૂં વૃથા.
વારુ વાધી મથુરાંમાં પ્રથા;
દીપ ન જાણે પતંગ-તણી વ્યથા.

(ઊથલો)પીડ પ્રીછે નહીં દીપક, પતંગ ઝંપાવી મરે;
કૃષ્ણજીએ જે કર્યું તે, મનુષ્ય થઈ કો નવ્ય કરે.
ઉદ્ધવ આગલ્ય જ્ઞાન કેહેતાં, કપટી કાં લાજ્યો નહીં ?
એક વાર આવે આંખ આગલ, જોઉં જો સકે કહી.

વશ્રવોહોણી રહી રામા, અંબર થકી ઉચો રહો,૫૫૦
પ્રણામ તો રવિને કરાવ્યા, એ ધર્મશાસ્રી કીહો કહ્યો ?

આભ્રણ પેહેરી અંગનાનાં, વેષ વામાનો ધરી,
જો જ્ઞાન શીખવવું હતું તો, પ્રથમ પેર તે કાં નવ્ય કરી ?

લોક કેરી લાજ સઘલી, એહેને અરથે સહુ તજી.
સુત ભ્રાત ભરતા પિતા માતા, ઊતારચાં મન એ ભજી.૫૫૫

નિરગુણ થઈને નડે છે, પણ જ્ઞાન સઘલું એ લહ્યું;
તકને શું તાકિયે, જ્યારે માખણ કર માંહે ગ્રહ્યું ?

બાંધ્યો છોડચો જાચ્યો નાચ્યો; જમવું રમવું વીસરયું;
ભલે સુંદર શામજી !, એ જ્ઞાન અતિ અંગીકરયું.

દાણને મશે કરીને, ગોપી-ગોરસ ચાખતો;૫૬૦
સંભારી સુંદર શામજી !, તાહારા વદનથી શું ભાખતો ?

'પાગ રંગું પદમની,' એક અક્ષર મુખમાંથી ભણો;
ઝાલતો કર માંહે ગ્રહીને, આદર કરતો અતિ ઘણો.

ટલવલીને તક પીતો, હવે ભાગી ભૂખડીઃ
મુંને આજ નિદ્રા નથી આવી, શામાચે ના'પી સૂખડી.૫૬૫

અમૃતથી અતિશે મધુરતર, મોહન-મોરલી ગાજતી;
કોટિ મુગતી-તણી કથા, તે લલિત સાદે લાજતી.

એહેવું કઠિણ કૂબડીને કહો; અમ્યો જ્ઞાનમાં શું જાણિયે?
જડયો જાની હાથ હીરો, ફોકટ-ફોકટ વખાણિયે.

---

પદ ૨૦

(રાગ ધનાશ્રી તથા મેવાડો)

(દુહો) વૈકુંઠ કેરી વાતડી, જ્ઞાન-તણી જે ગોઠ,
ગુણવંતો ગોવિંદજી, હસતાં ના'ખું હોઠ.
આલીગારો અતિઘણો, કરતો નાહાનાં આલ;
તે વિરહ-વેદના પૂરની, કયમ બંધાયે પાલ ?

गोपिका ऊचुः-

(ગીત) 'ઉદ્ધવ ! કાલો એમ ગયો કરી,
તન મન પ્રાણ. અમારા સંગ્યે હરી.
શું કોહો સાધુ ! લોચન જલે ભરી,
જાતો જોઈ જો ન ગયાં મરી ?

(ઊથલો)મરી મથુરાં ન પોહોતાં, તો મુખ શું દેખાડિયે ?
પુરુષોત્તમજી-તણે પાસે, વસ્તુ કોહો, શી માંડિયે ?
સંસારમાંહે શામજી વિના, કથા બીજી કો કહે,
વપુ વિષે તે વજ્ર વાગે, મરમ માનુષ નવ્ય લહે.
સ્વર્ગ ને અપવર્ગનાં સુખ, ગમે તો આવી મલે,
પણ નંદ-નંદન-તણી લીલા, રુદેથી રખે ટલે !
નિર્લજ્જ લંપટ, લાજ લોપી, ગોપીને ઘેલી કહે:
પ્રાણ પુરુષોત્તમ વિના, પલ એક રાખ્યો નવ રહે
મન મથુરાંમાં વશ્યાથી, રખે જાણે ઊતર્યું !:
એક દાઝ: દિન-રેણી રહ્યા, જે કહ્યું કુબડીનું કર્યું.
કંસ-કેરી કિંકરી-શું, રમોજી રંગ્યે રહ્યા ?:
ઉપદેશ દેવા આજ ઉદ્ધવ !, ભલા આહીં આવી થયા !

જશોદાજી કયમ વીસરે ?, એ વાત નહીં કેહેવા તણી.
ઉદ્ધવ ! કથતાં જનમ જાયે : કથા કાલાની ઘણી.
રમત્ય રાસ તણી રચી, તે કયમ કહીયે મુખથી ?
વિધાતાએ કોટિ જિહ્વા, વદને જો કીધી નથી ?
વીસારવાની વાત હોએ, તો વીસરે નહીં શા–ભણી ?
તન-મંન તે દિન ઓપિઆં, અમ્યો સરવના કીધો ધણી
ઉપાધિ અમને શીખવે છે, મૂર્ખ મન-માંહે લહી;
જ્ઞાત કેરી ગોષ્ટ ગુરુતર, કયમ શકું અબલા ગ્રહી ?
જોગ-કેરાં અંગ સઘલાં, ભોલાને ભણાવિયે;
પુરુષોત્તમ ! આ પીડચ જોવા, વેગે ગોકુલ આવિયે.
અવતરવું મરવું અમારે, મુક્તિથી મોંઘું ઘણું;
શતખંડ જિહ્વા કરું જાની, જો કૃષ્ણજી વિણ બીજું ભણું !'

---

પદ ૨૧

(રાગ ગોડી)

(દુહો) પ્રેમ–સહિત સહુ પ્રેમદા, વીંટી રહી અનેક;
ઉદ્ધવને આદર કરે, નાનાવિધ વિવેક.
'આવો આણે આંગણે, ક્રિપા કરોજી આજ.
ચરણ–કમલને ચરચશું, મનશું મૂકી લાજ.'

(ગીત)

ઉદ્ધવજીનો ઝાલી હાથ, મંદિર તેડે સઘલો સાથ.
કૃતારથ માને કામિની, ભાવસહિત બોલી ભામિની.
આવો ભધરજીના ભા' એક પ્રછવી મારારે વા

મહુરત માત્ર રહી સાંભલે, વર તા સુજને કયાંહાંથી મલે ?
આ શી દીસે છે રે અસંન ?, મેં સહવારે કીધું છે અન્ન.૬૧૦
આ શેરી અતિશે ઢૂંકડી; અહીં ઉદ્ધવ કરશે સૂખડી.
પાલવ ગ્રહી તાણે સુંદરી. પ્રેમે લોચન આંસૂ ભરી.
શાક પાક સફલ સહુ થાયે, એક ગ્રાસ હરિજન મુખ જાયે.
અમ્યો મલવા ઈચ્છું છું ઘણુ; પવિત્ર કરો આવી આગણું
ઓ ઊભી દીસે કાબરી; તેહેનુ દૂધ પીતા શ્રીહરિ.૬૧૫
હું સદા છું હરિની દાસ; આવોજી આણે આવાસ.
રાત્ય દિવસ રહેતો અમ પાસ; એ વિના છોરુ નવ પીતાં છાશ.
ઉદ્ધવ ! અતિ નીચી ઝૂંપડી, ડગલું આંહાં ભરોજી, છે અડી.
પ્રેમ-પય મૂકયુ મેં કઢી; વણુ-પીધે જાશોજી વઢી ”
એમ અસખ્ય આદર ત્યાંહાં કરે, અહીં આવ્યા વિના નવ્ય સરે.૬૧૫
પ્રાત થયો ને ચાલી જાયે, ખરો ખરખરો મનમાં થાયે.
એમ અસંખ્ય મલી ત્યાં નારય, ઉદ્ધવની કરવા મનુહાર.
**જાની** જુગત કેહે કયમ કરી, જો એક જીભ મુખ માહે ધરી?

---

## પદ ૨૨

(રાગ મારૂ)

(દુહો) આદર વ્રજવાસી તણો, ઉદ્ધવ જોઈ જેહ,
ગલિત ઘણું મનને કરે, ભાગ્ય તણો નહીં છેહ.
'શેં નવ્ય સરજ્યો શામજી,વ્રજ-વીથી-માંહે તરણ?
જાતા વલતા વ્રજવધૂ, મસ્તક દેતાં ચરણ!
(ગીત) મનમાં રહ્યા વિમાસે, ઉદ્ધવ, મનમાં રહ્યા વિમાસે,
'વૈકુંઠથી વિશેષે લીલા, ઘેર ઘેર ગોકુલ ભાસે-ઉદ્ધવ.

એક રૂપે રમતા મથુરાંમાં, નિરખ્યા નેત્રે મોરારિ;
અહીં આવી વ્રજવાસી જોતાં, ખરી આંખડી ઠારી–ઉદ્ધવ.
ચરણ-રેણું રામાની ઉપર, નાખું હું ઊતારી;
પુણ્ય-તણી રેખા કો પ્રગટી,આહા આવતા મારી–ઉદ્ધવ.
સંદેશો મોકલવાને મિત્ર, ત્રીકમજીએ હું તારયો;
કરુણા કરી અકિંચન જાણી,અરથ સહી ભણી આરો ઉદ્ધવ.
'હુંને વહાલા વિઠ્ઠલજી,' એ અહંકાર ઊતારયો;
વિષમવેદના અહંતાભાવહરણી,તે હરિવદનીથીહારયો-ઉદ્ધવ.
હું હરિના કિંકરનો કિંકર : પ્રેમ આવડો રાખે;
અમૃતની શી કહુ ઉપમા?,મધુર વચન મુખ ભાખે ઉદ્ધવ.
પૂરણ ભાગ્ય વિના ભૂતલમાં, ચતુરપણે કયમ ચાખે?
સ્ફટિક ફૂટડો કરમાં રાખી, ચિંતામણિને નાખે-ઉદ્ધવ.
વાસુદેવજી વાહાલા જેહેને, તેહેને વૈષ્ણવ કહિયે,
વેષ-વરણ પુરુષ-નર નારીનુ, તાતપર્ય નવ્ય ગ્રહિયે ઉદ્ધવ.
માન તજીને હરિજન આગળ, ગલિત ઘણેરું થઈ યે;
ભાગ લાખમો લીલાધરની, લીલાનો નવ્ય લહિયે-ઉદ્ધવ.
ભોલી ભરૂઆડી—દરશને, ભ્રાંત રુદેની ભાગી;
મોહનજીમાગ્યૂં આપો તો,અહીંવસવુ લેઉં માગીઉદ્ધવ.
ગોપી-ગોપ-ગ્વાલ-ગોકુલની, લાલચ મુજને લાગી;
સ્વર્ગ મૃત્યુ પાતાલ વિષે કો,એહેવો નહીં અનુરાગી-ઉદ્ધવ.
અતિ ઉચ્છાહ થયો ઉદ્ધવને, ગોકુલની ગતિ નિરખી;
કૃતારથ માને માનુષ-ભવ, હઈડા સાથે હરખી-ઉદ્ધવ.
પ્રેમ વિના પુરુષોત્તમ ન મલે, જોયુ પેરે પેરે પરખી;
કલિયુગનાં પ્રાણી કયમ પામે,જો મતિ જાનીના સરખી ? ઉદ્ધવ.

---

## પદ ૨૩

(રાગ : ગોડી)

(દુહો) ઉદ્ધવને અબલા કેહે : 'તેડી આવો શામ;
ગોવિંદજી ! ગમતાં કરો, ગોકુલ આવી કામ.
ના ન કહીયે, કાંહાનજી ! મનમાં રાખી માન;
મથુરાંમાં વસતાં વલી, નહીં વ્રજવાસીને સાન.

(ગીત) ઉદ્ધવ ! આજ મથુરામાં જઈ, કેહેજ્યો કોહોને રે;
એમ ન કીજે નાથ !, મલે મોંહો મોંને રે.
લઘુવે લાડ લડાવિયાં, કેહેજ્યો કોહોને રે;
આમ મેહેલવાં હાથ ?, મલે મોંહો મોહોને રે.
આલ કરતો અતિ ઘણું, કેહેજ્યો કોહોને રે;
ન કહ્યાં કઠણ વચન, મલે મોંહો મોંહોને રે.
મથુરાંમાં વસવું ગમ્યું, કેહેજ્યો કોહોને રે;
અમ્યો ઊતારી મંન !, મલે મોંહો મોહોને રે.
સાર વસ્તુ સઘલી હરી, કેહેજ્યો કોહોને રે;
લોપી કુલની લાજ, મલે મોંહો મોંહોને રે.
વલી વચન નવ્ય કહી સકયાં, કેહેજ્યો કોહોને રે;
તે જ્ઞાન-જોગ થયો આજ, મલે મોંહો મોંહોને રે.
શાને શીશ ચઢાવિયાં ?, કેહેજ્યો કોહોને રે;
દીધાં નાહાનાં કામ, મલે મોંહો મોંહોને રે.
છાવપણાનાં છાંડુઆં, કેહેજ્યો કોહોને રે;
કાં મેહેલાવો મામ ?, મલે મોંહો મોંહોને રે.
કોણ કંસની કિંકરી ?, કેહેજ્યો કોહોને રે;
સુણતાં વાધે શોક, મલે મોંહો મોંહોને રે.

ચતુરપણું ચરચાવિયું, કેહેજ્યો કોહોને રે;
આમ હસાવ્યા લોક, મલે મોંહો મોંહોને રે.
મલ્યા પૂઠી મન ઉતારે, કેહેજ્યો કોહોને રે;
એ રૂડાની નહીં રીત્ય, મલે મોહો મોહોને રે.
એહ હૂંતી જો આવડી, કેહેજ્યો કોહોને રે;
તો શાને કીધી પ્રીત્ય ?, મોહો મોંહોને રે.
વંન વિષે વનચર ભલાં, કેહેજ્યો કોહોને રે;
વેધ્યાં આપે પ્રાણ; મલે મોંહો મોંહોને રે.
ચઢયો રંગ કયમ ઊતરે ?, કેહેજ્યો કોહોને રે;
એમ ભાખે વેદ—પુરાણ, મલે મોંહો મોંહોને રે.
મનમાં મંન ભલ્યા પછી, કેહેજ્યો કોહોને રે;
અલગું કેહી વિધ થાયે ?, મલે મોંહો મોંહોને રે
પ્રાણ રેહે તો અતિ ભલું, કેહેજ્યો કોહોને રે;
દેહ તજીને જાય, મલે મોહો મોંહોને રે.
નગરનિવાસી નહીં અચ્યો, કેહેજ્યો કોહોને રે,
મુખ બોલે મધુર વચંન; મલે મોંહો મોંહોને રે.
લાલચથી લપશી પડે, કેહેજ્યો કોહોને રે,
કપટી કૂડાં મંન, મલે મોંહો મોંહોને રે.
ભોલી ગત્ય ભરૂઆડની, કેહેજ્યો કોહોને રે,
મેંલ નહીં લવ લેશ; મલે મોંહો મોંહોને રે.
અતિ શાણાને શીખવો, કેહેજ્યો કોહોને રે,
ઉદ્ધવના · ઉપદેશ; મલે મોંહો મોંહોને રે.
જો શીખામણ દેવી ઘટે, કેહેજ્યો કોહોને રે,
તો પધારોજી આમ; મલે મોંહો મોંહોને રે.

મીટ જોઈ મનમાં ધરો, કેહેજ્યો કોહોને રે,
આખું ગોકુલ ગામ; મલે મોહો મોહોને રે.
ઉદ્ધવ! આ ગત્ય લોકની, કેહેજ્યો કોહોને રે,
નથી પ્રીછતું કોય; મલે મોહો મોહોને રે.
એહેવાને અંગ આપિયે, કેહેજ્યો કોહોને રે,
ત્યારે એમજ હોયે; મલે મોહો મોહોને રે.
સદેશા સઘલા સુણ્યા, કેહેજ્યો કોહોને રે,
અમ્યો ઓલખ્યો એહ; મલે મોંહો મોહોને રે.
**જાની** જડ શું જોડશે?, કેહેજ્યો કોહોને રે,
અનંત અમારો નેહ; મલે મોંહો મોંહોને રે.

---

પદ ૨૪

(રાગ : મેવાડો)

(દુહો) ઉદ્ધવ માગે આગ્યના, જોડી બને હાથ;
'કીતારથ મુજને કરચો, ભેટચો સઘલો સાથ.
નંદજી! આપો આગ્યના,' ઉદ્ધવ બોલ્યા એમ;
'મોહનજીને મથુરાં જઇ, કહું ગોકુલની ખેમ.
(ગીત) 'ઉદ્ધવ! ન ઘટે આમ રે, મોહનજી મથુરા વસે; જીરે જી.
વીસર્યો વ્રજનો સાથ રે, હાથ તજ્યે સહુ કો હમે—જીરે જી.
માહરા આતા! તું આધાર રે, પાર નથી પીડ—તણો;
કીજે શામજી! સાહય રે, પાડ ચઢાવું છું ઘણો—હોજી.
જલ વિના કયમ રેહે મીન રે?, દીન દામણાં દાખી?
ઉદ્ધવ! અમ્યો અનાથ રે, મોહનજી એ મન રાખિ હોજી.

એઅમ્યોકોહોનેકહિએદુઃખરે?.સુખસાગરમાહારાશામજી!
કૃષ્ણ કમલ-લોચન રે!, રંગભેર રમતા રામજી!-હોજી.

હું ભવોભવ તારી ધાવ રે, આવ્ય કુંઅર! એહેવૂં લહી;
તું છાં ચતુરસુજાણ્યરે,અમ્યોકયમસકિએગોકુલરહી?-હોજી.

મુંને વખાણી બહુ લોક રે, તે શોકસાગરંમાં પાડવા;
કાંઈ કરુણા આણી મંન, આવો કૂંઅરજી! બાહુવા!-હોજી.

મેં દ્રુભ્યો તારો તાત રે, વાત કોહોની નબ્ય સાંભલી;
કેહેતો'માડી'મધુરેવચનરે,ઊપજતી મનઅતિરલી-હોજી.

ઘેર નહીં નાહાનૂં મોટું બાલ રે, હું કાળ કેહી પેરે નીગમું?
સુત! તાહારો સેહેજ-સ્વભાવ રે, ન મલે જો અવનીભમું-હોજી.

મુંને તાહરાસમ સોચાર રે!,જો'ગાયો ચારય' મુખથીકહું,
માંકડાં મેળો કોડ રે, જોડે રમો હું નબ્ય લહું-હોજી.

હું અણુલેહેતી અપાર રે, પર ઘેર જાતાં વારતી;
કૂંડું પરશે તંન રે, મન એહેવું ન વિચારતી-હોજી.

મેં કરાવ્યાં બહુ કામ રે, મામ માડી લહી રાખતો;
હું કરતી ક્ષણુ ક્ષણુ રીશ રે, શીશ ધૂણીને સાંખતો-હોજી.

મેં જાણ્યો તુજને પુત્ર રે, સૂત્ર સઘલૂં તેણે ફેરવ્યું;
હાવે ઓલખ્યો એહ રે, જેહેવો છે તેહેવું કરયું-હોજી.

મુનેં દેખાડયું બહુ વાર રે, પાર નથી આક્રમ-તણો;
જે જાણે નહીં લગાર રે, જાનીની જોડી ઘણી —હોજી.'

---

પદ ૨૫

( રાગ : ધનાશ્રી )

(દુહો) નંદજી કેહે : ઉદ્ધવ ! સુણો, માહારા મનની વાત :
મેં હઈડું ક્ષણ થિંર કરયૂં; પણ મરશે એહેની માત.
એક મહુરતમાં માહાવજી, લીલા કીધી લક્ષ;
ઘટે નહીં ગોવિંદજી! તજવો તેહેનો પક્ષ.
ગીત) આવોજી એક વાર, આતા ! આવોજી એક વાર;
દિન દશ રહીને ચાલજ્યોજી, પ્રાણ તણા આધાર!–આતા.
નાહાનો સરખો નેસડો રે, કાલા ગેહેલા લોક;
ગોકુલ આવો,કહાનજી રે,તેહેનો ટાલવાને શોક આતા.
શોણું સરખું વહી ગયુ રે, ખરી ન પોહોતી ખાંત;
સુખ–દુઃખ–કેરી વાતડી રે, નવ્ય કીધી એકાંત્ય–આતા.
ભાર ઊતારો, ભૂધરો રે!, ગરઢો જાણીને તાત;
કોહોને દુઃખ મનનું કહે, મોહન !તાહારી માત ?–આતા.
જો મથુરાંમાં વસવું ગમે રે,તો તેડો અમને સાથ;
ના નવ્ય કહીએ, કાહાનજી ! ઝાલી જાતાં હાથ–આતા.
સરવ વિના જ્યમ વિસરે રે, ન સરે તુજ વિના વીર;
કોહોની, કેહીવિધ રાખીએ રે,પ્રાણ વિનાનાંશરીર?આતા.
મન જોયાને મોકલ્યા રે, ઉદ્ધવ, માહરા તંન!
પણ હીરે જે જન હેલવ્યા રે, તેહેમાં સ્ફટિકે ન માને મન-આતા.
એહ પંચવીશી પ્રેમની રે, ગાશે સુણશે જેહ;
જાની જદુપતિ રાખશે રે, તે જન ઉપર નેહ–આતા.

---

# પ્રેમાનંદ કૃત ભ્રમર ગીતા

## દશમસ્કંધ : અધ્યાય ૪૬મો.

### કડવું ૧૨૪ મું

( રાગ : વેરાડી )

રામકૃષ્ણ આવ્યા મથુરામાં, વર્ત્યો જયજયકાર;
જાદવલોક ઘણું સુખ પામ્યા, સુખ પામી વર્ણ ચાર. ૧
માતપિતાને પાયે લાગે, પૂછ્યા કહ્યા સમાચાર;
વિદ્યાર્થીનો વેષ તજીને, થયા રાજકુમાર. ૨
આસન ભોજન વાહન પટકુળ, આયુધ શુભ શણગાર;
કરે પ્રતિપાલન નગર પ્રજાનું, ટાળ્યા ચોર ચખાર. ૩
રાજધાની માંડી મથુરામાં, રામ કૃષ્ણ બેહુ ભ્રાત;
અધ્યયન કરી આવ્યા સામળિયા, ગઈ ગોકુળમાં વાત. ૪
મનમોહનને મળવા કારણ, વ્યાકુળ થઈ સર્વે ગોપી;
મથુરામાં કેમે કરી જઈએ, આજ્ઞા પ્રભુની લોપી ?" ૫
મહીયારી મધુપુરને મારગ, ઊભી પંથ નિહાળે;
કુબ્જા શોકયનું સુખ સંભારી, નયણે આંસુ ઢાળે ! ૬
જમુના સાગરપેં થઈ મોટી, તો ઉલ્લંઘન કેમ થાયે ?
મરજાદા—લક્ષણ પર્વત મધ્યે, તો ગોપવધૂ કેમ જાયે ? ૭
મહાદુઃખ જાણી વ્રજવનિતાનું, વિચાર્યું કમળાકાંત,
સેવક પોતાનો મનનો માન્યો, ઉદ્ધવ તેડાવ્યો એકાન્ત. ૮

દીઠાં સજળ લોચન સામળિયાનાં, ઉદ્ધવજી એમ પૂછે;
"સદાનંદ સચ્ચિદાનંદ ગોવિંદ, દયાળ ! તુંને દુઃખ શું છે ?" ૯
જેહેના સ્મરણ—માત્રથી ન્હાસે, હે કર્માતીત પરબ્રહ્મ !
શું નિકટવર્તી દાસને, દેખાડો દેહ ધર્યાનો ધર્મ ? ૧૦
મનનુ કારણ કોહો કરુણામય, શું દુઃખ હૃદયમાં વિમાસ્યુ ?"
ઉદ્ધવજીએ એહેવુ કહી લોહ્યાં, નાથ–હૃદયનાં આંસુ. ૧૧

( રાગ : મેવાડો )

પ્રભુજી બોલ્યા હો, નયણે જળ ભરી;
"કહું મારા અંતરગતનું દુઃખ, હો વીરાજી !
કંઈ ન ફરી દેખું હો, આણી આણી આંખડીયે,
રાંકડી જશોદાનું સુખ, હો વીરાજી !
મુને મથુરાનુ રાજ ગમતું નથી, વાહાલો મુને ગોકુળિયાનો વાસ, હો !
દેવકીનુ ખટરસ અન્ન ભાવે નહીં; વાહાલી મુને વ્રજનારીની છાશ, હો !
ગજ,રથ અશ્વ હો,મુનેઅળખામણા, ગમે મુને ગોકુળિયાની ગાય,હો !
મુને 'કૃતઘ્ની' લોક કેહેતા હશે, ભાઈ ! મેં હાંકી કહાઢયા નંદરાય,હો !
વૃંદાવન ગોવર્ધન ગાવડી, વાંસળી મોરલી જમુના-વાર, હો !
અહર્નિશ મુને સહુ સાંભરે, પલક ન વિસરે વ્રજની નાર, હો !
ભ્રાત માતાપિતાની ચોરી કીજીયે, પણ મિત્રને કહીયે મનની વાતહો !
ગોપીને ગુપ્ત સંદેસડો, ઉદ્ધવ સાથે કહાવે ગોકુળનાથ, હો વીરાજી !

## કડવું ૧૨૫ મું

( રાગ-સામેરી )

ગુપ્તવાત ઉદ્ધવશું રે માંડી, પ્રભુ બોલ્યા લજ્જા છાંડી;
"ઉદ્ધવજી! તમોછોમાહારા ભ્રાત, કહું ગોપિકાસંબંધની વાત.૧

(ઢાળ)

કહું વાત વ્રજ–સુંદરી તણી, મન મૂકી તુજ આગળે;
સમાધાન થાય ગોપિકાનું, જો લખું સંદેશો કાગળે.
જે અલ્પબુદ્ધિનાં ઓછાં માણસ, તેહેને ગુપ્ત વાત નવ કહીયે;
તે મિત્ર શત્રુ થઈ નીવડે, હળવાં મળે હળવાં થઈ યે.
ભારે પુરુષ ભક્તરાજ છો, તો વદી કહું લજ્જા તજી;
લક્ષ્મીવંત વ્રજસુંદરી, મેં કામક્રીડાએ ભજી. ૪
તે વિજોગણી વિલપે ઘણું, વિશ્વાસ દેઈ મેં વાહી;
આંહાં આવશે તો ઉપહાસ થાશે, તમો જાઓ તાંહાં ભાઈ! ૫
જઈ કામ પ્રીત મૂકાવજો, નવ ઇચ્છે વિષયાભોગ;
અધ્યાત્મ ઉપદેશ આપજો, શીખવજો જઈ જોગ. ૬
નંદ જસોમતીને જ્ઞાન કેહેજો, જે પુત્રભાવને પરહરે;
સમાધાન વ્રજવાસી તણું, ભાઈ! તમવિના કોણ જઈ કરે?" ૭
આપણો રથ બેસવાને આપી, વિદાય ઉદ્ધવજી કર્યા;
હરિદાસ શોભે હરિ સરખા, શણગાર કેશવના ધર્યા. ૮
વિચાર કરતો વૈષ્ણવ આવ્યો, સંધ્યાયે વ્રજપુર વિખે;
જોઈ શોભા શ્રી ગોકુળતણી, શુક કહે, શું કહું એક મુખે? ૯
મલપતી હીંસતી ગાય ચાલે, વાછરૂ ભાં શબ્દ કરે;
સાંડ ત્રાડે, ચીસ પાડે, તે ગોંદરે દોડતા ફરે.૧૦
ગીતનું ગાવું, વેણુનું વાવું, આવે ગોવાળ ગૌ ચારી;
ઉદ્ધવ જુએ, સુરભી દુહે, કરે કામ વ્રજની નારી.૧૧
ધેનુ–ખુરની રેણુ ઊઠે, ગગન મધ્યે ઘટા થઈ;
નંદઘેર ઉદ્ધવ આવ્યા, કો વ્રજવાસીયે દીઠા નહીં.૧૨
જસોદાની દાસીયે ઉદ્ધવ, જાણ્યા ત્રિભોવન ધણી;
હરખે ભરાઈ દાસી ધાઈ, "આપો નંદરાય! વધામણી.૧૩

ઉત્તમ રથ આંગણે છૂટયો, ગોકુળ-ગામ શોભાવિયું;
જસોદાજી ! જુઓ આવી, કો કૃષ્ણ સરખું આવિયુ." ૧૪
વાત સાંભળી ધાયાં દંપતી, હરિનામે નાઠાં દુઃખડાં;
જેમ વસંત માસે ફરી ફૂલે, દવનાં દાધ્યાં રૂખડાં! ૧૬
માત ઊઠી, વેણી છૂટી, ઘણું હાફ્લી હરખે ભરી;
લાંબા કર કરી ભેટવા ધાઈ, 'આવ મળીયે શ્રીહરિ. ૧૭
નિરાશ થઈ ઉદ્ધવને દેખી, 'એ નોહે માહારો શ્યામ !
ઉદ્ધવ આવી પાય લાગા, કીધો દંડ પ્રણામ. ૧૮
'હું સેવક છૌં સામળિયાનો, મુને મોકલ્યો જદુનાથે;'
હાથ ઝીલી નંદજીયે, લીધા ઉદ્ધવ હૃદયા સાથે. ૧૯
પુત્રનો મિત્ર તે પ્રાણવલ્લભ, માતપિતા હરખ્યાં ઘણું;
આસન આપી આદરે, પૂજન કીધું ઉદ્ધવતણું. ૨૦
પાય પખાળ્યા પય વડે, ચરણોદક લીધાં દંપતી;
પ્રદક્ષિણા કરી પાણ જોડયા, નંદજી કરે વીનતી. ૨૧

---

## કડવું ૧૨૬ મું
### (રાગ : ગોડી)

"ભલે પધાર્યા ઉદ્ધવજી તમો, આજ કૃતારથ કીધાં અમો;
માહાનુભાવની ભેટ અમારે થઇ, આળસુને આંગણે ગંગા વહી. ૧
જેમઆગિયાનેઘેરઆવેઆદિત, જેમગોવિન્દઆવેપાપીનેચિત;
અમોરંકનેઘેરઆવ્યાભક્તમણિ, તમોસંભાળલીધીદુર્બળ તણી. ૨
અમોઆકાશથીપૃથ્વીપરપડયાં,પુત્ર વિજોગ-પારધીકર ચડયાં;"
ઉદ્ધવને કરાવ્યાં પયપાન, આરોગ્યા ભક્ત શીઘ્ર ઘૃત પકવાન. ૩

તંબોળગરાસકીધામુખવાસ, દિવ્યસેજ્યાપરબેસાડયાહરિદાસ;
ઢોળેવાયુનંદજી આલી વીજણો, તે સમદેઇ વારે ભક્ત હરિતણો. ૪
જાણે સર્વસ્વ કોણે લૂંટી લીધી, જસોદાજીયે એમ વિનતીકીધી;
"હોહો વીરા, ઉદ્ધવ ચતુર સુજાણ, છે વસુદેવ દેવકીને કલ્યાણ? ૫
રાખે છે માતપિતાસું પ્રેમ?, છે રામકૃષ્ણ બેહુ કુશળક્ષેમ?
કદીયે સંભારે છે ગોકુળ ગામ?, મુને સંભારે છે સુંદરશ્યામ? ૬
કદીયે સાંભરે છે નંદજી તાત?, તમ સાથે કીધી કાંઈ એક વાત?
જો ભાગ્યવાન દેવકી કીધ, તો હું રાંકડીને સંભારે શીદ? ૭
છે પુષ્ટ વપુ કે થયા દૂબળા?, પ્રાણનાથ થયા મુજથી વેગળા!
[ફરીફરી ઉદ્ધવને પૂછે માય] આંહો આવશે? કે કાહાવીનાય?
ઉદ્ધવ! સાંભળ્યુંછેકંહીત્રિલોવન મ્હાંય,પ્રસૂતાને તજી પુત્રપારકોથાય?
ઉદ્ધવ! પ્રશ્ન કરજો વિચારી આપ, મેં શાં શાં પૂર્વે કીધાં પાપ? ૯
મેં મળતાં ભાંજ્યાં હોશે વેવિશાળ, મેં ચડાવ્યાં હોશે સાધવીને આળ,
બાળ વૃક્ષ તણી શું ભાંજી ડાળ?, મેંશું ફોડી હોશે સરોવરપાળ?૧૦
મેં પમાડયું હોશે વિશ્વાસ દેઈમૃત્યુ!, મેં લોપી હોશે બ્રાહ્મણની વૃત્તિ!
પરદુઃખ દેઈ મેંકીધો ગર્વ!, શકે મેં ઊઠાડી હોશે પાણીની પર્વ?૧૧
રંક પાડોશીને મેં કીધાં સાલ!, કે મેં અભડાવી બ્રાહ્મણની થાલ?
મેં શું વેચ્યાં કન્યા પૃથ્વી ગાય?, મેં સાધુને માર્યા બોલના ઘાય!૧૨
મેં શું તીર્થ ધોયાં મળમૂત્ર? ઉદ્ધવ! કોણે પાપે માહારો ગયો પુત્ર?
ભાઈ! તમો કોહો તે હું પ્રાશ્ચિત કરું,પગેવાગે અડસઠ તીરથફરું૧૩
કરું અપવાસ, તીવ્ર તપ બહુ પેર!, મેંસામળિયો ફરી આવે ઘેર,
આ ઘરમાં રમતો માહારો બાળ,મુને ખાવા ધાય ઓરડો પરસાળ!
ઉઘાડું કરી દેવાયું બારણું, પુત્રને સુવાનું સૂનું પારણું,
જન્મયમેના હાથા અમથા રહ્યા!, ગોવિન્દજી ગોકુળ છાંડી ગયા!૧૫

જેણે ભાંજી ગોળી પાષાણુ નાખી, તે કટકા હું રહી છૌં રાખી;
નંદજીને હાથે દૂધ પીતો લાડકો, ઉદ્ધવ! આ તે રૂપાનો વાડકો.૧૬
મોર પોપટ પૂતળિયો ગેડી દડી,ઓ, પેલી વજાડવાની વાંસળી પડી;
પાઘડી ટોપી નેઆંગલાં, ઘણાઆ જુઓ કામળી પીછોડીહરિ તણાં.
સૂતો સહવારે ઊઠતો મોડો, માહારા પુત્ર વિના સૂનો સોડો;
ઉદ્ધવજી ! કેમ ધીરજ ધરું ?, એ દુઃખે હું ફાટી નવ મરું !૧૮
કાંઈ દેવકીને પૂછશે ધર્મરાય, એણીયે દેખાઈ તો કીધોઅન્યાય;
અમો વિધાતાને એક વિનતિ કરીયે,હું ને દેવકી સાથે મરીયે. ૧૯
ધર્મરાજ આગળ હું અઘડું જઇ, ઊભી રાખું હું દેવકીને પાલવ ગૃહી,
યમ રાઢ ચુકાવશે ખરી, માહારો પુત્ર આવશે પાછો ફરી. ૨૦
અવતાર લઇ ગોકુળમાં આવીશ, એના પુત્રને હું લડાવીશ;"
એમ જશોદાજી રૂએ ટળવળે, ઉદ્ધવને નયણે આંસુ ઢળે. ૨૧
ઉદ્ધવજીને કેહે નંદરાય, શ્રી કૃષ્ણે કીધું તે કોણે નવ થાય;
મેં ઉછેરયો પુત્ર, હું માદે જમાડયો,ભર્યા ગામમાથી હું હાંકી કાઢયો.
મુને કહ્યું 'આપણુંસગપણફોક !', શ્રીકૃષ્ણેહસાવ્યાદુરિજનલોક;
એહેવું દંપતીનું દુઃખ જોઈ સાંભળી, ઉદ્ધવની થઈઊભી રોમાવળી.
વૈષ્ણવ મનમાં ઘણું આવ રે, ' શ્રીકૃષ્ણને આવડું કરવું નવ ઘટે;
ઘણું ગોપલોક મનના નિર્મળા, ન આવે વસુદેવકી સોળમી કળા."

વલણ

કો કળા ન આવે સોળમી, ધન્ય સ્નેહ વ્રજવાસીતણો રે;
પછે ઉદ્ધવજી ઉપદેશ આપે, વિખાણે જ્ઞાન–મારગ ઘણો રે.

---

ત્રણ ભોવનનો નાથ, ચારે કેમ ગાવડી રે?;
પ્રેમાનંદ—પ્રભુની, હું તો માવડી રે! ૧૨

---

કડવું ૧૨૮ મું

( રાગ — રામગ્રી )

ગોઇ કરતાં રજની વિહાણીજી; હરિરસ પીતાં તૃપ્ત નહીં પ્રાણીજી, ૧
ગોપી સહુ જાગી, પ્રાત થયો જાણીજી; કૃષ્ણગુણ ગાતી માધુરી વાણીજી.

(ઢાળ) જે વાણી વ્રજવનિતાતણી, છે સુધાપેં માધુર્ય;
કો વિલોવે, સુરભી દુહે છે, પ્રગટ થાતે સૂર્ય. ૩
અબળા પ્રેમ પિંડારણીનો છે, ઉલટે ઉદધિ સમાન;
રસ-ઓઘ-અમૃત ઊપનો, ઉદ્ધવે ધરિયો કાન. ૪
કરક કણ કટિમેખલા, ઝાંઝરી ઘુઘરી નાદ;
હરિગુણ ગાતાં ભૂષણ વાજે; ઉપજે અમૃત સ્વાદ. ૫
ઘમકે ઘુઘરી, ચમકે ચુનડી, ઘૂમે વલોણું ઘોર;
નેતરું તાણી, ગુણ વિખાણે, ગાયે નંદકિશોર. ૬
બળવંત બાળી, પલવટ વાળી, ચૂડા ચડાવ્યા બાંહે;
ઘરમાંહે ફરતી, કામ કરતી, મનડું માધવ-માંહે. ૭
વેણી છૂટે, હાર ત્રૂટે, બાંધે વાછરું, છોડે ગાય;
જાયે ગોંદરે ગૌ ભાળવા, ઇચ્છે દરશણ હરિનું થાય! ૮
સ્નેહ દેખી વ્રજનારનો, ચાલી ઉદ્ધવ-નયણે જળધાર;
જઈ દરશણ કરું ગોપીતણું, મારો સફળ થાય અવતાર. ૯
રસઓઘ અબળા ગોપની; છે ગોવિંદ-ગુણમાં મગંન;
ગોળીડાંનાં ઘૂમવાથી, ગ્હ્યું ગાજી ગગન. ૧૦

અંતરગત હું થયો પાવન, સાંભળી ગોવિન્દ ચરિત્ર;
જઈ લોચને જોઉં વ્રજવધૂ, માહારો થાયે પિંડ પવિત્ર. ૧૧
જળ ભરવા જમુના તીરે, નીસરી વ્રજનાર;
એ પ્રાણઘાતક-સરખો દીઠો, રથ નંદને દ્વાર. ૧૨
જળ વીસરી ગઇ, ટોળે થઈ, સહુ રહી ઘેરી રથ;
સારથીને લીધો મારવા, ક્રોધે ગોપિકા ઉન્મત્ત. ૧૩
'શું પુનરપિ પાપી આવિયો, અક્રૂર નંદને ગેહ?
પ્રાણ પ્રથમ હરી ગયો, હવે લેવા આવ્યો દેહ! ૧૪
પ્રથમ રથતણા કટકા કરો. આદરી ગોપ-કુમાર;"
સારથીનો બુંબારવ સાંભળી, ઉદ્ધવ આવ્યા બહાર. ૧૫
દરશણ દેખી હરિ-દાસનું. ગોપિકા પામી લાજ;
ઉદ્ધવજી ઓળખ્યા નહીં, જાણ્યુ આવ્યા શ્રીમહારાજ! ૧૬
હરખ આંસુ ભરી સુંદરી, જેહેવે પાલવ ગ્રેહવા જાય:
"તમોને મળવા શ્રીકૃષ્ણે મોકલ્યા" કહી, ઉદ્ધવ લાગ્યાપાય.૧૭
"કાંઈ કાહાવ્યો સંદેશો સામળે, મુજ સાથે, નથી ભ્રાન્ત;
હું નાહી આવું જમુના વિષે,તમોમળજોબાઈ!એકાન્ત" ૧૮
શુક કેહે એહેવું કહીને, તે ઉદ્ધવનું જાવું;
એટલા અંતરમાં વ્રજવધૂનું, ટોળું એકઠું થાવું. ૧૯
ઉદ્ધવજીએ જઈ માર્જન કીધું, કીધો ન્યાસ પ્રાણ-ગ્રહણ;
તરણી—તનયાના તરંગમાં, કીધાં સંધ્યા-તર્પણ. ૨૦
દુર્વા તુલસી તિલ જવ દર્ભ. નિત્ય કર્મ કીધું નિધાન;
પ્રાચી દિશા રહી. ઊર્ધ્વ પાણે, પછે કીધુ સૂર્ય ઉપસ્થાન. ૨૧
વિષ્ણુ-સહસ્રનામનો પાઠ કરી,ધર્યાં તિલક તુલસી માળ;
કષાયાંબર પેહેરી,પીતાંબર ઓઢી, ધરયો મુગટ પરમ શોભાળ.

ગ્રહી કનક આરી કરવિષે, પવિત્રી પેહેરી પાણ;
પધારયા શ્રીગોકુળ વિષે, 'જય કૃષ્ણ' વદતા વાણ.
ભાગળથી જઈ આગળે, ઊભી રહી સહુ નાર;
ઉદ્ધવને કેહે પાગ લાગી, નયણે ભરતી વાર.

( વલણ )

વાર ભરતી, રૂદન કરતી, પૂછે છે કુશળ જદુરાય રે.
ભટ **પ્રેમાનંદ** કેહે કથા, થયો છે તાળીસમો અધ્યાય રે

---

## કડવું ૧૨૯ મું

( રાગ-પરજિયો )

એકાન્ત ઉદ્ધવજી બેસાડીયા રે, વ્રજવધૂ કરે નમસ્કાર;
પૂજા કરી પૂછે નાર ગોપી, શ્યામ રામનો સમાચાર-ઉદ્ધવ.
'છે કૃષ્ણને કુશળીક્ષેમ ? ઉદ્ધવ !'
કાંઈ અમ ઉપર છે પ્રેમ ? ઉદ્ધવ !
આહાં આવ્યાનો લીધો શું નેમ ! ઉદ્ધવ !
ક'હીય સંભારે છે શામળો ?, કેમ મૂકયાં વિસારી ?
દાવ પડયો દાસી કુબ્જાનો, અમે અપરાધણ હારી !"
ઉદ્ધવ, છે કૃષ્ણને૦

એક પૂછે, 'મથુરામાં માધવ, ક્રીડા કરે છે કયમ ?
અમો જોવા આણુ કૃષ્ણ-કુબડીને, કેમ માંડયો ગૃહસ્થાશ્રમ:
ઉદ્ધવ છે કૃષ્ણને૦

એક કેહે, " કાંઈ ડાહાપણ શીખ્યા, સામળિયો બળદેવ ?:
પરઘર જાવું ને ગોરસ ખાવું, વિસરી ચોરીની ટેવ ?" ઉદ્ધવ૦

એક પૂછે, "અવંતીમાં જઇને, ભણી આવ્યા ભગવંત:
જાણીયે છઇયે કાંઈ કૃષ્ણજી, શીખ્યા હશે લક્ષણ અનંત.
ઉદ્ધવ ! છે કૃષ્ણને૦

એક કેહે, " ક'હીયે આવશે ?, કે તજ્યું ગોકુળ છેક ?:
ચૌદ વિદ્યા ભણી આવ્યા વિઠ્ઠલ, પણ ખોઈ આવ્યા છે વિવેક.
ઉદ્ધવ ! છે કૃષ્ણને૦

વિવેક વિના કાંઈ જ્ઞાન ન આવે, ને સૂઝે સ્નેહ વિચાર;
**પ્રેમાનંદ**-પ્રભુ અમને મળતાં, લાજતા હશે આ વાર.
ઉદ્ધવ ! છે કૃષ્ણને૦

(રાગ-સામેરી)

પિંડારણીનો પ્રેમ દેખી, ઉદ્ધવ વળતું ઓચરે;
વાંક નહીં બાઈ ! તમારો, અગાધ સુખ કેમ વીસરે ?
વિજોગ-વન્હિ બાળતો હશે, કેહી વેર મન ધીરજ ધરે ?
જ્ઞાન-લક્ષણ વૈદ આવે તો, વિષય-વ્યાધિ-પીડા હરે;
બાઈ ! તજો ક્રીડા ભોગ, જાયે વિરહ-લક્ષણ રોગ;
એક સંદેશો કૃષ્ણે કાહાવ્યો, સાધો સહુકો જોગ—
બાઈ ! તજો ક્રીડાભોગ૦

અગિયાર વરસ ગોકુળ વિષે, મેં કીધો તમ્હારો સંગ;
અંતર ટાળવા વસ્ત્ર હરિયાં, મેં નગ્ન નિરખ્યાં અં'

તમ્હારે લેખે પ્રીત ભાગી, માહારે છે સ્નેહ અભંગ;
જો સાત સમુદ્રમાં ચોળી ધોઈએ, ન જાયે લાખી રંગ–
બાઈ! તજો ક્રીડાભોગ૦

બાહાર પ્રીત ન કીજીયે, છે કઠિણ લોકાચાર;
ગુપ્ત સ્નેહ તે સબળ સારો, હવે નહીં સંસાર.
જોગાભ્યાસને સાધતાં, તમો થાશો બ્રહ્માકાર;
અધ્યાત્મ સુખ પામ્યા પૂંઠે, વીસરશો સંસાર.
બાઈ! તજો ક્રીડાભોગ૦

ઉદ્ધવ કેહે, "બાઈ! છેલ્લો સંદેશો, કાહાવ્યો તમ્હારે મિત્ર;
વળી ગુપ્ત વારતા કાહાવી છે, શ્રીપંકજ-નેત્ર.
સૂર્યગ્રહણે આવજો, મળશું આપણ કુરુક્ષેત્ર;
સજ્જા તજો ક્રીડાભોગને, તમો જોગ લીયો સર્વત્ર.
બાઈ! તજો ક્રીડાભોગ૦

જો પ્રીત પુરુષોત્તમતણી, શું કાહાવ્યું તમ્હને ગદ;
ઈન્દ્રાદિક થઈ ઈચ્છે નહીં, છે એહેવાં ભારે પદ.
ધન્ય ભક્તિ તમ્હારી, માત મ્હારી, વાળી પ્રેમની હદ;
જે ભક્ત થાયે તમ સરખું, તેહેને મળે સામળિયો સદ્ય.
બાઈ! તજો ક્રીડાભોગ૦

પ્રભુનો પાર-ન પામે પ્રજાપતિ, જે નાભિસ્થકો થયો ઉદે;
ભટકતી ફરે ભારતી, જેહેને નેતિ નેતિ નિગમ વદે.
સનકાદિક શંકર નારદજી, અહર્નિશ ધ્યાન રાખે હૃદે;
તે બ્રહ્મ નચાવ્યો માખણમાટે, તમ્હારો કર્મણાનુ થયોઉદે–
બાઈ! તજો ક્રીડાભોગ૦

જે ભક્તના હિતકારણે, ધરે ગદા સારંગ ચક્ર;
હિરણ્ય-કશ્યપ રાવણાદિક, હણ્યા દાનવ વક્ર.
જેણે મેઘ નિવારયા ગિરિ ધરી, તૃણવત્ કીધો, શક્ર;
તે જગજીવન વિશ્વંભરે, બાઈ! પીધી તમ્હારી તક્ર.
ઓહેની! તન્ને ક્રીડાભોગ૦

આદિ, મધ્ય ને અંત લખતાં, ન આવે જેહેની અવધ્ય,
ખટચક્ર-શોધ્યો, પાર ન પામે, કપિલ સરખા સિદ્ધ.
એહેવા પ્રભુ જે ભક્ત-વત્સલ, તમને કાહાવ્યું ગદ્યઃ
તે પ્રેમાનંદ-પ્રભુ તમો રાખો, જુગ્મ કુચને મધ્ય.
ઓહેની! તન્ને ક્રીડાભોગ૦"

---

## કડવું १३० મું

(રાગ—વેરાડી)

સંદેશો સાંભળી વ્રજનારી, વદનકળા થઈ ઝાંખી;
કુલખાણ વાગ્યાં કાળજમાં, મહીયારી મારી નાખી!
"મૌન કરો, ઉદ્ધવજી, વીરા! ઉત્તમ સંદેશો આણ્યો;
મરતાં-ને શું મારો? ભાઈ, સ્નેહ તમારો જાણ્યો.
અમો પ્રીત પ્રીછી પુરુષોત્તમ, ઘણું જાણી અમારી દાઝ;
"જોગી થાઓ," અમને કાહાવ્યું, પોતે કરે છે રાજ!
કુળમરજાદા મૂકી મળિયાં, તે લોક દેછે મેંહેણાં;
લજ્જા સુખ અમો ખોઈને બેઠાં, વળી રોઈને ખોયાં નયેણાં!

અર્ધમ જાયે તે સંન્યાસી, હરિધન બેઠાં વોળાવી;
અક્રૂરે અમો જોગણુ કીધાં, ગયો પાપી ભસ્મ ચોળાવી!
દુઃખે મૌન લીધું અમો ઉદ્ધવ!, ઉત્તર કોહોને નવ આપું;
વાટ જોઉં અમો પાણી ભરતી, જમુના-તીરે તાપું.
લેહે લાગી છે લટકાળાની, ગયે પ્રીત અદકેરી વાધી;
તેલ ભર્યા વિના મસ્તક માહે, જટા આફણીયે બાંધી.
અમો કંથા કૃષ્ણ-કથાની પેહેરું, શૃંગાર તણો પથ ઝીલું;
કામ-મગ્ન અબધૂત થઈને, નિઃશંક ગોકુળમાં ચાલું.
જે સંદેશો શ્રીકૃષ્ણે કાહાવ્યો, તે તમો ફરી લેતા જાઓ;
[ ગોપવધૂ કેહે ઉદ્ધવજીને ) "તમો સંન્યાસી થાઓ!
જ ગોટા, કછોટા, ગોદડી કંથા, પેહેરો સોહામણો ધાગો;
તુંબીપાત્રને કરમા ઝાલી, ઘેર ઘેર ભિક્ષા માગો!
સ્મશાન-ભસ્મ શરીરે ચોળો, મુગટ પીતાંબર મૂકો;
ગૃહસ્થ કુબ્જાને બારણે બેસી, ઉદ્ધવજી! શીંગી ફૂંકો.
ઉપદેશ દેજો કૃષ્ણ કુબ્જાને, સાધે જો ગારૂડ;
સદ્ય વૈરાગ તેહેને ઉપજશે, અમો શું જાણું આહીર મૂઢ?
અમૃતનો ઘટ મુખલગી ભરિયો, ઉપર ભરિયે તે વહી જાય;
શ્રીકૃષ્ણ ભર્યા છે કંઠ-પ્રમાણે, તો કેમ જોગ સમાય?
કૃષ્ણહૃદયમાં, કૃષ્ણજી બાહરે, જાંહાં જોઇએ તાંહાં જદુરાય!
એહેવો પ્રેમ દેખી વ્રજવનિતાનો, ઓધવજી લાગ્યા પાય.
[ગોઠી સાંભળવા ગોપી-ઓધવની, સાંભળ પરિક્ષિત ભૂપ;
મથુરાથી શ્રીકૃષ્ણ પધાર્યા, ધરી ભમરાનુ રૂપ.]

મધુકર બોલે મધુરી વાણી, તે ગોપીના ગુણ ગાય;
ઓધવજી કાંઈયે નવ પ્રીછે, ગોપીએ ઓળખ્યા હરિરાય.

વ્રજબાળાની કંઠે માળા, સુગંધ મનોહર થાય;
મકરંદ-મસે ઉરપર બેસે, લેઈ સ્વાદુ ને ઊડી જાય.

જઈ છૂટી વેણીમાંહે ભરાયે, કરતો નૌતમ નાદ;
ઉડાડતાં મુખ ઉપર આવે, લેઈ ન્હાસે અધરનો સ્વાદ.

કામનીયે શ્રીકૃષ્ણ ઓળખ્યા, પ્રેમાનંદ-પ્રભુ રામ;
**ભમરાના ગુણ ગોપીયે ગાયા,**
**માટે 'ભ્રમરગીતા' ધર્યું નામ.**

---

### કડવું ૧૩૧ મું

( રાગ—ગોડી )

ઓધવજી શું કીધું રે, એણે સામળીયે;
નિર્ગુણના ગુણ સંભારીને, અંતરગતમા બળિયે રે. ઓધવજી૦

કુટુંબ સઘળું વૈરી કીધું; હરિ-સુ માયા લાગી રે;
લોભી, લોક થઈને બેઠો, પરહરીયાં અભાગી રે. ઓધવજી૦

લાજ મૂકાવી વસ્ત્ર હરીને, વપૂ અમારાં જોયાં રે;
મનમાન્યુ પોતાનુ કીધું, અમો ગોવાળાં વિગોયાં રે. ઓધવજી૦

સાચી પ્રીત પ્રભુની જાણી, શરીર આપણાં સોંપ્યાં રે;
પ્રાણનાથ પરદેશી થયો, તે કર્મ અમારાં કોપ્યાં રે. ઓધવજી૦

ગુહ્ય વાત ઉઘાડી કેહેતાં, ઓધવ! મરીયે લાજી રે;
શરદ સમેનું સુખ સંભારી, મનમાં રહીયે દાઝી રે. ઓધવજી૦

જેમ કામી પુરુષને ગુણિકા તેડે, ફંદ મોહનો નાખી રે;
દ્રવ્યહીણ થયો જાણીને, ડંડાએ કાહાડે હાંકી રે. ઓધવજી૦

જેમ મૃગલો મૂકે દાધાં, વનને, બીજાં વનનો થાય વાગી રે,
ગૃહસ્થને જેમ છાંડી જાય, આહાર જડચે સંન્યાસી રે. ઓધવજી૦

ઓધવજી ! શ્રીકૃષ્ણે કીધું, જેમ લોભી આચારજ રે,
જજમાનને ફરી નવ પૂછે, થયુ દક્ષિણાનું કારજ રે. ઓધવજી૦

પંખી તજે જેમ સરોવરિયાને, જળ ગયુ જવ સૂકી રે;
તેમ પ્રેમાનંદ-પ્રભુ પરમેશ્વર, ગયા અમને મૂકી રે ! ઓધવજી૦

---

## કડવું ૧૩૨ સું

(રાગ : વસંત)

ભોગી ભમરાને, ઓધવ! ભમતો ભાળો;
રખે જંતુ કરી જાણો, છે ધૂરત કપટી કાળો ! ભોગી.

જેટલા કાળા તે સહુ કપટી, વિશ્વાસ કોહેનો નવ કરીએ;
કાળા સર્પની સંગત કરતાં, કો એક દાહાડે મરીએ-ભોગી.

ઝીલીયે જો કાળી જમુનામાં, અધવચ આણી બોળે;
વિશ્વાસ આપીને કાળો કાપે, જો મસ્તક મુકીએ ખોળે-ભોગી.

તેલે કાળા કેશ પોષીયે, અંતે ધોળા થાય;
પંથી કો કુશળે નવ આવે, જો કાળી રાતે જાય-ભોગી.

ડાળો મધુકર કરે બહુ ચેષ્ટા, વાછે બહુ મકરંદ,
કુસુમઘટા ગોકુળની દેખી, પામે છે આનંદ-ભોગી

નીરસ પુષ્પ છે વૃંદાવનમાં, મધુકર! જા મધુવનમાં,
શિવ-વલ્લભ કુસુમની વાસના, ખૂતી છે તુજ મનમાં-ભોગી

તાહારું વદન-અંગ આરક્ત થયું છે,અમાર્ગીશોક્યનું કુંકુમ લાગું,
તે દેખાડવા શું આવ્યો?ધૂરતા,જા અહીં થી, માન માગું -ભોગી

અમારે પગે શું ફરી લાગે?, અમો ધૂરતને નવ ધીરું,
તૂટું મન, સાંધ્યું નવ જાયે, જેમ મોતી વચ્ચે ચીરયું-ભોગી

[ ગોપવધૂ કેહે ઓધવજી ને ] મધુકરના કૌતક નીરખો,
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર છે, ભોગી ભ્રમરા સરખો-ભોગી

( રાગ ગોડી દેશી )

કૃષ્ણા કેહે શ્રીકૃષ્ણને,"સુણ ભમરા રે,શું લાવ્યો ખટપટ લેખ?, ભોગી૦
શકે દીધું આલિંગન શોક્યને, સુણ૦ સુખે લાગી કુંકુમ-રેખ, ભોગી૦
હોયે ચાર પગ જે જીવને, સુણ૦ તેહેનું 'પશુ' નામ કેહેવાય, ભોગી૦
તેહેને અજ્ઞાન હોયે અતિઘણું, સુણ૦ મુખ ઘાલે ઉચ્છિષ્ટ મ્હાય ભોગી૦
ખટચર્ણ છે તાહારે વિષે, સુણ૦ માટે'દહોડ પશુ'તહારૂં નામ, ભોગી૦
રાધા-પંકજ પરહરી, સુણ૦ કીધો દાસી-ધતુરે વિશ્રામ ભોગી૦
આજ મધુવન પ્રફુલ્લિત થયું, સુણ૦ તું શ્રમ કરી આવ્યો વ્યર્થ, ભોગી૦
તું માન પામીશ મથુરા વિષે,સુણ૦ તાહાં સરશે તાહારો અર્થ ભોગી૦
નીરસ પુષ્પ છે વૃંદાવન તણાં, સુણ૦ લે ધંતુરાનો વાસ, ભોગી૦
છે શ્વેતમાળ તાહારા કંઠમાં,સુણ૦ કાહાં કરીઆવ્યોતુંવિલાસ? ભોગી૦

તત્ત્વ રસ તું લેઈ ગયો, સુણ૦ પોતાનુ આપ વિચાર; ભોગી૦
પ્રેમાનંદ-પ્રભુ પૂંઠે પડ્યો, સુણ૦ અમો મરતા ને નવ માર! ભોગી૦

---

કડવું ૧૬૩ મું

( રાગ-ગોડી )

"વિષયા રસ છાંડો વ્રજ સુંદરી રે, બાઈ! આણો આતમ જ્ઞાન;
એ મિથ્યા વિરહ ઉરે થયો રે, નથી વેગળા શ્રીભગવાન. વિ૦
ભોગ ક્રીડા તન ઈછીયે નહી રે, કામવાસના વાધે કર્મ;
રખે કૃષ્ણને કામી ગણો રે, છે કૃષ્ણજી કેવળ બ્રહ્મ. વિ૦
અંતરજામી અણુ અળગો નથી રે, અવલોકો અંતરમ્હાંય;
જો પ્રગટે દીપક જ્ઞાનનો રે, અરૂપ બ્રહ્મનું દર્શન થાય. વિ૦
જેમ ભ્રાન્તિ પડી ભમરા વિષે રે, પ્રીછો તમો તમારું પ્રશ્ન;
એ ન્યાયે જુઓ પ્રાણી માત્રમાહે, રહ્યો વ્યાપી તમારો કૃષ્ણ. વિ૦
દાનવ માનવ પિતૃ દેવતા રે, પક્ષી કીટ પતંગ પશુપ;
નીચ ઊંચ સ્થૂળ સૂક્ષ્મ વિષે રે, જહાં જોઈયે ત્યાં બ્રહ્મસ્વરૂપ. વિ૦
રખે બ્રહ્મને અળગું જાણતા રે, બ્રહ્મ તે બાઈ! નંદકુમાર;
એહેને માતપિતા કો છે નહીં રે, એ નિરંજન નિરાકાર. વિ૦
એણે ત્રણ ગુણે જકત બાંધીયું રે, છે આપોપે અળગો નાથ;
ક્ષણમાં કોટિ બ્રહ્માંડ ભાંજે ઘડે રે, ન પડે અડકાડવો હાથ. વિ૦
તમારા દેહમાં છે શ્રીકૃષ્ણજી રે, શોધી જોતાં મળશે તૂર્ત;
આત્મા એ પરમાત્મા જાણશો રે, જેમ માખણ તાવે ઘૃત. વિ૦

જેમ કાષ્ઠ વિષે વહ્નિ વસ્યોરે, કે પ્રગટ મંથને થાય;
તેમ ક્ષેત્રમાંથી ક્ષેત્રજ્ઞ પામીયેરે, નથી વેગળો વૈકુંઠરાય વિ૦
હોય સુરભી નાના વર્ણની રે, પણ પય તે એક વર્ણ;
જળ એક, લેહેરી બહુતનની રે, જેમ કુંડળ માંહે સુવર્ણ. વિ૦
જેમ જળચર માહે ચંદ્રમા રે, પ્રતિબિંબ થાયે અનેક;
જેમ અભ્ર-ઘટાથી વેગળી, વિદ્યુતલતા વિશેક. વિ૦
કર-કંકણ દરપણ કશું રે ? છે સામળિયો સનસુખ;
જાહા તમો તાંહા શ્રીકૃષ્ણજી રે, બાઈ ! મિથ્યા ધરવું દુઃખ વિ૦
છે પટકુળ કોટિ પ્રકારનારે, પણ જોતા જાતિ એક સૂત્ર.
એ દ્રષ્ટાન્તે તમો જાણજો રે, સર્વવ્યાપી જસોદા પુત્ર. વિ૦
ઉપદેશ માનો હું રંકનો રે, તમને મળશે વૈકુંઠરાય,
જાણી **વિપ્ર**-પ્રભુની કિંકરી રે, ઉદ્ધવ નમીયા પાય. વિ૦

---

કડવું ૧૩૪ મું

(રાગ—વેગડીની દેશી)

કુબ્જાવલ્લભ પ્રીત કરીને, જોગ-સદેશો કહાવે રે, ઓધવજી !
જેણે ફળ બદરીનાં ખાધા, તેહેને દ્રાખ ન ભાવે રે;
અમો અપરાધી આહીરાને, જ્ઞાન કયહુ નવ આવે રે, ઓ !
તમો આંહાં ભલે આવ્યારે, ઓધવજી મનમાં રૂડા ભાવ્યારે ઓ૦
અમો થયાં પવિત્ર રે; ઓધવજી, સુણીને હરિના ચરિત્ર રે, ઓ.
ભૂધરજીના ભાઈ રે, ઓધવજી; ગોપીના સુખદાઈ રે. ઓ.
ક્યો વાક અમારો રે ? ઓધવજી, મરતાને શું મારો રે ? ઓ.
જોગ જ્ઞાન કુબ્જાને આપો, માનુ તમારો પાડ રે, ઓ.

બ્રહ્મવિદ્યા કુબ્જાને આપો, સીખી જાશે વહેલી રે.
અમો આહીરી મહીડાં વેચું, ઓઢું ધાબળ મેલી રે ઓ.
તમો આંહાં ભલે આવ્યા રે, ઓધવજી, મનમાં રૂડા ભાવ્યા રે, ઓ.
જોગ–અભ્યાસની વાત સાંભળી, અમો અબળા બીહિજે. ઓ.
જ્ઞાનસુધા તે વિખને તોલે, હરિ અધરામૃત પીજે રે;
પ્રાણનાથને બાથ ભરીને, હૃદયા ઉપર લીજે રે ઓધવજી,
તમો આંહાં ભલે આવ્યા રે, ઓધવજી; સંદેશો મોહનજીનો
લાવ્યા રે. ઓ.
અમો તપ ત્રિકમજી, જપ જીવનજી, વ્રત વિઠ્ઠલજીનુ કીજે રે. ઓ.
ભૂધરજી ભજન અમારે, રૂપ હૃદયામાં લીજે રે.
સુખચંદ્ર હરિનું ઝાલી કરમાં, અધર સુધા રસ પીજે રે ઓ.
તમો આંહા ભલે આવ્યા રે, ઓધવજી સંદેશો મોહનજીનો
લાવ્યા રે. ઓ.
સર્વસ્વ દાન હરિને આપ્યું, બીજું દાન નવ કરીયે રે; ઓ.
ગોવિંદ વિના ઘેહેલાં થઈને, શ્રી ગોકુળમાં ફરીયે રે.
પ્રેમાનંદ–પ્રભુને ભજતાં, ભવસાગરને તરીયે રે. ઓ.
તમો આંહાં ભલે આવ્યા રે. ઓધવજી, સંદેશો મોહનજીનો
લાવ્યા રે, ઓ.

---

કડવું ૧૩૫ મું

( રાગ : દેશાખ, ધોળની ચાલ. )

ઓધવજી પડયા ગોપીને પાગજી, "આજ પ્રગટ થયું મમ ભાગ્યજી;
ધન્ય શ્રીગોકુળ ધન્ય આહીરજી, ધન્ય ધન્ય જમુનાનું તીરજી.

ધન્ય શ્રીગોવર્ધન, ધન્ય ગાયજી, ધન્ય ગોવાળા નંદરાયજી;
ધન્ય ધન્ય જસોદા માતજી, ધન્ય ધન્ય બલભદ્ર ભ્રાતજી.
ધન્ય ધન્ય વૃંદાવન દ્રુમવેલીજી, ધન્ય ગોપવધૂ અલબેલીજી;
ધન્ય ધન્ય વ્રજભૂમિના તૃણજી, જે ઉપર ચાલ્યા હરિના ચર્ણજી.
વેરભાવ બ્રહ્માએ લીધોજી, મુને આંહાં અવતાર ન દીધોજી;"
ઓધવજીનો કર ઝાલીજી, ગોપી વૃંદાવનમાં ચાલીજી.
ક્રીડા-ભૂમિ જઈ દેખાડે જી, સ્થળ જોઈ જોઈ આંસુ પાડેજી;
"આ ગોંદરે ગોવિંદ રેહેતાજી, અમારી સુરભી સંભાળી લેતાજી.
ગોપસંગ આ મારગમાં જાતાજી, લટકતી ચાલે વાંસળી વાતાજી;
આ તે મથુરાની વાટજી, જુઓ ઓધવજી! દાણનો ઘાટજી.
સખા ગોપને શીખવી દેતાજી, અમ પાસે દાણ પ્રભુ લેતાજી;
આ ઊંડા દ્રહભણી ભાળોજી, અહીં સર્પ રેહેતો એક કાળોજી.
કીધું મખાંતર દડો નાખીજી,આંહાથી મણિધર કાહાડ્યોહાંકીજી,
ચોર્યાં ચીર આંહાં દીનદયાળજી, ચડયા કદંબની ડાળજી.
સૂરજને કરાવ્યા નમસ્કારજી, નગ્ન જોઈ અમો નંદકુમારજી;
ધરચો ગિરિ અંગુલી અગ્રેજી, રાખ્યાં બૂડતાં ગોપ સમગ્રેજી.
આંહાં ગોપ ચરિત્ર બહુ કીધાજી,ઋષિપત્નીનાં અન્ન આંહાં લીધાજી;
આંહાં પ્રલંબ રામે પછાડયોજી,આંહાવાહાલાજીયેવેણુવજાડયોજી.
ભેદ્યાં કામબાણ અમો જાગીજી, આવી હરિને પાયે લાગીજી.
જ્ઞાન ઉત્તર અમો કીધાજી, અમને પ્રતિઉત્તર દીધાજી.
આ સ્થાનક રાસ રમાડીજી, ગૂંથી વેણી ઓછંગ બેસાડીજી;
આંહાં થયા પ્રભુ અંતર્‌ધાનજી, આંહાં ફરી મળ્યાશ્રીભગવાનજી.
રાસમંડળ આ સ્થળ કીધૂંજી, અમો લક્ષ્મી તણું સુખ લીધુંજી";
એમ દેખાડયાં દ્વાદશ વંનજી, ઘણું રીઝ્યા વૈષ્ણવ જંનજી.

## મહાકવિ પ્રેમાનંદ રચિત

# ભ્રમર–પચીસી

(રાગ–આશાવરી)

શ્રીપતિ શ્રીગુરુ–ચરણકમળનું, ધ્યાન હૃદેમાં રાખુંજી,
સંવાદ ઉદ્ધવ–વ્રજવનિતાનો, ભ્રમરગીતાનો ભાખુંજી
એકાન્ત ઠામ ઓધવને તેડી, દાસ પોતાનો જાણીજી,
સ્નેહ સંભારી વ્રજવનિતાનો, નાથને નયણે પાણીજી.
આશ્ચર્ય પામી ઉદ્ધવ પૂછે, "આ પરબ્રહ્મને શી પીડાજી ?"
"એક ઘડી રે મુને નથી વિસરતી, શ્રીગોકુલની ક્રીડાજી.
માત–પિતા યમુના વૃંદાવન, વાસલડી ગોવાળાજી,
યથાયોગ્ય સર્વે સાલરે, વિસરતી નથી [1]વ્રજ–બાળાજી.
ગુપ્ત સંદેશો ગોપ–વધૂને, કોણ સંગાતે કહાવુંજી ?,
[પ્રેમાનંદ–પ્રભુ કહે ઓધવને,] તમોને ઘટે છે જાવુંજી"

---

## ૧

(રાગ પરજીઓ)

"ગોકુળીઆમા નંદ–તણે ઘેર, ઉદ્ધવજી તમે જાજો રે;
છાના મળજો ગોપ–વધૂને, દૂત અમારા થાજો રે. ગો.

---

૧ વ્રજ–વીવાજી

ઉપદેશ આપજો નંદપિતાને, [1]પુત્ર-ભાવને ખોજો રે;
રંક જસોદા માવડી એનાં, આંસુડાં જરી લૂજો રે ગો.
[2]ગોકુળ સંગાતી ગોવાળીઆને, 'રામરામ' જઇ કહેજો રે;
અવગુણ ગાશે ગોપિકા, તે ધીરા રહીને સહેજો રે. ગો.
વાંસલડી, કામળી, મોર-મુગટને, ચાંપજો હૈયા સાથ રે;
ધોળી હરણી કાળી કાબરી, મ્હારી ગાયને ફેરવજો હાથ રે ગો.
યોગ આપજો વ્રજ-નારીને, આત્મજ્ઞાન કાંઇ આવે રે;"
[પ્રેમાનંદ-પ્રભુ [3]પરમેશ્વર, એ સંદેશો કહાવે રે. ગો.]

૨

( રાગ—કહાલેરો )

શિખવી સંદેશો દિવ્ય રથ, આપ્યો પોતાનો મહારાજે રે;
ઉદ્ધવજી શ્રી ગોકુળ ચાલ્યા, ગોપીને મળવા કાજે રે!
શોભે હરિજન હરિજી-સરખા, પીતામ્બર પટ ભારે રે;
સાંજ સમે [1]કોઈએ નવ દીઠા, [2]ગયા નંદને દ્વારે રે.
ગઈ દાસી ધાતી, સાસ ભરાતી, "વધામણી મા દીજે રે;
શામળીઆ-સરખો કો આવે, જશોદાજી! દર્શન કીજે રે."
વિયોગનાં દાઝયાં નવપલ્લવ થઈને, નીસર્યાં નર નારી રે;
નિરાશ થયાં ઓધવને દેખી, જ્યમ વહાણ ભાગ્યું વેપારી રે!
"હું છું સેવક શામળીઆનો" ઓધવ પાયે પડિયો રે;
પ્રેમાનંદ-પ્રભુ માતાપિતાની, રોઈ રોઈ રાતી આંખડીઓ રે.

---

૧. પુત્ર-ભાવે જઈ કહેજો રે. ૨ મારા બાલ-સ્નેહી. ૩ રાધા-પતિ કહે

૧ કોણે. ૨ આવતા.

## ૩

( રાગ—દેશાખ )

" હું છું ઉદ્ધવ, હરિનો દાસ, પ્રભુએ મોકલ્યો લેવા તપાસ;
[1]મુને માધવ માને મન કરી, હું આવ્યે જાણે આવ્યા હરિ.
સુખ-દુઃખની કરવાને વાત, પ્રભુએ મોકલ્યો છું માત;"
નંદ જશોદા હરખ્યાં ઘણું, પૂજન કીધું ઓધવજી-તણું.
ઓળખ્યો વિપ્ર-પ્રભુનો દાસ, માતપિતા પામ્યાં ઉલ્હાસ;
વળતી બોલ્યા જસોદારાણી, પ્રભુની માતા સાસે ભરાણી.

## ૪

( રાગ : ગોડી )

જસોદાઃ—

અમો આહીરડાં અપરાધી રે, ઉદ્ધવભાઈ;
દીકરાની દીકરી કાંઈ [1]જૂઠી સગાઈ રે ! ઉદ્ધવ.
જયમ કોકિલાનાં બાળકને કો વાયસ પાળે;
મોટાં થાએ ઊડી બેસે, પોતાને માળે. ઉદ્ધવ.
સાચું સગપણ જાણીને, મેં મલમૂત્ર ધોયાં;
અંતે લાભ એટલો, રોઈ લોચનિયાં ખોયાં ! ઉદ્ધવ.
પુત્ર-ભાવમાં [2]તેવડતામાં, હું શી વાતે ચૂકી ?
પ્રેમાનંદ-પ્રભુ કૃષ્ણજી, મુને કહાં ગયા મૂકી ? ઉદ્ધવ.

---

૧. મુને માધવે મોકલ્યો મન કરી.
૧. નહિ ૨. ત્રપત, તાંહાં.

૫

(રાગ—જેતશ્રી)

નંદ વીરા, વિઠલાની કહો વાત, એનાં કુશળ છે માત ને તાત.
અમારે કો નહિં રે! ટેક.

[૧]મનુષ્યા દેહ તે દોહલે પામ્યાં, શ્યામળ સરખો પુત્ર;
કીડી સંચે ને તેતર ખાયે, અમે ધોયાં મલમૂત્ર. વીરા૦
અમોને કંઈ એ સંભારે છે?. કે વહાલે મૂકયાં વિસારી?:
[૨]શરીરે બન્યો વારુ છે, રામ ને ગિરિવરધારી?. વીરા૦
એ જશોદાએ ઊખલ-સું બાંધ્યો, મેં આવીને છોડયો;
પ્રેમાનંદ-પ્રભુ [૩]પરમેશ્વરે, હુંને શા માટે તરછોડયો?. વીરા૦

---

૬

જશોદાઃ—

જશોદા એમ બોલીયાં, "સાંભળો હરિના વીર;
પુત્ર વિના [૧]હું માવડી, જયમ પ્રાણ વિના શરીર!
ઉદ્ધવ! હાડ ગયો હરિ છેક, અમો રંક ઉપર શી ટેક?—ટેક૦
શું લેઈ જાશે દેવકી, જેણે લીધો મારો પુત્ર;?
પરમેશ્વર એને પૂછશે, મારું ઊજાડયુ ઘર-સૂત્ર. ઉદ્ધવ૦
કરમાં દીવો ને કૂવે પડે, સ્વારથનો અંધકાર;
કેવે કર્મે કારાગ્રહ ભોગવ્યાં, વળી આગળ શો અવતાર? ઉદ્ધવ૦
ભાઇ પોતાનો મરાવીઓ, જેણે લડાવ્યાં બહુ લાડ;
પ્રેમાનંદ-પ્રભુનીમાતાએ,અમોને જીવતાંમૂકયાં તે પાડ!" ઉ૦

---

૧. મનુષ્યા-દેહે વસુદેવતા રે. ૨. હિરરખે ને રૂડયા છે.
૩. શ્રીકૃષ્ણજીએ. ૧. રહે.

૭

( રાગ - આશાવરી )

નંદ ઉવાચઃ—

ઉદ્ધવ, માધવ જાદવ નવ જાણો;
વસુદેવનો પુત્ર કહ્યો ગર્ગે, કાંઈ મેં વિશ્વાસ નવ આણ્યો. ઉદ્ધવ.
છેલ્લે અવસરે હું પુત્ર પામ્યો, ઉછેર્યો ને રમાડયો;
માણસ દેખતાં મથુરામાથી, હરિએ હાકી કાઢયો રે! ઉદ્ધવ.
અમો રંક ને વાસુદેવ રાજા, બળવિના બોલીએ શાને રે?
પરમેશ્વર આગળ ન્યાય થાશે, જો લખ્યું નીકળશે પાને રે.
ઉદ્ધવ.
વસુદેવે પૂરણ વૈરજ કીધું, નવ રાખ્યો દીકરીએ દીવો રે!
પ્રેમાનંદ-પ્રભુ ફરી નવ જોયું, માબાપ મરો કે જીવો રે!
ઉદ્ધવ.

---

૮

જશોદા-ઉવાચઃ—

"શામળીએ મુને શા માટે તરછોડી રે?
બીજી માની સગાઈ કેમ જોડી રે?. ટેક.
સ્વર્ગમૃત્યુ પાતાળ ચાર યુગ, ચૌદ ભુવનના લોક રે;
પુસ્તક-માહે નથી સાંભળ્યુ જે, માનુ સગપણ ફોક રે!. શામ૦
હું દહીં વલોવી શું કરું ?, મુને દીરી ન ગમે ગાય રે;
સૂનાં મોર મુગટ ને વાંસળી, દેખી પાપી પ્રાણ નવ જાય રે. શામ૦

જો એક વાર આવે કૃષ્ણજી તો, પેટ ભરીને પય પાઉં રે;
પ્રેમાનંદ-પ્રભુ કૃષ્ણજીનાં, મીઠડાં કરીને મરી જાઉં રે. શામ૦

૯

(રાગ-આશાવરી)

ઉદ્ધવ ઉવાચઃ—

[દંપતિ-તણાં દુઃખ જાણી, પછે ઉદ્ધવ બોલ્યા વાણી;]
તમો આત્મજ્ઞાન વિચારો, હરિ કહાં થકી પુત્ર તમારો?

(ઢાળ)

તમારો તન ક્યાં થકી, જે ચૌદ લોક વ્યાપી રહ્યો?
એ શામળાના સંગથી, નાભિથી બ્રહ્મા પેદા થયો.
વેદ શારદ, ઋષિ નારદ, પામે નહિ માતા-પણું;
તે પ્રભુને પુત્ર કહેતા, બંધન થાએ મા! આપણું.
આદ્ય મધ્ય ને અંત જેહનો, પાર કો પામે નહિ;
તે કોણ પ્રકારે યશોદા! તું, બ્રહ્મની માતા થઈ?
દેવકીએ નથી પ્રસવ કીધો, તમો ઉછેર્યો નથી;
પુત્ર-ભાવને પરહરો, ઉપદેશ માનો સર્વથી.
અણુમાત્રથી અળગો નથી, સર્વ રૂપ અંતરમાં જુઓ;
જગત-પિતા બાઈ! પુત્ર શાનો? વૃથા વિયોગે શું રુઓ?
સ્થાવર જંગમ રહ્યો વ્યાપી, વ્યાપક એહ રુદે ધરો;
પ્રેમાનંદ-પ્રભુ બ્રહ્મ જાણી, પુત્ર-ભાવને પરહરો!"

૧૦

(રાગ—પંચમ સામગ્રી)

જશોદા ઉવાચઃ—

માતા જશોદાજી બોલીયાં, "ઉદ્ધવ! સાંભળો રે;
અમો અજ્ઞાનીનાં મંન, છે કાળો કામળો રે.
તેને ચઢે કેમ બીજો રંગ? કે પહેલી શ્યામતા રે;
ગુણ–હીણ ગોવાળાં લોક, જ્ઞાન નથી પામતા રે.
તમો કહો છો બ્રહ્મ, બ્રહ્માદિક નેતિ નવ કળે રે;
હું કયમ આણુ વિશ્વાસ?, બાંધ્યો મેં ઊખળે રે.
પોઢાડયો પારણા–માંહી, કે ગાયું હાલરું રે;
તે સુખ સંભારીને, રોઈ રોઈને મરું રે.
પ્રસવ સમયનો કાળ, સ્ત્રીને દોહલો રે;
ઉદરમાં દશ માસ વહ્યો, મેં વીકલો રે.
મુખ પર આવતા કેશ, કે આંખલડી મીચતો રે;
સોને મઢીઓ સિંહનો નખ, કે હૈડે હીંચતો રે.
કુંડળનાં પ્રતિબિમ્બ, કે ગોરા ગાલમાં રે;
ઢુંકડે પગે ચાલતો, આ પડશાળમાં રે,
જળમાં ભરતો મૂંઠ, ચન્દ્ર દેખી ચળકતો રે!
ઘરમાં દેખી વઢતાં બે મંઝાર, કોટે આવી વળગતો રે!
ગોવિંદ બોલે ગુંગણું, મુખ ભર્યું માટીએ રે,
તે સુખ સંભારી આજ, અમો નવ ફાટીયે રે!
ઘુઘરીયાળી ગોફણી, લળકે નાકે મોતી રે;
ઠમકે ઠમકે ચાલતો, હું તવ પૂઠે જોતી રે.

રોતાં ખૂંચતી ઘુઘરી, પગની પાનીયે રે;
તમો કહો છો બ્રહ્મ બ્રહ્માદિક, અમો નવ માનીયે રે.
ત્રણ ભુવનનો નાથ, ચારે કયમ ગાવડી રે?
પ્રેમાનંદ-પ્રભુ **શ્રીકૃષ્ણની**, હું છું બાવડી રે!"†

## ૧૧

(રાગ : રામગ્રી)

વાતલડી કરતાં રાતલડી વહિ ગઈ રે, હરિગુણ ગાતાં ન આવે પાર;
ચરિત્ર ભણંતી રે, વિરહે વ્યાકુળી રે, ઘેરઘેરથી ઊઠી નાર.–વાતલડી.
પ્રેમ–વચન રે, મહિયારી–તણાં રે, સાંભળી ઉદ્ધવ ધરતા કાન;
ધાબળીયાળી રે,હ્રહે સહુ પેનનેરે,લાગ્યુ ધરણીધર શું ધ્યાન–વાતલડી.
તાણતી વલોણાં રે, ગુણ વખાણતી રે, ખળકે કંકણ ચૂડી હાથ;
ચરિત્ર ભણંતી રે, વિરહની વ્યાકુળી રે, જાણે ગોપી પૂજે રમાનાથ.
વાતલડી.
ઠમકે કાંબી રે. ઝાંઝર ઝમકતા રે, ઘમકે ઘૂઘરા અણવટ બેલ,
વહાણું વાતે રે, ગોપિકા નીસરી રે,કે ભરવા જમુના–પાણી–હેલ.
વાતલડી.
રથ એક દીઠો રે, નંદજીને આંગણે રે, પડી પાછી પેટડીયામાં ફાળ;
ફરી એ શાને રે, પાપી આવીયો રે?, અક્રૂર અમારો છે કાળ.
વાતલડી.
પ્રાણ અમારો રે, પ્રથમ લઇ ગયો રે, ફરી શું લેવા આવ્યો દેહ?
સઘળી મળીને રે, એને મારીયે રે, કોઇ નથી રે, એકલો એહ.
વાતલડી.

---

† પ્રેમાનંદ, 'દશમસ્કંધ', કડવું ૧૩૭.

ઉદ્ધવજી આવ્યા રે હસતા આંગણે રે, ગોપીએ જાણ્યા જાદવરાય;
'પ્રેમાનંદ-પ્રભુએ મુંને મોકલ્યો રે, ગોપીને ઉદ્ધવ લાગ્યા પાય.
વાતલડી.

---

## ૧૨

( રાગ—મારુ )

ઉદ્ધવઃ—

'હું તો શ્રી મથુરાં—થકી આવ્યો, બાઈ સંદેશો કાંઈ લાવ્યો;
મોકલ્યો છે શ્રી મહારાજ, પૂછો પ્રગટ, અહીં શી છે લાજ ?
હરિનું મન અહીંયાં છે, ત્યાં ગાત્ર, નથી વીસરતાં તમો પળમાત્ર.
'ગોપી' 'ગોપી' કરતાં હીંડે, ઘણું વિરહ તમારો પીડે"
વ્રજનારી તે ઘણું હરખી, લાગી વાત તે સ્વપ્ના સરખી;
એકાન્તે બેસાડીને પૂજન કીધું, ચરણોદક ઉદ્ધવનું લીધું;
વિપ્ર-પ્રભુનો સેવક જાણી, ગોપી બોલી વિરહની વાણી.

---

## ૧૩

( રાગ-મારુ )

ગોપીઃ—

તમો વિઠ્ઠલજીના વીર, વિઠ્ઠલ જેવા છો;
રૂપે જીવણજીની જોડ, ગુણે જોઉં કેવા છો ?
બલભદ્ર સરીખા ભ્રાત, તે શું અંતર છે ?
તમને કહેતા વહાલો વાત, પ્રીત નિરંતર છે.

ગોપી ગોવિંદની વાત, વિધિથી વેગળી;
તે તમ સંઘાતે ગોઠ, કયમ કીધી મળી?
ભાઈ! તમારો વિશ્વાસ, હરિને આવ્યો છે.
એણે મૂકી જનની લાજ, સંદેશો શો કહાવ્યો છે?
તમો મન મૂકી કરો વાત, ધીરે અવલંબી;
અમો સર્વે હરિનાં સ્નેહી, નથી કો કુટુમ્બી.

આજ મથુરાં વસીયા પ્રાણ, અહીયાં આવ્યા છે;
તમો મન મૂકી કરો વાત, કોહોને લજ્જા છે?
વ્રજ-વિયોગનો વિહાર, કાળજ ઘાવ પડયો;
અમો હારી સોળ હજાર, દાસીનો દાવ પડયો.

ખોઈ લાખ ટકાની લાજ, લૂલી મળી લોભીને;
રંક ઉપર શામળીયો શૂર, માર્યો પેલા ધોબીને.
તે વિચારી આણ્યો સંતોષ, મનનુ દુઃખ તજ્યુ;
જેણે બીજાં કીધાં માબાપ, અમારું કોણ ગજું?

અહીંઆ હતા શામળીયા શ્યામ, ત્યાંહાં છે ગોરટા;
આજ મથુરાં-માંહે સાહુકાર, અહીઆં હતા ચોરટા!
પાખંડીને દેવા દંડ, કંસ એક હૂતો જી;
આજ કોઈ નથી પૂછનાર, પરમેશ્વર શું સૂતોજી?

શું કરે જશોદા રાંક, રોઇ મરે માવડી;
જો બીજાં હોય કો માત, લઈ જાય ચાવડી!"
[ વિરહની દાઝી નાર, નયણે નીર ભરે; ]
પ્રેમાનંદ-પ્રભુ શ્રીકૃષ્ણ, મને નહિ વીસરે.

---

## પદ ૧૪

(રાગ—જોગી)

મથુરાં ન હોયે રે સજની, ફરી મળવાથી નિરાશ;
હવે આશા શી ત્રિકમની, ફોકટ શાની આશ ?....મથુરાં૦
ઉગ્રસેનનો ધર્મ રાજા, ન્યાય કરે અદ્દભુત રે;
ચિત્રગુપ્ત તો સાત્ત્વિક, યાદવ અક્રૂરીઓ યમદૂત રે...મથુરાં૦
અક્રૂરે ગોપી વશ કીધી, હર્યો પ્રાણ કાનુડો રે;
કુળવંત કુબ્જા વૈતરણીમાં, વિશ્વાસ-ઘાતકી ભૂંડો રે....મથુરાં૦
અમો ઘેલી વિયોગની દાઝી, બોલી કાંઈ નવ જાણું રે;
પ્રેમાનંદ-પ્રભુ પરમેશ્વરે, અમો ને મોકલિયું આણું રે ...મથુરાં૦

---

## પદ ૧૫

(રાગ—મારુ)

ગોપીનાથ મથુરાં જઈ વસીયા—ટેક.
કુબ્જા હાથ કમાન ગ્રહીને, વિરહનાં બાણ અમો ને કસીયાં,
....ગોપીનાથ૦
શું મોહ્યા ચંદનને ? માધવ, કપૂર કાચલી ઘઉંલા ઘસીયાં,
....ગોપીનાથ૦
દામોદર ! દાસીને ભેટતાં, એમ ન જાણ્યુ જે દુરીજન હસીયાં,
....ગોપીનાથ૦
પ્રેમાનંદ-પ્રભુ ગોકુળ આવો; રાસ રમીએ રાધાના રસીયા,
....ગોપીનાથ૦

---

### પદ ૧૬

( રાગ : સામેરી )

રાધા—

મહાવજી મથુરાં જઈ વમીયા, પ્રીત ઉદ્ધવજી! દીઠી રે;
પરઘર-લોભી લખી નવ શકે,એક ચારઆંગળનીચીઠી રે–મહાવજી.
ગામ-માંહે પેસતાં કન્યા પામ્યો, ચોળવી પડી નહીં પીઠી રે,
વર કાળો ને કન્યા ખોડી, લોક હસાવ્યા ઠીઠી રે !–મહાવજી.
માખણ ખાઈને અમો ભીખ મંગાવ્યાં, છાશ ગોકુળની નીઠી રે:
વલોવતાં તર કાઢી લીધી, કીધી ગોળી અજીઠી રે–મહાવજી.
ગોવિંદ વિના ગોકુળિયામાં, ગોષ્ટ ન લાગે મીઠી રે;
પ્રેમાનંદ-પ્રભુ એમ સમાવો, વિરહતાની અંગીઠી રે–મહાવજી.

---

### પદ ૧૭

ચંદ્રાવલી:—

કાળજ કઠણ થયાં, પ્રભુ જતે ન ગયેં પ્રાણ !
એ જીવ્યા-પેં મરવું રૂડું, ઉદ્ધવજી ! તમારી આણ. કાળજ.
જે સમે પધાર્યો વહાલો, ક્રૂરી અક્રૂરની સાથ રે;
પૂઠેથી જો પ્રાણ જતા તો, પ્રેમની પરીક્ષા થાત રે. કાળજ.
અંતર-માંહે ઘા પડ્યો, તે ઔષધથી નવ રુઝે રે;
ગોકુળ-માંહે ઘેલી થઈ ચાલું, કામકાજ નવ સૂઝે રે. કાળજ.
સાચું જાણી અમે સરવસ સોંપ્યું, અબળા માણસ ભોળી રે;
સુખ દેખાડી દુઃખ દેખાડ્યું, ઊંચાં ચઢાવી નાંખ્યાં ઢોળી
રે; કાળજ.

સોળ શણગાર અમો શાને પહેરું ? ગમે ન ઉત્તમ સાડી રે;
પ્રાણનાથ પરદેશી થયા, અમો હીંડું રૂપ-કલા પાડી રે. કા.
વ્રજપુર તો યમપુરસું લાગે, યમુના થઈ વૈતરણી રે;
ગાય વાઘણ થઈને બીહાવે, ખાવા ધાયે ધરણી રે. કાળજ.
કુકર્મનાં બારણા ઉઘડીઆં, સુકર્મ દેવાયાં તાળાં રે;
કુળવંત કુબ્જા સહુ ઉપર થઈ, ગુનેગાર ગોવાળાં રે! કાળજ.
મરજાદ અમો નથી મૂકાતી, બોલનાં બાંધ્યાં રહીએ રે;
માંડ માંડ જો કહાવે વહાલો, અમો ઊડી મથુરામાં જઇએ રે.
કાળજ.
ઉદ્ધવ ! અમો મહાસુખ પામ્યાં, તમો આવ્યે હરિ આવ્યા રે;
પ્રેમાનંદ-પ્રભુ પરમેશ્વરે, શા શા સંદેશા કાહાવ્યા રે ? કાળજ.

---

૧૮

(રાગ—કેદારો)

(ઝૂલણા)

નિર્‌ગુણ નાવલો, નેટ મૂકી ગયો, ઉપજતો રસ એણે રે પીધો.
ટેક.
દવ દાઝયાં વનને, પરહરે મરઘલો, અતીત તજે જેમ આહાર પોહોતો
નિરધનને જેમ, પરહરે પુંશ્ચલી, વિપ્ર તજે જેમ યજ્ઞ-સોતો,
નિર્‌ગુણ૰
વિરહ વિયોગની દાઝી છે વેદના, પરિત્યાગ સમું હૃદયે વજ્ર ચોડયું,
રાધા મીઠાઈ, ખાઈને મન ઓસર્યું, કુબ્જા ખટાઈ પર મન દોડયું.
નિર્‌ગુણ૰

તન મનધન અમો, શ્યામને સોંપિયુ, તો યે નાખી ગયો કષ્ટ-કૂપે;
પ્રેમાનંદ-પ્રભુ રામ રીઝયા ઘણું, મથુરાંથી આવ્યા ભ્રમર-સ્વરૂપે.
નિર્ગુણ૦

---

૧૯

(રાગ : કેદારો)

ઢાળ–બીજો

રાધાઃ—

ઉદ્ધવજી ! શું કીધું, કપટી એ રે શામળીએ રે;
નિર્ગુણના ગુણ સંભારીને, અંતરમાંહે પરજળીએ રે ઉ૦
કુટુંબ સઘળું વેરી કીધું, હરિશું માયા લાગી રે;
લોભી લોક થઇને બેઠા, પરહરીઆં અભાગી રે. ઉ૦
લાજ મૂકાવીને વસ્ત્ર હરી લીધાં, વપુ અમારા જોયાં રે;
મન-માન્યુ પોતાનું કીધું, ગોવાળીએ વગોવ્યા રે. ઉ૦
સાચી પ્રીત પ્રભુની જાણી, શરીર અમારાં સોંપ્યાં રે;
પ્રાણનાથ પરદેશી થયા તો, કર્મ અમારાં કોપ્યાં રે ! ઉ૦
ગુપ્ત વાત ઉઘાડી કરતાં, ઉદ્ધવ ! મરીએ લાજી રે;
શરદ-સમયનુ સુખ સંભારી, મનમાં રહીએ દાઝી રે ! ઉ૦
ઉદ્ધવજી ! આ ભમરો આવ્યો, કોઈ એકના ગુણ ગાતો રે,
પ્રેમાનંદ-પ્રભુ પરમેશ્વર છે, નારી-રંગે રાતો રે. ઉ૦

---

૨૦

(રાગ-વસંત)

ચંદ્રભાગાઃ—

હાંહાં રે ભોગી ભમરા રે, ઓધવજી ! ભમતા ભાળો રે,
રખે બાઈ એમ કરીને માનો, ધૂરત કપટી કાળો રે! હાંહાં૦
જેટલા કાળા તેટલા કપટી, વિશ્વાસ કોનો નવ કરીએ રે;
કાળા સાપની સંગત કરતા, કોઈ એક દહાડો મરીએ રે. હાંહાં૦
ઝીલીએ જો કાળી જમુના, અધવચ આણી બોળે રે;
વિશ્વાસ આપીને કાળો કોપે, જો મસ્તક મૂકીયે ખોળે રે. હાંહાં૦
જો તેલે કાળા કેશ પોષીયે, તો અંતે ધોળા થાએ રે,
પંથી તે કો કુશળ ન આવે, જો કાળી રાતે જાએ રે. હાંહાં૦
આ કાળો મધુકર કરે બહુ ચેષ્ટા, લેવા ઇચ્છે મકરંદ રે;
કુસુમ-ઘટા દેખી ગોકુળની, કરે નાનાવિધના ફંદ રે. હાંહાં૦
આજ નીરસ કુસુમ વૃંદાવન, મધુકર! જા મધુવનમાં રે;
શિવ-વલ્લભ કુસુમની વાસના, ખૂટી છે તુજ તનમાં રે. હાંહાં૦
તારું વદન અતિ રંગિત થયુ છે, સોકયનુ કુમકુમ લાગ્યુ રે;
તે દેખાડવા શું આવ્યો ? ધૂરત !, જા અહીંથી માન માગ્યું રે.હાંહાં૦
અમો પાગ, શું ફરી ફરી લાગીએ, ધૂરતને નવ ધીરું રે;
ત્રૂટયું મન સાંધ્યુ નવ જાએ, જેમ મોતી વચ્ચે ચીરું રે. હાંહાં૦
ગોપ-વધૂ કહે ઉદ્ધવજી ! આ, કાળાનાં કૌતક નીરખો રે;
પ્રેમાનંદ-પ્રભુ પરમેશ્વર, છે ભોગી ભમરા-સરખો રે હાંહાં૦

---

## પદ ૨૧

(રાગ—મારુ)[1]

ઢાળ-બીજો

રાધાઃ—

કૃષ્ણા કહે શ્રીકૃષ્ણને, સુણ ભમરા રે;
શું લાવ્યો ષટ્પદ ભેખ ?, ભોગી ભમરા રે.
શકે દીધું આલિંગન શોકને, સુણ ભમરા રે;
મુખે લાગી કુમકુમ-રેખ, ભોગી ભમરા રે.

હોયે ચાર ચરણ જે જીવને, સુણ ભમરા રે;
તેહનુ 'પશુ' નામ કહેવાય, ભોગી ભમરા રે.
તેહને અજ્ઞાન હોયે અતિ ઘણુ, સુણ ભમરા રે;
મુખ ઘાલે ઉચ્છિષ્ટમાય, ભોગી ભમરા રે.

ખટ ચરણ છે તાહરે વિષે, સુણ ભમરા રે;
માટે 'દોઢ પશુ' તારું નામ, ભોગી ભમરા રે.
રાધા — પંકજ પરહરી, સુણ ભમરા રે;
કીધો દામી—ધંતુરે વિશ્રામ, ભોગી ભમરા રે.

આજ મધુવન પ્રફુલ્લિત થયુ, સુણ ભમરા રે,
ત્યાંહા પામીશ તું પરિમળ, ભોગી ભમરા રે.
આજ નીરસ કુસુમ વંદ્રાવન તણાં, સુણ ભમરા રે;
વનમાળી ન સીચે જળ, ભોગી ભમરા રે.

છે શ્વેત માળ તારા કંઠમા, સુણ ભમરા રે;
શુ કુબ્જાએ આપી એહ ?, ભોગી ભમરા રે.
પ્રેમાનંદ-પ્રભુ મેં એ જાણ્યો, સુણ ભમરા રે;
તારો નીપટ ઓછો સ્નેહ, ભોગી ભમરા રે.

---

[1] પ્રેમાનંદ 'દશમસ્કંધ', કડવુ ૧૩૨, રાગ ગોડી દેશી

## પદ ૨૨†

(રાગ—મારુ)

ઉદ્ધવજીઃ—

તજો બાઈ ! કામ-ક્રીડા-ભોગઃ' જાયે વિરહ-લક્ષણ-રોગ;
સંદેશો એ કૃષ્ણે કહાવ્યો, 'સાધો સહુકો જોગ !' તજો૦
સચરાચર જે રહ્યો વ્યાપી, સત્ ચિત્ આનંદ ભગવાન;
તે અગમ, ચારે નિગમ જેહનું, ધરે શંકર ધ્યાન. તજો૦
જેમ ઈંદુનાં પ્રતિબિંબ તે, પૃથક્ પાત્રે થાય;
જળ-તરંગ ને કનક-કુંડલ, જગતમાં જદુરાય. તજો૦
છે વસ્ત્ર નાના-ભાતનાં, પણ વિચાર એક જ સૂત્ર;
જ્યાં જોઈએ ત્યાં રહ્યો વ્યાપી, જસોદાનો પુત્ર. તજો૦
પાવક છે જેમ કાષ્ઠ-માંહે, દધિ-માંહે નવનીત;
પ્રેમાનંદ-પ્રભુ પરમેશ્વરને, ઓળખ્યાની એ રીત. તજો૦

---

## પદ ૨૩

(રાગ-સામેરી)

ગોપીઃ—

શામળીએ યોગ કહાવ્યો, પાતળીએ યોગ કહાવ્યો રે;
દાઝયા ઉપર ઉદ્ધવીઓ, વળી! લૂણ લગાવવા આવ્યો રે ! શામ.
બાઈ! સંદેશાથી સંદેહ ટળીઓ, પ્રીત પ્રીછી કોણ જાણે રે ?
વીંછી તો વેદનાએ વળગ્યો, દયા કશી નવ આણે રે. શામ.

---

† પ્રેમાનંદ 'દશમસ્કંધ', કડવું ૧૨૯, રાગ સામેરી : માત્ર પહેલી ટૂંક.

અમો હવે કીધાં જોગણી, બેઠાં કૃષ્ણ વોળાવી રે;
અકર અમારો ગૉર થયો, ગયો તે રાખ ચોળાવી રે. શામ.
એ યોગ-જ્ઞાનનું મિષ કરીને, ઉત્તર અમને દીધો રે;
સત્પુરુષના સ્નેહનો, અમો લહાવો લીધો રે. શામ.
ઉદ્ધવજી! તમો ગામ પધારો, પૂંઠ મૂકો રે;
કુબજાને જઈ જોગ આપો, શંખ ફૂંકો રે. શામ.
બહાર ભીતર રહ્યો વ્યાપી, વ્રજનો વાહાલો રે;
શરીર-માંહે કૃષ્ણ વિના, નથી ઠામ ઠાલો રે! શામ.
કાના-લગી કુંભ ભર્યો, નથી નીર માતું રે;
નખ-શિખ નંદલાલ ભર્યો, કહાં જોગ સાધુ રે? શામ.
ગોપીની ભક્તિ દેખી, મન ભ્રમ ભાગ્યો રે.
'ધન્ય ધન્ય માતા!' કહીને, ઓધવ પાય લાગ્યો રે શામ.
અવતાર આપો તો વિધાતા, ગોકુલ-માંહે રે;
પ્રેમાનંદ-પ્રભુ કૃષ્ણ મળવા, માગી વિદાયે રે શામ.

---

## પદ ૨૪

(રાગ—સામેરી)

ગોપીઃ—

કૃષ્ણ—રૂપ થાશું કૃષ્ણ સમરી;
ચટકની ભટક મન રાખ્યે, કીટ થાએ ભમરી રે. કૃષ્ણ૦
બહાર ભીતર રમી રહ્યા છે, બલભદ્રજીનો બંધવ રે;
'હરિ હરિ' કહેતાં હરિરૂપ થાશું, જેમ જલમાં સિંધવ રે કૃષ્ણ૦
ભાઈ, ગોપી ગોવિંદનું એક રૂપ છે, જેમ તાણા-માંહે વાણો રે;
અમો લહર, શામળીઓ સાગર, રખે જૂજવાં જાણો રે કૃષ્ણ૦

પ્રેમાનંદ-પ્રભુને કહેજો, પહોંચ્યો સંદેશો મહારાજ રે;
ઉદ્ધવ કહે તે સાંભળજો, ગોપીના મનની દાઝ રે. કૃષ્ણ૦

---

પદ ૨૫

(રાગ—મેવાડો)

ગોપીઃ—

હરિને કહેજો રે, ઉદ્ધવજી! હરિને કહેજો રે,
હરિને કહેજો એટલું, પહોંચ્યો સંદેશો મહારાજ;
મોસાળ ઉજાડીને મામો માર્યો, કુબજા વધારી લાજ! હરિ૦

ભાઈ ગોકુળ સૂનું રે, ભાઈ ગોકુળ સૂનું રે.
ભાઈ ગોકુળ સૂનું ને સૂની ગોપી,સૂની ચરે શામળીઆ! તારી ગાય;
કરો છો કામ રાજકુંવરનું, કોણ વચ્છને પાણી પાય રે? ભાઈ૦

રાજ-કુંવરનું કર્મ છે જે, રાજકુંવરનું કર્મ છે જે.
રાજકુંવરનું કર્મ જ એવું કે, મૃગયા રમવા જાએ;
મૃગનેની અહીં છે ઘણી, આવજો વૃંદાવન માંયે રે. રાજ૦

ઉદ્ધવજી ચાલ્યા રે, ઉદ્ધવજી ચાલ્યા રે.
ઉદ્ધવજી ચાલ્યા રથ હાંકયો, ને ગોપી વળાવા જાય;
કહાવે જશોદા કૃષ્ણને, એકવાર આવો વ્રજમાંય રે. ઉદ્ધવ૦

જઈ ત્યાંહાં હરિને મળિયા રે, જઈ ત્યાંહાં હરિને મળિયા રે.
જઈ ત્યાંહા હરિને મળિયા, ઉદ્ધવજી કહ્યા કુશળ સમાચાર.
ભટ પ્રેમાનંદ ભણે સાંભળે રે. તે તરે ભવ-સંસાર રે. જઈ૦*

---

* બૃહત્ કાવ્ય દોહન, ભા-૩, ૧૮૮૮ ની આવૃત્તિમાંથી.

કવિ પુરુષોત્તમ કૃત

# ભ્રમર-ગીત

પદ ૧

(રાગ-રામગ્રી)

મધુકર! મથુરાથિ આવિયો, દીસે દૂતનો વેશ;
સુખે પિયલો ને અંગે રે શ્યામલો, લાવ્યો શ્યામ-સંદેશ. મધુ૦-૧
સખિ! મેઘરૂપે થયા માહાવજી, હેતે હલધર-વીર;
વ્રજનારિ તે સૂકિ વેલડી, તેને સીંચવા નીર. મધુ૦-૨
તજી કઠણપણું કોમલ થયા, વાહાલો વૈકુંઠનાથ;
દુઃખ-સાગર ગોકુલ ડુબતાં, ઝાલ્યો હરજીએ હાથ. મધુ૦-૩
સખિ! ઓછીતેઆત્યઆહિરની,આપણુઅબલાનેઅંગ્ય;
સુખસાગર નાગર નંદના, વાધ્યો પ્રેમપ્રસંગ. મધુ૦-૪
આજ પ્રેમેશું પૃછિને કાહાવિયે, પરદેશીને પેરય;
સ્વામી પુરુષોત્તમના રે પાતલા, આવો ગુણવંત ઘેરય. મધુ૦ ૫

---

પદ ૨

વીરા મધુકર! તુજને વિનવું, તું છે ચતુરસુજાણ;
હેતે હરજીની લાવ્યો વધામણી, આપું લાખેણી લાહાણ. વીરા૦-૧
કેહોને મધુકર! માધવની કથા, ક્યારે કરુણા નિધાન;
વાહાલો ભાવ કરીને રે ભાલશે? દેશે દર્શન દાન? વીરા૦-૨
રુડું રાજ્ય મલ્યુ ને રાજી થયા, મોહ્યા મથુરાં મોઝારય;
આ છે ગોકુલ નાનુ રે ગામડું, લાજે મનમા મોરરય! વીરા૦-

વાહાલે વાહાલ તજ્યો વ્રજનારયનો, તે તો કુબજાનું કામ;
કાંય કામણ ચંદનમાં કર્યું, તજ્યુ ગોકુલ ગામ. વીરા૦–૪
હરિ આપે કાળા, ને મલિ કૃબડી, ભલિ ભાસે છે જોડય!
સ્વામી પુરુષોત્તમનો રે પાતલો, હીંડે મોડામોડય. વીરા૦–૫

---

પદ ૩

તમ્યો ભમરાજી! ભૂધરના સખા, રેહો છો શાંમને સંગ;
જાણો લક્ષણ બધાં રે લાલનાં, એહેવો ધરથી ઢંગ. તમ્યો૦–૧
અમ્યો મધુકર! મનમાં રે ધારતાં, ઊંડી મલવાની આશ;
મળી કર્મે અમારે કૂબડી, નાંખ્યો પ્રેમનો પાશ. તમ્યો૦–૨
જુવો, મેહેનત્ય મધુકર! સૌ કરે, ફલ તો કર્મને હાથ્ય;
વાહાલોચતુરશિરોમણ ગુણનિધિ, શોભે દાસીને સાથ્ય. તમ્યો૦–૩
કેહેજ્યો કાનમાં હરજીને હેતનીઃ 'હસે જાદવ સાથ;'
કોણ મોટાંને મુખે કેહે? સમજે ચ્યાંનમાં નાથ. તમ્યો૦–૪
પ્રભુ! એકવરાં આવો આંહાંચારા, પ્રીત્યે સમઝાવું પેરય;
સ્વામી પુરુષોત્તમના રે પ્રેમથી, કરો મોહનો મેહેરય. તમ્યો૦–૫

---

પદ ૪

તમ્યો ભમરાજી! કેહેજો રે શામને, હાવે શાનો સંદેશ?
પ્રીતમ પ્રાંણ હરિને લેઈ ગયો, અક્રૂર ક્રૂરેશ! તમ્યો૦ ૧
ભલા ભૂધરજી ભાવે ઢલ્યા, પ્રીતમ પ્રેમના જાણ,
એક સાલે તે શાંમ-વિજોગનું, બીજું શોકયનું બાણ. તમ્યો૦ ૨

મોહન ! મેહેર્ય તજી વ્રજ ઉપરયે, સાખાં સેવક-કામ;
દાલ્યો ત્રિવંકીના દોષને, આપ્યો પૂરણ ઠામ. તમ્યો૦ ૩
નાથ ન્યાલિ જોતા તેને, નથી જોતા જાત્ય ને ભાત્ય;
હીરો પામતાં પેહેલાં રે કુલિયા, વધાર કહાવી તમ સાથ. તમ્યો૦ ૪
મધુકર ! નિર્લજ એહેવિ કો હશે, ન પૈડે પ્રેમને પાશ ?;
સ્વામી પુરુષોત્તમના રે ! પ્રેમથી, પૂરો અબલાની આશ. તમ્યો૦ ૫

---

પદ ૫

મધુકર ! મન મોહનમાં વશ્યાં, વાહાલે રાખ્યો વિજ્યોગ;
અમ્યો અબલા રે ઓછી રે જાત્યની, જોતાં કર્મના ભોગ. મધુ૦ ૧
અમ્યો આગે એહેવા નવ ઓલખ્યા, બોલ્યા મીઠાં વચન;
વાલે પ્રીત્ય કરી પરપંચની, લીધાં લટકામાં મન્ન. મધુ૦ ૨
વાહાલો સ્વારથમાં પૂરા ઘણા, જાંણે પારકી પીડ્ય,
'દયાસાગર' કેહે છે દયાલને, ભરજ્યોબન ભીડ્ય. મધુ૦ ૩
એહેવો અક્રૂર કર્મે કયાંહાં ઘરયો, આવ્યો ગોકુલ ગામ;
એહેતું કપટ કોયે નવ્ય ઓલખ્યુ, રહ્યો નંદને ધામ. મધુ૦ ૪
લાગી લાલચ મોરી રે લાલને, ત્રોડી પલકમાં પ્રીત્ય,
સ્વામી પુરુષોત્તમનો રે પાતલો, ભોલી મોટાંની રીત્ય. મધુ૦ ૫

---

પદ ૬

કોહોને મધુકર ! માંડીને વારતા, એહેવી કુબજ્યા સુજાણ;
વાહાલો ઠેઠ ઠરીને રે ત્યાં રહ્યા, માંણે લાખેણી લાહાણ. કોહો૦ ૧

એક ચંદન-કેગ રે દાનમાં, રિઝયા રસિયોજી છેક;
ગુણસાગર ગર્ક થઈ ગયા, જાતાં તરવંકિ ટેક. કોહો૦ ૨
તવું બલિહારી બાવન વીરને, કૂઉ કુબજ્યાનુ કામ,
મલા ભૂધરજીને રે ભોલવ્યો, ગમ્યા પોતાને ધામ. કોહો૦ ૩
ગલુ ભારેપણુ ભટયુ ભાવતું, વાધ્યાં પ્રેમનાં પૂર,
વાહાલો પલક પરા રેહેતા નથી, દેખી દાસીને દૂર. કોહો૦ ૪
સ્વામી પુરુષોત્તમનો રે પાતલો, ભલો પ્રેમ સુજાણ,
વાહાલે પરખીને બાધી રે પ્રીતડી, પામ્યા લાખેણી લાહાણુ. કોહો૦ ૫

---

પદ ૭

મધુકર! હરિ હેતથી ત્યાં હટ્યા, વ્રજ સાથે શ્યુ વેર?
એહેવા અવગુણ અબળામાં શા ભરયા, તજિ મોહન મેહેરય. મધુ૦-૧
અમ્યો છેલપણાના રે છંદડા, સેહેતી સાહેલી સાથ;
મોટાં મેહેણા તે માથે રે વેઠતાં, સેવ્યાં ગોકુલનાથ. મધુ૦-૨
ગાઢી ગરજીની કરતાં રે ગોઠડી, હારયાં હિમ્મત હેત;
અમ્યો વાહાલાં હતાં તે વેરી કરયા!, થયાં કોક ફજેત. મધુ૦-૩
એહેવાં લંપટ લક્ષણ લાલના, કહિયે કયા લગી વાત?
વાહાલે પોત પ્રકાશ્યુ રે પ્રીત્યનુ, કીધી ગિરધરે ઘાત! મધુ૦-૪
આવે સંદેશા કોક, કુલવિયા, તપે તારણી તંન;
સ્વામી પુરુષોત્તમ પરવશ થયા, મોહ્યું કુબજ્યામા મન. મધુ૦-૫

---

પદ ૮

મધુકર! મન મોહન લેઈ ગયા, રહ્યા પિંડમાં પ્રાણ;
એક આવ્યાની આજ્ઞા કરી, જાંણું લેઇશ્યુ લાહાણ મધુ૦-૧

સુંદર-સુતકૃત

# ભ્રમર–ગીતા

## દશમસ્કંધ અધ્યાય ૪૬ મો.

### મંગલાચરણ

(રાગ . ગોડી)

ચરણ શરણ ગોવર્ધન-ધારી;
જે ચરણાંબુજ વાંછત સુરમુનિ,
ખટપદ રૂપ સદા સુખકારી. ચરણ-૧
ચરણ-ધર્યો વ્રજમેં રાજત અતિ શોભા,
સેવે સદા તે સિંધુ-કુમારી- ચરણ-૨
ભક્ત હેત પ્રભુ તમ,
વૃન્દાવન માંહાં ગૌ ચારી. ચરણ-૩
ચરણ ચરણાંકિત કીધી વ્રજ ભૂમિ.
અતિ વલ્લભ વ્રજની નરનારી. ચરણ-૪
સદા સર્વદા સેવક વ્હાલા,
સુંદર-સુત જાએ બલિહારી. ચરણ-૫

—— —

કડવું ૧

( રાગ : રામગ્રી )

પ્રથમે પ્રણમૂં શ્રી ગોકુલ–ચરણજી,
સંત સુખકારી અશરણ શરણજી;
સંસાર–સાગર દુસ્તર તરણજી,
મુક્તપદ દાતા પ્રભુ દુખ–હરણજી.

( ઢાળ )

ભવ–દુખ હરતા મુક્ત–દાતા, ચરણાંબુજ ધરી ધ્યાન;
કથા કહું શ્રીકૃષ્ણજીની, ગોપી–વલ્લભ કહાન. ૨
સંવાદ ઓધવ ગોપિકાનો, ભ્રમર–કેરો ભાવ;
કેહેવાને મન ઘણો ઉલટ, વચન અમૃત–સ્રાવ. ૩
અવંતી જઈ ભણી આવ્યા, કૃષ્ણ શ્રીબલદેવ;
પુત્ર ગુરુનો આંણી આપ્યો, ઘણી કીધી સેવ. ૪
નગરવાસી સુખી કીધા, સમસ્ત જાદવ જેહ;
સકલ સ્ત્રી આનંદ પામે, દિન દિન વાધે સ્નેહ. ૫
સકલ જાદવ કરે સેવા, કૃષ્ણજી તે પ્રાંણ;
પણ કૃષ્ણજીને ઘણા વલ્લભ, ઓધવ ચતુર સુજાણ. ૬
ઓધવ સરખો પ્રાણ–વલ્લભ, નહી કો જાદવ માંહિ;
એકાંત મિત્રને લેઈ ચાલ્યા, કૃષ્ણજી ગ્રહી બાંહે. ૭

( વલણ )

ઓધવજીની બાંહે ગ્રહીને, એકાંત કૃષ્ણજી લેઈ ગયા;
'તૂં સરખો નહીં પ્રાણવલ્લભ,', પ્રેમે વાચક બોલિયા. ૮

---

## કડવું ૨

પ્રાણ-વલ્લભ ને દ-કાંનજી;
ઓધવજીને કેહે શ્રી-કાંહાનજી.
પ્રાંણ તે માહારા ગોપી-નંદજી;
જસોદા માતા સુખનો કંદજી. ૧

( ઢાળ )

સુખ કંદ માતા જસોદાને, ગોપી-વલ્લભ પ્રાંણ;
નંદ પિતા ને પરમ વલ્લભ, ગોપ ચતુર સુજાણ. ૨
તેહેના ગુણ હું શા કહું ?, કેહેતાં ન આવે પાર;
નાહાનપણાથી લાડ પાળ્યાં, માતા પરમ ઉદાર. ૩
જશોદા એમ જાણતી, એ કુંવર માહારો કાહાન;
પ્રેમ તેહેનો શું કહું, અહરનિશ માહારું ધ્યાન. ૪
એક ક્ષણ નહીં કરે અલગો, લડાવ્યાં બહુ લાડ;
મધ-વીંટી જેમ રહે માખી, આંબા પાછળ વાડ. ૫
અન્યાય મેં કીધો ઘણો, લાવ્યો રાવ,
દુહુવ્યો નહીં મુને દેવ જાંણી, ૬
એક સમે મેં ગોળી
માખણ માંકડાં

ભેદ ન પાંમી
ગોપીનો શો

## કડવું ૩

ગોપી-કેરા ગુણુ નહીં પારજી,
પરમ તે વલ્લભ વ્રજની નારજી;
નિત્ય પ્રતે ઊઠી દરશણુ આવેજી,
નાનાં વિધનાં લાડ લડાવેજી. ૧

(ઢાળ)

લડાવે બહુ લાડ ગોપી, માહારા ગુણુનુ ગાંન;
ગૃહ તણાં સહુ કારજ મેહેલી, અહર્નિશ માહારું ધ્યાન. ૨
નાના જે હું કરું અન્યાય, ગોપિકા-ગૃહ—માંહે;
દહીં દૂધ સરવે નવનીત લેઈ, ફોડું ભાજન ત્યાંહે. ૩
માંકડાં ને ઘણાં નાહાનાં, બાલક મેહેલી ધાડ;
સૂનું ગૃહ ગોપિકા ભાળી, કરતો બહુ બંજવાડ. ૪
અન્યાય હું એમ કોટિ કરતો, પાંમતાં નહીં દુઃખ;
દરશણુ માહારું દેખતાં, તવ પામતાં બહુ સુખ. ૫
પ્રભાતે ગઉ ચારવા, વન જાતાં વાતો વેણુ;
ગૃહ-તણાં કારજ પરહરી, નીરખતાં આવી નેણુ. ૬
વિરહ-વાસૂર થાતાં વ્યાકુલી, આરત રૂદયા-માંઝ;
પ્રીત ઘણું તે પામતાં, જ્યારે આવતો હું સાંઝ. ૭

(વલણુ)

સાંજ વેલા આવતો હું, પ્રીત ગોપી પામતાં;
કલ્પાત તેણે કોટિ કીધાં, અમ્યો મધુપુર આવતાં. ૮

---

કડવું ૨

પ્રાણ-વલ્લભ ને દુ-કાંનજી;
ઓધવજીને કેહે શ્રી-કાંહાનજી.
પ્રાંણ તે માહારા ગોપી નંદજી;
જસોદા માતા સુખનો કંદજી. ૧

( ઢાળ )

સુખ કંદ માતા જસોદાને, ગોપી-વલ્લભ પ્રાંણ;
નંદ પિતા ને પરમ વલ્લભ, ગોપ ચતુર સુજાણ. ૨
તેહેના ગુણ હું શા કહું ?, કેહેતાં ન આવે પાર;
નાહાનપણાથી લાડ પાળ્યાં, માતા પરમ ઉદાર. ૩
જશોદા એમ જાણતી, એ કુંવર માહારો કાહાન;
પ્રેમ તેહેનો શું કહું, અહરનિશ માહારું ધ્યાન. ૪
એક ક્ષણ નહીં કરે અલગો, લડાવ્યાં બહુ લાડ;
મધ-વીંટી જેમ રહે માખી, આંબા પાછળ વાડ. ૫
અન્યાય મેં કીધો ઘણો, ગોપીની લાવ્યો રાવ,
દુહુવ્યો નહીં સુને દેવ જાંણી, દિન દિન અધિકો ભાવ. ૬
એક સમે મેં ગોળી ભાંજી, રેલાવ્યૂં દહીં દૂધ,
માખણ માંકડાં ખવાડયું, ભેદ ન પામી બુધ. ૭

( વલણ )

ભેદ ન પાંમી બુધ તેહેની, ગુણ ઘણા માતા-તણા;
ગોપીનો શો પ્રેમ કહીએ ?, વાત્સલ નંદ કરતા ઘણા. ૮

———

કડવું ૩

ગોપી-કેરા ગુણ નહીં પારજી,
પરમ તે વલ્લભ વ્રજની નારજી;
નિત્ય પ્રતે ઊઠી દરશણ આવેજી,
નાનાં વિધનાં લાડ લડાવેજી. ૧

( ઢાળ )

લડાવે બહુ લાડ ગોપી, માહારા ગુણનુ ગાંન;
ગૃહ તણાં સહુ કારજ મેહેલી, અહર્નિશ માહારું ધ્યાન. ૨
નાના જે હું કરું અન્યાય, ગોપિકા-ગૃહ—માહે;
દહીં દૂધ સરવે નવનીત લેઈ, ફોડું ભાજન ત્યાંહે. ૩
માંકડાં ને ઘણાં નાહાનાં, બાલક મેહેલી ધાડ;
સૂનું ગૃહ ગોપિકા ભાળી, કરતો બહુ ભંજવાડ. ૪
અન્યાય હું એમ કોટિ કરતો, પાંમતાં નહીં દુઃખ;
દરશણ માહારું દેખતાં, તવ પામતાં બહુ સુખ. ૫
પ્રભાતે ગઉ ચારવા, વન જાતાં વાતો વેણ;
ગૃહ-તણાં કારજ પરહરી, નીરખતાં આવી નેણ. ૬
વિરહ-વાસૂર થાતાં વ્યાકુલી, આરત રૂદયા-માંઝ;
પ્રીત ઘણું તે પામતાં, જ્યારે આવતો હું સાંઝ. ૭

( વલણ )

સાંજ વેલા આવતો હું, પ્રીત ગોપી પામતાં;
કલ્પાત તેણે કોટિ કીધાં, અમ્યો મધુપુર આવતાં. ૮

કડવું ૨

પ્રાણ-વલ્લભ ને દુ-કાંનજી;
ઓધવજીને કેહે શ્રી-કાંહાનજી.
પ્રાંણ તે માહારા ગોપી-નંદજી;
જસોદા માતા સુખનો કંદજી. ૧

( ઢાળ )

સુખ કંદ માતા જસોદાને, ગોપી-વલ્લભ પ્રાંણ;
નંદ પિતા ને પરમ વલ્લભ, ગોપ ચતુર સુજાણ. ૨
તેહેના ગુણ હું શા કહું ?, કેહેતાં ન આવે પાર;
નાહાનપણાથી લાડ પાળ્યાં, માતા પરમ ઉદાર. ૩
જશોદા એમ જાણતી, એ કુંવર માહારો કાહાન;
પ્રેમ તેહેનો શું કહું, અહરનિશ માહારું ધ્યાન. ૪
એક ક્ષણ નહીં કરે અલગો, લડાવ્યાં બહુ લાડ;
મધ-વીંટી જેમ રહે માખી, આંબા પાછળ વાડ. ૫
અન્યાય મેં કીધો ઘણો, ગોપીની લાવ્યો રાવ,
દૂહુવ્યો નહીં સુને દેવ જાંણી, દિન દિન અધિકો ભાવ. ૬
એક સમે મેં ગોળી ભાંજી, રેલાવ્યૂં દહીં દૂધ,
માખણ માંકડાં ખવાડયું, ભેદ ન પામી બુધ. ૭

( વલણ )

ભેદ ન પાંમી બુધ તેહેની, ગુણ ઘણા માતા-તણા;
ગોપીનો શો પ્રેમ કહીએ ?, વાત્છલ નંદ કરતા ઘણા. ૮

———

કડવું ૫

સાંભળ ઓધવ ! માહારા ભ્રાતજી,
વ્રજવાસીની શી કહું વાતજી ?
વિસ્તારતાં તે વીરા !, સાંમો થાએજી;
ગદ્દગદ્દ કંઠે કાંઇઅ ન કહેવાએજી. ૧

(ઢાળ)

કેહેવાએ નહી ગુણ ઘણા તેહના, ઓધવ ! સાંભળ વાત;
ગોકુલ વેગે પધારો, માહારા પ્રાણ–વલ્લભ ભ્રાત. ૨
વ્રજનારને માહારો સ્નેહે સબલો, વળી જનુની તાત;
ક્ષણ એક વિસારે નહી, સંભારે દિન રાત. ૩
તેહેના અંતસ્કરણ વાતે, માહારે વિષે નિરધાર;
માહારે ધ્યાને થઈ તન્મય, વ્રજ–તણી જે નાર. ૪
તેહેને સદેશો લેઇને, જાઓ ગોકુલ ગામ;
નંદ જશોદાને પ્રીછવો જઈ, કરી કોટિ પ્રણામ. ૫
જોગની કહી વાત તેહેને, શમાવો જઈ શોક;
તું વિના માહારે મિત્ર બીજો, કો નહીં ત્રિલોક." ૬
એમ કહી આપ્યાં વસ્ત્ર ભૂષણ, પ્રસાદી કંઠે માલ;
તુંહુંને દેખતાં તેહેના શોક જાશે, માલાથી તતકાલ. ૭

(વલણ)

એ માલાને દરશણ થકી, વ્રજવાસીનુ દુઃખ સહુ જશે;
આ રથે બેસી જાઓ ઓધવ, ગોકુલ જઈ સુખીઓ થશે. ૮

---

### કડવું ૪

ગોપ-સખાના ગુણ શા સંભારું જી ?
કહીંઆ કીધું માહારું તાહારું જી.
જે હું કેહેતો તે સહુ કરતાં જી;
સ્નેહ તે સબળો મુજ-પર ધરતાં જી. ૧

(ઢાળ)

ધરતાં સબળો સ્નેહ મુજ પર, જાણતાં નિજ પ્રાણ;
પ્રાતઃકાલે આવતાં સહુ, તેડવા મુંજ જાણ. ૨
ચારવા વન ધેનુ જાતાં, કરતાં નાના કેલિ;
વાતા વેણા વાંસલી, વલી નાનાવિધ ગુણ ગેલી. ૩
ભોજન કરતા માંહે બેશી, એક એકનાં લેઈ અન્ન;
પ્રેમનો એક કવલ લેતાં, પ્રસન્ન થાતું મંન. ૪
નાનાવિધનાં પુષ્પ લેઈને, માંહોમાંહે શણગાર;
વન-ધાતુનાં વલી ચિત્ર કરતા, ગુંજાના ઉર હાર. ૫
કંદુક-ક્રીડા કેલિ કરતા, ઊડણ—પાવડી જેહ;
માંહો-માંહાં મલ્લવિદ્યા, પરમ વલ્લભ તેહ. ૬
સાથી સઘલા શોભતા, વન વિષે વિવિધ વિહાર;
તે લીલા હું શી કહું રે ?, કેહેતાં ન આવે પાર ! ૭

(વલણ)

કેહેતાં પાર ન પાંમીએ, જે વ્રજલીલા અમ્યો ભોગવી;
વ્રજ વિના ચૌદ લોક માંહે, સુને જાણે કો જોગવી ? ૮

## કડવું ૫

સાંભળ ઓધવ ! માહારા ભ્રાતજી,
વ્રજવાસીની શી કહું વાતજી ?
વિસ્તારતાં તે વીરા !, સાંસે થાએજી;
ગદ્દગદ્દ કંઠે કાંઈઅ ન કહેવાએજી. ૧

(ઢાળ)

કેહેવાએ નહી ગુણ ઘણા તેહના, ઓધવ ! સાંભળ વાત;
ગોકુલ વેગે પધારો, માહારા પ્રાણ–વલ્લભ ભ્રાત. ૨
વ્રજનારને માહારો સ્નેહે સબલો, વળી જનુની તાત;
ક્ષણ એક વિસારે નહી, સંભારે દિન રાત. ૩
તેહેના અંતસ્કરણ વાતે, માહારે વિષે નિરધાર;
માહારે ધ્યાને થઈ તન્મય, વ્રજ–તણી જે નાર. ૪
તેહેને સંદેશો લેઈને, જાઓ ગોકુલ ગામ;
નંદ જશોદાને પ્રીછવો જઈ, કરીં કોટિ પ્રણામ. ૫
જોગની કહી વાત તેહેને, શમાવો જઈ શોક;
તું વિના માહારે મિત્ર બીજો, કો નહીં ત્રિલોક.” ૬
એમ કહી આપ્યાં વસ્ત્ર ભૂષણ, પ્રસાદી કંઠે માલ;
તુંહુંને દેખતાં તેહેના શોક જાશે. માલાથી તતકાલ. ૭

(વલણ)

એ માલાને દરશણ થકી, વ્રજવાસીનુ દુઃખ સહુ જશે;
આ રથે બેસી જાઓ ઓધવ, ગોકુલ જઈ સુખીઓ થશે. ૮

---

કડવું ૬

આના આપી સુંદર શ્યામજી,
ઓધવ ચાલ્યા કરી પ્રણામજી;
આનંદ પામ્યા ઉલટ અંગજી.
"કરુણા કરી મુને શ્રીરંગજી. ૧

(ઢાળ)

શ્રીરંગ મુજને કરી કરુણા, જાણીને નિજ દાસજી,
એકાંતે ઘણી કૃપા કીધી. ને આપી ગોકુલ આશજી. ૨
આટલા સહુ જાદવ મધ્યે, આણી મુજને સ્નેહ;
રહસ્યની સહુ વાત મુજને, કહી સરવે તેહ." ૩
કૃત-કૃત્ય નિજ જન્મ માની, આનંદ અંગ ન માએ;
શ્રીકૃષ્ણજીને રથે બેસી, ગોકુલ વેગે જાએ. ૪
શ્રીકૃષ્ણજીનાં વસ્ત્ર ભૂષણ, સોહે સુંદર અંગ;
માલા મેહેલી લટકતી, તે પ્રસાદી નવ-રંગ. ૫
સંધ્યા સમે વ્રજ પધારે, તેહેની શોભા કહી નવ જાએ;
પુષ્પ નાના રહ્યાં ફૂલી, સુગંધ શીતલ વાએ. ૬
ભ્રમર ગુંજારવ કરે, તાંહાં નાના પંખી વાણી;
કુંજ વન સોહામણી, મોર કલા-મંડિત જાણી. ૭

(વલણ)

કલા-મંડિત મોર નાચે, કોકિલા શબ્દ સોહાએ;
ચકોર ચાતક હંસ સારસ, મૃગ-તણાં મન મોહાએ. ૮

કડવું ૭ મું

સંધ્યા વેલા ગોપ ગોવાલજી,
વાએ વેણુનાદ વિશાલજી.
ધેનુને વાળી વ્રજ ભણી જાએજી,
ગોવિંદજીના ગુણ ગાએજી. ૧

( ઢાળ )

ગાએ ગુણ ગોવિંદજીના, અહર્નિશ હરિનું ધ્યાન;
વાએ મહુઅર વાંસલી, તેહેનાં લીએ ઊંચાં તાન. ૨
માંઢ ત્રાડે, ગાઓ હીસે, વાછરડાંના સાદ;
ગોપિકાને ઘેન દોહોતાં, દોહોણીના હોએ નાદ. ૩
એહેલી શોભા જોતા ઓધવજી તે, આવ્યા ગોકુલ મધ્ય;
ગોરજ માંહે પધાર્યા, તે ન જાણી કોણે સુધ્ય. ૪
આવી નંદને આગણે, રથ છોડયો ઓધવ વીર;
નંદજી શું મલ્યા પ્રેમે, સુર શિરોમણિ ધીર. ૫
કૃષ્ણજીનો ભક્ત જાંણી, કૃપા આણી માહી;
આરોગાવ્યા વિવિધ ભોજન, કરી સક્કર ખાંડી. ૬
સેજ વાલી ઓધવ બેઠા, આરોગે વલી પાન;
નંદ જશોદાનો ચેહે સબલો, પરમ વલ્લભ કાહાન. ૭

( વલણ )

---

## કડવું ૮ મું

નંદ જશોદા પૂછે વાતજી,
કુશલ, કોહોજી, બેહુ ભ્રાતજી?
વસુદેવ દેવકી જાદવ જેહજી,
મથુરાંવાસી કુશલ સહુ તેહજી? ૧

(ઢાળ)

કુશલ કોહો સહુ નગરવાસી, રામકૃષ્ણ બેહુ ભ્રાતજી;
વ્રજ કયારે સંભારે જે, પરમ વલ્લભ તાત? ૨
ગાય ગોપી ગોવાલ સાથી, ગોવરધન ગિરિ જેહ;
જમુનાં-તટ વન વૃંદાવન, પ્રભુ કયારે સંભારે તેહ? ૩
રમતનાં વલી ઠામ નાનાં, કુંજ, વટ, વન તાલ;
ગોપિકા શું પ્રેમ પૂરણ, સંભારે કોહો દયાલ? ૪
સાથી કયારે સાંભરે, જે સમ-વય સરખી જોડ?
જમણ લેઈને જતાં વન-માંહાં, કરતા કૌતક કોડ." ૫
ઓધવ કેહે, "આઈ! તમારી, શુધ લેવા મોકલ્યો હું આજ;
જે રૂદેથી નહી વિસરે, જે વ્રજ-લીલા-સુખ રાજ. ૬
કુશલ પૂછવા મોકલ્યો હું, તમારા કૃષ્ણ રામ;
અહર્ મુખ જપે ગુણનિધિ, તમારા ગુણગ્રામ. ૭

(વલણ)

તમારા ગુણગ્રામ નિશ્ચે, જપે જગદાધાર;
શાં દાન પૂરવે તમ્યો દીધાં? પુણ્યનો નહી પાર! ૮

કડવું ૯

માત જશોદા બોલ્યાં વાણજી,
"સાંભળો ઓધવ ! હિત-સુજાણજી.
કૃષ્ણજી તે કુંઅર કઠણ અપારજી,
વાટડી જોતાં લાતો વારજી ! ૧

( ઢાળ )

વાર લાતો વાટ જોતાં, કૃષ્ણ કઠણ કુમાર;
એણે શામલે કેમ સંભારયા?, માહારોજીવન પ્રાણ-આધાર ૨
એણે કૃષ્ણજી એક દિનથી, અમે રાખ્યાં કેતી વાર;
ધનુખ ભાંજી મલ્લ માર્યા, કર્યો કંસ સંઘાર. ૩
ગોવરધન ઉદ્ધરણ કીધો, ઈંદ્ર મોડ્યું માન;
પ્રલંબ ધેનુક તૃણાવર્ત બહુ, માર્યા દૈત્ય બલવાન. ૪
એ પરમેશ્વર સાક્ષાત નિશ્ચે, પ્રાક્રમનો નહીં પાર;
ચૌદ લોકનો રાજીઓ, આવ્યા ભૂતલ હરવા ભાર. ૫
નિશા ચારે પોહોર એણી પેરે, વદે કૃષ્ણ-કથાય;
ચરિત્ર સંભારી કુંઅરનાં ચાલ્યો આસુ પ્રવાહ. ૬
નંદ જશોદાની પ્રીત પૂરણ, જોઈ ઓધવ વીર;
જ્ઞાન જોગ ઉપદેશ કહીને, દીએ ધીર વેણ ધીર. ૭

( વલણ )

દીએ ધીર વેણ ઓધવ. પ્રીત જાણી તેહ તણી,
વલી વલી વાહાલી વાતડી તે, કૃષ્ણજીની કેહે ઘણી. ૮

---

- કડવું ૧૦ મું

ઓધવ બોલે, સાંભલ તાતજી.
કુંઅર તમારો જરાવિજ્ઞાતજી.
જે અંત કાલે કહી એક વારજી,
નામ લીએ તો થાએ ઓધારજી. ૧

(ઢાળ)

ઓધાર થાએ નામ લેતાં, પામે વૈકુંઠ ઠાંમ;
તમો અહરનિશ જપો છો, પ્રભુના ગુણગ્રામ. ૨
મોટું ભાગ્ય તમારું, કેહેતાં ન આવે પાર;
કંસ માર્યો પછી હું, પાલશે નિરધાર. ૩
આવશે અવિચલ અહીં એ, કૃપા આણી કાહાન;
ચૌદ લોક-માંહા રહ્યો વ્યાપી, નથી અલગો માન. ૪
ભક્ત—કારણ વસ્યા ભૂતલ, લીલા લલિત અપાર;
એહેને પિતા માતા કો નથી, એહને ભક્તનો પરિવાર. ૫
એ વિશ્વમાહે રહ્યો વ્યાપી, એની વિના નહીં કોએ;
સકલ વ્યાપક રહ્યાં પૂરણ, વલી અલગો હોએ. ૬
જલ ચંદ્ર જોગે દેખીએ, જેમ સોમ-બિંબ-પ્રકાશ;
ઇદુને નહીં અંબુ ભેદે, વ્યાપક તેમ અવિનાશ. ૭

(વલણ)

અવિનાશ તેમ યે વિશ્વમાંહાં, વિશ્વ છે એહ માંહે;
જ્ઞાન, જોગ અભ્યાસના, પ્રભુ પ્રગટ દીસે ત્યાંહે. ૮

કડવું ૧૧ મું

નંદજી વદે ને જશોદા માતજી,
"ઓધવ ! તાહારી મીઠી વાતજી.
પ્રભુજી કહીંએ ગોકુલ આવેજી ?
તાપ અમારા શોક શમાવેજી ? ૧

(ઢાળ)

શમાવે બહુ શોક વ્રજના, આવી જાદવ રાએ ?;
પ્રભુ-પાખે અમારું વ્રજ, ઘણું દુઃખીયું થાએ. ૨
શું નહીં આવે હવે કૃષ્ણજી ?, અમ્યો વિસાર્યાં હોઈ લોક;"
ઓધવ કેહે, "નંદ જશોદા, તમ્યો મેહેલો માયા ફોક. ૩
એ કૃષ્ણજીને મિત્ર શત્રુ, ઉચ્ચ નીચ સમાન;
સ્થાવર જંગમ રહ્યા વ્યાપી, સદા સુખી ભગવાન." ૪
નંદ કેહે, "એ સકલ વ્યાપક, ન દીસે કાંઈ દષ્ટ !"
ઓધવ કહે, "જ્ઞાન-ચક્ષુ-પાખે, અગોચર અદષ્ટ. ૫
જેમ કાષ્ઠ-માંહે વહનિ છે તે, પ્રગટ મથતાં થાએ;
તેમ કૃષ્ણ આરાધતાં, જીવ શિવ-વેહેરો જાએ. ૬
તમારાં મન કૃષ્ણ -ઉપર, નિશ્ચલ છે નિરધાર,
થોડે કાળે પામશો, તમ્યો, પ્રત્યક્ષ જુગદાધાર. ૭

(વલણ)

પ્રત્યક્ષ જુગદાધાર, તમો થોડે કાલે પામશો;
પ્રગટ થાતાં પીડ જાશે, વેદના સહુ વામશો." ૮

---

કડવું ૧૨ મું

હરિ–ગુણ ગાતાં રાત એમ જાએજી,
ચરિત્રને કેહેતાં તે પ્રાત થાએજી.
ગૃહે ગૃહે ઊઠી વ્રજની નારીજી,
દીપક કીધા ઉદ્યોતકારીજી. ૧

( ઢાળ )

ઉદ્યોત કીધા દીપક મંદિર, ગોવિંદના ગુણ ગાએ;
દધિમંથન પ્રેમે કરે, તેની ધ્વનિ ગગને જાએ. ૨
ગૃહ–કારજ કરતાં કામની, અહર્નિશ હરિનું ધ્યાન;
મહી વલોવે માનુની, શ્રીકૃષ્ણ–ગુણ–ગાન. ૩
ખલકે કંકણ નાદ નેહવર, ઝાંઝરનો ઝમકાર;
કટિ–મેખલા કિંકિણી વાજે, ઘૂઘરા ઘમકાર. ૪
કુંડલ ઢલકે કરણનાં, લલકે હૃદયા હાર,
રત્ન–આભ્રણ જ્યોત દીસે, મલી હોએ ઝાતકાર. ૫
દોહોણાના શબ્દ હોએ દોહોતાં, ગાનનો શબ્દ જેહ;
વૃષભ–કેરું ત્રાડવું, ગૌ–રવ હીસારવ નેહ. ૬
સરવ શબ્દ એકીભૂત થઈને, ધ્વનિ બ્રહ્માંડે જાએ;
શ્રીકૃષ્ણજીનાં ચરિત્ર ગાતાં, આનંદ અંગ ન માએ ૭

( વલણ )

નહીં માએ આનંદ અંગ ગોપી, દધિ–મંથન પ્રેમે કરે;
શ્રીકૃષ્ણજીને હૃદેથી, ક્ષણ એક ગોપી ન વિસરે. ૮

———

કડવું ૧૩મું

દધિ-મથન કરંતી વ્રજની નારીજી,
ગુણ તે ગાએ કુંજબિહારીજી.
પ્રેમે તે પૂરો મન આનંદજી,
એક તે વાહાલો પ્રાણ ગોવિંદજી. ૧

( ઢાળ )

પ્રાણ ગોવિંદ વાહાલો, શ્રીકૃષ્ણ-કથા ગુણ-ગાન;
તેહના હૃદે માંહે રમ્યો, વ્યાપી એમ શ્રીભગવાન. ૨
સાહામા-સાહામી રહી ગોપી, દધિ-મંથન કરે નાર;
ગોવિંદના ગુણે થઈ તન્મય, પ્રેમનો નહીં પાર. ૩
મહી મલ્યૂં તે ન જાણે, ભીની રહી ગુણ ગોપાલ;
આનંદના તે સિંધુ માંહે, પ્રેમે ઝીલે વ્રજ બાલ. ૪
ઓધવજી તેહેનો પ્રેમ સુણીને, પરમ આશ્ચર્ય થાએ;
"ધનધન ભાએગ ગોપિકાનૂં, અહર્નિશ હરિગુણ ગાએ. ૫
કૃષ્ણજીની કથા પાખે, ન બોલે કાંઈ બોલ;
એ ગોપીનો પ્રેમ જોતાં, કો નહીં સમતોલ." ૬
આંગણે આવ્યાં રથ દીઠો, નંદજી ને દ્વાર;
નૌતમ રથ રામાએ દીઠો, વિચારે સહુ નાર. ૭

( વલણ )

વિચારે સહુ નાર મલીને, એ રથ અક્રૂરનો સહી;
ફરી એ વ્રજ શાને આવ્યો ?, કારણ પ્રીછાએ નહીં. ૮

---

## કડવું ૧૪ મું

અબલા બોલે વંચન વિચારીજી,
ટોલે મલી ત્યાં વ્રજ-નારીજી,
એ રથ અક્રૂર મનમાંહાં આંણીજી,
શાને આવ્યો કારણ જાણીજી ? ૧

( ઢાળ )

કારણ જાણે જો સુંદરી, કોહો શાહાને આવ્યો એહ ?;
એક સખી કેહે,' સાંભલો, એહેને હૃદે જાણ્યો જેહ. ૨
એણે પ્રાણ પેહેલા હરી જઈ ને, મરાવ્યો તાંહાં કંસ;
જાદવને સુખીઆ કર્યા, સહુ આનંદ્યો જદુ વંસ. ૩
હવે પિંડ લેવા આવીઓ, અક્રૂર પાપી આજ;
આપણે પિંડે પિંડ કરસે, કીરટૂં કંસરાજ. ૪
સ્વામી-કેરું શ્રાદ્ધ કરવા, લહ્યો પાપી જાણ;
એ પિંડ લેવા આવીઓ, જેમ પ્રથમ લીધા પ્રાણ. ૫
પહેલે કાળે એહ ફાવીઓ, વલી આવીઓ શીઘ્ર આજ;
શાન-વોહોણો શું કરે છે, નથી એહેને લાજ ! ૬
આપણૂં કોણ પાપ પ્રગટૂં, ગયાં સઘલાં સુખ;
જોઈ રથ નંદ-આંગણે, વ્રજ-વધૂ પામી દુઃખ. ૭

( વલણ )

વ્રજવધૂ ઘણું દુઃખ પામે, અધ્યાય છેતાલીસ થયા;
તેણે સમે ઓધવ પ્રાતઃસાહી વ્રજમાંહે પાઓ-ધારીઆ. ૮
[ અધ્યાય ૪૬, પદ ૧૫૩૯ ]

---

કડવું ૧૫મું

વ્રજ-વધૂ એહેવૂં વિચારેજી,
તેટલે ઓધવ વ્રજ પાઉધારેજી.
પ્રાતઃ સારીને આવ્યા વીરજી,
ભૂધર દરશણ શ્યામ શરીરજી. ૧

( ઢાળ )

સુંદર શ્યામ શરીર જોઈને, લજ્જા પામી-નારી;
બાઈ! એ કો દીસે કૃષ્ણ સરખો, કૃષ્ણનો શૃંગારી. ૨
પેહેરણે પીતાંબર ભલાં રે, કુંડલ લલકે કાન;
મુગટ શીશ સોહામણો, તેહેની જ્યોત સુરજ સમાન. ૩
માલા કંઠે લલકંતી, વનમાલા રલતી પાએ;
મણિ માણેક રત્ન મુક્તા, શોભા કહી નવ જાએ. ૪
બાંહે અંગદ બેહેરખી, કટિ-મેખલા રણકાર;
વસ્ત્ર ભૂષણ હરિ-પ્રસાદી, દીસે એ નિરધાર. ૫
લલિત લોચન મધુર વાંણી, તિલક શોભિત ભાલ;
આવે બાહે લોડાવતો, સગી ચપલ નેણ વિશાલ. ૬
એ કોઈ મિત્ર શ્રીકૃષ્ણજીનો, આવ્યો ગોકુલ ગામ;
સંદેશો કહી મોકલ્યો, સહી હશે સુંદર શ્યામ! ૭

( વલણ )

મોકલ્યો સુંદર શ્યામ નિશ્ચે, મિત્ર નિજ મથુરા થકી;
એહેવૂં વિચારીને સુંદરી, સરવ ઓધવને પૂછે નકી. ૮

———

## કડવું ૧૬ મું

ઓધવને વીંટી રહી વ્રજનારીજી,
વચન વિવેકી બોલે વિચારીજી.
"કોહો, કેમ આવ્યા? કાહાં કાંમજી?
કાંહાં વસો છો? કોહો નિજ નામજી? ૧

( ઢાળ )

નિજ નામ કહીએ, મરમ લહીએ, [પૂછે વ્રજની નાર;]
અમ્યો જાંણીએ છું મિત્ર, શ્રીકૃષ્ણના નિરધાર. ૨
શ્રીકૃષ્ણજીના પરમ વલ્લભ, અમ્યો માન્યૂં એમ;
એકાંત છે, સહુ કોહો અમને, કૃષ્ણ કુશલી ખેમ? ૩
તમો નંદ જશોદા ભણી, શું મોકલ્યા છો? વીર!
એણે પરમ વલ્લભ પિતા માતા, સુંદર શ્યામ શરીર." ૪
ઓધવ કેહે, "બાઈ! મિત્ર હરિનો, મોકલ્યો તમ પાસ,
કુશલ કેહેવા આપણું જે, કંસ કીધો નાશ. ૫
સબલ સાંઈ કૃષ્ણજીએ, કાહાવ્યૂં છે મુજ હાથ;
કરી કરુણા કૃષ્ણજીએ, સંભારી સહુ સાથ. ૬
જવ માત્ર વિસાર્યું નથી, કોઈ સખા ગૌ ગોવાલ,
અહર્નિશ વ્રજની વારતા, તે કરે દીન-દયાલ. ૭

( વલણ )

દીન-દયાલ પ્રતે વ્રજની, વારતા પ્રેમે કરી,
આવ્યાં થઈ એક રાત્ર મુજને, મોકલ્યો મુને શ્રીહરિ." ૮

---

કડવું ૧૭

પછે વ્રજ-વનિતા બોલે વાણુજી,
" ઓધવ ! તમારે ચિત્તવર જાણુજી.
નંદ જશોદા ધીરવણુ દેવાજી,
લેઈ સંદેશા આવ્યા કેહેવાજી ? ૧

( ઢાળ )

કેહેવા સંદેશા આવિયા, શું ન આવે સુંદર શ્યામ ?
પ્રજા પોતાની વીસરી, શું રહ્યા મધુપુર ગામ ? ૨
એહેને અમારે શી પૂરણ, નાતે સરખૂં જાણુ;
વિસારી વ્રજ, ગયો મથુરા, પરમ વલ્લભ પ્રાણુ ૩
સ્રી પુરુષની પ્રીતને, સહુ સ્વારથ નિરધાર;
અર્થ હોએ જાહાં લગે, તારાં લગે વલ્લભ નાર. ૪
જેમ ભ્રમર લેઈ મકરંદ પુષ્પનો, તજી તતક્ષણ જાએ;
વલી અન્ય પુષ્પનો પરિમલ ગ્રેહેવા, તેહેની મનસા થાએ. ૫
કોએ પ્રજા પાલે રાએ પ્રેમે, કરે અહરનિશ સાહાયે;
અરિષ્ટ દેખે રાએથી, તો પ્રજા ઊઠી જાએ ! ૬
ભોજંગ તન જેમ જાર છંડે, નિર્ધની ગણિકા નાર,
આચાર્યને વિદ્યાર્થી, જ્યારે વિદ્યા પામ્યો પાર. ૭

( વલણુ )

વિદ્યા પામ્યો પાર જ્યારે, આચાર્યને સહી તજે;
ફલફૂલ-વંણુ તે વૃક્ષ દેખી, પક્ષી જન તે નહીં ભજે. ૮

---

## કડવું ૧૮ મું

વિરહિણી બોલે કામ-પ્રજ્વલીજી,
ઓધવ સાંભળો એ વનમાલીજી.
ક્ષણ નહીં રેહેતો એ અમ ટાલીજી,
વ્રજને મેહેલી મથુરા પાળીજી. ૧

(ઢાળ)

પાળી મથુરાં પ્રભુ જઈ, તજી વ્રજનો વાસ;
જેમ દહન-વન હરણી તજે, તેમ કર્યું શ્રીઅવિનાશ! ૨
વળી જાર જેમ પરનાર ભોગવી, એને છાંડી જાએ;
સૂકું સરોવર તજે સારસ, જલ ભણી લે પલાયે. ૩
અતીત આહાર લગે ઊભો, રહે ગૃહસ્થને દ્વાર;
વર્યા ઋષિ જેમ લેઈ દક્ષિણા, તજે તેણી વાર. ૪
તેમ એ કૃષ્ણજી ગોપિકાને, ગયા છોડી આજ;
વિરહ-વ્યાકુલ થઈ વનિતા, ગઇ સઘલી લાજ. ૫
નિર્ભય થઈ ગુણ ગાએ ગોપાંગના, તજી શ્રેહેવા કાજ;
ઓધવ-પાખલ પરવરી, સહુ રહી વનિતા રાજ. ૬
સ્વારથી એ કૃષ્ણ કાંમી, ગયો મથુરા માંહે;
ઓધવજી! હરિ નહિ આવે, શું રહ્યા વલગી ત્યાંહે? ૭

(વલણ)

રહ્યા વલગી કૃષ્ણજી ત્યાંહાં, હવે અહીં આવે નહીં?
વિસારી અમ્યો સુંદરી, એ સ્વારથી નિશ્ચે સહી! ૮

## કડવું ૧૯ મું

વિરહે પ્રજ્વલી અબલા બોલેજી,
વચન વિવેકી અમૃત તોલેજી.
પ્રેમે તે ઉલટયો ગુણ સંભારીજી,
દેહ-સુધ ભૂલી વ્રજની નારીજી. ૧

( ઢાળ )

વ્રજનારની સુધ ગઈ દેહની, મેહેલી ઓધવ લાજ;
વિરહાનંદ-માંહાં રહી ભીની, સમરી ગુણ મહારાજ. ૨
બોલવા નહીં હવી સમરથ, વહે નયણે નીર;
ત્યારે ત્યાંહાં એક ભ્રમર પ્રગટયો, શ્યામ તેહનું શરીર. ૩
પીત વદન સોહામણું, તે કરે બહુ ગુંજાર;
વળી થાએ ઊંચો, થાએ નીચે, જાંહાં ઊભી વ્રજનાર. ૪
તે ભ્રમરને મષાંતરે, ઓધવ-પ્રતે કેહે વાણી;
સ્પર્શે ચરણ મા કર મધુકર !, રહે અલગો જાણી. ૫
મથુરાં તણી તે ચતુર નારી, કુંકમ કંજનુ જેહ;
માલા-તણો મકરંદ લેતાં, મૂછે લાગો તેહ. ૬
હવે ભૂષણ ભ્રમર તાહારો, સપત્નીને સંગ;
દેખાડવા તોરું વદન રાતું, આવ્યો વ્રજમાંહ ભૃંગ. ૭

( વલણ )

અડીશ મા ભાઈ ! રહે અલગો, જાણી તાહારી વાત;
ઘર-થકી જેહેના ધણી ધૂરત, ભલો કેમ હોએ ભ્રાત ? ૮

---

### કડવું ૨૦ મું

અબલા બોલે મધુરી વાણજી,
સાંભલ ભમરા! ચતુર સુજાણજી.
પ્રીછી તાહારી સઘલી વાતજી,
કૈતક-કપટી તાહારો બ્રાતજી. ૧

( ઢાળ )

બ્રાત તાહારો અરે ભમરા! કૈતવ કપટી જાણ;
એક વાર પાઈ અધર અમૃત, હરી લીધા પ્રાણ! ૨
ઠાકોર તાહારો ઘણો લંપટ, ગયો મથુરા-માંહિ;
નગર-નારની ચાતુરી, જોઈ રહ્યો મોહી ત્યાંહિ. ૩
ઘર-થકી ધૂતારડો, કરી કપટ-લીલા જાણ;
નાહાનપણથી નેહ બાંધ્યો, લલિત કોમલ વાણ. ૪
યુવા થઈને ગ્રહ્યું જોબન, રમાડયા અમ્યો રાસ;
સ્વારથીની પેરે કરી કૃષ્ણે, હવે કીધી નિરાશ. ૫
નવી નાર દેખે ત્યાંહાં ઠરે, એહેવા લંપટ હોએ જેહ;
લક્ષ્મી, શું જાણી એહેને, ભજે નિત્યે તેહ? ૬
એહેવાં મધુકર! ચરિત્ર એહેનાં, શું કરે તું ગાન?
એ ઘણા કાલનો કઠણ જનો, કપટ શામલ વાન. ૭

( વલણ )

કપટ શામલ વાન એહેનો, ગૃહે સગો સમંધી કો નહીં;
એહેને જે કો રહ્યો સેવી, ગૃહસ્થાશ્રમ મેહેલ્યા સહી! ૮

કડવું ૨૧ મું

ઘર થકી મેલ્યા સનત્તકુમારજી,
ગૃહસ્થાશ્રમનો નહી વેહેવારજી.
એહેનર ગુણને લાગ્યો જેહજી,
માણસ-માંહાંથી ટાલ્યો તેહજી. ૧

(ઢાળ)

માણસ-માંહાંથી તેહ ટાલ્યા, તે ફરી ન પામે દેહ;
સંસારનાં સુખ ન જાણે તેહ, જેહેને એ-શું સ્નેહ. ૨
અમ્યો ત્યાંહાં ગૃહ રહ્યાં માડી, ઝૂરું પણ દિન રાત;
એ કૃષ્ણજી મોહતી કાલી, વિસરે નહીં વાત. ૩
અરે મધુકર! તું શાયની શ્રી આગળ, જઇ કર ગાંન;
ત્યાહારું વાંછ્યૂં આપશે, તું માગશે જે દાન. ૪
અનેરી શ્રી જે કો એહેને, સાહામૂં જોશે તેહ;
સંસારનાં સુખ મૂકશે, વશ થશે એહેને દેહ. ૫
લક્ષ્મી એહેની દાસડી, થઈ કરે સેવા ચરણ;
બીજે કહીં નહીં જાવા પામે, ગયાં જેહેને શરણ. ૬
એ ભ્રમર! અમ શિર ચરણ મેહેલી, નૃત્ય કરે કોણ રીત?;
મુજ મનાવા મુખ ગાન કરતો, કપટની શી પ્રીત? ૭

(વલણ)

કપટની શી પેર? ભ્રમરા!, ચાતુરી શીખ્યો કાંહાં?
હવે અમ્યો એહેની, વાહીને જાઉં ભૂલમાંહા. ૮

કડવું ૨૨ મું

ગ્રેહે-સંતાપી વ્રજની નારીજી,
દુઃખ મન પામે સ્નેહ સંભારીજી.
સ્વજન સંભાર્યાં અમને વિસારીજી,
જદુ-કુલ-માંહાં કીરત વધારીજી. ૧

(ઢાળ)

વધારી એણે કીરત જઈને, મલ્યો જદુ-કુલ-માંહે;
સુંદર નારી નગરની જોઈ, રહ્યો વલગી ત્યાંહે. ૨
અમ્યો કુલ આહીરડાં, કાંઈ નવ લહું, સરલ સભાવ;
નગરનારી. ચતુર પ્યારી, જાણે નાના ભાવ. ૩
તેહેને ભાવે રહ્યો મોહી, વિસારી વ્રજનાર;
માંડ મધુકર મોકલ્યો, કરી કપટ નંદકુમાર. ૪
એ નંદનો ગોવાલીઓ, ભલો થઈ બેઠો આજે;
વૃંદાવન ગઉ ચારતો, સહુ રાખતા એહની લાજે. ૫
અમ્યો સ્વજન સહુનો સ્નેહ મેહેલી,ભજ્યાં એહેનાં પાએ;
તો કાહાન મધુકર મોકલે, દુઃખ દાખવા એ ન્યાયે ? ૬
પ્રથમ પ્રોઢી પ્રીત કરીને, પ્રાગર કાઢયાં કાહાન;
કાલા સઘલા હોએ કૂડા, કપટ સામલવાન. ૭

(વલણ)

કપટ શ્યામલ વાન નિશ્ચે, અહિ પયપાન કરાવીએ;
ક્ષણ-માંહે બીજી કરેલી પ્રીત, ઘણું લાડ લડાવીએ. ૮

---

કડવું ૨૩ મું

નિંદા-સ્તુતિ ત્યાંહાં વિરહિણી બોલેજી,
કપટી એહેવો નહીં કૃષ્ણ તોલેજી.
કઠણ હૃદે તે કાંમિનીનૂં જાણીજી,
નિશ્ચે મનમાં મધુકર આંણીજી. ૧

( ઢાળ )

નિશ્ચે મનમાં આંણી મધુકર, સીજિતની ચે પેર;
સરવસ છાંડી હરિ ભજે, કાં ન લહો બીજે મેર ? ૨
તે તજી અમને, ગયો મધુપુર, કપટની કરી પ્રીત;
અનાથ અબલા હાથ મૂકી, જીવૂં કેહી રીત ? ૩
પ્રાણ પૃથ્વી પડયા બેહુ, હું કરું કોણ ઉપાએ ?;
કૃષ્ણ-પાખે કેમ રહું ?, એમ જીવ દુઃખીઓ થાએ. ૪
સ્રી-જિતનૂ એ પારખું, તેહેને દયા નહીં દુષ્ટ દેહ;
એણે પાન કરતાં મારી મારી. કઠણ નિર્દય એહ. ૫
ભૃગુ-વંશ-માંહે અવતરી, પરશુરામ વિક્ષાત;
કઠણ ક્રૂર એણે કરમ કીધું. મારી નિભ્રાંતની માત. ૬
અપર માતાનો અંત કીધો, કર્યું મોટું કરમ;
હત્યા નહીં ધરી હઇઆ-માંહે, એહેવો રાખ્યો ધરમ. ૭

( વલણ )

એહેવો ધરમ તહીંએ રાખ્યો, કથા એહેની છે ઘણી;
રામ-અવતારે દમી સીતા, કથા સાંભલ તેહે તણી. ૮

---

કડવું ૨૪ મું

ત્રેહની વેધી બોલે બાલીજી.
મધુકર ધૂરત એ વન ચાલીજી.
સ્રીને લોભે ચાલ્યા ત્યાંહેજી,
જગ્ન જનકનો પ્રારંભ જાંહેજી. ૧

( ઢાળ )

જાંહાં જગ્ન માંડયો જનક રાજા, ગયા વેગે રામ;
કઠણ કોદંડ કર્યું કટકા, શ્રીજિત સુંદર શ્યામ. ૨
સુંદર પાંમ્યા સુંદરી, લેઈ ગયા વન-મૂઝાર;
ત્યાંહાં શૂર્પનખાનુ નાક વાઢ્યું, એહેવો દુષ્ટ અપાર ! ૩
વિહાર કરતાં વન વિષે. એક સમે રાવણ-દુષ્ટ;
સીતાજીને હરી ગયો, એહેવો લંકાપતિ પાપીષ્ટ. ૪
શ્રીજિત હીંડે શોધતો, રીંછ-વાનર-શું કરે પ્રીત;
વણ-અપરાધે વાલી માર્યો, કરી એહેવી રીત. ૫
સુગ્રીવની સ્રી વાલવાની, અપાવી તત્કાલ;
પછે પાંચ વાનર મોકલ્યા, તેણે સીતા લેવા ભાળ. ૬
સાહેર બાંધ્યો પાજ પાહાણે, વાનર-સૈન્ય સંઘાત;
રાવણ મારી, રાજ તેહેનું, આપ્યુ વિભીષણ ભ્રાત. ૭

( વલણ )

વિભીષણને રાજ આપી, સીતા વાળી લાવીઆ;
પછે તેહેનો ત્યાગ કીધો, જો રાજ પોતે પામીઆ ! ૮

---

કડવું ૨૫ મું

મધુકર કાલો મોહંતી જાણેજી,
પાશ નાખીને તો પરવશ આંણેજી.
સ્નેહ સ્વજનનાં સરવ મૂકાવેજી,
ભવ સુખ મઘલાં ભ્રાત તજાવેજી. ૧

( ઢાળ )

તજાવે સુખ સકલ ભવનાં, વસાવે વંન મધ્ય;
એહેને જે કોઈ આશર્યા, તેહેની ગઈ ભવની રિધ્ય ! ૨
પ્રીયવ્રત સરખા રાજ મેહેલી, ગયા અરણ્ય મુંઝાર;
નાના અન્નનો સ્વાદ મેહેલી, કરે વન-ફ્લ આહાર. ૩
એહના ગુણને રહી લાગી, લક્ષ્મી સરખી નાર;
મોહનીએ વશ કરી રાખી, મન વસ્ત ગ્રહી મોરાર. ૪
એહેના ફંદ-માહે પડે જે જન, તજે સુખ સંસાર;
સ્વજનાદિકથી વિરક્ત થાએ, જાએ અહંકાર. ૫
જદપિ અમ્યે એમ જાંણું છું, પણ મેહેલ્યે એ નહીં જાએ;
ગૃહસ્થી છું, પણ ભવ-તણા સુખ, હલાહલ તે થાએ. ૬
નગરનારી મોહ પામી, કેમ મેહેલશે પરિવાર ?
પણ મધુપ ચેને ગુણેથી, સુખ ચૂકશે સંસાર. ૭

( વલણ )

સુખ ચૂકશે સંસાર સરવથા, એહેને ગુણ તે તજ્યે કરી;
દુસ્તર માયા કૃષ્ણજી, કેમ ઊતરે ભવ-નિધિ તરી ?

---

કડવું ૨૬ મું

શ્રી–જિત–કેરો એહ પ્રકારજી,
સ્વારથ–વેલા વલ્લભ નારજી,
સ્વાદ લેઈ જેમ મધુકર જાએજી,
શ્રીકૃષ્ણજીનો એહેવો ન્યાએજી. ૧

( ઢાળ )

ન્યાએ એહેવો કૃષ્ણજીનો, પ્રથમ કરીને પ્રીત;
મધુર વચને મોહ પમાડી, કરે એહેવી રીત. ૨
જેમ વ્યાધ વનમાંહા ઘંટ વાએ, મૃગણી મોહે નાદ;
પછે તેહેનો પ્રાણ લીયે, દયા મેહેલી પ્રમાદ ૩
આપણ મેહેલ્યાં જીવતા તે, લાભ માનો નાર;
કામીજન તે કઠણ હોએ, દયા નહીં તેહેને દ્વાર. ૪
વલી દાન આપે કાગને, પછે ભક્ષ કાજે જેમ;
ઠણકા મારે ઠણકતો, કૃષ્ણજીએ કીધૂ તેમ ૫
બલિ બાપડો જગ્ન કરી યજતો, જઈને જાચ્યૂ દાન;
કપટ કરીને છેતરયો, ધરી રૂપ વામન કાહાન ! ૬
મધુર રસનાં વચન કોમલ, નાના–વિધના ફંદ;
પાશ નાખી કરે પરવશ, એહેવા ગુણ ઘણા ગોવિંદ. ૭

( વલણ )

એહેવા ગુણ ગોવિંદના, એહેના પાશથી છૂટે નહીં;
કાલા મધલા હોએ કૂડા, કપટ–ભંડારી સહી. ૮

---

કડવું ૨૭ મું

વ્રજની બાલી બોલે વાણીજી,
મન હરી લીધાં સારંગપાણિજી.
અમ્યોને વિસારયાં નંદકુમારજી,
એણી પેરે વિલપે વ્રજની નારજી. ૧

( ઢાળ )

વ્રજનાર વિલપે, નીર ભરીયાં, નયણે આંસુ-ધાર;
કૃષ્ણજી શું સંભારે ?, આહીરડાં અમ્યો નાર ! ૨
ત્રઈલોક જેહેને વશ વરતે, રામા હૃદયા-મૂઝાર;
ભૂર અમ્યો ભરવાડીયાં, કેમ સંભારે મોરાર ? ૩
એહનાં રૂપ ગુણ લાવણ્ય દેખી, મોહે ચૌદે લોક;
એહેના ગુણને આશરે, તેહેનો ગયો ભવનો શોક. ૪
અહો એહેને ગુણે લાગી, રહૂ છૌં વ્રજનાર;
અહો દાસી છું જદુનાથજીની, તે જીવન જુગદાધાર. ૫
કાંઈ ઊગરયું અમુને નથી, પ્રભુ હવે બને દયાલ;
તે કયાંહાં ગયો રે ? મધુકર !, થયો કઠણ એ ગોપાલ. ૬
એ ભાગ્ય ઉધ્યાં અમ તણાં, તે કઠણ થયા વ્રજરાયે;
ટલવલતી તજી ગયા મધુકર, વસ્યા મથુરાં-માંહે ૭

( વલણ )

વસ્યા મધુપૂર કૃષ્ણ જઈને, કઠણતા અમ-શું કરે ?
દયા ક્યાહાં ગઈ કૃષ્ણજીની !, નારી નયણે જલ ઝરે. ૮

## કડવું ૨૮ મું

શુકજી કહે સાંભલ રાએજી,
વેહે ગોપીનો કહ્યો નવ જાએજી.
ભમરો ભમતો આયો જાએજી,
વલી ફરી આવે વ્રજ-વધૂ માંહેજી. ૧

(ઢાળ)

વ્રજ-વધૂ-માંહાં ફરી આવ્યો, વદે વલતી નાર,
આશકા જઈ આવ્યો મથુરા, મોકલ્યો મોરાર. ૨
આપ કાજ શું મોહ એહેને, લાવો કાંઈ સંદેશ;
'પધારો [ કેહે અંગના ], તહ્મો મોકલ્યા પરમેશ. ૩
આવો ચરણ જુહારીએ, તહ્મો દૂત જાદવરાએ;
મધુપને ઘણું મોહોત દીધું, ભલે કીધી સાહે. ૪
કોહો જે કહાવ્યૂં કૃષ્ણજીનૂં, સંદેશો હોએ જેહ;
આ કહો જે તે આપીએ, દુઃખ કાપીએ અમ દેહ. ૫
કાંઈ મધુકર! અમ કને, રખે રાખતો સંદેહ;
જે માગશો તે આપશું, ઘણું વહ્લભ હરિજન તેહ. ૬
કેહે રે મધુકર! મિત્ર હરિના, કુશલ કૃષ્ણ પ્રકાશ ?
સાંભલતાં સુખ ઉપજે, તું પરમ હરિનો દાસ. ૭

(વલણ)

તું પરમ હરિનો દાસ મધુકર!, કુશલ કૃષ્ણજીનૂં કેહે:
ગુરુ કુલ ભણી, તે પધાર્યા પ્રભુ સુખે મધુપુર-માંહે રેહે. ૮

---

કડવું ૨૯ મું

વ્રજ-વધૂ પૂછે સરળ સમાચારજી,
"ક્યારે સંભારે વ્રજની નારજી ?
નંદ જશોદા જનુની તાતજી,
ક્યારે કરતા તેહેની વાતજી ? ૧

(ઢાળ)

ક્યારે કરતા વાત વ્રજની, જીવન પ્રાણ—આધાર;
તમ્યો ત્યો છો નિકટવર્તી, ઓધવજી ! નિરધાર. ૨
કોહોજી ક્યારે આવશે, એ કુંઅર નંદનો જેહ ?
એકાંત જે હોયે કહ્યું કૃષ્ણે, કોહો મધુકર તેહ. ૩
વૃખભાન-તનયા પરમ વલ્લભ, રંગે રાતી નાર;
ક્યારે કોહો સંભારતા તેહેને, સુંદર નંદ-કુમાર ? ૪
મોર-પીંછનો મુગટ મોહન, ગુંજા વળી વનમાલ;
વાંસળી જે પરમ વલ્લભ, સંભારે શું દયાલ ? ૫
સુંદર ત્રટ જમુના-તણું, ને સુંદર વૃંદાવન;
મૃત્ય-વોહોણી દાસડી અહ્મો, સંભારે પ્રભુ મન ? ૬
વ્રજવાસી ક્યારે સંભારે ?, ગૌ-વૃંદ વળી ગોવાલ ?
ગોવરધનનાં શિખર સુંદર, સુંદર સુંજ વિશાલ. ૭

(વલણ)

સુંદર સુંજ વિશાલ મધુકર ! મોહનજી ક્યારે સંભરે ?
પ્રેમે પૂછે પ્રેમદા, તે મધુપને મખાંતરે. ૮

---

## કડવું ૩૦ મું

આચરજ જોઈ ઓધવ વીરજી;
ગોપી પ્રશંસા બોલે ધીરજી,
ભક્ત અનોપમ વ્રજની નારજી,
એહેના પુન્યનો કહીંએ ન પારજી. ૧

( ઢાળ )

પ્રેમદાના પુન્યનો, નહીં પાર જાણી મન;
દૂત કહે સરવ ગોપિકાને, "તમો સ્ત્રી ધંનધંન ! ૨
ભાગ્ય–નિધિ તમો ભામની, જે ગ્રહ્યો નિશ્ચે બ્રહ્મ;
ચૌદ લોકે પૂંજ થઈ, તમે તજ્યાં સઘલાં ભરમ. ૩
એક પરમેશ્વર વિષે, મન તમારુ નિરધાર;
પિતા માતા પુત્ર ભ્રાતા, તજ્યો સ્નેહ પરિવાર. ૪
જોગ જપ તપ જગ્ન તીરથ, દાન વ્રત વલી ધ્યાંન;
તેણે તે ફલ પાંમીએ, તે તમ્યો પામી કાંહાંન ! ૫
જ્ઞાન ભક્તિ વૈરાગ્ય યોગે, જન્મ મરણ દુઃખ જેહ;
પ્રેમદા તહ્યો સુખે વામી, થઈ નિરમલ દેહ. ૬
જોગેશ્વરને દુર્લભ દરશણ, તહ્યો પામ્યાં નાર;
સકલ તત્વનુ તત્વ તે હરિ, ચરણ સારોદ્ધાર. ૭

( વલણ )

હરિ ચરણ સારોદ્ધાર પામ્યાં, તહ્યો નાર સૌભાગ્યણી;
સૌભાગ્યનો નહીં પાર જેહેને, વાહાલો થયો વૈકુંઠ ધાણી. ૮

---

### કડવું ૩૧ મું

ઓધવ બોલે વચન વિચારીજી,
"ભાગ્યનિધિ તે તહો વ્રજનારીજી:
સ્થિર બુદ્ધિ નિશ્ચે એક તમારીજી,
ચરણ પ્રભુનાં રહી ઉર ધારીજી. ૧

( ઢાળ )

ઉર ધરી રહી, હરિ–ચરણ પ્રેમે, કૃષ્ણજી–શું સ્નેહ;
લૌકિક વૈદિક દીધું છાંડી, ભજ્યા ભગવંત જેહ. ૨
કૃતકૃત્ય થયો સંગ તમારે હું, ભાગ્યનો નહી પાર;
સત–સમાગમ પરમ દુર્લભ, નિશ્ચે જાણો નાર. ૩
દરયો ગોપી ! તમારી તે, તે કહી નવ જાએ;
પ્રભુએ વ્રજ હું મોકલ્યો, તે કરી આહારી સાહાએ ૪
પ્રભુ કને હું એહ જ માગૂં, વૃન્દાવન મૂઝાર;
તૃણ વૃક્ષ વલ્લી ગુલ્મ માહારો, હોએ અહીં અવતાર. ૫
એ ગોપિકાની ચરણની રજ, લાગે માહારે અંગ;
પાપ જાએ જન્મનાં, તે સાધુ જનને સંગ. ૬
જે ગોપિકાએ વેદ લોક ને, કુટુંબ મારગ જેહ,
સરવ છાડી પરમેશ્વરને, ભજ્યા ચરણ, સુખ તેહ. ૭

( વલણ )

ભજ્યા ચરણ, સુખ સરવથા, તે બીજું કાંઈ જાણે નહીં,
પરમ ભાએગ ગોપિકાનુ, !" ઓધવ એમ બોલ્યા સહી. ૮

કડવું ૩૨ મું

ઓધવ બોલ્યા ધરિ હરિ—ધ્યાનજી,
તમ્યો વ્રજ ગોપી પુણ્ય-નિધાનજી;
હૃદયા તમારે હરિ ગુણ-ગ્રાનજી,
જિહ્‌વા જપે તે ગોવિંદ રામજી. ૧

( ઢાળ )

જિહ્‌વા તે ગોવિંદ જપે અહરનિશ, હૃદે હરિનુ ધ્યાન;
માયા સકલ સબલ ત્રોડી, વાહાલો કીધો કાહાન. ૨
શ્રીમુખે જે કહ્યું છે તે, સાંભલજો વ્રજનાર;
તમ થકી હુ નથી વેગલો, ક્ષણ એક તે નિરધાર. ૩
જેમ અવનિ ઉપર વૃક્ષ નાના, પૃથક્ તેહેનાં નામ;
પણ મહી-થકી નહી વેગલો, તેમ સહી આત્મારામ. ૪
વળી નદી નાહાની મલી આવી, અંતે સિંધુ-મૂઝાર;
તે કૃષ્ણજી અલગો નથી, સહુ મલે ત્યાંહાં નિરધાર ૫
તમારે હૃદે હુ રહ્યો ને, માહારે હૃદે તમ્યો નાર;
તમ્યો જૂઓ વિચારી, દ્વંદ્વ વારી, નથી અલગો લગાર. ૬
જેહેવો હૃદયા-માહે ગ્રહ્યો, તેહેવો બાહાર ભીતર જાંણ;
અલગો લેઈ કાં કર્યો અંતર, જ્ઞાન પાખે હાણ. ૭

( વલણ )

જ્ઞાન-પાખે હાણ નિશ્ચે, વિચારો વિનતા ! તમ્યો;
ગુરુ ઇચ્છાએ જ્યારે વિચરશે, ત્યારે દેખશો સર્વત્ર તમ્યો. ૮

———

કડવું ૩૩ મું

ઓધવ બોલ્યા, સાંભલ નારજી,
શ્રીમુખનો તાંહાં એહ વિચારજી;
કહું છું કૃપાએ નંદ—કુમારજી,
તમથી અલગો નહીં હું લગારજી ૧

( ઢાળ )

લગીર રહું નહીં વેગલો, જો રહ્યા છૂં મધુપુર મધ્ય;
આત્મ-દ્દષ્ટે નિરખતાં, સહુ થશે તમને સિદ્ધ. ૨
અલગા-સ્થકા ત્યાંહાં સ્નેહ સબલો, દિન દિન તેહેનો લક્ષ;
તીવ્ર ધ્યાને અનુભવે, તો પામીએ પરતક્ષ. ૩
ઈયલ ભ્રમરી નાર થાશે, ગાતાં ગુણ-મૂઆર;
વિસરશો નહીં વેગલાથી, હરના ગુણ સાર. ૪
પાસે-થકા તે પ્રેમ પાછો, વલે નિશ્ચે જાંણી;
તીવ્ર ધ્યાન ને કાલે પાડે, પામશો નિરવાંણ. ૫
પછે નિશ્ચે સમીપનૂં સુખ, ભોગવો દિનરાત;
એણે અનુભવે નથી વેગલો, શું વલગો મિથ્યા વાત ? ૬
આત્મ જ્ઞાનને અનુભવે, એમ કહ્યું છે વ્રજનાથ;
તમ-થકી હું નથી વેગલો, હું સદા છૂં તમ પાસ. ૭

( વલણ )

સદા છૂં તમ સાથ સુંદરી !, એક ક્ષણ અલગો નથી;
આત્મજ્ઞાનને અનુભવે, જુઓ ગુણ-દ્દષ્ટે અમી. ૮

———

કડવું ૩૪ મું

વ્રજ—વધૂ બોલે, સાંભળ વીરજી,
હરિના હૃદેનું પ્રીછું હીરજી;
આપણુપાને ભાએગ—સંજોગજી,
ઓધવ! અમ્યોને કાહાવે જોગજી. ૧

( ઢાળ )

જોગ કાહાવ્યો કૃષ્ણજીએ, પ્રીછવે તું જ્ઞાન,
પૂછે તેહેને કોહો ઓધવ, એ નહીં અમને શાન. ૨
હાથથી હીરો હરાવીને, કાચ લીએ કોએ?
ભ્રાંત મેહેલો ભ્રાત હરિના, અમ થકી નહિ હોએ. ૩
હરિ રૂપ ગુણ લાગી રહ્યું મન, જ્ઞાન આવે આજ;
પ્રત્યક્ષ મેહેલી કૃષ્ણજી, ને મૃગજલનું શું કાજ? ૪
અતિ ઉત્તમ કહ્યું તમો ઓધવ, એહેવૂં જાણૂં આપ;
અમારે તો અંગ સઘલે, રહ્યો કૃષ્ણજી વ્યાપ ૫
જ્ઞાન જોગનો ઠામ નહી કહીં, રાખીએ લેઈ કાહે?
બીજું જુગ્ત જાણૂં નહી, પ્રભુ રહ્યો હૃદયા—માહે ૬
વ્રજ તજી, મથુરા કંસ માર્યો, મેહેલીયા મા ને બાપ;
ઉગ્રસેનને રાજ આપ્યૂં, ભણ્યા વિદ્યા આપ ૭

( વલણ )

ભણ્યા વિદ્યા આપ ઓધવ!, સમાચાર તમથી લહ્યા;
વારુ થયૂં એ આજ વીર, સંદેશા હરિના કહ્યા. ૮

---

### કડવું ૨૫ મું

એક એમ બોલી બીજની નારજી,
"પ્રભુએ કીધી આજ અમ સારજી;
સ્વજન મલીને શ્યામા સુણજી,
જોગ તે એ કાહાવ્યો અમને શ્રીમુખજી. ૧

( ઢાળ )

શ્રીમુખે અમને જોગ કાહાવ્યો, ભોગ" નગરની નાર;
એક કહે "અમ-શું જેમ ઠરે, તેમ ઠર્યો તારાં મોરાર." ૨
એક કેહે, "એમ મધુર વચને, હરે માનુનીના મંન;
પરપંચ કરેવા આણુશે, ચિત્ત-હરણ જુગ-જીવન. ૩
ચતુર નારી નગરની તે, કટાક્ષ પૂરી બાણ;
કામકૃદ આચાર શે, ચિત્તગ્રહણ કોમલ વાણ." ૪
એક કેહે "અમને સાભરે, શ્રી સભા-માહાં ગોપાલ;
કયારે કહે વ્રજવારતા, કો સભારે વ્રજ-બાલ?" ૫
એક કહે, "સર્વાંગ સુંદર, નગર કેરી નાર;
સરખાને સરખું મળ્યું, એ ચતુર નંદ-કુમાર! ૬
ભરવાડા નારી ગ્રામવાસી, મહીઆરી ભૂર;
લજ્જા પામ્યો લાછ માહે, કેમ સંભારે જદુ-શૂર? ૭

( વલણ )

શું સંભારે જદુ-શૂર વ્રજને, આપણો ગુણ એકો નહીં;
આપણ-માહા નહીં ચાતુરી, નેહ દેખાડે નાગરી સહી" ૮

### કડવું ૩૮ મું

અબલા બોલે કામ-પ્રજાલીજી,
"કૃષ્ણ-કથાને મેહેલો ટાલીજી;
આશ હવે મૂકયે સુખીયાં થાશોજી,
ગેહેલાં થાશો જો ગુણ ગાશોજી. ૧

(ઢાળ)

જો ગુણ ગાશો કૃષ્ણજીના, થાશો ઘેલાં નાર;
ફોકટ ફાંફાં શાં કરો ?, સુખ ચૂકશો સંસાર. ૨
કેડ મેહેલો કૃષ્ણજીની, થશો સુખીઆં આજ,
આત્મા-સુખને પામશો, શું આપણું એહેને કાજ ? ૩
કાહાડો હૈએ-થકી હેલી !, રામકૃષ્ણની વાત,
શ્રીકૃષ્ણજી નથી સંભારતા, ત્યો મિથ્યા માથે મીત ! ૪
આશ મેહેલી નિરાશ થાઓ, મા લાઓ હરિ-શું મન;
સંસાર-સુખ હરિ પામશો, કાંઈ ઘેર પ્રીછો શૂન્ય. ૫
એમ કેહે ઘણુ જાણીએ પણ, ભગત હરિ ગુણવંત;
એહના રૂપને મન સહુ લાગી, નિશ્ચે લલચે ચંત ૬
વ્રજ રહી જે જે કરી લીલા, સંભારે - ગુણ કરમ;
દષ્ટ આગલ દેખીએ, નિત્ય લડસડતો પરિબ્રહ્મ. ૭

(વલણ)

પરિબ્રહ્મ આગલ ઇષ્ટ દીસે, મેહેલીયે કેમ કરી ?:
નિશ્ચલ મન તાં ગુણ ગ્રહી, કેહે ઓધવ-સાન્નિધ સુંદરી ૮

કડવું ૩૯ મું

અબલા બોલી, "ઓધવ વીરજી,
ગ્રહૂં મન, નિશ્ચલ સાંમ-શરીરજી;
ક્રીડા-સ્થાન ગોપી દેખાડેજી,
ઓધવજીને પ્રીત પમાડેજી. ૧

( ઢાળ )

પમાડે તે પ્રીત ઓધવ, દેખાડે સ્થલ તેહ;
"આહાં રમાડયાં અહ્મો રાસ વાહાલે, પૃથક કીધા દેહ. ૨
વાહાલો આંહી ગૌ ચારતો, સહૂ સખા લેઈ ને સાથ;
મોરલી નાદ વજાડતો, આંહાં ક્રીડા કરતો નાથ. ૩
દાવાનલ બે વાર પીધો, તોલ્યો ગોવરધન;
સખા સહૂ મંડલી કરીને, કરતા આંહાં ભોજન. ૪
આંહાં અમારાં ચીર હરી, નાથ્યો કાલી નાગ;
આંહાં અઘ બકાસુર અંત્ય કીધા, ઉથાપ્યો છે ઈંદ્ર-ભાગ. ૫
આંહા ભોજન કરતાં બ્રહ્મા આવી, હર્યા વછ ગોવાલ;
કૌતુક કરી સહુ ચરાવ્યુ, એહેવો દીનાનાથ દયાલ. ૬
વન-ધાતુ લઇ અંગ ચિત્ર કરતા, ઉત્તમ નટવર વેષ;
લટઅટતો લીલા કરે, બેલડી સોહે શેષ.

( વલણ )

શેષ સોહે બેલડીએ, એમ ક્રીડા કૃષ્ણજી કરતા ઘણી;
તે લીલા ક્ષણ નહી વિસરે, જાણે કરે આગળ અમ તણી. ૮

કડવું ૪૦ મું

(રાગ ગમગ્રી)

સ્નેહ ગોપીનો ઓધવ જોઈજી,
અચરજ પામ્યા સહુ મન મોહીજી;
અદ્‌ભુત દીઠી ગોપીની ભક્તિજી,
સ્નેહની સઘલી જાણી જુક્તિજી. ૧

(ઢાળ)

જુક્તિ જાણી સ્નેહની, આરત જૂ ગોવિંદ;
ધન ધન જન્મ એ ગોપિકાનો, ભરમ ભાગ્યો દ્વંદ્વ. ૨
કૃતકૃત્ય રહ્યું આ કાંમનીના, સંઘ સઘલા જેહ;
હરિ પામવા પથ વેદ બોલે, રહ્યો અલગો તેહ. ૩
ઉત્તમ જન્મ શા કાજનો, જો હ્રદે નહીં હરિરામ?;
ધન ધન દાસ આહીર અબલા, કર્યો અંગ સંગ શ્યામ. ૪
કુલ, કરમ, ધરમ, આચાર, લજ્જા, સ્વજન મેહેલી સરવ;
એ કૃષ્ણ સાથે સ્નેહ સબલો, કૃષ્ણ મોટું પરવ. ૫
ચૌદ-લોક-પૂજ્ય થઈ તમો, ધન્ય વ્રજની નાર;
તમારે દરશણે માહારો, સફળ થયો અવતાર. ૬
મહાનુભાવને પરમ દુર્લભ, પામ્યો સહેજે અભાવ;
તમ રંગે માહારું કાજ સર્યું, મન થયૂં દઢાવ. ૭

(વલણ)

દઢાવ તે મન થયૂં માહારું, ઓધવજી એમ ઓચરે;
અહોરાત્ર ગુણ ગોપિકા ગાતી, ક્ષણ નહિં હરિ વિસરે. ૮

ઓધવ વીરે હું મત વારીજી,
પ્રેમે પ્રણમી વ્રજની નારીજી;
તંમ ચરણ-રજ પાવંન થાઉંજી,
તંમ દરશંણથી પાપ મૂંકાઉંજી. ૧

( ઢાળ )

'પાપ મૂકાઉં,' કહી ચરણ લાગે, કૃતકૃત્ય માહારો દેહ;
ચરણ-રજથી દ્વૈત-દશા જાએ, કૃષ્ણ-શું હોએ સ્નેહ. ૨
બાઈ! તમ્યો જ્યમ હરડે સેવી, શમાવે સહુ રોગ;
તેમ તમ્યો સેવો કૃષ્ણજી, ને પામ્યાં સુખ સંજોગ." ૩
ઘણા દિન ત્યાંહાં રહ્યા ઓધવ, અહરનિશ કૃષ્ણ-કથાય;
એક ક્ષણ તે લહી સરવે, પછે માગે વિદાય. ૪
આશીશ દેઈ વિસારશો મા, ગાઓ ગુણ ગોવિંદ;
નંદ જશોદાને ચરણ લાગ્યો, ગદ્ગદ્ મન આનંદ. ૫
"હરિ હશે જોતા વાટડી, આજ્ઞા આપો માત;"
ઓધવ સરવે પૂજ્યા, પ્રભુજીનો જાણી ભ્રાત. ૬
"કોહો, કૃષ્ણ કયારે દેખશું?" વહે નયણે જલ-ધાર;
ગદ્ગદ્ કંઠે થાએ ગોપી, સબલ સ્નેહ નરનાર. ૭

( વલણ )

સબલ સ્નેહ નરનારનો, તે ગદ્ ગદ્ કંઠ થાએ સહુ,
જાતા સહુનો જીવ જાએ, ઓધવ વ્રજ વાહાલો બહુ. ૮

---

( અથ પદં, રાગ ગોડી )

વ્રજવાશી ટોલે મલ્યાં, તાંહાં ઓધવ માગે આશે રે;
"કૃષ્ણજી જોશે વાટડી, હું રહ્યો ઘણો તંમ પાસે રે. ૧
ગદ્દગદ્દ કંઠે થાએ સહુને, નયણે ગલે વ્રજનાર રે;
"કોહો કૃષ્ણજી કયારે દેખશું, માહારો જીવણ પ્રાણ-આધાર રે? ૨
જેહને જે વલ્લભ હતું તે, મલાંણુ મોકલે શ્યામ રે;
'ઓધવ, હરિને આપજો, કરજો દંડ-પ્રણામ રે. ૩
ઘણું શું કહીએ? ઓધવજી!, તમ્યો કેહેજો માધવ વીર રે;
પ્રાણ અમારા હરિ કને છે, સૂનું આંહાં શરીર રે. ૪
જલ વિના જેહેવી માછલી, ચંદ્ર વિના જેમ રાત રે;
દિનમણિ પાખે દિવસ જથા, સુર વિના જેમ વિક્ષાત રે. ૫
હંસ વિના સરોવર શોભીએ, જેમ મણિ વિના મુક્તાહાર રે;
દીપક વિના જેમ મોટાં મંદિર, ભાંમિની વિણ ભરથાર રે. ૬
શ્રવણ વિના શીશ જથા, પંખી જેમ વિના-પાંખ રે;
ફલપત્ર વિના તે વૃક્ષ જ શાને, પાંપેણ વિના જેમ આંખ રે. ૭
રાજા પાખે પ્રજા થઈ, વૃક્ષ વિના જેમ વેલી રે;
ન્યાય જથા તે ધરમ વિના, કૃષ્ણ વિના વ્રજ તેમ ગેહેલી રે! ૮
ઓધવ કેહેજો વિનંતી, જેમ આવે સુંદર શ્યામ રે;
એક વાર ગોકુલ આવજો, ફરી જાજો ,મથુરા ગાંમ રે. ૯
તંમ વિના વ્રજને કો નહી, તું વ્રજનો પ્રાણ આધાર રે;
સરવસ વ્રજનો શાંમલો," એમ વિનવે વ્રજની નાર રે. ૧૦
અન્યો અન્ય આતુર થઈ, વિષ્ણુ-ભક્તની કીધી વિદાએ રે;
કૃષ્ણજી જાતાં જેમ થયૂં, તેમ ઓધવ જાતાં થાએ રે. ૧૧
સ્નેહે-વેધી ગોવાલણી, તેહેનું થરથર ધ્રુજે અંગ રે;
ગદ્દગદ્દ કંઠે નયણ ઝરે, ને ગાત્ર થયાં સહુ ભંગ રે! ૧૨

ઓધવજી રથે બેસતાં, તે કાંમિની વ્યાકુલ થાએ રે,
**સુંદરસુત** કહે ઓધવજી, રથે બેસી મધુપુર જાએ રે
પદ પૂરણ. ૧૩

કડવું-૪૨ મું

ઓધવ ચાલ્યા મધુપુર જાએજી,
વ્રજવાસીને ! લાગી પાએજી;
ગુણ ગોપીના ધરતો ધ્યાનજી,
મથુરાં આવ્યો જાંહાં ભગવાનજી.

(ઢાળ)

ભગવાન ચરણે રહ્યો આવી, કર્યા કોટિ પ્રણામ;
વ્રજવાસીની ભેટ સઘલી, આગલ મેહેલી શ્યામ. ૨
"સ્વામી! ગોપિકાનો સ્નેહ સબલો, શી કહું તેની વાત ?
હ્રદેથી નહી વિસરે, ક્ષણ એક જનુની તાત. ૩
ક્રીડા-સ્થલ જોઈ તમ તણાં. તે વિકલ થાએ નાર,
'એ કૃષ્ણ આવે વેણ વાતો, ગૌ ગોપ મુરાર !' ૪
ગૃહ-કર્મ સુખ સંસાર મેહેલી, પુત્ર પતિનો સ્નેહ;
સંન્યાસિની સ્રધી સહી, સંસાર-ત્યાગી તેહ.' ૫
ઘણાં દાહાડા વ્રજ વસ્યો, પણ તે જાણે ક્ષણ એક.
એ ગોપિકાનાં સ્નેહલક્ષણ, કહું કોણ વિવેક !" ૬
સાંભલી શ્રવણે રહ્યા તે, વિચારી વ્રજનાથ,
**ભ્રમરગીતા** પૂરી થઈ, ઓધવ થયો સનાથ. ૭

(વલણ)

સનાથ ઓધવ થયો ને **ભ્રમર-ગીતા** પૂરી થઈ;
સુંદર-સુત કેહે સરવથા, ગોપી સમોવડ કો નહી. ૮*

* શ્રી રાજરત્ન રમણલાલ દેસાઈના સગ્રહમાની, આ સુંદર સુતના 'દશમસ્કંધ'ની ૮૨મા અધ્યાયથી ખંડિત એવી હસ્તલિખિત પોથીમાંથી, તેમનાં પુત્રી ડૉ. સુધાબહેન દેસાઈના સૌજન્યથી પહેલીજ વાર આ 'ભ્રમરગીતા' પ્રસિદ્ધ થાય છે. સુંદરસુતની રીતી નોંધપાત્ર

### કવિ રઘુનાથદાસ કૃત

# ઉદ્ધવ–સંદેશ

## ગરબી ૧

ઓધવજી આવ્યા રે વેગે વ્રજમાં,
મથુરાંથી મોકલિયા છે એમ જો;
વહાલાને વાહાલાં રે વ્રજ—આહિરડાં,
ગોપીજનનો જોવા કારણ પ્રેમ જો. ઓ૦ ૧
ગોકુળની શોભા રે સુંદર શી કહું ?
નેહે આવ્યા નંદજીને ભોવન જો;
પુરુષોત્તમ જાણીને મળિયાં પ્રેમ-શું,
પ્રીત કરીને કરાવિયાં ભોજન જો. ઓ૦ ૨
કુશળતા પૂછી રે વાસુદેવની,
કુંવરનાં સંભારી સઘળાં કામ જો;
જશોદા રૂવે, ને સુખડાં સાંભરે,
સૌ કો કહે "કેમ નાવ્યા સુંદર શ્યામ જો ?" ઓ૦ ૩
વાંસળિયો ને વલોણાં વાગે ઘણાં,
ઘેર ઘેર ગાય ગોકુળિયાંનાં ગીત જો;
આ મંગળ કીધાં રે દશ દિશાતણાં,
ત્રણ લોકમાં કરે છે પુન્ય નિત્ય જો. ઓ૦ ૪
આંગણિયે આવી રે સરવે ગોપિયો,

"અધર્મી અક્રૂર ફરી આવ્યો હશે,
એ જ ઘોડા ને એ જ દીસે અસ્વાર જો. ઓ૦ ૫
આપણા સ્વામીને એ તેડી ગયો,
ત્યાં જઈ એણે મરાવિયો છે કંસ જો;
પ્રાણ લેઈને પાછો કેમ આવ્યો હશે?
માસીસો કરવાને લેશે માંસ જો!" ઓ૦ ૬
જમુનાજીમાં નાહિને એટલે આવિયા,
જુવતિયે તો જાણ્યા શ્રી ભગવાન જો;
રઘુનાથના સ્વામીના સેવક ઓળખ્યા,
અરસ-પરસ દીધાં ઝાઝાં માન જો. ઓ૦ ૭

ગરબી ૨

ઓધવજી અમ સાથે રસિયો રૂશણે,
રીસાયા કેમ? કહોને દિલની વાત જો;
આંટી ને ઘૂંટી તો નવ અમે જાણીએ,
મોહનજીના મનમાં મોટી ઘાત જો. ઓ૦ ૧
લક્ષણ સૌ જાણ્યાં રે લોભી લાલનાં,
ગુણવંત છે, પણ ગાયોનો ગોવાળ જો;
આહિરડો શું સમજે રસની રીતમાં?
કાનુડો કંઈ કૂડાં ચઢાવે આળ જો. ઓ૦ ૨
જીવન-સંગે રમવા જોબન જાળવ્યો,
બાળપણામાં ખાંતે કરતાં ખેલ જો;
મનડાંની વાતો રે સૌ મનમાં રહી,
મેહેલી ગયા કાંઈ દુખડાં-કેરી હેલ જો. ઓ૦ ૩

વચને અમને વાહ્યાં રે એ વિઠ્ઠલે,
જાતાં જાતાં જાઠો દીધો કૉલ જો;
છોકરડા સરખે રે અમને છેતર્યાં !,
તજી ગયો, એ તસ્કરનો શો તોલ જો ? ઓ૦ ૪
મહિયરિયે જાઉં તો મુજને ખીજવે,
સાસરિયામાં સાસુનો સંતાપ જો;
નાહાની તે નણદલ રે બાળે બોલડે,
પૂરણ લાગ્યાં પાડોસણનાં પાપ જો. ઓ૦ ૫
દુખડાંની વેળાએ સુખડાં સાંભરે,
અંત સમે તો કોય ન આવે કામ જો;
સગપણ તો સોનું રે, પીત્તળ પ્રીતડી.
વાહાલપણામાં વૅર કરિ ગયા શ્યામ જો. ઓ૦ ૬
દયા નવ આવી રે દિલથી ઊતર્યો,
દાસીનો તો દોષ ન જાણ્યો કાંય જો;
પરમેશ્વર જાણીને પ્રીતે પૂજતાં,
હરિજીને અમે હાથે કરતાં છાંય જો. ઓ૦ ૭
ભણકારા વાગે છે ભોજન પીરસતાં,
જમણ કરીને જોઈયે હરિની વાટ જો;
સાસુજી પૂછે રે, "વહુ ! તમે સાંભળો.
રસોઈ કરતાં આવડો શો ઉચાટ જો ?" ઓ૦ ૮
અવગુણ ને ગુણ શાને અબળા રાંકના,
વાંક ઘણો, પણ વનિતા-સંગ શું વેર જો ?
રઘુનાથના સ્વામીને કહેજો એટલું,
ઘણી થઈ છે, હવે પ્રભુ પધારો ઘેર જો. ઓ૦ ૯

---

### ગરબી ૩

ઓધવજી ! માધવ રે મેહેલી કેમ ગયા ?
કહોને વીરા ! શો છે અમારો વાંક જો ?
નમેહેરા થયા રે નંદના લાલજી,
રણ—વગડામાં રોતાં મૂકયા રાંક જો. ઓ૦ ૧
ધીરજની વાતો રે ઘરથી સાંભળો,
પહેલી પ્રીતે હર્યા અમારા પ્રાણ જો;
કાળજડાં છેદ્યાં રે ભીતર ભેદિયાં,
મરમ કરીને માર્યા મોહનાં બાણ જો. ઓ૦ ૨
ખાધાં ને પીધાં રે ખરચ્યાં વાપર્યાં,
એને અમારે અણ-વેચી મીરાત જો;
લજ્જા તો લોપી રે દુરિજન લોકની,
મોહન માટે તજ્યાં કુટુંબ ને જાત જો. ઓ૦ ૩
વલોણું વલોવતી હું તો ત્યાં જઇ,
કહેતી હું તો "જાગો જશોદા માત જો";
મહિડાંને મશે મળતી મહારાજને,
તેને મશે કરતી વળી હું વાત જો. ઓ૦ ૪
પરભાતે પાણી રે જમુના હું જતી;
શેરડિયોમા સામા મળતા શ્યામ જો,
અલબેલો કરતો એમ શું અતિ ઘણા,
જૂઠા ઝગડા, જોતું બાધું ગામ જો. ઓ૦ ૫
ઊઘાડો રમતો રે મારે આંગણે,
છોકરડામાં માગી પીતો છાશ જો;

માંખણ ને મશે રે મચકે નાચતો,
અલબેલાની મોટી અમને આશ જો. એો૦ ૬
મેળાવો કરતો રે આગાં માંકડા,
ઘરમાં જઈને કરતો એને સાન જો;
બાળકડાં બીજા એ અવસર આવતા,
દહીં ગોરસડા પાતા સઉને કાહાન જો એો૦ ૭
મોભારે ચડતો રે માખણ ચોરવા,
શાઠ લઈને કરતો રસની રેલ જો;
લાખેણી લીલા રે એવી લાલની,
ખાત કરીને કરતો નવલા ખેલ જો. એો૦ ૮
વિસ્તારી વાતો
સાંભરતામાં થાય ૫
રઘુનાથના સ્વામી!
તમે તમારું જુવો ૯

અણુ-તેડયાં જાતાં રે નંદને આંગણે,
વણ-કરાવ્યાં કરતાં ઘરનાં કામ જો;
એવે રે મિશે જઈ મળતાં મા'વને,
પલકે પલકે કરતી હું પરણામ જો. ઓ૦ ૩
દીવડિયા મિશે રે દૂર થકી આવતી,
વડો કરીને વળતી વારંવાર જો;
મોહનનાં મુખના રે લેતી મીઠડાં,
જશોદા મુજને કહેતાં નિર્લજ નાર જો. ઓ૦ ૪
માડીથી છાના રે મેવા લાવતાં,
વાટકડીમાં દોહોતાં ગૌરી ગાય જો;
દૂધ ને દહિંયે રે હરિને સિંચતાં,
મેં જાણ્યું જે જીવન મોટા થાય જો! ઓ૦ ૫
વેરીડાં કીધા રે વ્રજનાં લોકને,
વાહાલા કીધા ગોપી ગિરધરલાલ જો;
ફૂલડિયે પાંખડિયે હું નહિ દુખતી,
કેમ વિસાર્યું વિઠ્ઠલજીયે વ્હાલ જો? ઓ૦ ૬
જમાડી જમતાં રે જીવન પ્રાણને,
પવન કરીને પોંઢાડતી પર્યંક જો;
એવાં રે સુખડાં તો સુપને વહી ગયાં!
વેરી વિધાતાએ અવળા લખિયા અંક જો! ઓ૦ ૭
આભૂપણ ધરતાં રે હરિને અતિ ઘણાં,
મોર મુગટ ને કુંડળ ઝળકે કાન જો;
રાજની રીતિએ મોહન માહાલતાં,
નિત્ય નિત્ય નિરખી જોતી નવલે વાન જો. ઓ૦ ૮

માંખણ ને મશે રે મચકે નાચતો,
અલબેલાની મોટી અમને આશ જો. ઓ૦ ૬
મેળાવો કરતો રે ઝાઝાં માંકડાં,
ઘરમાં જઇને કરતો એને સાન જો;
બાળકડાં બીજાં એ અવસર આવતા,
દહીં ગોરસડાં પાતા સઉને કાહાન જો ઓ૦ ૭
મોભારે ચડતો રે માંખણ ચોરવા,
રાડ લઈને કરતો રસની રેલ જો;
લાખેણી લીલા રે એવી લાલની,
ખાત કરીને કરતો નવલા ખેલ જો. ઓ૦ ૮
વિસ્તારી વાતો રે કીજે કેટલી ?
સાંભરતામાં થાય ઘણો સંતાપ જો,
રઘુનાથના સ્વામીને સરવે સાંભરે,
તમે તમારું જુવો વિચારી આપ જો. ઓ૦ ૯

---

## ગરબી ૪

ઓધવજી! સંદેશો કહેજો શ્યામને,
મારા સમ જો, મૂકી મનનો મૅલ જો;
કાનુડો કપટી રે આવડો કેમ થયો ?
છળ કરીને છેતરિયે નહિ છૅલ જો. ઓ૦ ૧
આટલા દિવસ રે આવું ન જાણતી,
ઘરથી ન જાણ્યા ધૂતારાના ઢંગ જો;
પાણીડાં પીને રે ઘર શું પૂછિયે ?
બાળપણામાં કીધો એ-શું સંગ જો. ઓ૦ ૨

અણુ-તેડયાં જાતાં રે નંદને આંગણે,
વણ-કરાવ્યાં કરતાં ઘરનાં કામ જો;
એવે રે મિશે જઈ મળતાં મા'વને,
પલકે પલકે કરતી હું પરણામ જો. ઓ૦ ૩
દીવડિયા મિશે રે દૂર થકી આવતી,
વડો કરીને વળતી વારંવાર જો;
મોહનનાં મુખનાં રે લેતી મીઠડાં,
જશોદા મુજને કહેતાં નિર્લજ નાર જો. ઓ૦ ૪
માડીથી છાના રે મેવા લાવતાં,
વાટકડીમાં દોહોતાં ગૌરી ગાય જો;
દૂધ ને દહિંયે રે હરિને સિંચતાં,
મેં જાણ્યું જે જીવન મોટા થાય જો! ઓ૦ ૫
વેરીડાં કીધાં રે વ્રજનાં લોકને,
વાહાલા કીધા ગોપી ગિરધરલાલ જો;
ફૂલડિયે પાંખડિયે હું નહિ દૂભતી,
કેમ વિસાર્યું વિઠ્ઠલજીયે વ્હાલ જો? ઓ૦ ૬
જમાડી જમતાં રે જીવન આપણે,
પવન કરીને પોઢાડતી પર્યંક જો;
એવાં રે સુખડાં તો સુપને વહી ગયાં!
વેરી વિધાતાએ અવળા લખિયા અંક જો! ઓ૦ ૭
આભૂષણ ધરતાં રે હરિને અતિ ઘણાં,
મોર મુગટ ને કુંડળ ઝળકે કાન જો;
રાજની રીતિએ મોહન માહાલતાં,
નિત્ય નિત્ય નિરખી જોતી નવલે વાન જો. ઓ૦ ૮

વાગીહું વાળંતા ધરતી માતનું,
રખે રજ ઊડે રસિયાને અંગ જો;
આખડલી આગળથી હરિ નવ મૂકતી,
શા માટે હરિ તજ્યો અમારો સંગ જો? ઓ૦ ૯
દુઃખડાંની વાતો રે કયાં જઈ દાખવું?
કહિયે છિયે, પણ કહ્યું ન માને કોય જો;
કુવાની છાંયડી તે કુવામાં શમે,
તસ્કરની મા કોઠીમા પેંશી રોય જો! ઓ૦ ૧૦
અમારા અવગુણ રે હરિના ગુણ ઘણા,
જોઈ નવ કરિયે વડા સંઘાતે વેર જો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું,
"મળવા આવો મનમા રાખી મેહેર જો." ઓ૦ ૧૧

---

ગરબી ૫

ઓધવજી! અબળા તે સાધન શું કરે?
વાહાલા વિના તો પ્રેહની પ્રગટી આગ જો;
સંદેશો લાવ્યા રે ભૂંડા જોગનો,
નથી ખમાતો દાઝયા ઉપર ડાઘ જો. ઓ૦ ૧
જોગીડા થઈયે તો જગમા લાજિયે,
ભોગીડાં, કયમ ધરિયે ભગવો ભેખ જો?
વિશ્વાસે વસું છું વાલમ આવશે,
અંગ-માહિથી ઉપની રંગની રેખ જો. ઓ૦ ૨

જંગમની જુગતી તો સર્વે જાણિયે,
સમીપ રહે, પણ શરીરનો નહીં સંગ જો,
એકાંતે વસવું રે એક જ આસને,
ભેદ પડે તો પડે ભજનમાં ભંગ જો. ઓ૦ ૩
ફકીરી માર્ધ્યાનું તો ફળ પામિયે,
દમન તજીને દિલ કરિયે દરવેશ જો;
દેવને દેખે રે દિલ—દિદારમાં
પોકારિયે શું? પ્રભૂ નથી પરદેશ જો. ઓ૦ ૪
સંન્યાસી થઈએ તો સુખ દુઃખ સાંભરે;
વસ્ત્ર તજીને વનમાં કરિયે વાસ જો;
પૂરણ પ્રીત વિના તો પ્રભુજી નહીં મળે,
દેહ-દમનમાં દુઃખડાં બારે માસ જો! ઓ૦ ૫
જૈની તો જાણે રે જ્યાં ત્યાં જીવને,
જતિ ખરા જે જાણે જીવની જાત જો;
અલબેલો મેહેલીને નહિ થાઉં આરજા!
ભૂલું નહીં કાંઈ દેખીને વળિ ભાત જો. ઓ૦ ૬
બ્રાહ્મણ તે જાણે રે સાચા બ્રહ્મને,
વિપ્ર વિવેકી વેદ-તણો લે સાર જો;
ઋષિ-પત્ની રીઝી રે હરિના રંગમાં,
પ્રેમ કરીને પૂજ્યા નંદ-કુમાર જો. ઓ૦ ૭
ખટદર્શન-વાળાને તો દુઃખડાં ખરાં,
બાંધ્યું માહારું મોહન સાથે મંન જો;
જ્ઞાન ગૂઢારથ તો મનમાં ગમતું નથી,
સુંદરવરને સોંપ્યાં તન મન ધંન જો. ઓ૦ ૮

આ સારું જાણો, તો શે નથિ રાખતા,
જપ તપ સાધન જગત માહેંનું કામ જો ?
વહોરતિયા વિના તો વસ્તુ નહીં મળે,
મધુકર ! એનો તો ન્યારો છે ઠામ જો. ઓ૦ ૯

હરિ પાસે હતું તે અમને આપિયું,
અમ પાસેથી ભરી પ્રેમની પોઠ જો;
રઘુનાથના સ્વામીને કહેજો એટલું,
"હેત હતું તે આપ્યું હૈયાનું હોઠ જો." ઓ૦ ૧

કવિ કલ્યાણ કૃત

# ઓધવજીની ગરબી

(સં. ૧૭૫૦ પછી)

ઓધવજી કેહેજો જઈને માધવને રે, તમે છો પૂરણ પ્રભુના જન (ટેક)
વાત કરંતાં વાહાલો સાભરીઆ રે, નીર ભરાય છે લોચંન. ૧
ઓધવજી ! વિનતી મારી સાભલજો રે. (ટેક)
બાલપણામાં માયા બહુ કીધી રે, હવે તમે નગણા થયા છો નાથ;
કૂબ્જા દાસી કાહાવે કંસ તણી રે, ન ઘટે નરહરજીને વાત. ૨
ઘણા દિવસની ગૂજો કરવી છે રે, હવે મારૂં મન મલવાને થાય,
દિવસે દિલ મારું ભમતું ફરે રે, રોતા રોતા રજની જાય. ૩
મન માન્યું છે માહારું લાલસું રે, અલગી વાત ઠલી નવ જાય,
આ વેણુ વિઠ્ઠલ વાના ધણી રે, તે માહારી નજરે કિમ જોવાય ? ૪
હવે માહારી દેહલડી પડતી નથી રે, જીવલડો શા માટે નવ જાય ?
આ માલા ગુંજાની ગિરધરની રે, આ મુગટ ધરતા માહારાય. ૫
આ રમવાના હરિના રમકડા રે, જોતાં શે ન આવે મરણ ?
આ પીતાંબર સુંદર શ્યામ–તણાં રે, જોતા દાઝે છે ઘણું તન. ૬
આ ગેડી છે જાદવરાય–તણી રે, આ મોજડીઓ ધરતા ચરણ,
ચોમાસાની રતમાં ચાલ્યા છો રે, પગલા દીસે છે વન ધરણ. ૭
જોતાં આંખે આંસુ ઊલટ્યા રે, મુજને મૂરછા આવી મહાન;
મહીડું સૂનું ને સાંભળું જીતરે રે, કંઈ જાણું એ આવે છે કહાન ૮

હવે એમ જાંણજે ચેન ચલી જશે રે, દેહીની નહી રેહે સૂધ ને એન,
સાંજ સમે સરવે જોવા જતાં રે, આજ એકલડી આવે ધેન. ૯
ગઉધન ગોવિંદને જોતું ફરે રે, કુંજ-ગલીમાં ન મલે કાહાન;
આ વનવાસી પંખી મોરલા રે, સહુને લાગ્યું હરિનું ધ્યાન. ૧૦
દેહલડી દુર્બલ થઈ છે નાથ વિના રે, કાયા થઈ ગઈ છે કંઈ બેહાલ;
જુમનાં જલ ભરવાને જઇએ છિયે રે, તીરે ન મલે નંદજીનો લાલ. ૧૧
નરહર ન મલે, ને નગણા થઆ રે, હવે માહારી દેહલડી કરવી ત્યાજ;
જોતાં જુગજીવનના સેરડા રે પાપી પ્રાંણ હવે નવ જાય. ૧૨
ઓધવજીએ આતમ-જ્ઞાને પ્રીછવીઆું રે, ગોપીએ માન્યું નહિ લવલેશ.
તપસી કરમી આગલ જે કેહેજો રે, નવ લહો પ્રેમતણો પરવેશ. ૧૩
ઓધવજી! બ્રહ્મજ્ઞાંન ભલું કેહો છો રે, બાંધી મૂકજો બચકા માંહ;
જતન કરીને જુગતે જાલવજો રે, છોડજો કુબ્જા બેઠી તાંહ. ૧૪
આ આભૂષણ માહારા અંગતણા રે, સરવે લાગે કડુઆં ઝેહેર;
રોતાં મેહેલીને નાસી ગઆ રે, ન આવી મોરલીધરને મેહેર. ૧૫
આ અક્રૂરે અમને પીડા કરી રે, 'અક્રુર' કહેવા સરખું ન હોય;
રથમાં બેસારીને લેઈ ગઆ રે, સૂનું કીધું ગોકુલ ગાય. ૧૬
અંતરજામી થઆ અલખામણા રે, નિરદે નંદ-જશોદા જાંણ,
જ્યારે જાવા દીધા જાદવરાય ને રે, નહિ તો નરહરજી કયમ કરે પ્રયાણ?
શું કરીએ સરવે સંસારને રે ? ન મલે પ્રાણજીવનજી પાસ;
અમને પૂરણ વહાલો પાતલીઓ રે, દિલડું આખા દિન ઉદાસ. ૧૮
નાથ વિનાં સૂનું સંસાર-માંહાં રે, ગોપીઓ ગોવાલાં. સુ ધેન;
અમૃત-રસ મોરલી વાતા ઘણી રે, તે કહીં સંભલાવે છે કેહેણ. ૧૯
ગઉધન દોહીને પાતી ગોવિંદને રે, આજ હું દીન દાંમણી થાંઈ !
જાંહાં હરિ દાણ માગતા ગોરસનું રે, જાંહાં રમીઆં તાંહાં લીલા થાઈ.

વૃન્દાવનની કુંજે બોલ્યા છે રે, તે કેમ હરિને વિસરી જાય ?
ઓધવજી ! અંતર-વાતો અમથી છે રે, તે મેં તમને કયમ કેહેવાય ?
ભણકારા વાગે છે ભૂધર-તણા રે, કાંય જાણું એ આવે છે કાહાન;
તનડું તલસે છે પીઉજી વિના રે, અલબેલાજી ! શું કીધું આમ ? ૨૨
ગદ્દગદ્દ કંઠ થયા છે કેહેતામાં રે, ઘણું એક, શું કહું લોપી લાજ;
હવે તો હઈડું માહારું હાથ નથી રે, તમને અરજ કરું છું આજ.૨૩
વાત કહી તે વિસારો રખે રે, તમે તો પૂરણ છોજી જાંણ;
મળવા મોકલજો માહારાજને રે, ગરબી ગાય દાસ કલ્યાણ. ૨૪



[ હસ્ત-લિખિત પોથીનાં પાનાં ૭ થી ૧૧ ઉપર આ ગરબી છે. પાના ૧૯થી પા. ૫૭ સુધી 'સુદામા ચરિત્ર' લખ્યું છે તેમા સંવત ૧૮૩૬, ફાગણ સુદિ ૬, વાર ચંદ્ર : એમ સાલ લખી છે.]

### ગોવિંદરામ કૃત

# ભ્રમર–ગીતાનું પદ

## મંગલાચરણ

જીરે ગોકુલનો રાજીઓ, વ્રજનો અધિકારી; (ટેક)
પૂરણ બ્રહ્મ શ્રીકૃષ્ણજી રે, નંદની ગૌ ચારી;
સોલ સહસ્ર સાથે રમ્યા રે, સદા બ્રહ્મચારી. જીરે ગો. ૧
અકલગતિ મારા નાથની રે, કોઈએ નવ જાણી;
કુબ્જા દાસી કંસની રે, કીધી મહારાણી. જીરે ગો. ૨

## ઉદ્ધવ ગોકુલ-આગમન

એક સમે ઉદ્ધવજી રે, ગોકુલ માંહે આવ્યા;
નંદ–તણે ઘેર ઊતર્યા રે, હરિનો કાગળ લાવ્યા. જીરે ગો. ૩
આદરભાવ અતિ ઘણો રે, આલિંગન દીધાં;
આપ્યાં તે આસન બેસણાં, ભલાં ભોજન કીધાં. જીરે ગો. ૪
ગોઠ કરે એકઠાં મલી રે, હરિજીની રે વાત;
"ક્ષેમ કુશળ બેહુ બાંધવા રે, તે જગતમાં વિખ્યાત. જીરે ગો. ૫
ધન્ય જશોદા ! તમને રે, જે ગોવિંદ ખેલાવ્યા;
પાર ન પામું કરમનો રે, જે લાડ લડાવ્યાં. જીરે ગો. ૬
જોગિયા જન પામે નહિ રે, દરશન ભગવાન;
બ્રહ્મા શંકર સુર પતિ રે, હરિનું ધરતા ધ્યાન." જીરે ગો. ૭

## જશોદાનાં કરુણ વચન

તિહારે બોલ્યા જશોમતી રે, "મેં એવો ન જાણ્યો;
પુત્ર કરીને પાળીઓ રે, એને વેદે વખાણ્યો " જીરે ગો. ૮
ભૂલી ભમી જાણ્યું નહીં રે, એ છે અંતરજામી;
જો હું મહિમા જાણતી રે, રેહેતી શિર નામી. જીરે ગો. ૯
એકવાર હરિ-પારણે રે, બગાસુર આવ્યો,
દૈત્ય જાણી કંસના રે, હરિએ સમાવ્યો જીરે ગો.૧૦
મામી તે આવી પૂતના રે, મન કૂડે કરીને;
ધવરાવવા બેઠી કર લે રે, મન હરખ ધરીને. જીરે ગો ૧૧
પ્રાણ સોસ્યા તેહના રે, ક્ષણમા ગોપાલ;
એ મહિમા જાણ્યો નહીં રે, હરિ દેવ દયાલ. જીરે ગો ૧૨
માટી ખાતાં માહાવજી રે, મેં મુખમાં જોયું;
ચૌદ ભુવન દેખાડીઆ રે, તેઅ નવ જાણ્યું. જીરે ગો.૧૩
ગોળી ફોડી ગોવિંદજી રે, હું રોષે ભરાણી;
ઊખળ સાથે કહાનજી રે, મેં આંધ્યો તાણી! જીરે ગો.૧૪
વાછરુ ચારવા વનમા રે, મોકલતી રે દા'ડી;
ટાઢ ને તડકો કાહનજી રે, હું મેહેલતી કાઢી. જીરે ગો.૧૫
ગોપી રાવે આવતી રે, હું મારવા જાતી;
નાસીને જાતા કાહનજી રે, હું પૂંઠે ધાતી. જીરે ગો.૧૬
અનેક અવગુણ અમતણા રે, ઉદ્ધવ! શું કહીએ?
વાંક નથી રે કશો નાથનો રે, હવે સઘળુ સહીએ. જીરે ગો.૧૭
ઉદ્ધવ! કહેજો કૃષ્ણને રે, આવે એક વાર;
કામ એને નહિ દઉ રે, કહેજો નિરધાર. જીરે ગો.૧૮

'પુત્ર' કરી જાણું નહીં રે, બેસારું દેવ;
વચન પાલુ નાથનું રે, નિત કરીએ સેવ. જીરે ગો.૧૯
નયણે નીર માએ નહિ રે, હરિની વાતુ કહેતાં;
રજની સઘલી વહી ગઈ રે, હરિની ગોઠડી કરતાં. જીરે ગો ૨૦
થયુ પ્રભાત ઓધવને રે, કરવા ખટકરમ;
પેરપેરનાં પકવાન રે. કીધા ભોજન જીરે ગો ૨૧

## ઉદ્ધવ-ગોપી મિલાપ

રથ દેખી અક્રૂરનો રે, ગોકુલની નારીઃ
ઘેર ઘેરથી સરવે સુંદરી રે, નંદ-દ્વારે આવી. જીરે ગો.૨૨
ઉદ્ધવ મિત્ર હરિતણો રે, ગોપીને રે ભાળ્યા;
શું રે વધામણી શ્રીકૃષ્ણની રે?, શું કાગળ લાવ્યા? જીરે ગો.૨૩
સંદેશા સુખ-વચનના રે, ગોપીને રે કહીઆ;
નીર વછૂટયાં નયણેથી રે, રામકૃષ્ણ જપીઆ. જીરે ગો.૨૪

## ગોપી-વિરહ વચન

બાલ ગોપાલ વ્રજવાસના રે, હરિને નિત સંભારે;
વલ્લભ છો ઘણું નાથને રે, હરિ કેમ વિસારે? જીરે ગો.૨૫
બાલપણાની પ્રીતડી રે. હરિ મૂકી વિસારી;
રાધા-સરખી પરહરી રે, કુબજાને ઓધારી! જીરે ગો.૨૬
વાંક નહીં મોહન-તણો રે, અમો ભૂલ્યાં ભમીઆં;
અમો લાજ મૂકી લોકની રે, હરિ સાથે રે રમીઆ. જીરે ગો.૨૭
અનેક-વિધની વારતા રે, અમારા ગોપાલ;
દૈત્ય કેટલા કંસના રે, હરિ કીધા કાળ. જીરે ગો.૨૮
શંખાસુરને મારીઓ રે, બગાસુર હણીઓ,
અઘાસુર ને વછાસુરને રે, તૃણાવર્તને તણીઓ. જીરે ગો.૨૯

મદિર મહારે આવતા રે, મહી માખણ ખાવા;
અમે ઝાલી રાખતા રે, ન દેતા જાવા. જીરે ગો.૩૦
જમુના જાતાં પાણીડાં રે, સરખી સાહેલી;
નંદ-કુવરને નિરખતાં રે, સહુ થાતી ઘેલી. જીરે ગો.૩૧
વૃન્દાવનની વાટમાં રે, મલતા ગિરિધારી,
ઘણે સમે ઝઘડો કરતા રે, અમ-સું મોરારિ. જીરે ગો.૩૨
જમુના ગીઆંતાં ઝીલવા રે, આવ્યા અંતરજામી,
વસ્ત્ર હરી લીધાં વિઠ્ઠલે રે, અમો લજ્જા પામી જીરે ગો.૩૩
જમુના કહાન જંપાવીઆ રે, જઈ નાથ્યો કાલી;
નૃત્ય કરંતા આવીઆ રે, ઉપર વનમાલી. જીરે ગો.૩૪
ઇંદ્ર જિવારે કોપીઓ રે, બારે મેઘ વરસાવ્યા;
ગોકુલ રાખ્યુ રેલતું રે, અમને લાડ લડાવ્યાં. જીરે ગો.૩૫
ઋષિ-કેરી નારનાં રે, હરિ જમ્યા ભોજન;
એહનો પાર પામે નહીં રે, બ્રહ્મા ચતુરાનન. જીરે ગો.૩૬
વૃન્દાવન જઈ વિઠલે રે, વાયો વેણુ રસાલ;
અમે વ્રજની સુંદરી રે, ચાલી તત્કાલ. જીરે ગો.૩૭
સોલ,સહસ સર્વે મલી રે, હરિ સાથે રમતાં રાસ;
ક્રીડા કરતા કરી કૃષ્ણજી રે, રજની ખટ માસ. જીરે ગો.૩૮
ભાવ જોવા હરિ અમતણા રે, હુવા અંતરધ્યાન;
જે વિસારે નાથજી રે, તો તજીએ પ્રાણ. જીરે ગો.૩૯
એમ લીલા માંડી શ્રીકૃષ્ણનીરે, હરિ તતક્ષણ આવ્યા;
મંડપ રચ્યો માહાવજી રે, સુર મુનીએ વધાવ્યા. જીરે ગો ૪૦
એ લીલા શ્રીકૃષ્ણની રે, શું મુખથી કહીએ ?
આજ અમને પરહરી !, અમે કેટલુંક સહીએ ? જીરે ગો.૪૧

ગોપીજન-વ્યંગોક્તિ

દાવાનલના ભય થકી રે, અમને ઊગાર્યાં;
મથુરામાં સુખ પામીઆ રે, અમને વીસાર્યાં. જીરે ગો.૪૨
ગોકુલમાં ઓઢી ધાબળી રે, મથુરામાં વાઘા;
નંદની ચારતા ગાવડી રે, રાજ કરવા લાગ્યા! જીરે ગો.૪૩
માખણ માગે કર ગ્રહી રે, મહી ખાતા ચોરી;
ગોકુલ આવી શું કરે રે?, એને હસી ગોરી. જીરે ગો.૪૪
હરિજી હાથે લાકડી રે, મુખ વાંસલી વાયે;
ગોકુલ આવી શું કરે રે? શિર છત્ર ઢળાયે. જીરે ગો.૪૫
અહીં રમ્યા કોણ ઓળખે રે?, સહુ કહેતા 'ગોવાલ';
મથુરામાં જઈ માહાવજી રે, થીઆ ભૂપાલ. જીરે ગો.૪૬
અમો બીક દેખાડતાં રે, હરિ જાતા નાસી;
વાંક હરિનો છે નહિ રે, અમો રાંક થાશી. જીરે ગો.૪૭
રાવણ સરીખો મારીઓ રે, એક જાનકી માટે;

× × × ×

એની લીલા અકળ છે રે, નિગમ નેતિ જાણી. જીરે ગો.૪૮
અમો હરિને ન ઓળખ્યા રે, મન સર્વે આણી. જીરે ગો.૪૯
ગદ્ગદ્ કંઠે ગોપિકા રે હરિનાં ગાએ હો ગીત;
ઉદ્ધવ આનંદ પામીઆ રે, હરિની દીઠી પ્રીત. જીરે ગો.૫૦
**ભ્રમરગીતા** ગાએ રે, સાંભલે નરનારી;
હરિચરણ તે પામશે રે, સદા શુભકારી. જીરે ગો.૫૧
પ્રભુ સાથે પ્રીતડી રે, રાખો ઉરમાં આશ;
**ગોવિંદરામ** તે વિનવે રે, 'આપો વ્રજમાં વાસ.' જીરે ગો.૫૨

———o———

## ભક્ત-કવિ પ્રીતમદાસ કૃત

# સરસ-ગીતા

### વિશ્રામ ૧ લો.

ગુરુનું ધ્યાન ધરી, હરિ-ગુણ ગાઇશું;
પ્રીતે રસ પ્રેમકથા, પ્રેમીને પાઇશું. ૧
આગે જન અનેક થયા, વાણી વિસ્તાર છે;
લીલા—રસ—સિંધુ—સુધા, અનંત અપાર છે. ૨
ઝીલ્યા જન મુક્ત થઈ, અભય અભિલાખમાં;
તેણે રસ પુરણ પીધો, છકયા તે છાકમાં ૩
યથા મતિ જેવી જેની, તેવું તે ઊચર્યા;
ભજ્યા જેણે ભક્તિ ભાવે, તે તો નિશ્ચે તર્યા. ૪
ઉદ્ધવના માન માટે, વિચાર્યું શ્રી કૃષ્ણજી;
એને વ્રજ મોકલું વેગે, પોતે કર્યું પ્રશ્નજી. ૫
માતાને પુત્ર પ્રીય, પૂંઠે ફરે નીહાળવા;
ઉપાય અનેક કરે, રોગને ટાળવા. ૬
એવા જન હરિને વાહાલા, જાળવે જોઇને;
જરા અભિમાન આવે, નાખે વિષ ઘોઇને. ૭
"ઉદ્ધવજી ! એક મારી, ચિત્ત ધરો વાતડી;
વંદ્રાવન રાસ [1]રચ્યો, શરદની રાતડી. ૮

---

૧. રમ્યા.

તે તો સુખ સાંભરે સુને, તમને શું કહું ?
જાણે તે વ્રજની નારી, મન સમજી રહું. ૯
ગોપીજન આતમા મારો, નિમિષ ન વીસરે;
મુજને મળવા માટે, સહુ સૂનાં ફરે. ૧૦
તેઓને જ્ઞાન કરી, ઘણુ સમજાવજો;
સૌના સંશય ટળે, એવું કરી આવજો. ૧૧
મારા માત તાત કહીયે, જસોદા નંદજી;
તેણે બહુ લાડ લડાવ્યા, અતિ-આનંદજી. ૧૨
વ્રીજજન સૌ સ્નેહી, ચિત્તમાં ચઢાય છે;
અમો જે દિનના આવ્યા, દુઃખી બહુ થાય છે. ૧૩
આવ્યા અમો અવધ કરી, ફરીને ગયા નહિ;
વિજોગે પીડા પામે, સુખ આપો જઈ. ૧૪
મુગટ કુંડળ માળા, આભૂષણ અંગનાં;
નિજ રથ બેસવા આપ્યો. ચેન શ્રીરંગનાં. ૧૫

(સાખી)

ઉદ્ધવને આપી આજ્ઞા, વેગે કરો વ્રજ-પ્રવેશ;
પ્રેમસનેહી સુંદરી, આપો [1]હિત-ઉપદેશ. ૧૬
તમો સરવે સધીર છો, જ્ઞાનવાન પરિમાણ;
પ્રમોદો વ્રજ-યોષિતા, ઉદ્ધવ! ચતુર સુજાણ. ૧૭

---

### વિશ્રામ ૨ જો.

ઉદ્ધવે આજ્ઞા માગી, રથ બેઠા જઈ;
વેગે વ્રજ-પંથ પળ્યા, જોવાની ઇચ્છા થઈ ૧

---

૧. જઈ.

સંધ્યા સમે સુરભી સંગે, સુખે ત્યાંહા આવીઆ;
જસોદાએ દીઠા જ્યારે, ભલા મન ભાવીઆ. ૨
નંદજી ભેટયા ભાવે, આસન આપીઆં;
દયા કરી દીન જાણી, દુંખડાં કાપીયાં. ૩
"સંકર્ષણ શ્યામ સુખી?, કહો તે શું કરે?
ઉગ્રસેન ૨અન્ય જાદવ, કેવા આનંદ ધરે?" ૪
ઉદ્ધવ કહે, "સૌ સુખી, તમ પરસાદથી;
જેમ ગજ-વૃંદ નાહાસે, સિંહના નાદથી. ૫
એમ દુઃખ દીરઘ નાઠાં, દીઠા હળધર હરિ,
મધુપુર નરનારી, સુખે શોભા ધરી." ૬

નંદ આનંદ પામ્યા, સુજશ સાભળી;
જેને એ ભેટયો ભાવે, તેની વેળા વળી. ૭
રૂડી રસોઈ કીધી, જસોદાએ જુક્ત-શું;
ભાવે૩થી ભોજન કર્યું, સાકર ને દૂધ-શું. ૮
પ્રેમે પલંગ બિછાવી, બેઠાં બીડલા કરે;
અન્યો-અન્ય ઉદ્ધવ નંદ, લેઈ મુખમા ધરે. ૯
જસોદા પૂછે પ્રીતે, ખબર લાલની,
"જાદવ ૪જુવતી શું જાણે, ગત્ય ગોપાળની? ૧૦
સ્વરૂપવંત કીધી, કંસની સેવકી;
બહુ બડભાગી કહીએ, વસુદેવ દેવકી! ૧૧
એહનાં અટપટાં લક્ષણ, બાળપણે બહુ;
વ્રજવધૂ સર્વે સાંખ્યુ, હેતે હમીયા સહુ. ૧૨
અમે પુત્ર-ભાવે ભાળ્યો, ઓઢણી ઓઢતો;
પ્રીતે પયપાન કરી, પારણે પોઢતો. ૧૩

એણે સ્તનપાન કરી, મારી તે પૂતના;
કંઈકના પ્રાણ હર્યા, કંસના દૂતના. ૧૪
શકટાસુર અસુર એવો, આવ્યો અમ બારણે;
અમે તો કાંઈ ના જાણ્યુ, પોઢયા'તા પારણે. ૧૫
તેહને પદપ્રહાર કરી, પ્રાણ હેલામાં હર્યા;
બગાસુર આદિ દૈત્ય, પાપી [2]પ્રલે કર્યા. ૧૬
મુનિ ગર્ગાચારે જે કહ્યું, તે તો સરવે થયુ;
માયાના આવણ માટે, અમો કાંઈ નવ લહ્યું. ૧૭
એકવાર નેણે નીરખું, કેશવ રામને;
કહીએ કૃતારથ કરો ગોકુળ ગામને." ૧૮

એમ કહી આંખ ભરી, આંસુડાં આવીઆં;
"અમે તપ ઓછાં કીધા, પાછાં કલ્પાવીઆં!" ૧૯
ઉદ્ધવ કહે, "એમ ન કીજે, તમો તો જાણ છો;
એ તો હરિ અંતરજામી, તેના પ્રાણ છો. ૨૦
તમારાં ભાગ્ય ભલાં, પુન્યનો પાર નહિ;
તમે તો નયણે નીરખી, લીલા અવતારની!" ૨૧

( સાખી )

પરસ્પર ગોષ્ટિ કરી, ઉદ્ધવ ને નંદરાય;
હરિના ગુણ [3]સંભારતાં, પ્રેમ-મુદિત મન થાય. ૨૨
કૃષ્ણકથા આનંદમય, સુધાસિંધુ [4]સુખ સાર;
પ્રેમ પુનિત તે પામશે, કૃપા કૃષ્ણ [5]મોરાર. ૨૩

---

૨. આદે. ૩. નિશા ભોજન. ૪. જુગતી
૧ કાગાસુર ૨. પ્રાજે ૩. સંભારીને પરમ ૪. સુખ શિર
૫ જદુવીર

## વિશ્રામ ૩ જો

સૂક્ષ્મ રજની રહી, વીતી ગઈ વાતમાં;
જાગી સૌ જુવતી જન, મન પ્રભુ નાથમાં. ૧
મહી વલોવા લાગી, સર્વે સુંદરી;
ગોપી ગુણગાન કરે, રસ ભાવે ભરી. ૨
રાગ સારંગ ગાયે, ભૈરવી ખીલાસમાં;
કોકિલા કંઠ પૂરે, [1]સુંદર અભિલાષમાં. ૩
ઊંચે સ્વરે ઊચરે એવું, આનંદે ગાઈનેઃ
"ઓ કૃષ્ણ ! બાળસ્નેહિ, ગયા કેમ વાહીને ?" ૪
નૌતમ નાદ-તણી, શબ્દ-ધુન થાય છે;
ઉદ્ધવ આનંદ પામ્યા, જમુના જાય છે. ૫
આવ્યા રવિતનયા-તીરે, સુખ પામ્યા ઘણું;
તન મન મંજન કરી, ધ્યાન ધર્યું હરિતણું. ૬

સખી એક સદન થકી, બારણે નીસરી;
રથ નંદ-દ્વાર દીઠો, જોયું જુકતે કરી. ૭
'અક્રૂર આવ્યા હતા, આવો રથ લેઈને;
સુખ સરવસ મટયું, ગયા દુઃખ દેઈને ! ૮
રથ શે અરથે આવ્યો ?, વળી શું વીસર્યું ?
જીવન-પ્રાણ જતે, પછે શું ઊગર્યું ? ૯
અન્યોઅન્ય વાત જાણી, આવી સૌ સુંદરી;
પ્રીતે જસોદાને પૂછે, "આવ્યા શું શ્રી હરિ ?" ૧૦
એટલે ઉદ્ધવ આવ્યા, જમુનાં નાહિને;
હરિના જન જાણી, નમી પાય ધાઇને. ૧૧

૧ અમે

જેવા જુગદીશ કહીએ, તેવા જન તેહના;
રૂપ ગુણ વરણ એવો, [1]શોભાવે દેહના. ૧૨
મસ્તક મુગટ મોહે, તેજ ઘણુ તે–તણું;
તિલક કેસર–કેરું, સુંદર સોહામણું. ૧૩
ઝગમગ ઝલકી રહ્યાં, કુંડલ તે કાનમાં;
નેત્ર દળ–કમળ જેવા, લાગી પળ ધ્યાનમાં. ૧૪
પ્રફુલિત પ્રસન્ન વદન, શરદ–કેરો શશી;
નિરંતર એક હરિ, રહ્યો રુદિયે વશી. ૧૫
ઉર અત્યંત ઓપે, માળા મુક્તાતણી;
પીતાંબર અંગે ધર્યાં, શોભા દીસે ઘણી. ૧૬
ભુજે ભલા ભૂષણ ધર્યાં, રૂડાં કર રાજે છે;
જોઈ પદ જુગલ છબી, મનમથ લાજે છે. ૧૭
ગોપી કહે, "ભલે આવ્યા, સખા છો શ્યામના!
લોક તો લાંઠ છે, મધુપુર ગામના. ૧૮
મુખે તો મીઠું બોલે, મેલ ઘણો મનમાં;
જુઓ અમે સંગ કર્યો, મેટ્યા મહાવનમાં!" ૧૯

(સાખી)

ઉદ્ધવ કહે, "અમો આવીયા, નિશા નિર્ગમી એક;
મોહને મને મોકલ્યો, કહેવા જ્ઞાનવિવેક. ૨૦
શોક ન ધરશો સુંદરી, પ્રભુ સદા છે પાસ;
દ્વૈતભાવને પરહરો, રાખો દૃઢ વિશ્વાસ." ૨૧

---

૧. સુભાળ.

## વિશ્રામ ૪ થા

મને શ્રી કૃષ્ણે કહ્યું, કહું તે કામની;
ભ્રમણા મનની મૂકો, ભજો હરિ ભામની! ૧
હરિનાં હેતુ છો, તમો સૌ તારુણી;
નિર્મળ જ્ઞાન ગ્રહો, તજો વિખ વારુણી. ૨
ઓસના ઉદક જેવો, [1]આ રે સંસાર છે;
તેમાં એક તત્ત્વ મોટું, સમજણ સાર છે. ૩
જે જને તન તપાસ્યું, તેના સંશે ટળ્યા;
પ્રણવ ધ્યાન ધરી, ભાવે હરિમાં [2]ભળ્યા. ૪
નિરંજન વેદે ગાયો. તે તો ઘટમાં વસે;
એક દૃષ્ટે જોશો જ્યારે, ત્યારે દુગ્ધા જશે. ૫
ભિન્નભાવ ભાગશે ત્યારે, બ્રહ્મને ભાળશો;
આત્મા અખંડ એવો, નિરંતર નિહાળશો. ૬
મોટા મુનિ જોગ સાધે, જેહને પામવા;
દેહનું દમન કરે, ભવદુઃખ વામવા. ૭
સંસારમાં સુલભ હો યે, શેણે તપ આચરે?
સુખ સમૃદ્ધિ મૂકી, શીદને નીસરે? ૮
જેહને વૈરાગ્ય વ્યાપ્યો, સૌ મૂકી ગયા;
ગૃહ-અંધકૂપ મૂકી, જઈ વનમાં રહ્યા. ૯
મોટા મોટા રાજ મૂકી, ગયા તપ સાધવા;
શિવ શ્મશાન સેવે, એને આરાધવા. ૧૦
સહસ્ર અઠ્યાસી આદે, જઈ વનમાં વસ્યા;
આત્મા સાધન કરે, પ્રગટી મહાદશા. ૧૧

---

૧. એહવો, ૨. લળ્યા.

માયાનો અંગ મૂકી, પળ્યા તે મહાવને;
ભાવે તે હરિને ભેટયા, ભૂલ્યા દેહભાવને. ૧૨
એવો ઉપદેશ અમારો, માનશો માનની!
તો તનમાંહે થશે, ભાળ ભગવાનની. ૧૩
પંડ્યમાં પ્રગટ થશે, બ્રાંતિ સૌ ભાગશે;
નિજ સ્વરૂપ સાથે, જ્યારે લેહ લાગશે. ૧૪
અજપા જાપ થાયે, જુઓ તેને જાંખીને;
હરખ ને શોક સૌએ, દૂર દો નાંખીને. ૧૫

(સાખી)

નિજ-સ્વરૂપ જ્યારે જડે, થાયે કલ્પના-નાશ;
જેને હિંડો ખોળતા, તે પોતાની પાસ! ૧૬
[ઉદ્ધવ કહે] સૌ સાંભળો, ચતુરા ચતુર સુજાણ;
[1]પતીજ આવે પ્રેમદા, તો પૂછો વેદપુરાણ ૧૭

---

## વિશ્રામ ૫ મો

પછે વ્રજબાળા બોલી: "રીસ રખે ચઢે;
અમો તો [2]અબળા જન, એવું કેમ આવડે? ૧
તમે જે જોગ કહ્યો, તમારા કામનો;
અમારો પેંડો ન્યારો. ગોકુળ ગામનો. ૨
અરજ એક અમારી, ઓધવજી! સાંભળો;
અમારા મનમાં વસ્યો, સુંદર શ્યામળો. ૩
અમે તો નયણે નિહાળ્યો, નટવર નાથને;
એણે મોહની લગાડી, સૌ વ્રજ-સાથને. ૪

---

૧. પ્રતિત; પતીન. ૨ જુવતી.

ધૂતારામાં ધૂર્તવિદ્યા, મુખે શું વખાણીએ ?
એનાં અનેક ચરિત્ર, અમે સૌ જાણીએ. ૫
જશોદા મારવા લેતાં, ક્રોધ ઘણો કરી;
ત્યારે નાસીને આવે, અમ ભોવન ભણી. ૬
કહેશે, ' કોઈ રાખો મુને, ' મુખે એવું ભણે;
એને ઘરમાંહે રાખીને, રહેતાં અમે આંગણે. ૭
ભોવન ભીતર પેસી, ઉદ્યમ એવો કરે;
મહીનાં માટ ફોડી, માંખણ મુખમાં ધરે. ૮
અમો જ્યારે આવીએ પાસે, નાસીને નીસરે;
એણે એવાં કામ કર્યાંઃ કહો કેમ વીસરે ? ૯
વચ્છનાં પૂછ ગ્રહી, ઊઠાડે આંમળી;
ઊંઘે બાળક જગાડે, ચોંચે અંગ આંગળી. ૧૦
એને ડરે ઊંચું કાંઈ, મૂકીએ સૌ સખી;
ઊખલ ઉપર ચઢી, પાડે તે ત્યાં-થકી ! ૧૧
એકવાર એમ વિચાર્યું, ' બાંધું કર સાહિને;
લેઈને જઈ દેખાડું, જસોદા માઈને. ' ૧૨
એક દિન માખણ ખાતાં, ગ્રહ્યા ગોવિંદને;
' હવે ક્યાં નાસી જશો ? ' કહ્યું કૃષ્ણચંદ્રને. ૧૩
તાંણી બે હાથ બાંધ્યા, ચાલી ચાંપે કરી;
ઉપર ચીર ઓઢાડયું, હીંડી હરખે ભરી. ૧૪
' નંદરાણી ! માનતાં નહોતાં, જુવો આ બાળને;
[1]મંદિરમાંથી માખણ ખાતાં, ગ્રહ્યા ગોપાળને ! ' ૧૫

---

૧. ભોવનમાથી.

[2]એમ કહી આળશું કર્યું, અંબર ઓઢ્યા તણું;
જુએ તો બાળ પોતાનું !, લજ્જા પામી ઘણું ! ૧૬
નેહે નંદભુવનમાંથી, દીઠા હરિ આવતા;
જોતામાં જાડી પાડી, સુંદરીને સર્વથા. ૧૭
'[3]અલી ! ખોટું આળ ચડાવે, શા માટે સુંદરી ?'
જુવતીનુ જોર ન ચાલ્યુ, હેતે હસિયા હરિ. ૧૮
એવા હરિ આનંદરૂપી, અમે જે દીઠડા;
બીજા અનેક ઉપાય, લાગે કેમ મીઠડા ? ૧૯
જે સુખ અમને આપ્યા, તે દુર્લભ દેવને;
બીજુ શુ ધ્યાન ધરુ, તજી સ્વયમેવને ? ૨૦

(સાખી)

પ્રગટ સ્વરૂપ સુંદર વદન, રસિક છબી ઘનશ્યામ;
તે–શું મન અટકી રહ્યું, ક્ષણું ખસે નહિ આન. ૨૧
નાગર નવલ-કિશોર–શુ, બાંધી પૂરણ પ્રીત;
અવર વાત ભાવે નહિ, એહ અમારી રીત" ૨૨

---

## વિશ્રામ ૬ ઠ્ઠો

ઉદ્ધવ કહે, "અબળા તમે, એ તો સાચું કહ્યું;
એનું રૂપ અટલ એહેવું, સૌ ઘટમાં રહ્યું. ૧
બોલે તે બીજો નહિ, તમમાં તે જ છે;
વિશ્વમાં વ્યાપી રહ્યો, અખંડિત એ જ છે. ૨
તે તો ભરપૂર ભર્યો, પંડ બ્રહ્માંડમાં;
જેમ રવિ જુજવો દીસે, ભાસે બહુ ભાંડમાં. ૩

---

૨. ઉપરથી, ૩. અમથું.

એક અનેક રૂપે, [1]બહુવિધ્ય બોલતો;
વિધવિધ વેશ ધરી, દીસે છે ડોલતો. ૪
ભિન્ન ભિન્ન ભૂષણ બન્યાં, કુંદન એક છે;
નામ ને રૂપ ન્યારાં, જોયામાં વિવેક છે. ૫
એક સૂત્રભાવે જોતાં, જેવાં પટ-તંત છે;
સાગર અગાધ અંબુ, લહેરી અનંત છે. ૬
અવની એક રૂપે, બીજાં બહુ પાત્ર છે;
અલંકાર અલગ કરે, સોનુ એક-માત્ર છે! ૭
જેમ કાંઈ સાકર-કેરી, બહુ મીઠાઈ કરે;
સરવે સાકર જાણો, બીજું નહિ નીસરે. ૮
સુરભી-સ્વરૂપ ઘણા, વરણ વિચિત્ર છે;
તેનુ પય એક રૂપે, પરમ પવિત્ર છે. ૯
એમ તમે આત્મા જાણો, અરૂપી એહ છે;
ઉત્તમ ને અધમ એ તો, દીઠામાં દેહ છે. ૧૦
કાષ્ઠમા અગ્નિ કહીએ, એમ અવિનાશ છે;
સર્વમાં સાક્ષીરૂપે, નિરંતર વાસ છે. ૧૧
કસ્તુરી મૃગમા વસે, જોતા વનમાં ફરે;
પરિમળ પાસેથી આવે, ભૂલ્યો ભટકી મરે. ૧૨

(સાખી)

એમ સકળ સંસારમાં, વસે હરિ ભરપૂર;
જીવદશા મટે નહિ, તેથી દીસે દૂર. ૧૩
જથારથ જાંણ્યા વિના, જીવદશા નવ જાય;
ત્યાંહાં લગી ઉપજે કલ્પના, અજ્ઞાને અથડાય." ૧૪

---

૧. બહુ વિધિ

## વિશ્રામ ૭ મો

પછી વ્રજગોપી વદે, "ઉદ્ધવ! ચિત્ત ધરો;
તમે તો એમ કહ્યું, 'હરિ સભરો ભર્યો.' ૧
ત્યારે કોણ પીડા પામે?, કોણ જન્મે મરે?
એ તો કાંઈ અચરજ મોટું, સંશે કેમ નીસરે? ૨
ત્યારે શેં સુખ ના પામે, જીવ સંસારના?
શા માટે દુઃખમા ડૂબે, પ્રાણી ખાંણ ચારના? ૩
વળી શ્રી કૃષ્ણ જેવા, સરવે શેં નથી?
ખરેખરી વાત કહો, રોષ ના રહે રતિ. ૪
અમે તો માનીએ જ્યારે, પરાક્રમ ભાળીએ;
તનમાં હરિ હોએ, તો ગિરિ ઊઠાવીએ. ૫
અમારે અવર બીજું, ચિત્ત આવે નહિ;
[*]સુંદર શ્યામ વિના, મન ભાવે નહિ; ૬
સરોવર સરિતા ભર્યો, બહુ સઘળે સિંધુ;
ચાતક ચાંચ ન બોળે, પીયે પડતું બિંદુ. ૭
સાગરમાં છીપ રહે, ઊંડી એકાંત-શું;
જરા જળ ભેદે નહિ, પ્રીત—રત સ્વાતિ-શું. ૮
જલ વિના દાદુર જીવે, મીન જાએ મરી;
પ્રાણ ગયે પ્રીત ન છુટે, ટેક તેની ખરી. ૯
એવી છે ટેક અમારે, અબળા-સાથને;
તનમન સર્વે સોપ્યું, નટવર-નાથને. ૧૦
પ્રીતની રીત ન્યારી, નથી તે પુરાણમાં;
પ્રીછે કોઈ પ્રેમ-સ્નેહિ, વીંધ્યાં રસ-બાણમાં. ૧૧

---

*. સુંદર સ્વરૂપ

અમો એને વિજોગે, સૌ સૂનાં કરું;
મન તો મોહન પામે¹, સાધના શું કરું ? ૧૨
હતું મન એક મારે, તે તો હરિએ હર્યું;
ગયુ રસરૂપ માંહે, ફરી નવ નીસર્યું. ૧૩
ઉદ્ધવજી! પ્રેમની પીડા, હશે તે જાણશે;
વીંધ્યા વિના વેદના, કોઈ કેમ પરમાણશે? ૧૪

(સાખી)

ઉદ્ધવ! એમ દુ:ખીઆં કર્યાં, દીધો છબીલે છેહ;
પહેલી પ્રીત વધારીને, પછે પરહર્યાં તેહ! ૧૫
વિશ્વાસે વળી વાહિને, ઘાત કરે કહો કોણ?
વળી વચન જે કહાવીયુ, દાઝયા ઉપર લોણ! ૧૬

---

## વિશ્રામ ૮ મો

ઉદ્ધવ! આંવડું અમો, પહેલાં તો નવ લહ્યાં;
કોને કહીએ મુખમાં દાઝયા? મન સમજી રહ્યા! ૧
અમે લોકલાજ લોપી, એને ભાવે ભજ્યાં;
તોએ તરછોડી નાખ્યાં, તુચ્છ કરીને ત્યજ્યાં! ૨
હવે હરિ શીદ આવે ?, સગપણ શું રહ્યું ?
મધુપુર રાજ મળ્યુ, વ્રજ વેરી થયુ! ૩
વળી વિશેષે મળી, કંસદાસી કુબજ્યા;
તેહનો સંગ કર્યો, ભલા જુગમાં ભજ્યા! ૪
નવા નવા ખ્યાલ કરી, વ્રીજમાં ખેલતા;
અર્ધક્ષણ અબળા—કેરો, સંગ ન મેલતા. ૫

---

૧. સાધન.

એક સમે ઝીલવા પેઠાં, હરિ હેરે પડ્યાં;
ચતુરાનાં ચીર ચોરી, જઈ કદમે ચડ્યા. ૬
જોયું જ્યારે જુવતીજને, દીઠા દીનાનાથને;
મનમાં લજ્જા આવી, સૌ સખી-સાથને. ૭
હસી હરિ બોલ્યા એવું, "આવ્યો દાવ આમતણો;
કેમ તમો નગ્ન નાહ્યાં ?, દોષ ઉપજ્યો ઘણો. ૮
વરુણ તરુણ તણી, મરજાદા નવ ગણી;
માટે અપરાધ પડ્યો, અનીતિ એ ઘણી. ૯
તમે સૌ જુવતીજન, જળ થકી નીસરો;
રવિની સામા રહી, સો સો પ્રણામ કરો. ૧૦
પછી પટકુળ આપું, પહેરીને પરવરો;"
વિનતાએ મન વિચાર્યું, કૃષ્ને કહ્યું તે કરો. ૧૧
મન મેલ નીર્ધારી, નારી સૌ નીસરી;
શત શત પ્રણામ કર્યાં, સૂરજને સુંદરી. ૧૨
પછે સૌનાં અંબર આપ્યાં, અબળાએ અંગ ધર્યાં;
જુઓ એનાં ચરિત્ર એવાં, કહો કેવાં કર્યાં ! ૧૩

(સાખી)

અનેક ચરિત્ર છે એહનાં, કોઈ ન પામે પાર;
ગોકુળમાં લીલા કરી, દિન બાવન, વરસ અગીઆર. ૧૪
વિવિધ વિઘનથી ઉગારીઆં, વ્રજજનને બહુવાર;
જે જે અસુર આંહિ આવીઆ, તેનો કર્યો નિસ્તાર. ૧૫

---

## વિશ્રામ ૯ મો

જમલા-અર્જુન હતા, નંદજીના ચોકમાં;
તેનો ઉદ્ધાર કર્યો, ગયા સુર-લોકમાં. ૧

અઘાસુર અજગર [1]એવો, છાનો છુપીને રહ્યો;
મારગમાં મુખ વિકાસી, સર્વને ગળી ગયો ! ૨
પછી શ્રીકૃષ્ણે તેને, સારી શિક્ષા કરી,
સુખે સ્વર્ગલોક ગયો, નાવ્યો પાછો ફરી. ૩
બગાસુર આવી બેઠો, કહીએ શું તે મંદને;
જીવતા જળ પીવા ગયા, ગળ્યા ગોવિંદને ! ૪
ઉદરમાં અગ્નિ ઊઠી, કેમ રાખી શકે ?
ચાચ ગ્રહી ચીરી નાખ્યો, પડ્યો પૃથ્વી વિષે. ૫
વત્સાસુર વૃષભ-રૂપે, આવ્યો કપટે કરી;
તેના પગ સાહી પછાડ્યો, મૂઢ ગયો મરી ! ૬
એક સમે વચ્છ અગવે, જમુના તીરમાં;
ભાવે હરિ ભોજન કરે, સૌ આહીરમા. ૭
એવે સમે અજ આવ્યા, અંતરીક્ષ ઊભા રહ્યા;
બાળ-ચેષ્ટા જોઈ હરિની. મન વિસ્મે થયા. ૮
વિરંચીએ મન વિચાર્યું, 'વચ્છ હવડા હરું;
પછે પ્રભુતા જણાશે, હશે ખોટું ખરું.' ૯
માયાનો પડછો નાખી, ગોપ્ય કર્યાં ગૌ;
આતુર થઈ જોવા આવ્યા. હરિના સખા સૌ. ૧૦
'બેસો વ્રજબાળ સહુ,' એવુ બોલ્યા હરિ;
મંડળીની જુગત આવી, ના આવે પાછી ફરી. ૧૧
એમ કહી ચાપે ચાલ્યા, કર ગેડી ગ્રહી;
જોયુ ઘણું જુગતે કરી, વચ્છ દીઠા નહિ. ૧૨

---

૧. આવ્ગો.

જ્યારે વચ્છ નજરે નાવ્યાં, પ્રભુ પાછા ફર્યા;
માયાપટ ઉપર નાખી, સખા સહુ આવર્યા. ૧૩
પછે મનમાં વિચારી, પાછાં પેદા કર્યાં;
વચ્છ ને ગોવાળ સૌ, રૂપ તેવા ધર્યા. ૧૪
એમ ખટમાસ વીત્યા, બ્રહ્માએ ભાળીઉં;
ચતુર્ભુજ ગોવાળ સૌ, એવું જ્યારે ન્યાળીઉં. ૧૫
અજ આવી પાયે પડયા, નેહે નંદલાલને;—
"અમો સમર્થ નહિ, જોવા તમ ખ્યાલને. ૧૬
અમો અભિમાની એવા, તમને નવ લહ્યા;
હવે હરિ! ક્ષમા કરો, જે જે અપરાધ થયા. ૧૭
તમો તો કરુણાસિંધુ, કૃપા કીજે મુને;"
કર જોડી વિનય કર્યો, બહુ ચતુરાનને. ૧૮
પછે પ્રભુ પ્રસન થયા, "સંશય સૌ પરહરો;
અજ! નિજ ધામ જાઓ, સુખે સૃષ્ટિ કરો." ૧૯
પછે ગુણગાન કર્યું, રૂપ રદે ધરી;
બ્રહ્મા બ્રહ્મસદન ગયા, ચિત્ત ચિંત્યા હરિ. ૨૦
એવા કૃષ્ણ કરુણાસિંધુ, અમો જે જાણીએ;
કહો કેમ અવર બીજુ, ચિત્તમાં આણીએ? ૨૧

(સાખી)

ચિત્તવિત્ત ચોર્યું અમતણું, આપ્યુ સુખ અપાર;
નિત્ય નૌતમ લીલા કરી, વ્રજમાં નંદકુમાર. ૨૨
કમળ-નેણ શ્રીકૃષ્ણજી, કોટિ-કામ-છબી અંગ;
વિસાર્યા કેમ વીસરે?, હૃદયે લાગ્યો રંગ! ૨૩

## વિશ્રામ ૧૦ મો

પછે વ્રજવાસી સૌ, ઇંદ્રિ—ઓછવ કરે;
મનમાં મઘવાતણી, સહુ શંકા ધરે. ૧
ઘરડા ગોપ આવ્યા, નંદને બારણે;
સહુ સામગ્રી લાવ્યા, પૂજાને કારણે. ૨
પ્રભુ નંદ પાસે આવ્યા, પૂછયુ ઘણું પ્રીતશું:—
"કોની તમે [1]પૂજા કરો, આવી રૂડી રીતશું?" ૩
નંદ કહે, "ઇદ્ર-કેરી, સૌ સેવા કરે;
એના પ્રેર્યા પર્જન્ય આવે, સુખે સુરભી ચરે." ૪
પછે શ્રીકૃષ્ણ કહે, "સાંભળો તાતજી!
સુરપતિ શું કરે એમાં?, એ હરિને હાથજી ૫
સદા સમીપ રહે, સંકટ કાપશે;
ગોવરધન-ઉચ્છવ કરો, ઇચ્છા-ફળ આપશે." ૬
વ્રજજને વાત માની, કૃષ્ણે કહી તે ખરી;
સહુ ગિરિપાસે ગયા, પ્રેમે પૂજા કરી. ૭
અન્નનો કૂટ કર્યો, સહુ રિદ્ધ આણીને;
પર્વતે રૂપ પ્રકાશ્યુ, જીવણ જાણીને. ૮
ઉપર સ્વરૂપ થયું, અષ્ટ-ભુજા-તણું;
વ્રજજને દર્શન કર્યું, સુખ પામ્યા ઘણું. ૯
સહસ્ર ભુજ સાથે કાઢયા, આરોગ્યા અન્નને;
પછે પ્રસાદ આપ્યો, સહુ વ્રજજનને. ૧૦
ગિરિ પૂજી ઘેર વળ્યાં, ઉલટ અતિ ઘણો;
સુરપતિએ વાત જાણી, 'ઓચ્છવ ભાગ્યો આપણો.' ૧૧

---

૧. સેવા.

બારે ત્યાંહાં મેઘ બોલાવી, ઈંદ્રે આજ્ઞા કરી;
"જાઓ જળવૃષ્ટિ કરો, વ્રજ પર આદરી!" ૧૨
ગગને ઘટા થઈ, ઘને કરી ગર્જના;
વ્યાકુળ લોક થયા, સહુ કોઈ વ્રજના. ૧૩
હસ્તી સમાન પડે, બિંદુ મોટાં બહુ,
ધાઈ પ્રભુ-પાસે આવ્યા, વ્રજવાસી સહુ. ૧૪
"આ તે હરિ! શું થયાં, જે ઇંદ્ર કોપ્યો સહી?
અતિ ઘણી વૃષ્ટિ થાય, જળનો પાર નહી!" ૧૫
ગોપનાં વચન સુણી, વળતાં વા'લો વદે;
'એનુ અભિમાન ઉતારું', એવું ધાર્યું રુદે. ૧૬
'ચાલો ગિરિપાસે જઇએ, આપણને રાખશે;
આપણો ઇષ્ટ એ છે, દર્શન દાખશે.' ૧૭
એમ કહી પ્રભુ પૂંઠે, પ્રાણી સૌ પરવર્યા;
'આવો ગિરિ ઊંચો કીજે,' એવું હરિ ઊચર્યા. ૧૮
એમ કહી કર ચડાડયો, પર્વત પુષ્પ થયો;
ચોરાસી કોસ વ્રજ, સહુ ઢાંકી રહ્યો. ૧૯
ગોપી સૌ ગોવાળ સૌ, સુખે લીલા કરે;
મલ્હારમાં મોરલી વાગે, ગાયે ઊંચે સ્વરે. ૨૦
તેમ અતિ વૃષ્ટિ કરી, સાત દહાડા સહી;
પાણી પાશેર ન દીસે, આચ લાગી નહી! ૨૧
પર્જન્ય પીડા પામ્યા, પાછા ગગને ગયા;
સમાચાર સુરપતિને, સૌ માંડી કહ્યા. ૨૨
મઘવાએ મન વિચાર્યું, અન્યાય બહુ કર્યો;
મેં તો દુભાવ્યા હરિ, અણઘટતું આચર્યો. ૨૩

હવે હરિ-શરણે જાઉં, કારજ સારશે;
કર્યા હોય કોટિ ગુન્હા, દોષ નીવારશે. ૨૪
પછે કામદુગા કેડે, ઇંદ્ર ત્યાં આવીઓ;
પ્રભુને પાયે પડયો, ગદ્દ ગદ્દ કંઠે થયો ૨૫
પૂજા બહુ પેરે કીધી, પ્રભુને જાણીને;
સુરપતે ચરણ ધોયા, ગંગોદક આણીને. ૨૬
"અમો પ્રભુ! પ્રીછયું નહિ, પ્રગટ રૂપ તમ તણું;
માહારી મરજાદ ગઈ," લજ્જા પામ્યો ઘણું. ૨૭
ઇંદ્રે બહુ સ્તવન કર્યું, ત્યારે રીઝયા હરિ;
મસ્તકે હાથ મૂકયો, કૃષ્ણે કરુણા કરી. ૨૮
ઈંદ્ર નિજ ભોવન ગયો, ધ્યાન રુદે ધરી;
અમર આનંદ પામ્યા, કુસુમ-વૃષ્ટિ કરી. ૨૯
મઘવાનું માંન મોડયું, બંધન કાપીયું;
વ્રજ આનંદ વધાર્યો, અતિ સુખ આપીયું. ૩૦

(સાખી)

સુખ આપ્યું વ્રજસાથને, નાથ દયાનિધિ જેહ;
ગિરિવરધર હરિ મુગટધર, વસો રુદેમાં તેહ. ૩૧
મહા મનોહર રસિકવર, નાગર [૧]નંદકિશોર;
પ્રેમ-સનેહી શામળો, વ્રજ-વનિતા ચિત્તચોર. ૩૨

---

## વિશ્રામ ૧૧ મો

ઉદ્ધવ! હરિ એક સમે, રમે ગેડી-દડો;
પોતાની ઇચ્છાએ કરી, જઈ જમુનાં પડયો. ૧

---

૧. નવલ કિશોર.

કાલિંદ્રિનો આરો એવો, દેખી સૌ કો ડરે;
માંહે-થકી ઝેર-તણી, જ્વાળા બહુ નીસરે. ૨
જોઈ ને કદંબ-કેરે, [1]દોડી દ્રુમે ચઢયા;
નીર ગંભીર ગાજે, પ્રભુ તેમાં પડયા! ૩
વ્રજમા વાત એવી શ્રવણે સાંભળી;
માનુની માહા દુઃખ પામી, સહુ ધરણી ઢળી! ૪
જશોદા નંદજી યે, કલ્પાંત બહુ કરી;
શુદ્ધબુદ્ધ શરીર-કેરી, સર્વે વીસરી. ૫
તારુણી ટોળે મળી, આવી તે [2]ઘાટમાં;
અબળા રુદન કરે, અતિ ઉચાટમાં. ૬
ગૌ ગોપી ગોવાળ સૌએ, અન્નજળ પરહર્યાં;
'તન-ત્યાગ કરીશું,' એહેવાં પ્રણ આદર્યાં. ૭
પછી પાતાળ-માંહે, વાહાલે વાઈ વાંસળી;
સૌને શાતા થઈ, પીડા ત્યારે ટળી. ૮
નટવર નાગને જીતી, [3]ઉપરે આવીઆ;
કાળીને કર ગ્રહી, [4]બારણે લાવીઆ. ૯
જમુનાં—તણે તટે, પન્નગને પાથર્યો;
ઉપર આનંદ માંહે, તાંડવનૃત કર્યો. ૧૦
પદને સ્પર્શે કરી, વિખ સર્વે ગયું;
અંતર-નેત્ર ખોલ્યાં, જ્ઞાન ઘટમાં થયું. ૧૧
"અહો મહાભાગ્ય મારું, મુખે કરી શું કહું?
[5]હું તો ઘણું પતિત પ્રાણી, મહિમા નવ લહું." ૧૨

---

૧. ધાઈ. ૨. ઘટમાં. ૩. બારણે. ૪. ઉપર. ૫. હું તો.

તેણે ત્યાં સ્તવન કર્યું, બહુ પ્રીતે કરી;
"જથારથ જાણી લીધા, જેવા હતા હરિ. ૧૩
સિંધુ-સુતા સેવે જેને, ઉર પર લેઈ ને;
તે તો ક્ષણ એક ન મૂકે, શ્યામ સનેહીને. ૧૪
એવા [1]પદ કોમળ કહીએ, મારે મુસ્તક ધર્યા;
જેને મુનિ ધ્યાનમાં ધ્યાયે, અતિ ભાવે ભર્યા." ૧૫
એવી બહુ સ્તુતિ કરી, રીઝયા રુદિયે હરિ,
તેને અભેદાન આપ્યું, બહુ કરુણા કરી. ૧૬
પછી તેને આજ્ઞા આપી, મુખે એવું ભણે;
"હવે જા જમના—થકી, બેટ સાગર-તણે. ૧૭
ગરુડનો ભય નિવાર્યો, જા હવે નહિ નડે;"
નાગને નિર્ભય કર્યો, ચરણ-પ્રતાપ-વડે. ૧૮
પછી પરિવાર લેઈ, પન્નગ તે પરવર્યો,
જમના-જળ નિર્મળ કર્યું, ત્યાંથી નાગ નીસર્યો. ૧૯
પ્રાણી આનંદ પામ્યા, નીરખ્યા નાથને;
આવી હરિ ભાવે ભેટયા, સૌ વ્રજ-સાથને. ૨૦
અતિ-બળ અકલ એવા, હરિ હર દેવશા;
કહો કેમ ગોઠે બીજા ?, અવર ઉપાય કશા ? ૨૧

( સાખી

અવર ના ગોઠે ચિત્તમા, જો કરો કોટિ ઉપાય;
હૃદયકમળમા રમી રહ્યો, સદા રસિકવરરાય. ૨૨
નંદ-નંદનશું નેહ અતિ, નિમેષ ન વિસરે તેહ,
નેન-ચકોર-ગત સુન્દરી, ચંદ ચતુરવત્ એહ ૨૩

---

૧ પદકમળ

## વિશ્રામ ૧૨ મો

"ઉદ્ધવજી! ચિત્ત અમારું, એણે ચોર્યું સહિ;
એના સ્વરૂપ વિના, બીજું ગોઠે નહિ. ૧
એક સમે સુરભી જોવા, નદજી નીસર્યો;
સ્ત્રીએ રુદન કર્યું, પૃઠેથી પરવર્યો. ૨
આનદે કુજમા આવ્યા, શોભા દીસે ઘણી;
તાહા વ્રખુભાણસુતા, આવ્યા એ વન ભણી. ૩
નદજી પાસે દીઠો, કુંવર કોડામણો;
અગ રગ અનંગ છબી, સાગર શોભા–તણો. ૪
રસબસ રીઝી રહ્યા, અન્યો અન્યે જોઈ ને;
રૂપ ગુણ લક્ષણ પુરણ, રહ્યા મન મોહીને. ૫
એવે થઈ અભ્રઘટા, ચમકે દામની;
નદજીએ પાસે બોલાવી, ભાવે કરી ભામની. ૬
"લાડલી! જાઓ તમે, લાલને લેઈને;
અમારે ભોવન સોપો, શ્યામ સનેહીને. ૭
તમસુત તેડી જાઉ, આનંદસું અમો;
સંશય તમે શીદ કરો?, સુખે જાઓ તમો." ૮
હરિને હાથ ગ્રહી, હીંડી ગજગામિની;
મનમા ભાવ ધર્યો, ભેટ્યાનો ભામની. ૯
અલૌકિક કુંજ આવી, વન ફૂલી રહ્યું;
પ્રભુએ રૂપ પ્રકાશ્યુ, પ્રેમે પોતાતણું. ૧૦
અણતા આનદ પામી, જઈ ચરણે નમી,
મનોરથ મનમા થયા, ગામા સુખમા રમી. ૧૧

૧ ફ્યા તર તે ઘણુ ૨ ગામા.

એવી લીલા અકળ એની, તારુણીએ એ લહી,
સુર [1]સર્વ જે જે બોલે, પુષ્પવૃષ્ટિ થઈ. ૧૨
એવું સુખ અમને આપ્યું, કોહો કોહોને હશે; ?
તે તો હરિ જોઈશું જ્યારે, સુખ [2]શાતા થશે. ૧૩

(સાખી)

સુખશાતા ત્યારે થશે, જ્યારે જોઈશું નાથ;
અમે સૌ સૂનાં ફરું, પ્રાણ પ્રભુની સાથ. ૧૪
ઉદ્ધવ! એમ [3]ન જાણશો, કેમ જીવે જુવતી એહ?
આવ્યાની આશે કરી, રહ્યા હમારા દેહ. ૧૫

---

## વિશ્રામ ૧૩ મો

એનાં બાળચરિત્ર, [4]બહુ, [5]સહુ ચતુરા લહે;
બીજા એને 'અકળ' કહી, સૌ મોટા કહે. ૧
વ્રજ વિચિત્ર લીલા, જીવનજીએ કરી;
તે તો અમો અબળા જાણું, રહ્યાં રુદયે ધરી. ૨
નિત્ય નિત્ય નવલ નેહે, આંગણીએ આવતા;
મનોહર મોરલી વાતા, ભીતર ભાવતા. ૩
સંધ્યાસમે સાદ દેતાં, સુરભી [6]દોહીને;
વહાણામાં વાટ જોતાં, વલોણાં વલોઇને. ૫
સાકર માંખણ રાખી, આરોગવા આપતાં;
સાસુડી નણદી આદે, સૌ સંતાપતાં. ૫
દુરીજન લોક લવે, સહુ તે સાંખતાં;
મનમાં સમજી રહેતાં, સુખે નવ ભાખતાં. ૬

---

૧. શબ્દ. ૨. ત્યારે ૩-૪. તમો ૫. સહુ ૬. દોહને

મટુકી વેચવાને મિશે, ચેગે વનમાં જતાં;
વહાલાનું વદન જોવા, મન વ્યાકુળ થતા. ૭
દધિનું દાણ લેવા, મારગ રોકતા;
રસની ગડ રચે, વહાલો વ્રજ ચોપિતા ? ૮
ગોપીનુ ગોરસ પીવા, પરપંચ આદરે;
માનુનીનુ મુખ જોવા, ઘુંઘટ પરો કરે. ૯
"અરે તારી સુરત સારી, મટુકી મીઠું હશે;
અમને આપશો જ્યારે, કારજ ત્યારે થશે" ૧૦
કોને કઠ હાર આરોપે, કુસુમકેશ કરી;
નયણાં કટાક્ષે કરી, તન મન લે હરી. ૧૧
પછે નાર પ્રસંન થઈ, દધિ પાય પ્રીતસું;
હાસ્યવિનોદ થાયે, એવા રસ-રીતસુ ૧૨
અમને લાડ લડાવ્યાં, આનંદના ઓઘમાં;
કોહો મન કેમ [2]માને, તમારા જોગમાં ? ૧૩

( સાખી )

જોગ જુગત જોગી કરે, જેણે મન વશ થાય;
મન મોહનશું મળી રહ્યું, તેણે જોગ કર્યો કેમ જાય ? ૧૪
અમે રૂપ નિશ્ચે કર્યું, અરૂપ ન આવે ચિત્ત;
દીઠું તે દિલમાં વસ્યુ, અણદીઠે શી પ્રીત ? ૧૫

---

## વિશ્રામ ૧૪ મો

એક સમે ધેન ચરાવે, કૃષ્ણ બલ ભ્રાતજી;
જમનાતીર આવ્યા, સખા સહુ સાથજી. ૧

---

૧. પાને ૨. પતીજે.

તરુતણી શીતળ છાંયા. સુંદર સોહામણી;
કૃષ્ણ બળદેવ બેઠા, તટ જમનાંતણી. ૨
હરિ મુખ ઉચર્યા એવું, "ભોજન, ઇચ્છા થઇ;
મુનિના યજ્ઞમાંહીથી, અન્ન લાવો જઈ. ૩
આપણું નામ લેજો, ઘણું અન્ન આપશે;
તમારું વચન તે તો, થીર કરી થાપશે." ૪
એવી હરિએ આજ્ઞા આપી, સખા સૌ પરવર્યા;
વેદ-ધુની વિપ્ર કરે, આવી ત્યાંહાં ઊચર્યાઃ- ૫
"અમને અન્ન-સારું, મોહને મોકલ્યા;
કૃષ્ણ બળદેવ તે તો, તટમાં ઊભલા." ૬
સાંભળી સરવ ખીજ્યા; "અમને એ નહિ ગમે;
તમો તો શૂદ્ર[2] જાતિ, આવ્યા કેમ આ સમે ? ૭
હજુ દ્વિજ જન્મ્યા નથી, કેમ ટોળે મળી ?
તમને અન્ન ક્યાંથી ? જાઓ પાછા વળી." ૮
વાડવનાં વચન સુણી, ગોપ પાછા વળ્યા;
આવ્યા શ્રીકૃષ્ણ કને. મન રીસે [3]બળ્યા. ૯
કૃષ્ણ કહે, "રીસ શાની, જ્યારે જવું જાચવા ?
સૌના શબ્દ સુણી, હૃદયામાં રાખવા. ૧૦
જાઓ ઋષીપત્ની પાસે, આપણને ઓળખે;
તે તો અન્ન આપશે સહી, નહિ રાખી શકે." ૧૧
સખો એક ચોંપે ચાલ્યો, જઇ સંભળાવીયું;
"જીવણે જમનાંતીરે, અન્ન મંગાવીયું." ૧૨

---

૧ આંગીરા ૨ ભર્યા ૩ વચન.

પ્રેમે પાષાણ ગળ્યા, પાણી થઈને વહ્યાં;
જંગમ જડ રૂપે, સ્થાવર ચૈતન થયાં. ૪
એવી અલબેલે વહાલે, વાઈ જ્યારે વાંસળી;
સુંદરી શ્રવણે સુણી, શુદ્ધ તનની ટળી. ૫
ઊલટાં અંગ ધર્યાં, આભૂષણ ભામની;
ગત મત ભૂલી ગોપી, ગોકુળ ગાંમની. ૬
અવળા અંબર ઓઢ્યા, ઊઠી ધાઈ ચોંપમાં;
મન તો જઈને ખૂંપ્યુ, સુંદર સ્વરૂપમાં. ૭
પતિ પરિવાર તજી, નારી સૌ નીસરી;
સદન સાંમું ન જોયુ, કોઈએ પાછું ફરી. ૮
જુવતી જૂથ મળી, ધસમસ ધાય છે;
નેપુર-કંકણ-કેરા, શબ્દધ્વનિ થાય છે. ૯
વૃંદાવન વેગે આવી, સરવે સુંદરી;
નટવર નાગર હરિ, નિહાળ્યા નૈણાં ભરી. ૧૦
સનમુખ શીશ નાંમી, સૌ ઊભી રહી;
અબળા પ્રત્યે એમ, વહાલે વાંણી કહીઃ— ૧૧
"કહો, કેમ અર્ધ નિસા, આવ્યાં [1]સુંદરી ?
ભામની ! ભોવન તજી, ધાયાં શું ચિત્ત ધરી ? ૧૨
નિજ પતિ પૂછશે જ્યારે, કહેશો શું કામની ?
જુવતી ! જામ જુગલ, વીતી ગઈ જામની. ૧૩
પતિવ્રતા-ધરમ પાળો, પોતાનો પ્રેમદા;
મારું કહ્યું માંનની ! માંનો, સુખ થાશે સદા. ૧૪

---

૧. સહ સુન્દરી

લાજ મરજાદ ન આંણી, તમો કાંઈ તારુણી;
વેદમાં વાત નીંદી, પ્રીત પરનરતણી." １૫
વહાલાનાં વચન એવાં, શ્રવણે સાંભળ્યાં;
મનની ધીરજ ટળી, સૌ ધરણી ઢળ્યા. ૧૬
ગદ્‌ગદ્‌ કંઠે ગોપી, એવું મુખ ઉચરે;
"વેધાયાં વચન બાણે, પીડા પૂરી કરે. ૧૭
પડશે પંડ અમારા, પ્રાણ નિશ્ચે જશે;
રસીઆ! રાસ રમાડો, સુખ ત્યારે થશે." ૧૮

(સાખી)

વચન સુણ્યાં વ્રજનારનાં, પ્રભુજી થયા પ્રસન્ન;
"રાસ રમાડું રંગમાં, તમને જુવતી જન!" ૧૯
પાસે તેડી તારુણી, આપ્યું આદરમાન;
અધર મધુર ધરી મોરલી, કર્યું [૨]મધુરું ગાન. ૨૦

---

### વિશ્રામ ૧૬ મો

રસીએ રાસ રચ્યો, રમવા રંગમાં;
વિધવિધ વપુ ધર્યાં, વ્રજવધૂ સંગમા. ૧
એવી અદ્‌ભુત લીલા, રચી ભૂતળ વિષે;
ઇંદુ આકાશ થંભ્યા, ચાલી તે નવ શકે. ૨
સખી સુખસાગર-માંહી, ઝીલે રસમગ્ન થઈ;
એવે અભિમાન આવ્યુ, અબળાને સહી. ૩
માનુનીના મનમાં હતું, તે તો જાણ્યું હરિ;
અંતર્ધ્યાન થયા, સંગે એક સુંદરી. ૪

---

૨ મીઠું.

ગોપી સૌ વ્યાકુળ થઇ, ન દીઠા નાથને;
અતિ દુઃખ પ્રગટ્યું રુદે, સુંદરી–સાથને. ૫
ધાઈ દ્રુમ વેલને પૃછે, "કૃષ્ણ દીઠા કહીં?
મારા સમ, મન ખોલીને, બોલ સાચું સહી." ૬
પ્રેમદા પાસે જઇ, પૂછે મૃગ મોરને;
"કહો કહીં દીઠા તમો, નંદકિશોરને? ૭
ચતુરા ચંદ્ર પ્રત્યે, કહે, "પૃછું તુને;
હરિ કંઈ દીઠડા હોય તો, તું દેખાડ મુને." ૮
વિનતા વ્યાકુળ થઈ, સર્વે સુંદરી;
વિધિને ઘટે નહિ, ઘડી આવી કરી. ૯
જુવતીએ જોઈ કાઢ્યાં, પગલાં પ્રભુ–તણાં;
"આ જો સખી! ચેન એનાં, જાય છે બેઉ જણાં. ૧૦
માનની ને માંન આવ્યું, હજુ અધિક અમે;
હરિ–શું હાસ્ય કીધું, મને તેડો તમે." ૧૧
તારુણીને તેડી ચાલ્યા, તરુવર આવીઉં;
પ્રેમદાને પુષ્પ લેવા, એવું મન ભાવીઉં. ૧૨
તરુવર ડાળ ગ્રહ્યું, તારુણીએ તે પછી;
ત્યાંહાં [1]લટકતી મેહેલી, હરિ ગયા ખસી! ૧૩
રહી ત્યાં રુદન કરે, મનમાં લાજતી;
અબળા સૌ ત્યાં આવી, સ્નેહ–દુઃખે દાઝતી. ૧૪
તરુવર ડાળ દીઠી, અબળા એકલી;
જુવતી હસવા લાગી, 'પ્રીત તારી ખરી!' ૧૫

---

૧. રટલતી.

પછે ઊતારી તેહને, પીડા ત્યાહારે ટળી;
જમુના-તીર આવી, સૌ ટોળે મળી. ૧૬
મળી ઉપાય રચ્યો, પ્રભુ મળ્યા-તણો;
પ્રીતે હરિ પ્રગટ થશે, સ્વરૂપ એનુ બનો. ૧૭
એકે હરિ ભેખ ધર્યો, છબી નંદલાલ-તણી;
એક પૂતના થઈ આવી, તેને મિથ્યા હણી. ૧૮
એકે જસોદા થઈને, બાંધ્યા હરિ સાહીને;
થઈ એક જમલાઅરજુન, તાર્યા તેને ધાઈને. ૧૯
એકે નટવર-સ્વરૂપે, ગિરિવર ધારીયો;
એકે મલ્લરૂપ લઈ, કંસને મારીયો. ૨૦
એવાં અપાર ચરિત્ર, કર્યાં રસ-રીતસું;
એવું જોઈ હસિયા હરિ, પ્રગટયા પ્રીતસું. ૨૧
સુંદરી સુખ પામી, જોઈ મુખ-ચંદને;
લોચન પ્રફુલ્લ-અંબુજ, આપે આનંદને. ૨૨
વેણુ ધરી અધર ઉપર, કોટિ કળા કામની;
પીત પટ અંગ ધર્યાં, દીસે ઘન-દામની. ૨૩
મુગટ શીશ સોહે, સુંદર શોભા ઘણી;
કાને કુંડળ ઝળકે. જો રે છબી તેહ તણી. ૨૪
એવું સ્વરૂપ, સુંદર, હરિનું અભિનવું;
સુખ બહુ તે સમાનું, કેમ જાયે વર્ણવ્યુ ? ૨૫
ફરીને રાસ રચ્યો, પૂરણ પ્રીતસું;
અબળાની આશ પૂરી, એવી રસ-રીતસું. ૨૬
પાયો રસ પ્રેમે પ્રીતે, વહાલે વ્રજનારીને;
માટે અમો મોહી રહ્યાં, નંદકુમારને. ૨૭

અમારો સ્નેહી વહાલો, વળી રુદીએ રહ્યો;
અમારા મનનો આશય, તે તો તમને કહ્યો. ૨૮

(સાખી)

ઉદ્ધવ ! [1] આશય તમ-તણો, કહ્યો તમ પ્રત્યે તેહ;
મનસા વાચા કર્મણા, નંદનંદનશું નેહ. ૨૯
તે તો જરા ન ઊતરે, ચઢયો [2] ચડેલનો રંગ;
નેણ-બાણ શ્રીકૃષ્ણના, ભેદ્યા અંગો અંગ. ૩૦

---

## વિશ્રામ ૧૭ મો

" ઉદ્ધવ ! એવા હરિ, કહો કેમ વીસરે ?
જીવન જોયા વિના, પ્રાણ તો નીસરે ! ૧
વિજોગ રોગતણી, પીડા બહુ થાય છે,
પ્રભુ-વિના પલક તે તો, કંઈ જુગ જાય છે ! ૨
ઉદ્ધવ ! સંગી તમારે, દુઃખ દીધું ઘણું;
પહેલા અમે પ્રીછયુ નહિ, પ્રભુનુ કોમળપણું. ૩
ઘણી ઘણી ઘાત એણે, અમ સાથે કરી;
હવે મથુરા જઈને, બેઠા શિર છત્ર ધરી ૪
અમે આહીરડાં, એને મન ગમ્યાં નહિ;
લાજતો ગોકુળ [3] આવ્યે, એવું ચિત્તમાં સહી. ૫
આહી કાળી કાબળી ઓઢી, દુઃખ પામ્યા હશે;
હવે [4] હીર-વસ્ત્ર ધરી, ત્યાં સુખીયા થશે ! ૬
શામળીયો શીદ આવે ?, રીસ રુદિયે હશે;
વહાલાજીને વ્રજમા બીજું, કોણ વહાલુ વસે ? ૭

---

૧. અમ ૨. ચિત્ત તોરંગ ૩ નાવે ૪. હરિ હેમવસન

એનાં માત તાત માટે, તમોને મોકલ્યા;
[૧]અમોને કોણ સંભારે, ગુણ ભૂંડા-ભલા ? ૮
પહેલી બહુ પ્રીત કરી, હાર ન મૂકતા;
હવે તે હેત ઉતાર્યું, ફરી નથી ઢૂકતા ! ૯
એવે એક આવ્યો મધુકર, ચતુરાને ચરણે નમ્યો;
[૨]તેનો તુચ્છકાર કર્યો, "[૩]અલ્યા ! શીદને ભમ્યો ? ૧૦
તારી વન-વેલ્ય સૂકી, મન વ્યાકુળ ફરે;
કાળા હોય કૂડે ભર્યા, તેનો સંગ શું કરે ? ૧૧
કાળાનો સંગ કર્યો, દુઃખ પામ્યાં ઘણું;
કાળાનુ વીખ વળે નહિ, કારણ કાળાતણું." ૧૨
અમને [૪]અવધ કરી, કૃષ્ણ મથુરાં ગયા;
મનમાં મહેર ના'વી, દિન ઝાઝા થયા ! ૧૩
ઉદ્ધવજી ! એટલી કહેજો, અમારી વિનતી;
ઘણી ઘણી અરજ કરી, વળી અમારી વતી. ૧૪
તમારું રૂપ જોવા, નેણ તલસી રહ્યાં;
જિહ્વાયે જશ ગાઈને, ઘણું ઘેલાં થયાં. ૧૫
શ્રવણ સૂણવા શબ્દ, ઘણું ઘણું ચાહ્ય છે;
હસ્ત હરિ-સેવા કરવા, અતિ અકળાય છે. ૧૬
તન મન તમને સોંપ્યું, રહ્યાં પ્રણ રોપીને;
હરિ વિના અવર બીજું, ગમે નહિ ગોપીને ! ૧૭

(સાખી)

તમ વિના અવર ગમે નહિ, ગોપીને ગોવિંદ;
ભાવ કરીને ભેટીએ, ઉપજે અતિ આનંદ. ૧૮

---

૧. અમાસે. ૨. નારે. ૩. અળિ શાને ભમો. ૪. વય

મોર મુગટ મસ્તક ધર્યો, કુંડલ ઉર વનમાળ;
અમને દર્શન દીજીયે, નટવર! રૂપ રસાળ ૧૯

---

## વિશ્રામ ૧૮ મો

એક સમે રજની ઘણી, નંદ નહાવા ગયા;
વરુણના જન હતા, તેણે [1]પાય ગ્રહ્યા. ૧
કેડે શ્રીકૃષ્ણ ગયા, છોડાવવા નંદને;
વરુણે પ્રેમે પ્રીતે, પૂજ્યા ગોવિંદને. ૨
નંદે તે નજરે દીઠું, હવે પૂજ્યું હરિ;
'પુત્ર નોહે, પ્રભુ એ તો,' વાત નિશ્ચે કરી. ૩
[2]નાહ્યા પછી ઊઠયા જ્યારે, બારણે આવીઆ;
મોહને માયા પ્રેરી, ભાવ ભૂલી ગયા! ૪
એવા અપાર ચરિત્ર, અમોએ દીઠાં સહી,
માટે પ્રીત અચળ એ-શું, ટળી તે ટળે નહિ." ૫
ગોપીની પ્રેમ-કથા, ઉદ્ધવે સાભળી,
જરા અભિમાન હતું, તે તો ગયું ટળી. ૬
'અહો મહા-ભાગ્ય ગોપી! પરમ કૃપા હરિ;
ધન્ય ધીરજ તમારી, સરવે સુંદરી. ૭
તારુણી! ટેક તમારી, સરવેથી સાર છે;
સુંદર સરૂપ સાથે, નેહ નિરધાર છે. ૮
[ઉદ્ધવ કહે] અબળા તમો, ઘણાં ગુણવંત છો;
પ્રીતે પ્રવીણ પૂરાં, સઉ સાવધાન છો. ૯

---

૧. ગ્રાહ્યા. ૨. ત્યાંકી થકી.

પ્રેમ કટાક્ષ કરી, વશ કર્યા નાથને;
સદા છે પ્રસન્ન હરિ, સૌ વ્રજ-સાથને. ૧૦
કૃતારથ રૂપ થયો, ગોકુળ આવતે;
અલૌકિક લાભ હવો, તમ દર્શન થતે. ૧૧
વૃંદાવન વૃક્ષવેલી, સૌ રસ-રૂપ છે;
કારણ કોઈ ન જાણે, એ કૃષ્ણ-સ્વરૂપ છે! ૧૨
[ ઉદ્ધવ કહે ] આજ્ઞા આપો, મરવે સુંદરી!
મધુપુર જાવા માટે, મન ઈચ્છા ધરી." ૧૩
પછે વ્રજનાર વદે, "ઉદ્ધવજી! આવજો;
એકવાર અલબેલાને, તેડીને લાવજો." ૧૪
પછી નંદજસોદાજીને, કર જોડી કહ્યું;
"હવે હરિ મળવા માટે મન ચંચળ થયુ." ૧૫
પછે જસોદાજી બોલ્યાં, "ઉદ્ધવ! સાંભળો;
બહુ દિનના દીઠા નથી, [1]સંકર્ષણ શ્યામળો. ૧૬
માટે મન ઈચ્છા એવી, 'કુંવર કેવા હશે?
જુગલ સુત જોઈશું જ્યારે, સુખ શાતા થશે. ૧૭
એકવાર માટી ખાતાં, મુખમાં નિહાળીયું;
ત્રણ ત્યાંહાં ભોવન દીઠાં, અચરજ ભાળિયુ! ૧૮
ઈંદ્ર રવિ ચંદ્ર તારા, અજ ઉમિયા પતિ;
નવખંડ મુખમાં નિહાળ્યા, એવી એની ગતિ!" ૧૯
પછે પ્રણામ કરી, ઉદ્ધવ ઊચરેઃ—
"તમારાં ભાગ્ય ભલાં, સૌ કીરતિ કરે. ૨૦

---

૧ સુંદર.

રહ્યો જસ જુગમાં ફેલી, ચતુર્દશ લોકમાં;
ભક્ત આનંદ પામ્યા, પાપી પડ્યા શોકમાં. ૨૧

(સાખી)

અસુર પડયા અતિ શોકમાં, સુખ પામ્યા સૌ સંત;
પ્રગટ પૂરણ બ્રહ્મ એ, ભક્તવત્સલ ભગવંત. ૨૨
ભૂમિ-ભાર ઊતારવા, દુષ્ટ-તણે શિર કાળ;
સુખદાઈ સદા સંતને, પૂરણ પ્રેમ દયાળ.” ૨૩

---

## વિશ્રામ ૧૯ મો

ઉદ્ધવે આગ્ના માગી, ઊઠયા આનંદમાં;
જઈ નિજ રથે બેઠા, મન ગોવિંદમાં. ૧
ઉદ્ધવને અબળા સહુ, [૨]કરગરી માગતી;
“વહાલાજીને વિનય કરી, કહેજો ઘણી વિનતી. ૨
વિવેકી જ્ઞાની તમો, ઘણા ગુણવંત છો;
તમારો મહિમા મોટો, શિરોમણિ સંત છો. ૩
તમારાં દર્શન-થકી, દુષ્કૃત સૌ ટળે;
તમારી કૃપા જેને, કૃષ્ણ તેને મળે.” ૪
ઉદ્ધવ કહે, “અબળા તમો, આનંદરૂપ છો;
ત્રિલોકમાં તારુણી તમો, પરમ અનુપ છો.” ૫
વ્રજ-રજ ઉદ્ધવ વંદે, નંદે નિજ દેહને;
ધન્ય ધન્ય દ્રુમ વેલી, કૃપા ઘણી એહને. ૬
ગોપીની ચરણરેણુ, ઊડી લાગે અંગને;
તેણે કૃતારથ કહીએ, પામ્યા સત્સંગને. ૭

---

૨. કર આવિનતી.

ઉદ્ધવે શીશ નમાવ્યું, ગોકુળ ગામને;
હરિનુ રમણુ જાણી, નમ્યા તે ઠામને. ૮
પછી પોતે પંથ પળ્યા, રુદે રંગ છાય છે;
વસુધા વ્રજની જોતાં, આનંદ થાય છે. ૯
ઉદ્ધવજી ઉલટભર્યા, મધુપુર આવીઆ;
જઈ હરિ ચરણે નમ્યા, ભીતર ભાવીઆ. ૧૦
ગોપીની પ્રેમકથા, સૌ માંડી કહી;—
"ધન્ય ધન્ય જુવતીજન, રસમાં છકી રહી. ૧૧
જશ વ્રજ-જુવતી-કેરો, જિહ્યાએ શું કહું ?
મંદમતિ મારી, માટે મહિમા નવ લહું. ૧૨
એવી કૃપા કરશો કયારે, મુજપર ? નાથજી !;
અખંડ એક વૃત્તિ, સદા તમ સાથજી. ૧૩
કૃષ્ણુ વિના નજરે ના'વે, એવી દશા એમની;
સમોવડ કોણ કરે, શ્યામા રસ-પ્રેમની ? ૧૪

(સાખી)

સમોવડ કોણ કરે એની, એવી એ વ્રજની નાર;
એક ટેક શ્રીકૃષ્ણ સાથે, પ્રેમ પ્રીત અપાર. ૧૫
હરિવિયોગે શરીર સૂકે, પુષ્ટ થાયે પ્રભુ જોઈ;
ઉદ્ધવ કહે, "તેને દર્શન આપો, રહ્યાં ચિત્ત પ્રોઈ !" ૧૬

---

વિશ્રામ ૨૦ મો

પછે શ્રીકૃષ્ણ કહે, "જથારથ જાણજો;
ઉદ્ધવજી ! વચન મારાં, સત્ય પ્રમાણજો. ૧
મારું નિજસ્વરૂપ તે સો, વૃંદાવનમાં ફરે;
વ્રજજન વિહાર-લીલા, નિત્ય નવલી કરે. ૨

વૃંદાવન અખંડ ભૂમિ, અખંડ રાસ છે;
અખંડ આણળા સહુ, અખંડ વિલાસ છે. ૩
સદા સુખસાગર શોભા, તે વૃંદાવનમાં;
નિત્ય નિત્ય [1]ખેલ કરુ, અધિક આનંદમાં. ૪
ગોપી મન માહરે–વિષે, ગોપી–વિષે હુ રહ્યો;”
ઉદ્ધવની ભ્રાંતિ ભાગી, ઉત્તર શ્રીકૃષ્ણે કહ્યો. ૫
એવી શ્રીકૃષ્ણ–લીલા, જે કે જન સાભળે;
અનન્ય ભક્તિ આવે, સશય સહુ ટળે. ૬
જ્યારે હરિભક્તિ આવે, પ્રગટે પ્રેમદશા;
ત્યારે શ્રીકૃષ્ણ કેવળ, તેને રુદીએ વસ્યા. ૭
વસે હરિ હિરદે તેને, ગોપી–સંવાદથી;
કર જોડી **પ્રીતમ** કહે, ગુરુ–પ્રસાદથી. ૮
હરિની અપાર લીલા. અગમ અગાધ ગતિ;
પીધાનો પ્રેમ થયો, ગુરુ–પ્રસાદથી. ૯
હરિ ગુરુ સંત–તણી, [2]શુભ–કૃપાએ કરી;
સ્નેહે **સરસગીતા,** આનંદે ઉચ્ચરી. ૧૦
ઠાકોર કુંજવિહારી, પ્રસિદ્ધ પ્રકાશ છે;
**સંદેસર** માહે સદા, આનંદ–વિલાસ છે. ૧૧
તેઓને ચરણે રહી, કથા કહી પ્રીત્ય–શું;
સાધુના સંગ મળી, [3]ગાઈ રસ–રીત્ય–શું ૧૨
સંવત **અઢાર** વિષે, વીશિ છે વિષ્ણુની;
**એકત્રીશે** અષાડ સુદે, લીલા કહી કૃષ્ણની. ૧૩

---

૧. કેલ ૨ શુભ. ભક્તિ પાર્યે કરી. ૩. પાઈ.

તૃતીયા ચંદ્રવારે, કથા પૂરી થઈ;
પ્રેમીને પ્રીય અતિ, ગીતા ગુણ-રસમઈ. ૧૪
પતિતને પાવન કરે, એવા ગુણ-ગ્રામ છે;
ચોપાઈ સેં ચાર ખટ, વીસ **વીસરામ** છે. ૧૫
શીખે ગાય સાંભળે ભાવે, ભાગ્ય બહુ તેહના;
તેને હરિ કરુણા કરે, ટળે દુ:ખ દેહનાં. ૧૬

(સાખી)

હરિ ગુણ ગાતા હેતસું, ઉધર્યા અધમ અનેક;
[1]**પ્રીતમ** પલક ન છાંડીએ, હરિકીર્તનની ટેક. ૧૭
તિલક છાપ તુલસી અંગે, મુખે ગોવિંદ-ગુણ ગાય;
**પ્રીતમ** પ્રાણી પતિત હોયે, પ્રેમે પુનિત તે થાય. ૧૮

૧. કરે પ્રીતમ ના છાડીયે.

## સરસ-ગીતા સંપૂર્ણ.

### ભક્ત–કવિ દયારામભાઈ કૃત

# પ્રેમરસ–ગીતા

## પદ ૧ લું

(રાગ રામગ્રી)

પ્રથમે હું પ્રણમું શ્રીગુરુના પાય જી;
માગલ્ય–રૂપ શ્રી વલ્લભરાય જી. ૧
શ્રીવિઠ્ઠલ શ્રીગિરિધરલાલ જી;
જેને સમરે થઈએ ન્યાહાલ જી. ૨
'અષ્ટ સખા'ને કરું પ્રણામ જી;
[1]શ્રીકૃષ્ણ–ગુણયશ–કેરા ધામ જી. ૩
મુજ રુદિયા સહુ પૂરો વાસ જી,
શુભમતિ અતિ જ્યમ થાય પ્રકાશ જી. ૪

(ઢાળ)

થાય પ્રકાશ તો કરું વર્ણન, **પ્રેમ–રસ ગીતા**–તણું;
વ્રજ વનિતા ઉદ્ધવ તણા, જેહમાં ઉત્તર–પ્રતિઉત્તર ઘણું. ૫
એક સમે ઉદ્વેગી સરખા, અવલોકી વ્રજનાથને;
પૂછીયુ ત્યાંહાં તે સમે, ઉદ્ધવે જોડી હાથનેઃ— ૬
"કહો. પ્રભુ! અભિપ્રાય શો, ચિત્ત ઉદાસી સરખું થયુ?
કૃપા કરી નિજ દાસને, હોય કારણ તે જોઈએ કહ્યુ." ૭
શ્રીવિઠ્ઠલજી વદ્યા વળતું, "શું કહું અકથિત કથા?
શ્રીગોકુલના ભક્તનો સ્નેહ, વિસરતો નથી સર્વથા! ૮
લોક વેદની લાજ તજી, મુજ માટય દુઃખ સઘળું સહ્યું;
[દયાના પ્રભુ પ્રાણ–વલ્લભ, તેણે ઉદ્ધવ–શું કહ્યું.] ૯

---

શિ–શિલાપ્રેસ. ન–નારાયણદાસ પા.શાહની પ્રત. ગો–ગોપાલ માંડ્ની શિલા પ્રત ગુ–ગુજરાતી પ્રેસ નર્મદની પ્રત.

1. શ્રીકૃષ્ણ ગુણ કેરા (શિ) (ન)

પદ ૨ જું

(રાગ ગમગ્રી)[1]

"પ્રીત ત્યાંહાંની શું વદન વખાણું જી,
ન બને કહેથી, મન મારું જાણુ જી. ૧
શિવ બ્રહ્માદિક નવ જીતાઉં જી;
તે હું એમના ગુણને[2] ગાઉં જી. ૨
ક્ષણુ વિસરે નહિ વ્રજની ક્રીડા જી;
વ્યાપી રહી તે પ્રેમની પીડા જી. ૩
ભક્ત નથી કોઈ અન્યે એવા જી,
જીત્યો અજિત હું, કરીને સેવા જી. ૪

(ઢાળ)

સેવા-પ્રીતે વશ કર્યો બહુ, તે કહો, કેમ વીસરું ?
અઋણી એહનો [2]થાશ નહી હું, કોટિ કલ્પે કહું ખરું. ૫
તે પણ માહારે વિજોગે અતિ, દુઃખ ધરે છે તે લહું;
[3]અંતરંગ વિના એ પ્રેમની, વાત કોણ-થકી કહું ? ૬
[3]અંતરંગ તો એક છો તમો, આંહાં રાખું કે [4]મોકલુ,
તોહે એમ મુને ભાસે છે, તમો વ્રજ પધારો તો ભલું ! ૭
તમ વિના એ સંદેશો, કહો કોણ સંગે કહાવીએ ?
તમ-સમોવડ અવર નહીં કો, આપ કહી જઈ આવીએ. ૮
ગુહ્ય ગોઠમાં તમ વિના, કોઈ અવરનું કારજ નથી;
દયાના પ્રભુ પ્રાણવલ્લભે, વચન એમ કહ્યાં કથી. ૯

---

૧ એ જેનાજી (ગો) ૨. વાસ (ગો) ૩. અંતર્ગત (ન)
૪. ત્યા મોકલું. (ન)

પદ ૩ જું

( રાગ રામગ્રી )

"નંદ જશોદા આદે અશેષ જી,
તેહને કરી આવો યોગ-ઉપદેશ જી. ૧
આધ્યાત્મિક બ્રહ્મ જ્ઞાન બતાવો જી;
વ્રજવાસીના શોક શમાવો જી. ૨
મોરમુગટ નિજ કુંડળ સંગે જી,
પીત વસન [1]સહુ આભ્રણ અંગે જી. ૩
પ્રભુએ પહેરાવ્યાં આનંદ આણી જી;
નિજ રથ આપ્યો નિજ જન જાણી જી. ૪

( ઢાળ )

જાણી નિજજન સર્જ્યું કીધો, મોકલવા નિજ વ્રજ ભણી;
રથ-આરોહણ કીધું ઉદ્ધવે, આજ્ઞા માગી પ્રભુ-તણી ૫
પધાર્યા ધરી મોદ મનમાં, સાંજ સમે પોહોત્યા જઈ;
જ્યાંહાં ત્યાંહાં સદન સદન પ્રત્યે, ગો-દોહનની શોભા થઈ. ૬
નામ લઈ લઈ વચ્છ ગૌનાં, ગ્વાલ બોલાવે ત્યાંહાં;
વેણુનાદ વિશાળ વાજે, મનોહર સુખ એ ઘોષમાંહાં. ૭
જોતાં જોતાં આવીયું એમ, નંદરાયનું આંગણું;
નિરખી રથ નંદયશોદા, ધાઈ આવિયાં, હરખ્યાં ઘણું. ૮
રૂપ રથ, રસિયા-સદશ જોઈ, જુગલ મોહ પાંમી મતિ;
દયાના પ્રભુ પ્રાણવલ્લભને, મળવા આતુર છે અતિ. ૯

---

૧. મોહે. ( ગ્રા )

પદ ૪ થું

( રાગ ગમઝી )

જાણ્યું જે આવ્યા જુગજીવનજી,
આવ્યાં સમીપે દીઠું વદનજી. ૧
ઓલખ્યા ઉદ્ધવ હરિના જે દાસજી,
બાહ્યે થયાં પ્રસન્ન ને અંતર ઉદાસજી. ૨
મળીયાં ઉદ્ધવને યશોદા નંદરાયજી,
ઉદ્ધવ ઉભયને લાગ્યા પાયજી. ૩
કર ગ્રહી લવ્યાં મધ્ય સદનજી,
આસન આપીને કર્યું પૂજનજી. ૪

( ઢાળ )

પૂજન કરી ચરણે નમ્યાં, ભોજન કરાવ્યાં ભાવતાં;
બોલ્યાં સુખ થયુ, ને ચશે આજ, ઉદ્ધવજી! તમે આવતાં. ૫
વાતો કરીશું વાહાલાજીની, હલી મલી સુખદુઃખ-તણી;
કોની આગળ કહિયે જઈ ને ?, એકલી થઈ છે ઘણી. ૬
કહો, ઉદ્ધવ ! કુશળ છે એ, ભ્રાત બે હળધર હરિ ?
કહો, ક્યારે આવશે ?, કંઈ વાત આવ્યાની કરી ? ૭
કેહે છે જે કૃષ્ણે કંસ માર્યો, સાંભળી સુખ પામીયાં;
બંધન છૂટયા દેવકી વસુદેવનાં, દુઃખ સરવે વામીયાં. ૮
આજ એક ગોકુલ વિના, આનંદ આપે જકતને;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, પીડે પ્રેમી ભક્તને ! ૯

---

૧. બહાર. ( શિ )

પદ ૫ મું

(રાગ રામગ્રી)

મધુપુરમાં સહુને થયુ સુખજી;
ભાગ્યે [1]અમારે, અમને દુઃખજી! ૧
માત પિતાની ભાગી ભૂખજી;
દુર્લભ થયુ અમારે એહનું સુખજી! ૨
×કહાન-કુંવરે અમને વાહાયાંજી,"
એમ કહેતામા નેત્ર ભરાયાંજી. ૩
હૃદે રૂંધાયુ, નવ બોલાયજી,
વિયોગનૃં દુઃખ બહુ ઉર ન સમાયજી. ૪

(ઢાળ)

સમાય નહીં દુઃખ ઉર વિષે, દંપતી અતિ વ્યાકુળ થયાં;
એહવું અવલોકીને ઉદ્ધવે, વચન સુખદાયક કહ્યાંઃ— ૫
"સાંભળો, શ્રીકૃષ્ણે તમને, કહાવ્યું છે તે કહું હવાં;
તમો સરખાં *હિત કારણ નથી, વિશ્વમાં થયાં [2]ન થયાં. ૬
કહાવ્યા છે પ્રણામ તમને, ઘણા કરી ઘનશ્યામહે;
થોડા દિવસમાં આવીશું, નથી ગોઠતું તમો વણ-મળ્યે. ૭
જે દિવસના ગયા મથુરા, [3]વ્રજ વિના નથી ભાવતું;
માત! તમ વિણ 'કહાન' કહીને,મને નથી કોઇ બોલાવતું! ૮
ક્ષણ ક્ષણ સુખ સાંભરે, મા! લાડ પાળ્યાં તમો અતિ;
દયાના પ્રભુ પ્રાણવહલે, કહાવ્યુ તમને, યશોમતિ! ૯

---

૧. હમારાં (શિ) × કડી. ૩ ને. ૪ શિલા પ્રેસમાં ૪ ને ૩જી છે.
૨. ને * હિતકર ૩. વ્રજ બીન અન્ન નથી ભાવતું. (શિ)

પદ ૬ ઠ્ઠું

( રાગ રામગ્રી )

"કહું છે તમોને, સુણો નંદરાયજી!
રૂડી રાખજો ધોળી ધુમર ગાયજી. ૧
તમો પ્રતિપાલણ કર્યું ઘણું હમારુંજી,
ક્ષણ વિસરે નહીં [1]હેત તમારુંજી ૨
[ ઉદ્ધવજી કહે ] સુણો મારી વાતજી,
ભાગ્ય તમારું વધુ વિખ્યાતજી ૩
પુત્ર તમારા કહાવ્યા પરબ્રહ્મજી,
'નેતિ' 'નેતિ' કહે જેને નિગમજી. ૪

( ઢાળ )

નિગમ 'નેતિ નેતિ' કહે જેને, શિવ બ્રહ્મા [2]ગતિ નવ કળે;
શેષ નિશદિન ગાય ગુણ, ઑળ્યે ન મુનિજનને મળે. ૫
જેણે સરજ્યું આ વિશ્વ સઘળું, પાળીને સંહારશે;
રહ્યા વ્યાપી પૂર્ણ સઘળે, જ્યાંહાં જોશો ત્યાંહાં હશે ૬
સ્થાવર જંગમ જુઓ, કો સ્થળ એ વિના ખાલી નથી;
ભાળો નિજ ઘટમાં એ [3]વ્યાપ્યો, અંતર્યામી સર્વથી. ૭
તે-થકી સુત-ભાવ છાંડો, જાણો ઈશ્વર એક છે,
ભાગ્ય મોટું માનજો જે, તે પુરુષથી સ્નેહ છે. ૮
સર્વ સાધન ફળ્યાં તેહને, વહાલા હરિ જેને થયા;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, તેહની તમ પર બહુ [4]મયા. ૯

---

૧. તે (શિ) ૨ સાર્ગનીકળે. (ગો) ૩. વ્યાપ+(ન) ૪. દયા. (ગો)

પદ ૭ મું

( રાગ નામમાં )

સાભળ્યા ઉદ્ધવ-કેરા વચનજી,
તેથી [1]ઈહાનુ ન માન્યુ મનજી ૧
આશ્ચર્ય-સરખું અમને ભાગેજી,
પરબ્રહ્મ સુણીને મન ના ઉલ્લાસેજી. ૨
બોલ્યા ઉદ્ધવ-શું વાયક વળતાંજી,
પુત્ર-વિયોગે અંતર બળતાંજી. ૩
સાંભળો, હરિજન ! તમને શું કહિયેજી ?
પરમેશ્વર એને અમો કયમ કરી લહીએજી ? ૪

( ઢાળ )

લહીએ કયમ પરબ્રહ્મ એને ? માક્ષી મન પૂરે નહીં;
ચરિત્ર ઈહાંના સાભળો, એમ ઈશ્વરે કીધાં [2]કયહીં ? ૫
એક સમે પયપાન કરવા, આવ્યો હરિ આનંદ-ભર્યો;
દેખી મારો અરીસો, થઈ ઉદાસી, પાછો ફર્યો. ૬
દીઠું એણે એહનુ પ્રતિબિંબ, મુજ [3]ઉરની આરસી;
રીસાયો તે માટ્ય મોહન, [4]મુગ્ધમા બાકી કશી ? ૭
'ના, ના, નહિ ધાવું હવાં, તુજ પાસ બીજો બાળ છે,'
એવો ભોળો પુત્ર માહારો, ઉદ્ધવ ! એ ગોપાળ છે ૮
પરમેશ્વર એમ કયમ કરે ?, ઉદ્ધવ વિચારો અંતરે;
[5]દયાના પ્રભુ પ્રાણવલ્લભ-ની હું માતા છું ખરે ! ૯

---

૧ તેમનુ (શિ) ત્યોનું (ન) ૨ સહી (શિ) અહી કહી (ન) ૩ ઉપર (શિ) (ગો) ૪ મુગ્ધમા હવા (ન) ૫ દયાના પ્રભુ પ્રાણ-વલ્લભ, ન હોય ઈશ્વર, એ ભ્રાન રે.

## પદ ૮ મું

(રાગ રામગ્રી)

"સાંભળો, ઉદ્ધવ! પૂરણ પવિત્રજી;
પુત્ર માહરાનાં પરમ ચરિત્રજી. ૧
એ જ્યારે હુંતો અતિશે અલેહેતોજી,
ઘેલાં ઘેલાં વાયક મુને બહુ કહેતોજી. ૨
'માડી! મારી વહુ કયાંહાં ?, મુજને દેખાડોજી,'
એહવી એહવી વાતોએ, એ લેતો [1]આડોજી. ૩
વહતાં માંજાર દેખી, આવતો દોટેજી,
ભય પામી ઘણું, વળગતો કોટેજી. ૪

(ઢાળ)

કોટે વળગતો કુંવર માહારો, છોડવ્યો છૂટે નહીં;
એ સુત માહારો કયાંહાં ગયો ?, ઓ દૈવ! હું જાઉં કયહીં ? ૫
સ્ફટિક-મણિના સ્થંભમાં, પ્રતિબિંબ પોતાનું નિરખતો;
તેહની સંગે રમવા માટે, હૈયામાં ઘણું હરખતો. ૬
માખણ તેહને આપે હઠ કરી, વળગી થંભ હેઠું પડે;
'ઓ મા! આ ખાતો નથી, શા માટ ?' તે માટે રડે. ૭
એક વાર દધિનું પાત્ર ભાજ્યું, વાંક [2]એ એથી થયો;
તે માટે બાંધ્યો [3]ઊખળે, રંક થઈ બેસી રહ્યો! ૮
તે મુખ એહનુ સાંભરે, રોમ રોમ તન માહારું બળે;
દયાના પ્રભુ પ્રાણવલભ, મળે તો બળતરા ટળે." ૯

---

૧. આડો જી. (શિ) ૨. એનો. (શિ) (ગો) ૩. અનુબળે. (શિ)

## પદ ૧૦ મું

( રાગ રામગ્રી )

એવા એવા અબલા વિચાર વિચાર્યાજી;
એટલે તો સ્નાન કરી ઉદ્ધવ પધાર્યાજી. ૧
દૂર-થકી દીઠા શ્રીહરિના જનજી,
કાંતિ કરુણા-મય પ્રસન્ન વદનજી. ૨
દંભ-રહિત, ×દગ રહિત-વિકારજી;
પ્રેમદાએ પરખ્યા, કે ભગવદી સારજી. ૩
એટલે તો ઉદ્ધવ આવીને નમિયાજી;
'હરિ' સ્મરણ [1]કરતાં, ગોપીને ગમિયાજી. ૪

(ઢાળ)

ગમ્યા ગોપીને ઉદ્ધવજી, ભગવદી જાણીને ભાળિયા,
કર જોડી ઉદ્ધવે કહ્યું: "અમો મધુપુરથી આવીયા. ૫
શ્રીકૃષ્ણે મુજને મોકલ્યો, તમો પાસે સત્ય કહું છું કથી;
નિશદિન પ્રભુની પાસે રહું છું, મુજથી કંઈ અંતર નથી. ૬
કાંઈ સંદેશો પણ કહાવ્યો છે, સહુ એકાંતે બેસો કહું,
પ્રભુ-કહ્યા પ્રમાણે કરું અમો, આજ્ઞા આધીનને રહું." ૭
સુણતામાં સર્વે પ્રસન્ન થઈ, એકાંત સ્થળમાં આવીઆં;
પ્રાણપતિના પ્રિય જાણીને, ઉદ્ધવને ત્યાંહાં લાવીઆ. ૮
[2]ઉત્તરીય વસ્ત્રે રચ્યું આસન, બેસાડ્યા હરિજનને;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, વલ્લભ છે ઘણું [3]મનને. ૯

---

૧. કહેતા (ગો) × દૃગ નિર્વિકારજી ૨. ઉત્તર અંબરે ...
ઉત્તરીય અંબર (ન) ૩. મને (ગો)

પદ ૬૬ મું

( રાગ ગમર્યો )

"કહો, ઉદ્ધવ! રૂડા છે નંદલાલજી?
સેવા કરે છે કોઈ આણીને વાહાલજી? ૧
કહો, કયારે આવશે ગોકુલ ગામજી?
માતપિતાને મળવા કામજી? ૨
રુવે છે બિચારાં નિશ ને દિનજી,
ઉદર ભરી નથી ખાતાં અન્નજી. ૩
'પુત્ર, પુત્ર' કરી નિત્ય પોકારેજી,
તેમની ઉપર દયા જો કાંઇ વિચારેજી. ૪

( ઢાળ )

વિચારે કાંઈ જો દયા તો, [1]વાહાલાજીનું દુઃખ ટલે;
અમારે એમાં કાંઈ નહી, પણ જોઈ [2]અ–દીપ અંતર બળે. ૫
એક સખી કહે, "ઘેલી થઈ?, ગયા-સમજી શીદ પાછા ફરે?
જેણે સગપણ સુવર્ણ છાંડીયું, તે પ્રીત્ય પીતળ શું કરે? ૬
અમારે કાજે અમો નથી કહેતાં, રખે એમ સમજતા;
એહને અમારે સંબંધ શો?, એ અમારા કયારે હતા? ૭
અણુસમજણમાં સ્નેહ કંઈ કર્યો, એણે હવાં બહુ પસ્તાય છે;
'ગોપીનાથ' કહી કોઇ બોલાવે છે, ત્યારે ઘણું લજ્વાય છે. ૮
વ્રજ–સંબંધી વાંસલી આદિ, વસ્તુ જે કાંઈ છે સહુ;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, દેખી લાજે છે બહુ! ૯

---

૧. વાહાલાનું. ( ન ) ૨. સદા અંતર બળે. [અદીપ=દીવા વગર.]

પદ ૧૨ મું

( રાગ ગમગ્રી )

"ગરજ વડે હતું ગોકુલ આરુંજી,
[1]મતલબ વિના હવાં થયું અકારુંજી. ૧
માણી રસ, કમળને મધુકર મૂકેજી,
કરે નહી [2]પ્રીત્ય પછી, જ્યારે કંઈ સૂકેજી. ૨
મતલબી જન–તણી એહવી રીતજી,
ગરજ થતા—લગી, પાળે પ્રીતજી. ૩
પારધીની પેરે, એણે ભોળવીને મારીજી,
સાધી નિજ મતલબ, દયા ન વિચારીજી. ૪

( ઢાળ )

વિચારી નહિ દયા ઉદ્ધવ!, નિર્દય નદકુંવર ઘણું;
પારધી પણ એ–થકી સારો, [3]તેહનુ કાંઈએક ભલપણું. ૫
મોહ પમાડી મારે પશુ, પછી ખબર જોય પાસે જઈ;
'મરી ગયું કે જીવે છે જોઉં, વલે એહની શી થઈ?' ૬
જુઓ, તેહવું પણ ન કર્યું, એણે મારી, મુખ જોયું નહીં;
વ્યાધથી પણ વધ્યા નિર્દય, એહેવા નવ દીઠા કયંહી! ૭
આગળથી આ'વો [5]એને રે, અમો જો કદી જાણતાં;
તો એમ છેક છલાઈ ને, આટલે લગી નવ્ય આણતાં. ૮
પાણી પી ઘર પૂછવું, એહમા અમારું મુરખપણું;
દયાના પ્રભુ પ્રાણવહલે, ચતુરપણું કીધું ઘણું! ૯

---

૧. ગરજ. (શિ) (ગો) ૨. પછી કોઈ શુ કહેજી. (ન ૩. તેમા (શિ)(ગો) ૪. ભલાપણુ (ન) ૫ સ્નેહ જો કદી. (શિ)

## પદ ૧૩ મું

(રાગ ગરબી)

ના રહ્યું કહેવાનુ, તો શું ×કરીએજી?
અંતર પોતાને ¹દાઝીને રહિયેજી! ૧
²રસના ડસાવ દંતે, ઔર ઘવાયજી,
દુઃખ વ્યાપે તોયે પોકાર ના થાયેજી. ૨
કૂપની છાયા તે શમે કૂપ–માહેજી,
મૂંગો તે મનસુબો જઈ કહે કયાંહેજી? ૩
એ દુઃખ એવુ તે, મુખ શું વખાણેજી?
પ્રીતની પીડા તે અનુભવી જાણેજી. ૪

(ઢાળ)

જાણે તે સાચું કહે, બાકી સર્વ કો ચેષ્ટા કરે;
માટે કોઈને કહેવું નહીં, એ કહ્યેથી કૌતુક ઠરે. ૫
દોષ નથી એમાં કોઈનો, એણે જાણી જોઈ સઘળું કર્યું;
ઊતારી વન–કૂપ–મધ્યે, વરત વાઢે તેમ ઠર્યું! ૬
ભોગ મનના ભાવતા, મધુપુરીમાં એને મળે;
ભોગવે ભલી ભાંતથી, શીદ પારકે દુઃખે બળે? ૭
ચકોર તલખે ચંદ્રને, પણ ચંદ્રના મનમાં નહીં;
એમ મોહન–મનમા અમે નહીં, એ માટે બળીએ અહીં! ૮
ઉદ્ધવ! હરિને આ ઘટે નહીં, જોયું નહીં પાછું ફરી!
જુઓ, દયાના પ્રભુ પ્રાણવલ્લભે, આ અમારી ગતિ કરી! ૯

---

૧. સમજીને (શિ) (ગો) × કહિયેજી (ન). ૨. રસના દંત તળે ચગદાયજી (શિ) (ગો), દંતે ચોર ઘવાયજી. (ન)

## પદ ૧૪ મું

( રાગ રામગ્રી )

ઉદ્ધવજી કહે, "સુણો વ્રજનારીજી,
નગુણા નથી કાંઈ ગિરિવરધારીજી ૧
સ્વ પર નથી હરિને, સર્વ સમાનજી,
ભક્તાને આપે અભયપદ-દાનજી. ૨
સાક્ષી સર્વના અંતર જાણેજી,
વસ્યા સચરાચર સર્વ ઠેકાણેજી. ૩
[1]ઘટમા નાદ, જ્યમ પુષ્પમા સુવાસજી,
એમ અખિલમા વસ્યા અવિનાશજી. ૪

( ઢાળ )

અવિનાશી એમ વસ્યા સઘળે, વિયોગ તેનો ન સંભવે,
તમો વિવેકી થઈ,એમ ક્યમ કહો?, એહવું અજ્ઞાની લવે. ૫
પદ્માસન વાળી કરી, નાસાગ્રદૃષ્ટિ રાખીએ;
ચિત્ત એકાગ્ર કરીને, મુન્ય ધારી, 'સોહં' 'સોહં' ભાખીએ ૬
[2]પ્રાણાયામ અભ્યાસ કરીને, રાજમાર્ગે ચાલીએ;
[3]ભ્રકુટી ભેદી ગગન ચડીને, બ્રહ્માનંદ-સુખ મહાલીએ. ૭
પોતામા પોતાનો આત્મા-રામ નિત્યે દેખીએ;
યોગ-માર્ગે [4]ઝાખતા, પરબ્રહ્મ પાસે પેખીએ. ૮
એ જોગનો ઉપદેશ તમને, હું-દ્વારા હરિ કહાવિયો;
દયાના પ્રભુ પ્રાણવલ્લભે, કૃપા કરીને બતાવીઓ. ૯

---

૧ ઘટમા (શિ) (ગો , ૨. પ્રાણાભ્યાસ (શિ) (ગો) ૩ ત્રિપુટી (શિ) (ગો), નિકુટી (ન) ૪ બ્રહ્માદિક (શિ) (ગો) ૫. ચાલતા (શિ) (ગો ૬ ઉચરતા (શિ) (ગો)

### પદ ૧૫ મું

( રાગ ગરબી )

વ્રજ વનિતા કહે, "સુણો હરિજનજી !
લાવ્યા વધાઇ ભલી, થયા સૌ પ્રસન્નજી. ૧

કૃપાયે કરી પ્રભુ 'જોગ' બતાવ્યોજી,
તમો અધિકારી તે માટે ભાવ્યોજી. ૨

આપો જેણે અન્યને, રાખો તમે [1]બાંધોજી,
ગુરુ ચેલો તમો [2]બન્ને સાધોજી. ૩

પ્રીતે પચેલા અમો વ્રજવાસીજી,
જોગ તે તમો સાધો જઈને કાશીજી. ૪

( ઢાળ )

કાશી જઈ તમે જોગ સાધો, અમારે નથી કામનો;
અમારે એક આશરો છે, અચળ સુંદર–શ્યામનો ૫

અમારા [3]ઉર સ્નેહભર્યાં, ત્યાંહાં જોગ બિચારો ક્યાંહા ઠરે ?
પાટુવા ખાઈ પ્રેમનાં, અથડાઇને એળે મરે ! ૬

નંદનંદન નગદ નાણું, પ્રગટ દષ્ટે જોઈએ;
એ જોગ ચિઠ્ઠા ચોપડા, ત્યાં શીદ વૃથા દિન ખોઈએ ? ૭

પતિવ્રતાનો નહી ધરમ, [4]તજી એક પતિ બીજો ભજે;
કહિયે તે વ્યભિચારિણી, બીજો ગ્રહે, પહેલો તજે. ૮

[5]સત્તા–રૂપે જુઓ, ઉદ્ધવ !, તમારે એ ગાર છે;
દયાનો પ્રભુ પ્રાણવલ્લભ, અમારો આધાર છે ! ૯

---

૧. બાહાધોજી (શિ) (ગો) ૨. બન્ને (શિ) (ગો) ૩. ઉપર (શિ) (ગો) ૪. તજી એક પતિ બીજો ભજે (ન) ૫. સ્વપ્ના રૂપે (શિ) (ગો)

પદ ૧૬ મું

( ગગ -ાગગ્રી )

ઉદ્ધવજી ! સુણો, સ્નેહની રીતજી;
પ્રાણ તજે તોહે છોડે ના પ્રીતજી. ૧
સિંહ કરે કદી [1]શત ઉપવાસજી,
તજી નિજ ભક્ષણ, ખાય ના ઘાસજી. ૨
હારીલ કાષ્ઠ ગ્રહી નવ મૂકેજી,
પ્રાણ તજે તોય ટેક ના ચૂકેજી. ૩
ચાતક કરે જળ સ્વાતિનું પાનજી,
રૂપ અરિતા સહુ ઝેર સમાનજી. ૪

( ઢાળ )

ઝેર-સરખુ સ્નેહ [2]ચાખે, સ્નેહ તે અમૃત ખરું;
જેહનુ જે-શું અટકયુ મન, ને પ્રાણ ગયે ન કરે પરુ. ૫
પ્રીત-કેરી રીત ઉદ્ધવ, શીખવી નવ આવડે;
સદા તે સાચી નિભેં રહે, જૂઠી તે તો ઢીલી પડે. ૬
દાદૂર મીન એક ઠોરનાં, તેહને વારિ વાહાલું લહે સહુ,
પણ સમો આવ્યે પરીક્ષાયે, પ્રીત્ય પ્રીત્યમાં [3]વેહેરો બહુ ! ૭
જળ વિના દાદૂર પકમા પડી, રાખે જ્યમ ત્યમ દેહને,
મચ્છ જળથી વિછડતા, તજે પ્રાણઃ ધન્ય એ સ્નેહને ! ૮
જ્ઞાની પ્રેમી [4]એમા ઉદ્ધવ !, જુઓ અંતર એટલો :
એ દયાનો પ્રભુ પ્રાણવલ્લભ, જાણે તેહને તેટલો. ૯

---

૧ તપ્ત (શિ) ૨ પાગે (શિ) ૩ ૈ- (ન) ૪ એમા (ગે)

પદ ૧૭ મું

( રાગ રામગ્રી )

એમ પરસ્પરનું મળવું સારજી,
હળિમળિ કરિયે વાત વિચારજી. ૧
વેહેતું પ્રગટ જળ પીજીએ સુખેજી;
વસુધામા વારિ ના આવે મુખેજી. ૨
ભૂખ્યો ભોજન–તણુ ધ્યાને ન ધરાયજી,
શર્કરા સમયે ના મુખ મીઠું થાયજી. ૩
કાષ્ઠના અગ્નિએ શીત ના [1]નહાસેજી,
મન–થકી મોટા થયે, યશ ના પ્રકાશેજી. ૪

( ઢાળ )

પ્રકાશે જશ કાંહાં થકી, –એમ પ્રગટ–પાખે સહુ વૃથા;
જુઓ, આંખો મીંચિ આનંદ શો ?, એ જોગનો જૂઠો પ્રથા. ૫
એ ઝીટું સરખા જોગને, શું પાથરીએ ? કે ઓઢીએ ?
પ્રત્યક્ષ પાવક પરહરી, શીદ પથ્થરમાં શીર ફોડીએ ? ૬
ઉદ્ધવ ! ડહાપણ બહુ હરિનું. અમને પત્રિકા જોગની !
કુબ્જાદિક–શું કંથજી તો, માણે મોજ સંજોગની ! ૭
એમ કરવું હતું ત્યારે, પ્રથમથી શીદ પાળિયાં ?
કયહું કહેવાનું રહ્યું નહીં. ભૂંડા, બીડયાં શીડયાં બાળિયાં ! ૮
આ હસારત કરી લોકમાં, [2]તેની છાપ શીરથી ના મટે;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, આવડું કરવું ના ઘટે ! ૯

---

૧ નામેજી (શિ ગો) (ન) ૨ તાહારી.

પદ ૧૮ મું

( રાગ રામગ્રી )

"મારવા ધાર્યાં હતા જ્યારે મનમાંજી;
ત્યારે શીદ રાખ્યાં બળતા વનમાંજી ? ૧
ધરીને ગોવરધન શાને જીવાડયાંજી ?
આ દુઃખથી ભલા મરણ પમાડયાંજી ! ૨
કેટલીક વાતો [1]પ્રગટ કહેવાયજી;
ગાગરમાં નવ સાગર સમાયજી. ૩
બળી તો રહ્યાં હું તાં વ્હેહની આગેજી,
[2]દાઝયાં ઘણાં જોગ-લવણને લાગ્યેજી. ૪

( ઢાળ )

લાગે લવણ જ્યમ દાઝયામાં,ત્યમ સંદેશો હરિ કહાવિયો;
એહવામાં એક મધુપુરીથી, ભ્રમર ભમતો આવીયો. ૫
તે કરે ગુણગુણ શબ્દ મધુરો, અડે અબળા અંગને;
કારણ સમજી કામિની કહે, મરમ-વાયક ભૃંગને. ૬
'મધુપ ! અડય મા,આઘો રહે, ઇતબાર તારો ન આણીયે;
તું કાળો છે તે હોઈશ કપટી, ચીત્યુ માટે જાણીયે. ૭
[3]તે બગાડયાં બહુ કમળ ભમરા,પ્રીત કરી પીતલ હયો,
કરી નીરસ નલીન સઘળા, ગરજ સરી ઊડી ગયો. ૮
તારું ચપે ચિત્ત [4]માન્યુ નાહીં, પેલા એહુસામાં મન ઠર્યું;
દયાના પ્રભુ પ્રાણવલ્લભે, તાહારી પેઠે બહુ કર્યું ! ૯

---

૧. ના પ્રગટ (શિ) (ન) ૨. બીજાં (શિ) ૩. તે પમાડયા કામળ કમળ ભમરા, તું પ્રીત કરી પ્રમળે ગયો. (ન) ૪. ચોટયુ (શિ)

## પદ ૧૯ મું

( રાગ રામગ્રી )

"અલ્યા ! તું તો મથુરામાં [1]હોઈશ નિત્ય ભમતોજી;
શૉકયના ઉર—ઉપર હોઇશ રમતોજી. ૧
કુંકુમે લેપેલી પ્રસાદી, પુષ્પની માળાજી;
સુગંધી છે સ્નેહે તે મધુકર કાળાજી. ૨
[2]તેહનુ કુંમકુંમ તાહારી મૂછે છે વળગ્યુંજી;
અમને ન ભાવે, અલ્યા ! કરને તું અળગુંજી." ૩
મધુપને મિષે કહી મરમની વાંણીજી;
સમજાવ્યા ઉદ્ધવને વાત વખાંણીજી. ૪

( ઢાળ )

વખાણી ઘણી વાત. વળી ભમરાને કહે છે ભામની;
"તું કથા શીદ ગુણગુણ કરે છે, શૉકય–સંગી શ્યામની ? ૫
અમો આગળ કહીશ મા કાંઈ, કારજ તારું નહીં સરે;
એ જશના આતુર હોય ત્યાહા, કથા શેં તું નવ કરે?" ૬
એવાં વિવિધ વાયક કહ્યાં કોટિક, પ્રેમમાં ભીંન્યાં અતિ;
જોગ ત્યાંહાં આંખો પડયો. મોહ પામી ઉદ્ધવની મતિ. ૭
જ્યાંહાં સમુદ્ર ઉલટયો સ્નેહનો, ત્યાંહા જોગ–કૂપનું શું ગજું ?
ઉદ્ધવ કહે, "સહુ છાડીને, હું ચરણ ગોપીના ભજું !" ૮
ગુરુ થવા આવ્યા હતા પણ, શિષ્ય થયા શ્યામાતણા;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ, વહાલા[3]એમને છે ઘણા. ૯

— —

૧ અહોનિશ ( શિ ) ૨ હમને ન ભાવે, અલ્યા કરની તું અળગુજી, હગો તો એક પ્રેમ-રસને વળગુંજી ( ન ) ૩. અમને ( ન )

## પદ ૨૦ મું

ઉદ્ધવજી કહે, "સુણો વ્રજનારીજી !
કોઈ નથી પામ્યું [1]દશા તમારીજી. ૧
[2]શેષ ને શંકર ભક્તમાં ભૂપજી,
તે પણ ન કળે તમારું રૂપજી. ૨
હું તો હરિ પાસે માગું છું એહજી;
નિશ્ચે કહું છું નથી આણું સંદેહજી. ૩
આ વ્રજમાં [3]કયા લઘુ [4]તૃણ જાતિજી,
જેમાં નહિ પૂજ્યપણાની વિખ્યાતિજી. ૪

( ઢાળ )

[5]વિખ્યાત નહીં તૃણ તે તણા, મુને જન્મ આપો શ્રીહરિ;
વ્રજવાસી મુજ પર પગ ધરો, હું પાવન થાઉં નિશ્ચે કરી!" ૫
પાણ્ય જોડી પ્રણામ કીધો, ઉદ્ધવે અબળા–સર્વને;
જ્ઞાની મટીને થયા પ્રેમી, ગાળી દીધો ગર્વને. ૬
પછી પ્રેમ આણી, પ્રેમદાએ, ઉદ્ધવને કરુણા કરી;
સહુ દેખાડયા સ્થળ રમણના,
કથી [6]લીલાં જ્યાંહાં જેમ કરી હરિ. ૭
આંહા ગિરિ ધર્યો, આંહા ચીર હર્યાં,
આંહાં નાગ નાથ્યો નટવરે;
આંહા રાસક્રીડા કરી અમ–શું, રસિકવર એ ગિરિધરે. ૮
આ સ્થળે સ્થળે શર લાગે છે, ઉદ્ધવ ! કહ્યું સુખ ના બણે;
દયાનો પ્રભુ પ્રાણવલ્લભ, આવે તો દુઃખડાં હણે. ૯

---

૧ ગતી (શિ) (ગો) ૨ શેષ, શંકર, વિધિ, સુરભૂપજી (શિ) (ગો) ૩ હું (શિ) ૪ અણુ (ન) ૫ વિજ્ઞાન હીન જન તે તણો (શિ) (ગો) ૬. લીધા (શિ) (ગો)

## પદ ૬૧ મું

(રાગ રામગ્રી)

ગોપી કહે "સુણો, ઉદ્ધવ! ભ્રાતજી;
કહેજો અમારી સહુ પ્રભુને વાતજી. ૧
ફરી ફરી વિનતી એ કહે અમારીજી,
જ્યમ ત્યમ વેહેલા આવે વ્રજમાં વિહારીજી. ૨
પ્રાણ ટકયો છે, કહેજ્યો એક તમ આશેજી,
કહેજ્યો કહાવ્યું છે તમારી દાસેજી. ૩
નંદયશોદા [1]સહુ એમ કહાવેજી,
ઉદ્ધવજી!કહેજો, હરિ વ્રજ વહેલા આવેજી. ૪

(ઢાળ)

આવે વ્રજ એમ કહી સર્વે, ભેટ સામગ્રી ઘણી;
મોકલી હરિને લેઈ ઉદ્ધવ, પધાર્યા મથુરા ભણી. ૫
મળ્યા આવી મથુરાનાથને, પ્રણામ કીધા પ્રીત-શું:
સમાચાર કહ્યા સર્વ, જ્યમ કહાવ્યા ભક્તે રીત-શું. ૬
'મહારાજ!વ્રજવાસી-તણો,સ્નેહ કયમ કહું મુખે કથી?
તેહમા ગોપિકાનો પ્રેમ તે તો, કહેવા કોઈ સમર્થ નથી! ૭
ફરી ફરી એમ કહ્યું છે, જે વહેલા વ્રજ પ્રભુ! આવીએ;
કૃપા કરી શ્રીકૃષ્ણજી!, એ અરજ મનમાં લાવીએ." ૮
ઘણું વખાણે વ્રજનારને, ઉદ્ધવનુ મન ગયું છે ગળી;
દયાના પ્રભુ પ્રાણવલ્લભ,-પ્રતિ કહે છે વળી વળી. ૯

---

૧ આદે (શિ)

જે ગાય શીખે સાંભળે, તેહને પ્રસન્ન થાય વ્રજનો ધણી;
પ્રેમ લક્ષણા ભક્તિ આપે, આશા પૂરે મન તણી. ૧૦
એ **પ્રેમ-રસ-ગીતા**-તણાં, એકવીસ પદ પ્રેમે કર્યાં;
એક એક પદમાં ચરણ નવ નવ, સુંદર સ્નેહ-થકી ધર્યાં. ૧૧
શ્રીનર્મદાતટ-ઉપરે એક ચારુ ચંડીગ્રામ છે;
શ્રીશેષશાયી-સમીપ કવિજન-કેરડો વિશ્રામ છે. ૧૨
જ્ઞાતિ નાગર, વિપ્ર વૈષ્ણવ, વલ્લભ દયાશંકરે;
ગાઈ **ગીતા-પ્રેમ-રસ**, ગુરુ-કૃપાએ હરિ-કિંકરે. ૧૩
પાંચ તુક છે અધિક અંતે, બે શતમાં ૧૫ ન્યૂન છે;
શ્રોતા વક્તા 'શ્રીકૃષ્ણ' બોલો, અધિક સહુથી પુણ્ય છે. ૧૪

---

સંપૂર્ણ । પ્રેમરસ ગીતા । લખીતંગ મેહેતા ત્રીકમદાસ હરજીવનદાસ । ભૂલ્યો ચૂકો સંભાળી વાંચજ્યો । જે વાચે તેહેને જેશ્રીકૃષ્ણ છે ।

પાન ૭૯ થી ૧૧૫, ૯૯ થી ૧૦૦ બે પાનાં અંદર નથી.

પાના ૭૩ માં ૨૦૨ કડીઓ, 'ગરબો રાસ-મંડળ પંચાધ્યાઈનો, દયાશંકર કૃત' સંપૂર્ણ છે.

શ્રી લખીતંગ મહેતા ત્રીકમદાસ હરજીવનદાસ સંવત ૧૮૬૭ના કાતરક વદી ૭ શનીવાર સંપૂર્ણ શ્રી એમ ઉતાર્યા સાલ મળે છે.

[ આ હસ્તલિખિત ગ્રંથમાં દાણચાતુરી, તેર માસ, પંદર તિથિઓ, સાત વાર ગાનચરિત્ર માનનાં પદ પણ છે. ]

---

# પ્રેમરસ ગીતા–શબ્દાર્થ

૧. દસ (શિ)
૨. અગ્રણી–ઋણ વગરનો
દેવાયા મુક્ત
અ તર ગ મિત્ર (અ દરના-નજીકના)
ગુહ્ય ગોઠ–ગુપ્ત વાત
૩. અલૌકિક–નધાને
આધ્યાત્મિક–આત્માસંબધી
બ્રહ્મજ્ઞાન–પરમાત્માસ બધી વેદાન્ત જ્ઞાન
આરોહણ–સવારી
મોદ–આનંદ
ઘોષ–ગૌશાળા, આહીરોની વસ્તી
સદૃશ–સરખુ
યુગલ–નંદયશોદા બને
મતિ–બુદ્ધિ
૪. બાહ્ય–બહાર
૫ ભાવતુ–ગમતુ
૬ પરબ્રહ્મ–પરમાત્મા
નેતિ નેતિ–એમ નથી એમ નથી
નિગમ–વેદ
મયા–કૃપા
૭ પયપાન–ધાવવુ તે.
મુગ્ધમા–ભોળપણમા
૮ અલેહેતોજી–બાળકબુદ્ધિનો.
અલ્હડ,–અનુભવ વગરનો.
આડોજી–હઠ
મામ્તર–ખિવાડી
અનુખળે–ખાડણીએ
૯ પરો–દૂર, અલગ
૧૦ અંતર, આડ–પડદો.
૧૧ અદીપ–દિવા વિના.
૧૨. ભલપણું–સજ્જનતા
૧૩. ચેષ્ટા–મશ્કરી
વગ્ત–દોરડુ
૧૪. સ્વપર–પોતાનુ પારકુ.
મુન્ય–મૌન
રાજમાર્ગે–જ્ઞાનમાર્ગે
ભ્રકુટીભેદી ગગન ચડીને–સમાધિ ચઢાવીને
૧૫. બાંધાછ–બધો
બધિ–જાડે
પાટુઓ–લાતો.
ઓઘે–વૃથા
ચિઢ્ઢાં (ચિદ્દા)–ખોટા વધારો
૧૬. હારીલ–એક પંખીની જાત
પરું–(પર) અલગ
૧૭. ઓંટુ–ઝરડુ
૧૮. ઈતબાર–વિશ્વાસ
નલીન–કમળ

કવિ ગિરધરકૃત

# ઉદ્ધવગોપી–સંવાદ.

## અધ્યાય–૨૨

(રાગ વેગડી)

હવે ગોકુલમા ગોપીજન સર્વે, ગોવિંદના ગુણ ગાતી;
હરિના વિયોગ–તણા વિરહથી, વનિતા વ્યાકુલ થાતી. ૧
શ્રીકૃષ્ણરૂપમા તદાત્મક થઈ છે, નથી ભાવના અન્ય;
સંસાર સર્વે મિથ્યા જાણે, ભોગ રુચે નહિ મન. ૨
વિરહાતુર ફરતી, ચિંતા ધરતી, આલાપ કરતી આપ;
ચંદન ચંદ્રની નિંદા કરે છે, વિયોગને પરિતાપ ૩
શ્રીકૃષ્ણ–ભાવના થઈ છે સઘલે, નથી દેખતી અન્ય;
હરિના ચરણ વિષે ચિત્ત રાખી, કારજ કરતી ધન્ય. ૪
એમ વ્રજવાસી સહુ વિઠ્ઠલ–ચરણે, ચિત્ત અરપીને રહેતાં;
કોઈ કાયિક વાચિક કર્મ કરે તે, 'કૃષ્ણાર્પણ' સહુ કહેતાં. ૫
આ વિશ્વમાં ધન્ય એ વ્રજવાસી, જેના કૃષ્ણ પરાયણ કર્મ;
હરિ–અર્પણ વિણુ કૃત્ય કરે તે, જાણો સર્વ અધર્મ ! ૬
શ્રીકૃષ્ણ–પ્રાપ્તિ વિણુ કર્મ કરે છે, તેને ઘણું અભિમાન;
નથી જાણતા, આત્મા સહુનો, વ્યાપક છે ભગવાન. ૭
જેમ કાષ્ઠમાં વહ્નિ, ગંધ પુષ્પમા, તલે તેલ, પય આજ્ય;
એમ સર્વ હૃદયમા કૃષ્ણ રહ્યા છે, પ્રાણજીવન મહારાજ. ૮

તેને યથાર્થ જાણ્યા વિના, કરે કર્મ-તણું અભિમાન;
'હું પંડિત' 'હું જ્ઞાની' 'ભક્ત છું,' એ મૂર્ખનું અજ્ઞાન ! ૯
અહં-ભાવના દેહ-વિષે છે, મમતા કુટુંબની-માંહે;
સુત વિત્ત લોકૈષણા જ્યાં લગી, ભક્તિ જ્ઞાન છે કયાંહે ? ૧૦
હરિ-ગુણ વિણ ગાયન જેવું, પશુ પોકારે વનમાંહે;
હરિના તીર્થ વ્રત નથી કરતા તેનો મિથ્યા શ્રમ સહુ ત્યાંહે. ૧૧
કૃષ્ણાર્પણ-બુદ્ધિ-વિણ જે કો, યજ્ઞ કરે છે જંન;
તે મિથ્યા ધૂમ્ર નેત્ર ફોડે, અશાશ્વત સુખ ઇચ્છે છે મંન. ૧૨
એમ સર્વકર્મને વિષે વરતે છે, ગોપી કૃષ્ણાકાર;
હરિ-અવતાર-ચરિત્ર જ ગાતી, કરતી સ્વરૂપ વિચાર. ૧૩
ધન્ય યશોદા નંદરાય ને, ગોપી ગોપ ને ધેનુ;
વળી વૃન્દાવનનાં પશુ પક્ષી, શ્રીકૃષ્ણ જીવન જેનું ! ૧૪
એ વ્રજવનિતાની વૃત્તિ સદા, શ્રીકૃષ્ણ વિષે લયલીન;
સ્વરૂપ-સિંધુમાં સદા મગ્ન મન, જલ-મધ્યે જ્યમ મીન. ૧૫
અહોરાત્ર શ્રીકૃષ્ણ વિષેથી, વૃત્તિ ક્ષણું નથી ચળતી;
સાધનવંતા યોગીની એવી, વૃત્તિ ન હોયે મળતી. ૧૬
તે વ્રજવાસીનો ભાવ જ એહવો, જાણીને શ્રીભગવંત;
દીનબંધુ દયાલ કૃપાનિધિ, હરિ થયા કરુણાવંત. ૧૭
છે પરમ મિત્ર પોતાના ઉદ્ધવ, ગુહ્ય વાતના જાણ;
ચતુર ઉદાર સાત્ત્વિકી જ્ઞાતા, તત્ત્વવેત્તા નિર્વાણ. ૧૮
તે વિદ્યાર્થી છે વાચસ્પતિના, અતિશય બુદ્ધિમાન;
એકાંતમાં તેડી તે સાથે, બોલ્યા શ્રીભગવાન. ૧૯
"અરે ઉદ્ધવજી ! ઉતાવલા તમો, વ્રજમાં જાઓ આજ;
મારી વાટ જુવે છે માત-પિતા, તેનું સાંત્વન કરવા-કાજ. ૨૦

ગોપ-વધૂ મુજ વિરહે કરી, ઘણું પામે છે મનમાં ખેદ,
તે બાલાને જઈ બોધ કરો, જ્યમ ચિત્ત ઉપજે નિર્વેદ ૨૧
ઘણી વાટ જુવે છે માત જશોદા, દુઃખ પામે છે તાત,
મારે વિયોગે વૃદ્ધપણામાં, ચિંતા કરે દિન-રાત ૨૨
તેનું આશ્વાસન કરી આવો ઉદ્ધવ !, બોધ કરી બહુ પેર,
ઘણા દિવસ તમો રહેજો ઉદ્ધવ, નંદબાબાને ઘેર ૨૩
અહો ઉદ્ધવ ! મુજને ઘણી વલ્લભ, ભક્ત-શિરોમણિ ગોપી,
જેણે આત્મા પોતાનો મુજને સોંપ્યો, કુલ-મર્યાદા લોપી ૨૪
મુજ માટે તજિયા છે તેણે, પતિ પુત્ર પરિવાર,
તન મન ધન પ્રિય પ્રાણજીવન હુ, એક છુ તેનો આધાર ૨૫
તે મહાકષ્ટે કરી રાખી રહી છે, પોતાના જે પ્રાણ,
હુ આવ્યાની આશા વડે, અબલા જીવે છે નિર્વાણ ૨૬
તેને હુ તરછોડી આવ્યો, નિર્દય થઈ નિરધાર,
મુજ વિરહની ઉત્કંઠા પ્રગટી, ચતુરા-ચિત્ત-મોઝાર ૨૭
અહો ઉદ્ધવ ! હુ થયો કૃતઘ્ની, નિર્દય નિષ્ઠુર અપાર,
હુ વ્રજ વનિતાનો ઋણી રહ્યો છુ, શો કરુ પ્રતિઉપકાર? ૨૮
માટે સમાધાન કરી આવો તેનું, જઈને ગોકુલ માંહે,
અધ્યાત્મ જ્ઞાન ઉપદેશ કરીને, શોક શમાવો ત્યાંહે ” ૨૯
આત્મવિદ્યા ભણ્યા છે ઉદ્ધવ, પૂર્વે બૃહસ્પતિ પાસ,
શ્રીકૃષ્ણે કર મસ્તક મૂકયો, દીધી અતિ ઘણી આશ ૩૦
પોતાના ભૂષણ વસ્ત્ર પહેરાવ્યા, ઉદ્ધવજીને અંગ,
પછી આનંદે આલિંગન દીધુ, હૃદયા-શું શ્રીરંગ ૩૧
પછિ રથ બેસીને ઉદ્ધવજી ચાલ્યા, સજીને સુંદરવેષ,
દિન અસ્તગત વેલા કીધો, ગોકુલ-માંહે પ્રવેશ ૩૨

(વનણ)

ગોકુલમા પ્રવેશ્યા ઉદ્ધવ, સધ્યા સમે તેણી વાર રે,
વ્રજ વૃન્દાવનની શોભા નીરખી, આનદ પામ્યા અપાર રે ૩૩

ઇતિ શ્રીકૃષ્ણચરિત્રે સમત-ભાગવત-હરિવશે મથુરાલીલાયા, ઉદ્ધવ-ગોકુલગમનો નામ દ્વાવિંશતિતમો અધ્યાય ૨૨

## અધ્યાય ૨૩

(ધનાશ્રી)

ઉદ્ધવને આજ્ઞા આપી હૃષીકેશજી,
મોકલ્યા વ્રજમા કરવા ઉપદેશજી,
સુરજ અસ્ત થતા તેણી વારજી,
સધ્યા સમે આવ્યા ગોકુલ મોઝારજી ૧

(ઢાળ)

સધ્યા સમે આવ્યા ઉદ્ધવજી, રથ બેસી વ્રજ મોઝાર,
ગો-રજ થકી રથ આવર્યો, વત્સ વૃષભ શબ્દ અપાર. ૨
ગોમડલ વ્રજમા આવતુ, ગૌરભ ધુની થઈ ત્યાહા,
ઉદ્ધત વૃષભ ઓખગતા, કરે જુધ માહો-માહા ૩
વત્સ—વિરહે—કરી ધેનુ, દોડતી ઉતાવળી,
થન-પુષ્ટ ભારે પય ઝરે, કો થકી તે નવ રહે ઝલી. ૪
ગોદોહન કરતી ગોપિકા, તેના નાદ થાયે અતિઘણા,
ઘેર આવતા ગોવાલ તે કરે, મધુર સ્વર મોરલી તણા ૫

ગોવિંદને બલરામના ગુણ, ગોપિકા ગાતી જાહા,
નિત્ય નેમઅતિશય પાળતી, ઘણી વ્રત વિધિ કરતી તાહા ૬
આદિત્ય અગ્નિ અતિથિ, નિત્ય પૂજતી પ્રેમે કરી,
ગૌબ્રાહ્મણને પ્રતિપાલતી, પિતૃદેવ પૂજે સુંદરી ૭
સુગંધી ધૂપ ને દીપ કરતી, દ્રવ્ય મંગન ધરતી બારણે,
હરિચરિત્ર ગાતી, ગદ્દગદ્દ થાતી, જાતી વનિતા વારણે ૮
એવા મંદિર દેખી ગોપના જોઈ ઉદ્ધવ આશ્ચર્ય પામતા,
એમ જોતા જોતા આવે વ્રજમા, સર્વને શિર નામતા ૯
ચોહો દિશા ફૂલ્યા વાટિકા વન, મધુર રવ શુક પીક તણા,
ચકોર, ચાતક, મોર બોલે, રસિક શબ્દ સોહામણા ૧૦
ઘણા સરોવરમા કંજ ફૂલ્યા, ભ્રમર ગુંજારવ કરે,
ચક્રવાક, સારસ, હંસ બોલે, ત્રિગુણ સુરભિ વિસ્તરે ૧૧
એમ ઉદ્ધવજી અવલોકતા, નંદને ભુવન આવિયા,
વ્રજપતિએ ઓલખ્યા ઉદ્ધવને, હરિસેવક અતિ મન ભાવિયા ૧૨
આનંદ પામ્યા નંદજી, ભેટયા ઉદ્ધવને હરખે કરી,
આસન આપી કર્યું પૂજન, જાણે પધાર્યા શ્રીહરિ ! ૧૩
પછી ભોજન નાના ભાતના, મિષ્ટાન્ન પય-ઘૃત-શું કર્યા,
શાક વ્યંજન અધિક રુચિકર, પ્રેમ-શું પાસે ધર્યા ૧૪
એમ સાધુને સંતોષિયા, સ્વાગત કરી હિત હેજમા,
મુખવાસ તાંબુલ અરપીને, પછિ પધરાવ્યા સુખ-સેજમા ૧૫
પદ-પીડન-સેવા-વડી માર્ગનો, દૂર કીધો શ્રમ ઘણો,
પછિ નંદ યશોદા પાસ બેઠા, સમાચાર પૂછે હરિ-તણો ૧૬
નંદરાયજી કહે, "અહો ઉદ્ધવ ! કુશલ છે વસુદેવજી?
કારાગ્રહથી નીકલ્યા, ઘણું ભોગવ્યું દુઃખ એવજી ૧૭

એ કંસ હણિયો દૈવગતિ, જેણે રંકને પીડયા કથી,
એ પાપી પાપ થકી પડચો, એમા વાક તે કોઈ નો નથી! ૧૮
એણે સાધુ સરખા યાદવ પીડયા, ધર્મનો દ્વેષી થયો;
તે પાપ એણે ભોગવ્યુ, જગમા અપજશ લઈ ગયો ૧૯
અરે ઉદ્ધવજી! કહો, કો સમે, મને સભારે છે શ્યામજી?
આ એની માત રાકડી, વલી ગોપ ગોકુલ ગામજી? ૨૦
વલી સુહૃદ સખી ને સખા વલ્લભ, વૃન્દાવન રમણ-સ્થલી;
ગૌ ગોવર્ધન યમુના પુલિન, તે સભારે વિઠ્ઠલ વલી? ૨૧
કહો, કૃષ્ણ કયારે આવશે, સંભાલ કરવા અમ તણી?
કયારે દેખીશ હસતું વદન હરિનુ, જેની શોભા અતિ ઘણી? ૨૨
અહો ઉદ્ધવજી! ઉપકાર અમને, કર્યા એણે જેટલા;
હુ વિસ્તારીને શુ કહુ? છે પ્રાણદાયક તેટલા! ૨૩
દાવાનલથી, મેઘજલથી, ઈન્દ્ર-બલથી રાખીયા,
વૃષભ, અજગરથી ઊગાર્યા, પોતાના કરી દાખીયા ૨૪
સપ્તદિવસ લગી એક અંગુલીપર, ધાર્યો ગોવર્ધન ગિરિ;
ધેનુક, તૃણાવૃત, પ્રલબ બક, એવા અસુરને માર્યા હરિ. ૨૫
બીજી બહુ બાધા હરી, સતાપ સર્વે ટાલીયા,
વન વૃક્ષ ગૌ ને વત્સ વૃષભ, તે પોતાના કરી પાલીયા. ૨૬
હરિ પદ કમલ સભારતા. વલી વચન મધુર વિલાસમા;
લલિત લીલા નિરખતા, હરિ હેત જણાવે હાસમા ૨૭
એના કારજ સહુ સભારતા, ચિત્ત દ્રવિત, તન થીર થઈ રહ્યું;
અમને કારજ કાઈ સઝે નહિ, અરે ઉદ્ધવ! તમને શું કહુ? ૨૮
ગિરિ ગોવર્ધન યમુના પુલિન, વૃન્દાવન લીલા અનુસરી,
હજુ ગોવિંદ-પદ-એ ધાણ છે, ઘણુ શોભતા ચિન્હે કરી. ૨૯

રમવા-તણાં સ્થાનક બહુ, તે નિરખતાં દિન જાય છે;
અરે ઉદ્ધવ! મન અમારા, કૃષ્ણ-રૂપે થાય છે. ૩૦
એ રામકૃષ્ણ બે ઈશ્વર છે, કહ્યું ગર્ગે તે અમો જાણીયું;
એની લીલાએ કરી મોહ્યાં, માનુષરૂપ અંતર આણીયું. ૩૧
દશસહસ્ર હસ્તિ-તણું બલ, એવો કંસ બલીયો જાણીયે;
ક્ષણમાત્રમાં તેને હણ્યો, એવાં વિચિત્ર કર્મ વખાણીયે. ૩૨
વજ્ર-સરખા મલ્લ માર્યો, મત્ત ગજવરને તથા;
પ્રૌઢાં પશુનો વધ કરે, વન-પંચાનન-અર્ભક જથા. ૩૩
વલી ત્રણ તાલ-પ્રમાણ લોહનું, શરાસન જે કંસનું;
તે કૃષ્ણે ગ્રહી કટકા કર્યું, એવું અદ્‌ભુત બલ અવતંસનુ! ૩૪
અરે ઉદ્ધવ! શું કહું?, ગુણ કર્મ એનાં છે બહુ;
મોટા યોગેશ્વર નવ જાણે, અમો વ્રજવાસી જાણૂ સહુ ૩૫
એવા ગોવિંદના ગુણ સંભારી, થયા ગદ્‌ગદ્ કંઠે નંદજી;
મનવૃત્તિ કૃષ્ણાકાર થઈ, પામીયા બ્રહ્માનંદજી. ૩૬
હરિગુણ સુણી માતા યશોદા, દ્રવિત ચિત્ત ગદ્‌ગદ્ થયાં;
ઊભરાય પ્રેમે પયોધર-પય, અશ્રુ-જલ લોચન છયાં. ૩૭
એવા માતા-પિતાનો પ્રેમ હરિ પર, જોઈ ઉદ્ધવ ડોલિયા;
મન સ્થિર કરીને ધીરજ રાખી, વચન વલતાં બોલિયા. ૩૮
"ધન્ય ધન્ય છો તમો દંપતી, જન અખિલમધ્ય શિરોમણિ;
જેને જગતપતિ જગદીશ માંહે, પ્રીત અવિચલ છે ઘણી. ૩૯
નથી મનુષ્ય, બન્ચો બાલ એ, વિશ્વનો આધાર છે;
એ વિશ્વ-કેરું બીજ, બીજો વિશ્વનો ધરનાર છે. ૪૦
એક પુરુષ પૂર્ણ છે હરિ, બીજો પ્રધાન પરેશ છે;
સહુ ભૂતમાં વ્યાપી રહ્યો એ, આદિ નારાયણ શેષ છે. ૪૧

જે જ્ઞાનઘન મન-તણો, સાક્ષી સચ્ચિદાનંદ રૂપ છે;
ઉદય સ્થિતિ લય સૃષ્ટિના, બ્રહ્માંડ-કેરા ભૂપ છે. ૪૨
જો મરણ-કાલે જંતુને, દેહ-અંતે મન હરિમાં મળે;
થાય લીન એના રૂપમા, જેમ લૂણ સાગરમાં ભળે. ૪૩
એવા હરિમા તમો દંપતી, નિત્ય ભાવ ધરતા પ્રેમ-શું;
તમો જીવન-મુક્ત થઈ રહ્યા, પામીયાં મંગલ ક્ષેમ શું. ૪૪
માટે કૃતારથ છો તમો, કાંઈ પુણ્ય કરવું રહ્યું નથી;
હરિ-સેવાથી અન્ય સાધન, સત્ય વાયક કહું કથી. ૪૫
કંસ હણ્યા પછી કૃષ્ણે કહ્યું, તમને રંગમંડપને વિષે;
તે સાચું કરશે શ્રીપતિ, અહીં મળવા તમને આવશે. ૪૬
કૃષ્ણે કહ્યું "જાઓ પિતાજી! હવે, સુખે કરી વ્રજમાં તમો;
એકવાર મારા સુહૃદ સહુને, મલવા આવીશું અમે." ૪૭
તે માટ નિશ્ચે આવશે, વ્રજવાસીયે એનુ મન હર્યું;
હવે ધીરજ રાખો નંદજી, મારું વચન એ માનો ખરું. ૪૮
મનખેદ કાંઈ નવ પામશો, નથી વેગલો નિશ્ચે હરિ;
એ સર્વની પાસે રહે, જુવો જ્ઞાન-દૃષ્ટિએ કરી. ૪૯
ભક્તિ વિના ભાસે નહીં, એ અવિનાશી સહુમાં વસે;
જ્યમ કાષ્ટમાંહે અગ્નિ છે, પણ પ્રગટ થાય અતિ કસે. ૫૦
તમો કહેશો જે મથુરાં તણી, રાજધાની મૂકી ક્યમ આવશે?
અમો ગામડીયાં ગુણહીન, તેને શું કરવા બોલાવશે? ૫૧
પણ સુણો, એ હરિને, નથી પારકું પોતા-તણું;
અધમ ઊંચ ને મિત્ર શત્રુ, પ્રિય-અપ્રિય થોડું ઘણું. ૫૨
નથી માત પિતા સુત ભ્રાત ભગિની, સ્ત્રી કુટુંબ એને નથી;
જન્મમરણ ને જાતિ વર્ણ, એ અચ્યુત અલગો સર્વથી. ૫૩

એ લીલા કરવા અવતર્યો, પૃથ્વીનો ભાર ઊતારવા;
નાશ કરવા દુષ્ટ અસુર, નિજ ભક્તને ઊગારવા. ૫૪
જન્મ કર્મ એને નથી, વ્યવહાર નથી સંસારનો;
એ અજન્મા,અજ, અજિત, નિર્ગુણ,નથી સ્પર્શ વિકારનો.૫૫
સત્વ, રજ, તમ, ત્રિગુણ માયા, તેની ઉપાધિ અનેક છે;
તેમા અન્વય સરખો દેખીએ, પણ સદા એ વ્યતિરેક છે. ૫૬
જેમ ભમરી ખાતાં થાય ભ્રમ, સહુ ભોવન ફરતું દેખીએ;
એમ આપણું અજ્ઞાન, તેણે વિશ્વ સાચું પેખીયે. ૫૭
એક તમારો એ સુત નથી, સર્વનો આત્મા છે હરિ;
સ્થાવર જંગમ વિશ્વમાં, જુવો જ્ઞાન-દૃષ્ટિએ કરી. ૫૮
માટે પુત્ર-ભાવને પરહરો, ભગવાન-ભાસ હૃદયે ધરો;
દુઃખ શોક ને સંતાપ ટલશે, પરમાનંદ પદ અનુસરો.” ૫૯
—એવું જ્ઞાન જશોદા નંદને. કહ્યુ ઉદ્ધવે તન્મય થઈ;
એમ વાત કરતાં વહાણું વાયુ, રજની સર્વે વહી ગઈ. ૬૦

(વલણ)

વહી ગઈ રજની, વહાણું વાયુ, કરતાં વાત વિચાર રે;
પછે ઉદ્ધવજી ગયા સ્નાન કરવા, યમુના-જલ-ગોઆર રે. ૬૧

---

ઇતિ શ્રી કૃષ્ણચરિત્રે સંમત-ભાગવત-હરિવંશે મથુરાલીલાયાં ઉદ્ધવનંદ-સમાગમન નામ ત્રયવિંશોઽધ્યાય. (૨૩)

## અધ્યાય ૨૪

( કાલિંગડાની દેશી; ચાલ 'ચાતુરી'ઓની )

પશ્ચિમ રજની રહી જેણીવાર, ત્યારે ઊઠી સકલ વ્રજનાર;
મંદિરમાં દીપક પ્રગટ્યા સોય, પોતપોતાના ઉંબર ધોય. ૧
ઘેરઘેર દધિ-મંથનધ્વની થાતી, ગોરી ગોવિંદના ગુણ ગાતી;
ગોપ વધૂ મથતી દધિ તાસ, દીપક મૂક્યા છે બે પાસ. ૨
આભૂષણ ઝલકે અંગ ઉદ્યોત, મધ્યે મણિ ગુણ-કેરી જ્યોત;
નાયિકા નેતર તાણે સાર, હાલે કંકણ ને ઉર-હાર. ૩
કટિ કુચ કુંડલ લલકે આર, મુખડું ચળકે ચંદ્રાકાર;
લટકે મહી ઘૂમે મૃગ નેણી, ઢલકે ચક્ષુઃશ્રવા શિરવેણી ૪
ઘમ ઘમ ઘૂમે શબ્દ-પ્રકાશ, જાણે ઘન ગરજે આકાશ;
ગોપી ગદ્ ગદ કંઠે થાય, ગિરિધારી-પ્રભુના ગુણ ગાય. ૫

*

એમ કરતાં તે વિહાણી રાત, ઉદયો અરુણ, થયો છે પ્રભાત;
નંદના આગણીયા-મોઝાર, કનકનો રથ દીઠો તેણીવાર. ૧
વામા વિસ્મય થઈ સહુ ત્યાંહાં, રથ જોઈ કહેતી માહોમાંહાં;
'અરેસખીઆ!રથકયાથકીલાવ્યો?,એમાંબેસીનેકોણઆવ્યો?૨
ચિંતામાં પડી ચતુરા પૂર, અરે ફરી શું આવ્યો અક્રૂર?
કરવા કંસ-તણું એ કામ, એકવાર લઈ ગયો સુંદરશ્યામ. ૩
આપણા પ્રાણ હરી ગયો ત્યાંહા, હવે દેહ રહ્યો છે આંહાં;
લઈ જાશે બાઈ! દેહના ખંડ, માસ-તણા ત્યા કરશે પિંડ. ૪
શ્રાદ્ધનો અધિકારી ભગવાન, કંસને કરશે પિંડનું દાન;
તે થકી તૃપ્તિ થાશે રાજન, ગિરિધારી-પ્રભ નિર્દય મંન. ૫

એવું કરવા કામ જરૂર, તે માટે આવ્યો અક્રૂર;
બાકી શું છે બીજું કામ?, નથી કોઈ વાહાલું ગોકુલ ગામ. ૧
શેનો સંદેશો એ લાવે ?, કોની ખબર જોવાને આવે ?
એને આપણું શું છે કાજ ?, પામ્યો મથુરા-કેરું રાજ. ૨
આપણે ગામડીયાં ગુણ હીણ, પુરની ચતુરા ચતુર પ્રવીણ;
તે યુવતી જાણે રસ-રીત, પ્રીતમ કરશે તે-શું પ્રીત. ૩
[બીજી બાલા બોલી વાણિ] "એનું કારણ કહું નિરવાણ;
આટલું કરતાં કહાન કઠોર, આપણો ન થયો નંદકિશોર. ૪
મલશે નગરની નારી અજાણ, તેનું શું કરશે કલ્યાણ ?
મૂક્યાં માતપિતાને રોતાં, ગિરિધારી-પ્રભુનો રથ જોતાં. ૫

*

નિત્ય કર્મ કરીને યમુનામાંહા, એટલે ઉદ્ધવ આવ્યા ત્યાહાં;
પહેર્યો પીતાંબર વન-માલ, કેસર તિલક ધર્યું છે ભાલ. ૧
મસ્તક કંચન મુકુટ ઉદ્યોત, કર્ણે ઝલકે કુંડલ જ્યોત;
પંકજ લોચન, બાહુ આજાન, પંકજમાલા કંઠ નિધાન. ૨
હાસ્ય સહિત મુખ સ્નેહ સદન, મનોહર મૂર્તિ જાણે મદન;
ચાલે મૃગપતિ તરુણ સુદેશ, હરિનો સરખો સુંદર વેશ. ૩
એવા દીઠા ઉદ્ધવને ત્યાંહાં, માનુની કેહેતી માહોમાંહા;
"અરે સખી! આ કોણ આવ્યો આજ?, વેષે દીસે વૈષ્ણવરાજ. ૪
હરિનો મુગટ ધર્યો છે શીષે, કૃષ્ણના સેવક સરખો દીસે;
નારીયે નિશ્ચે કરીયુ મન, ગિરિધારી-પ્રભુનો છે જન. !" ૫

( ચાલ 'ચાતુરીઓ'ની )

એમ ઉદ્ધવજીને ઓલખી, પછિ પાસે આવી પ્રેમદા,
નીચા નમી નમસ્કાર કીધો, લાજ મૂકીને તદા. ૧
પછિ મધુર વચને વિનય હેતે, પંડિતની પૂજા કરી,
મુખ હસિત લોચન કુશલ પૂછ્યુ, પ્રેમ અંતરમાં ધરી. ૨

શ્રીકૃષ્ણનો સંદેશ લાવ્યા, એમ જાણી ગોપિકા;
પછિ ઉદ્ધવને એકાંત તેડયા, લોક-લજ્જા-લોપિકા. ૩
આસન બેસાડયા ઉદ્ધવજીને, સન્મુખ બેઠી સુંદરી;
પછિ પૂછતી સમાચાર ચતુરા, લાજ મનની પરહરી. ૪
"અમો તમને ઓલખ્યા, તમો સખા સુંદર શ્યામના;
માધવે તમને મોકલ્યા આંહાં, નંદયશોદા નામના. ૫
અન્યથા વ્રજમાં કોણ છે, એ કૃષ્ણને બીજું કથી ?
જે સબલ સ્નેહ કુટુંબનો, તે સુનિયે મૂકાયો નથી. ૬
એના માતા પિતાની ખબર જોવા,મોકલીયા તમને આંહાં;
એ વિના બીજા લોકનુ, સુખ-દુઃખ શું એને તાંહાં ? ૭
અન્ય શું એણે કરી છે, તે કપટ-કારજ મિત્રતા;
મનમાંહે બાહિર જુજવાં, એનાં ચરિત્ર ચિત્ર વિચિત્રતા. ૮
જે પુરુષ જઈ સ્રીને મલે, તે આપ-કારજ સારવા;
જેમ પુષ્પ ઉપર ભમે ભમરો, શુભ સુગંધને ધારવા. ૯
જેમ પુંશ્ચલી ધન હરી લે, થાય નિર્ધન નરને તજે સહી;
અસમર્થ રાજા એકલો, તેને પ્રજા કો માને નહીં. ૧૦
વિદ્યાર્થી વિદ્યા ભણી જેમ, તજે ગુરુ સેવા કરી;
દક્ષિણા ગ્રહી યજમાનને, ગુરુ ત્યજે:તેમ કીધું હરિ! ૧૧
ફલ હીન તરુવરને તજે જેમ વિહંગમ નિરગુણ કરી;
અતિથિ અન્ન જમી ગયો, તે ઘેર નવ આવે ફરી. ૧૨
વલી દગ્ધ વનને મૃગ તજે, જેમ જાર પરત્રિય ભોગવી;
તેમ તજ્યાં હરિએ અમો, ઉદ્ધવ! પ્રથમ જુગતે જોગવી; ૧૩
એ સ્વાર્થ માટે પ્રિય અમ શું, કરી, અંતે તજી ગયો !
દેહ પ્રાણ એને અરપીયો, પણ અમારો એ નવ થયો ! ૧૪

એણે કર્યું અમ શું કપટ, જેમ વિશ્વાસઘાતી છલ કરે;
હરી લાજ ચિત્ત, દેહ વિત્ત, જેમ ઠગ ભુરકી નાખી ધન હરે." ૧૫
એમ ગોપિકાને કૃષ્ણ પ્રત્યે, પ્રીત પૂરણ ઊપજી;
હરિ-દૂત ઉદ્ધવ સાથ કહેતી, લોકમર્યાદા તજી. ૧૬
હરિ-ચરિત્ર કહેતી કામિની, લજ્જા ત્યજી રોતી ઘણું;
એકાંત સુખ સંભારતી, વલી કર્મ બાલ-દશા-તણું. ૧૭

એવે સમે એક ભ્રમર આવ્યો, ભમતો ગુંજારવ ભરી;
તે ભ્રમરને મિષ કહેતી અબલા, ઉદ્ધવને અંતર કરી. ૧૮
"હે મધુપ! જાની વેગલો, તું દૂત પૂરતનો થયો;
તું અમારે ચરણે ન લાગીશ, કૃષ્ણ કપટીનો લહ્યો! ૧૯
એને અમારું શું કામ છે?, તેને મનાવો જ્યાં ચિત્ત ઠરે;
એને લાજ લાગે જાદવમાં, જો અમારી સંગત કરે. ૨૦
એ અન્ય નારીને મલ્યો, એંધાણ તેનું દરશીયું;
તે અબલાને આલિંગતાં, કુચ-તણું કુમકુમ પરશીયું. ૨૧
વિદાય કરતા વિઠ્ઠલે, તુંને માળ તે અર્પણ કરી;
કુમકુમ-રંજિત પ્રસન્ન થઈ, આ ગ્રહણ કરી કંઠે ધરી. ૨૨
તે ગંધ લેતાં પુષ્પનો, તેનો રાગ તુજ મુખ-શું ભલ્યો;
તે દેખાડી દુઃખીયાં કરે, એવો દૂત તુજ સરખો મલ્યો. ૨૩
એકવાર અમને અધરામૃત, પાઈને તજીયાં અહીં;
જેમ કુસુમને તું ત્યજે, તેમ એણે ત્યજ્યાં, ફરીમલિયોનહીં! ૨૪
તોય પણ અમો ભજું, એ નવ વિસારું એક ઘડી;
એવા કપટીને પદ-કમલ, કમલા વશ થઈને કેમ પડી? ૨૫

અરે મધુકર ! અમો એવાં, તોય હજુ એને ભજું;
બાપડી પગ્રા પડી ફંદે, અમારું ત્યાં શું ગજું ? ૨૬

અરે મધુકર ! આવડો શો, કરે ગુંજારવ ઘણો ?
અમે ઘણી વેલા વિસ્તારથી, યશ સાભળ્યો યદુપતિ-તણો. ૨૭

એ હરિ હવડા હરખ-શુ, જ્યા સુંદરી સાથે થશે;
હે મધુપ ! ત્યા જઈ ગાન કર, તે દાન તુજને આપશે. ૨૮

વલી તમો કહેશો કામ-વિહ્‌લ, કૃષ્ણજી તેડે સહી;
તોય મધુકર ! વચન એનુ, અમો તો માનુ નહીં. ૨૯

સ્વર્ગ મૃત્યુ પાતાલમા, સ્ત્રી કોણ એવી સાંભલી,
જે કપટ સ્મિત ને કુટિલ લોચન, કૃષ્ણથી રહે વેગલી ? ૩૦

જેની ચરણરજને રમા સેવે, સકલ લોકની સ્વામિની;
તો અમારો શો આશરો ?, છું અમો પ્રાકૃત કામિની ! ૩૧

મસ્તકે પદ મા મૂક મધુકર !, અમો તુજને જાણીયે !
તું દૂત-વિદ્યા ભણ્યો છું કૃષ્ણથી, પરમાણીયે ૩૨

અન્યથા આવી આતુરીનાં, વિનય-વચન હોયે નહીં;
એ કૃષ્ણ-વિણ કયા-થકી શીખે, કપટની વિદ્યા સહી ? ૩૩

જેને કાજે અમો મૂકયા, માત પિતા સુત ને પતિ,
તો ય અમને ન સંભારે, પ્રીત નવ જાંણે રતિ ! ૩૪

એણે પારધીની પેર માર્યો, વાલી વાનર છેતરી;
સ્ત્રીજિત થઇ શૂર્પણખાની, શ્રુતિ નાસિકા છેદી ખરી ! ૩૫

બલિરાયનુ બલિદાન લઈને, કાકવત્ ભક્ષણ કરી;
વલી કપટ વામન વેષ ધરી, પાતાલ ચાપ્યો તે ફરી ૩૬

અમો જાણ્યું જે કાળા-તણો, વિશ્વાસ નવ કરશો કશો;
તોય ક્ષણુ અલગો થાય નહીં, એ અહર્નિશ મનમાં વશ્યો. ૩૭
એકવાર એના ચરિત્ર-રૂપી, પાન અમૃતનું કરી;
સંસાર મૂકી ગયા બહુ, પરિવાર માયા પરહરી. ૩૮
એને મલ્યા તે જોગી થયા, સુખદુઃખ સમતા આણતા;
ભીખ માગે, ભુવન ત્યાગે, વિહંગમ માર્ગે જતા. ૩૯
કંઈ કપટ મોહન-મંત્ર મોરલી, સુણી મોહના છંદમાં;
તે નાદે મોહી માનુની, જઈ પડી એના ફંદમાં. ૪૦
એણે નખ-ક્ષત-ના ઘાવ કરી,સ્મર જગાડયો તન સુંદરી;
તે કામ-પીડા ભોગવું છું, હજુ લગી નથી વિસરી! ૪૧
ઘંટા વજાડી પારધી જેમ, હંસ હરણીના હરે;
અરે ઉદ્ધવ! એમ અમને, મારીયાં મન્મથ-શરે" ૪૨
હવે એટલા ઉપરાંત ઉદ્ધવ!, ભોજન કરવા ઊઠીયા;
સહુ ગોપી ગઈ નિજ ભુવન,ઉદ્ધવ નંદગૃહમાં આવીયા. ૪૩
ભોજન કરી ઉદ્ધવજી પાછા, આવીયા પૂર્વ સ્થળે;
એકાંતમાં બેઠા જઈ, ગોપીઓ સહુ આવી મલે. ૪૪

(વલણ)

આવી મલે સહુ ગોપીઓ, મલી બેસે ઉદ્ધવ પાસ રે,
એમ ઘણા દિવસ ગયા ગોષ્ઠી કરતા, શ્રીકૃષ્ણલીલા-પ્રકાશ રે.૪૫

---

ઇતિશ્રી કૃષ્ણચરિત્રે સંમત-ભાગવત-હરિવંશે મથુરાલીલાયાં ભ્રમરગીત-વર્ણન નામ ચતુર્વિંશોઅધ્યાયઃ ૨૪.

---

## અધ્યાય ૨૫

( રાગ : કાલીંગડો )

હવે ગોપિયો સર્વે મલીને, આવી બેઠી ઉદ્ધવજીની પાસજી;
મનનો રોષ મૂકીને માનુની, બોલી વચન પ્રકાશજી:- ૧
"અહો ઉદ્ધવજી! તમો પરમ મિત્ર છો, શ્રીહરિના હિતકારીજી;
માધવજીએ મોકલીયા માટે, અમો સેવા કરું તમારીજી. ૨
વલી જે માગો તે આપું તમને, સત્ય વચન કહું જાણજી;
પણ કૃષ્ણની પાસે જવાનું કહેશો, તો નહીં આવું નિર્વાણજી. ૩
તેના રુદે-કમલ પર કમલા રહે છે, સદા કરી નિવાસજી;
ત્યારે શું કરવા એ અમને બોલાવે, લક્ષ્મીપતિ અવિનાશજી? ૪
હવે કહો ઉદ્ધવજી! ગુરુને ઘેરથી, પુરમાં પધાર્યા શ્યામજી;
ત્યાર પછી મથુરામાં માધવ, શું કરતા હતા કામજી? ૫
અરે ઉદ્ધવ! અમો સાંભલીયું, જે કૃષ્ણ થયા મત-બંધજી;
વલી કંસની દાસી કુબ્જા નામે, તે સાથે કીધો સંબંધજી; ૬
ત્યારે અમને લખ્યુ હોત નિમંત્રણ, હરિયે આ વ્રજમાંહેજી;
તો ચાંદલીયામાં અર્પણ કરત, પ્રાણ અમારા ત્યાંહેજી! ૭
રાજકુંવરની રીત જ એવી, કરે સમોવડ-શું પ્રીતજી;
અરે ઉદ્ધવ! એણે જદુકુલ-માંહે, અતિ ઘણી કીધી અનિતજી. ૮
બન્ને ચતુર-શિરોમણિ મલીયાં, નથી કોઈ ખાંપણ ખોડજી;
કૃષ્ણ કાળો, કુબ્જા કુબડી, સરખે સરખી જોડજી!" ૯
ત્યારે બીજી સખી કહે, "સુણ સાહેલી, એવું શું બોલે અજાણજી?
એ કુબ્જાને પુરુષોત્તમ જ્યારે, સ્પર્શ્યા અંગ પ્રમાણજી. ૧૦
રતિ, રંભા, ઉર્વશીના સરખું, થયું છે એનું રૂપજી;
કમલાનું સુખ આપ્યું તેને, એવા અકલ અનુપજી. ૧૧

બાઈ! 'મોટાને કંઈ દોષ ન લાગે,' એવો છે એક ન્યાયજી;
વલિ લાંછન સરખું હોય તો, સાથે ઉદ્ધવજી કેમ જાયજી ? ૧૨
અરે ઉદ્ધવ!અમો એ વાતે પ્રસન્ન છું,જેમ શ્રીહરિ સુખીયા થાયજી;
એને સુખે અમો સુખીયાં રહીયે, સુણીને કૃષ્ણ-કથાયજી. ૧૩
અનેક સુંદરી શ્યામ કરો, પણ અમારે મન હરિ એકજી;
મેરુ ચલે, પશ્ચિમ રવિ પ્રગટે, તોય ટલે નહિ ટેકજી. ૧૪
જાગ્રત સ્વપ્ન કૃષ્ણ-મૂર્તિમાં, રમતું મન અમારુંજી;
હરિ વિના સકલ સંસાર-તણું, સુખ રતિ નવ લાગે સારુંજી. ૧૫
હરિ કયારે સંભારે નંદજીનું ઘર ?, ગોપ સખાનો સમાજજી?
અમો કિંકરીયોની કોઈ દિન કયારે, વાત કરે મહારાજજી? ૧૬
અમો ઉદ્ધવજી ! કયારે વિરહાનલથી, શીતલ કરશે નાથજી?
હરિ કયારે સુગંધિત-કંજ સુકોમલ,અમ શિર ધરશે હાથજી?"૧૭

એવાં ઉદ્ધવજીએ વ્રજ-વનિતાનાં, વચન સુણ્યાં તેણીવારજી;
પુરષોત્તમમાં પ્રેમ જોઈને, મન ગ્લીયું નિરધારજીઃ- ૧૮
"અહો અબલા !તમો અખિલ વિશ્વમાં, પૂજન કરવા યોગ્યજી;
તમો થયાં કૃતાર્થ અચ્યુતમાં, આવો અખંડ ભાવ આરોગ્યજી.૧૯
જપ,તપ,વ્રત,તીર્થ, અધ્યયન,મખ, નીમ,દાન,વિધિ,કર્મજી;
હરિભક્તિ પામવા અર્થે આચરે, સર્વે સાધન ધર્મજી. ૨૦
એવી ભક્તિ ઉપની ભાગ્યે તમને, મહાપુણ્યે મલ્યા ભગવંતજી;
સહુ સાધનથી દુર્લભ જે ભકિત, ઇચ્છે મોટા મુનિજનજી. ૨૧
તમો દેહ ગેહ ત્યજ્યાં, પુત્ર પિતા સુખ, સુહૃદ પતિ પરિવારજી;
મહાભાગ્યે કરીને ભામિનીયો વરી, પરમ પુરુષને સારજી. ૨૨
હે કામિનીઓ ! તમો થઈ કૃતારથ,એથી નથી બીજું કલ્યાણજી;
આવી એકાન્ત ભક્તિ અધોક્ષજમાં,થઈ તમનેઅવિચલજાણજી.૨૩

આવો પૂર્ણ એમ તમારો દેખી, થયો અનુગ્રહ એશજી;
હવે સુણો સુંદરી! હું લાવ્યો છું, શ્રીહરિનો સંદેશજી. ૨૪

(વલણ)

સંદેશો લાવ્યો છુ શ્યામ સુંદરનો, કહેવા તમને સુંદરી;
શ્રીકૃષ્ણે જે વચન કહ્યા છે, તે સુણીને લેજો ચિત્ત ધરી. ૨૫

---

ઇતિ શ્રીકૃષ્ણચરિત્ર સમ્મત-ભાગવત-દર્પણે મથુરાલીલાયાં
ઉદ્ધવગોપી-સંવાદો નામ પચ્ચીસમો અધ્યાયઃ ૨૫

---

## અધ્યાય ૨૬

(સોરઠા)

શ્રીકૃષ્ણ-તણો સંદેશ, જે-થકી મનનો મોહ ટળે,
અધ્યાત્મ-જ્ઞાન-ઉપદેશ, ઉદ્ધવ અવ અબલાને કહે:- ૧

(રાગ બિલાવલ)

"સુણો સુંદરી! હું રહુ છુ તમ પાસ, નથી કંઈ વેગળો;
હું સર્વાત્મા અંતર રહિત છું, મન ઈંદ્રિયમાંહી મળ્યો. ૨
જેમ ચરાચર સહુ ભૂતમા, મહાભૂત વ્યાપક છે સદા,
જલ, અનલ, અનિલ, આકાશ, અવની, તથા હુ રહ્યો સર્વદા. ૩
મન બુદ્ધિ ઇંદ્રિય પ્રાણ ગુણનો, પ્રકાશક પાસે રહું;
ઉત્પત્તિ, પાલન, પ્રલય સૃષ્ટિ, હું-વડે સરજું સહુ. ૪
હું શુદ્ધ આત્મા ગુણ-રહિત, અન્વય-થકો વ્યતિરેક છું;
હું જ્ઞાન-રૂપી એક આત્મા, મન-વિકારે અનેક છું. ૫

જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ જે, મને અવસ્થા એકે નહીં;
માયા-રચિત મન-કલ્પના તે, આત્મામાં ભામે સહી. ૬
તે માટે મન એકાગ્ર કરી, સંકલ્પ સર્વે પરહરો;
એ મનને સર્વે વિષય લાગ્યા, અજ્ઞાને કરી આવર્યો. ૭
જેમ સ્વપ્ને સુખ દુઃખ ભોગવે, જાગ્યા પછી જૂઠું લહે;
એમ જ્ઞાન પામ્યા પછી, અજ્ઞાનનો ભ્રમ નવ રહે! ૮
માટે સર્વ કારણ મન-તણું, હું મારું, સુખદુઃખ મન સહી;
ભક્તિયોગ જ્ઞાન વૈરાગ્યમાં, મન-રોધ-વિણ સિદ્ધિ નહીં. ૯
સંન્યાસ. તપ, ઇન્દ્રિયદમન, મન-જયથી બહુ સાધન વળી;
સર્વ ઇન્દ્રિય એને વશ. જેમ નદી સાગરમાં ભળી. ૧૦
વળી આત્મવિદ્યા ઓળખાવી, લોભાવ્યાં કહેશો તમો;
કમનીય સુંદર તુજને, જોયા વિના કયમ જીવું અમો? ૧૧
તમો નેત્રની લોલતા તજી, મને મન-વિષે રાખો ધરી,
નથી તમ-થકી હું વેગળો, તે કહું દૃષ્ટાંતે કરી. ૧૨
યથા વાંસો નિકટ છે, પણ નયન તે દેખે નહીં;
મન-તણી અટકળે ઓળખે છે, એમ મને જાણો સહી! ૧૩
મારે વિષે મન સમર્પી, બહુ વૃત્તિ ઇંદ્રિયની તજો;
ત્યારે પ્રગટ મુજને પામશો, એમ નિરંતર એક-ચિત્ત ભજો. ૧૪
જુઓ, રાસમાં નિજ નાયકે, જે યોષિતા રોકી તદા;
તે મને કરીને મુને પામી, સર્વ પહેલી પ્રેમદા. ૧૫
એમ પ્રેમને વશ છું સદા, કંઈ નયનનું કારણ નથી;
ન માનો તો પ્રેમદા, તમો પરસ્પર જોજો કથી." ૧૬

એવું જ્ઞાન શ્રીહરિયે કહ્યું, તે સુણી ઉદ્ધવને મુખે;
દાસ ગિરધર-પ્રભુની, મન ઉપની સ્મૃતિ સુખે. ૧૭

(સોરઠો)

જે કૃષ્ણે કહ્યો ઉપદેશ, ઉદ્ધવ–દ્વારા–યે કરી;
તે સુણી શ્રવણ સુદેશ, બોલી સહુ વ્રજ–સુંદરીઃ– ૧૮

(રાગ બિલાવલ)

"અરે ઉદ્ધવ! એ જ્ઞાન તમારું, પરોક્ષપણે દર્શાય;
નિરાલંબ, ઉન્માન, કલ્પના શાખચંદ્રવત્ ન્યાય. ૧૯
તેજ–સમૂહ–તણી મૂર્તિ, એક સૂરજ રહે આકાશ;
તેનાં કિરણ અનેક, સકલ જગ ઝલકે, વ્યાપક વિશ્વ પ્રકાશ. ૨૦
એ શ્રીકૃષ્ણ પૂર્ણ–બ્રહ્મ જ કાહાવે, સચ્ચિદાનંદ–રૂપ;
તેની ચૈતન્ય સત્તા સકલ જગ પર, ચર વ્યાપક અદષ્ટ અનુપ. ૨૧
જેમ સાક્ષાત્ સૂરજ–પ્રાપ્તિ થાયે, ત્યારે કિરણ–તણું શું કામ?
એમ શ્રીકૃષ્ણ મૂર્તિ મનમાં ઠરી, જે અખિલ વિશ્વનું ધામ. ૨૨
એવા પ્રત્યક્ષ પ્રભુને મૂકી, હવે કયાં ખોળવા જઈએ પરોક્ષ?
પછિ સાધન શું કરવા કરે, જેને મલીયો મંગલ મોક્ષ? ૨૩
એવા પુરુષોત્તમ પરાત્પર, મલીયા પૂર્ણ–બ્રહ્મ અનુપ;
જેમ સાકર–કેરા શ્રીફલ શોભે, સર્વ દિશા રસરૂપ. ૨૪
અમો શ્રીકૃષ્ણ વિના કંઈ નથી દેખતાં, અન્યરૂપ સંસાર;
વલી સ્વપ્નમાંહી નથી જાણતાં, વિશ્વ–તણો વહેવાર. ૨૫
જેમ કીટને ભમરી ડંસ કરે, તેનું કીટ–પણું ટલી જાય;
વલી પારસ–કેરા સ્પર્શથકી, જેમ લોહનું કાંચન થાય. ૨૬
એમ હરિના કર, નખક્ષતથી, અમારો થયો અપંચીકૃત દેહ;
એના અધરામૃતના પાન–થકી, શુદ્ધ સત્ત્વ થયું મન એહ. ૨૭

અરે ઉદ્ધવ! જે હોય વિકારી, અજ્ઞાની, જન મૂઢ;
તમો તેને જઈ ઉપદેશ કરો, એ જ્ઞાન તમારું ગૂઢ. ૨૮
અમો ખાતાં, પીતાં, હરતાં, ફરતાં, કરતાં ઘરનું કામ;
મોર-મુગટ-પીતાંબર-ધારી, દેખું સુંદર શ્યામ. ૨૯
જાગ્રત જોતાં પ્રાણ-જીવનને, સ્વપ્ન-વિષે દર્શન;
સુષુપ્તિમાં હરિમૂર્તિ વિષે, થાય લીન અમારાં મન. ૩૦
અરે ઉદ્ધવ! હરિને તજીને, ચિત્ત ક્ષણ યે કંઈ નવ જાય;
જો શત લંઘન સિંહરાજ કરે, પણ મુખડે ઘાસ ન ખાય! ૩૧
અમો નંદ-કુંવરનું શરણ તજીને, ન કરું અન્ય ઉપાસ;
જેમ નંદનવનનો ભ્રમર ન સૂંઘે, કરીર-પુષ્પની વાસ. ૩૨
શુદ્ધ પ્રેમ પરાભક્તિ વિના, શુષ્ક જ્ઞાન કથે છે અજાણ,
જેમ તાંદુલ કાઢી લીધા પૂંઠે, ફુસ્કા ફટે કાણ? ૩૩
કોટિ-કામ-લાવણ્ય છબિ, હરિ સુંદરતાનું ધામ;
એવી મનોહર મૂર્તિ મૂકીને, બીજા બ્રહ્મ-તણું શું કામ?" ૩૪

એવું કહેતામાં થઈ ધ્યાનાવસ્થિત, વૃત્તિ કૃષ્ણાકાર;
બોલવું બંધ થયું તેણી વેલા, ઠરી રહી વ્રજનાર! ૩૫

(વલણ)

શ્રીકૃષ્ણ-મૂર્તિમાં મગ્ન થઈ, ગોપી ભાન ભૂલી નિજ તન રે;
પછે સાવધાન થઈ ઉદ્ધવ સાથે, વનિતા બોલી વચન રે. ૩૬

---

ઇતિ શ્રીકૃષ્ણચરિત્રે સમંત-શ્રીભાગવત-હરિવંશે મથુરાંલીલાયાં
ઉદ્ધવગોપી-સંવાદો નામ ષટ્‌વિંશોઽધ્યાયઃ। ૩૬

અધ્યાય ૨૭ .

(રાગ ધન્યાશ્રી)

ગોપીયે સુણીયો હરિનો સંદેશજી,
જે-માંહી કીધો આત્મ-ઉપદેશજી;
તરુણી સર્વે થઈ તદાકારજી,
વલી ઉદ્ધવજી-શું બોલી તેણી વારજી:- ૧

(ઢાળ)

"અહો ઉદ્ધવ ! કૃષ્ણે માર્યો, કંસ રાજા દુરમતિ;
સહુ જાદવને સુખીયા કર્યા, કહો કુશલ છે ત્યાં જદુપતિ?" ૨
અન્ય ગોપિકા કહે, "સુણો ઉદ્ધવ ! ગોવિંદજી ત્યાં શું કરે ?
અમવિષે જે પૂર્વે હતો, તે પ્રેમ પુર-સ્ત્રીમાં ધરે ? ૩
અતિ ચતુરનારી નગરની, સ્મિત-લાજ-યુત જોતી હશે !
મહા નિપુણ નંદ કુમાર છે, પણ તે વનિતાને વશ થશે !" ૪
વલી કોઈક કોવિદ કામિની કહે,"શું જાણો તમો સુંદરી;
પુર-નાર વચન-વિલાસ પાસે, કયારે બંધાય ન શ્રીહરિ ! ૫
હે સાધુજન ! સાચું કહો, કયારે અમારી સ્મૃતિ કરે ?
શું કરતી હશે વ્રજ સુંદરી, કંઈ વાતમિષ હરિ ઊચરે ? ૬
પુર-પ્રેમદા-શું સુખે કરતા, ગોષ્ઠી ગોકુલચંદજી;
ગુણ હીન ગામડીયાં અમો, તેને સ્મરે છે ગોવિંદજી ? ૭
વલી કો સમે તે રાસરજની, સંભારે છે શાંમજી ?
જે નિશા નંદકુમાર રમીયા, વૃંદાવન અભિરામજી: ૮
સોલે કલા શશી જ્યોતિ ઉજ્જ્વલ, કમલ કુંદ પ્રકાશમાં;
મંજીર, નૂપુર નાદ સુંદર, સરસ રાસ-વિલાસમાં ? ૯

ક્યારે આવશે અમો વિરહિણીનો, શોક સર્વે ટાલવા;
કર-કંજ-સ્પર્શ કરી હરિ, અતિ દીન અમને પાલવા? ૧૦
જે અરણ્ય-કેરી ઔષધિ, કુમલાય ઉષ્ણ સમયે જદા;
મેઘથી મઘવા જલ-વડે, શીતલ કરે સીંચી તદા." ૧૧
વલી કો કહેઃ "હરિ શીદ આવે?, રાજ પામ્યા રિપુ હણી;
ત્યાહાં રાજ-કન્યાને વર્યા, મથુરા-વિષે શોભા ઘણી. ૧૨
અમો વનચરી, વા રાજકન્યા, કો-થકી એને શું થશે?
એ સ્વયં પૂર્ણકામ-આનંદ, અંગ-સંગે શ્રી વસે. ૧૩
'પરમ સુખ તે નિરાશા'-એમ કહ્યું ગણિકા પિંગલા;
તે અમોએ જાણ્યુ તોય, નવ મૂકાય આશા નિષ્ફલા. ૧૪
કોણ કામિની એ કૃષ્ણની, એકાંત રતિ ઇચ્છે નહિ?
હરિ ન ઇચ્છે પણ તોય, લક્ષ્મી નિરંતર નિકટે રહી. ૧૫
એ વિસાર્યો નવ વિસરે, એંધાણ એનાં છે ઘણાં;
રવિ-સુતા, ગોવર્ધનગિરિ, આ સ્થાનક વૃન્દાવન-તણાં. ૧૬
વેણુ વજાડે સખા સંગે, ગૌ ચરાવા નિસરે;
બલભદ્ર સાથે બાલ-લીલા, કરી તે કયમ વિસરે? ૧૭
કૃષ્ણનાં સ્થાનક દેખતા, થાય લીલાની સ્મૃતિ વલી;
તો નિરાશી કયમ થાઉં ઉદ્ધવ!, મન રહ્યું એને મલી. ૧૮
વલી રાસરસમાં અધર-અમૃત, પાઈને પીડા હરી;
મન આકર્ષ્યાં મૃદુ મધુર વચને,તે ઉદ્ધવ! કેમ જાઉં વિસરી?"૧૯

હવે એટલા ઉપરાંત સુંદરી, ઉદ્ધવની પૂજા કરી;
વિરહ-તાપ ટલી ગયો, શ્રીકૃષ્ણ-સંદેશે કરી. ૨૦
અતિઘણા આદર-માનથી, સત્કાર બહુ-વિધિયે કર્યો;
ઉદ્ધવને પ્રેમે પૂજ્યા, શ્રીકૃષ્ણ-ભાવ હૃદયે ધર્યો. ૨૧

તે કૃપા કમલાને નથી, જે કૃપા ગોપીને કરી;
અબ્જ-ગંધિત અપ્સરા તે, એના આગલ કિંકરી. ૩૪
હે હરિ-મુને અવતારજે, વૃન્દાવને દ્રુમ તૃણ લતા;
એ ગોપિકાની ચરણરજ, મુજ શિર ચડે માર્ગે જતાં. ૩૫
સદા દુસ્ત્યજ સ્વજન પંથ, તે તજ્યો તત્ક્ષણ જેણીયે;
શ્રતિદુર્ગમ ગ્રહણ કીધો, મુકુંદ-માર્ગ એણીયે. ૩૬
હરિનો ચરણ એ અંગનાયે, કઠિન કુચ ઉપર ધર્યો;
રાસ મધ્યે વિરહનો, પરિતાપ સહુ અલગો કર્યો. ૩૭
જે પદ પદ્મિનીએ પૂજ્યાં, ધ્યાનમાં જોગી અનુસર્યાં;
તે પુનિત પદ પરમેશના, એ અંગનાયે ઉર ધર્યા. ૩૮
તે નંદવ્રજની નારીની, પદ-રેણુ વંદુ ફરી ફરી;
જે ગોપિકાનો સ્નેહ ગાતાં, ત્રિલોકી પાવન કરી. ૩૯
વ્રજવાસીનો હરિ વિષે, એવો સ્નેહ જોઈ ઉદ્ધવ રહ્યા;
મન જ્ઞાનનુ અભિમાન ગલીયુ, પ્રેમથી પૂરણ થયા ૪૦
પછી માગી ઉદ્ધવજીએ, આજ્ઞા સહુ ગોપી-તણી;
યશોદા નંદને નમીયા, વિનય સ્તુતિ કીધી ઘણી. ૪૧
વલી નંદાદિક ગોપે બહુવિધ, ભેટ હરિને મોકલી,
લોચન-વિષે વારિ વહે, ગદ્‌ગદ્ થઈ બોલ્યા વલી. ૪૨
હરિ-પદાંબુજમાં અમારી, મનવૃત્તિ રહેજો સર્વદા;
એનું નામ જપતાં અમારે, વિક્ષેપ નવ થાશો કદા. ૪૩
અમો કર્મ-માર્ગમાં પડી, જ્યાં ત્યાં જાતિ અવતરું;
કાંઈ પૂર્વ પુણ્યે કરીને, ત્યાં ધ્યાન શ્રીહરિનું ધરું. ૪૪
વ્રજવાસીએ મન કર્મ વચને, પ્રાર્થના કરી પ્રભુ-તણી;
સુણી ઉદ્ધવજી આનંદીયા, મન પ્રીતં વાધી અતિ ઘણી. ૪૫

પછી ઉદ્ધવજી રથમાંહી બેસી, વ્રજ-થકી વેગે વળ્યા;
મથુરાપુરી-મધ્યે આવીયા, અતિ હર્ષશું હરિને મળ્યા. ૪૬
પ્રભુ-પદ નમી વ્રજ ભક્તની, અતિ પ્રશંસા પ્રેમે કરી;
પ્રણામ સહુના કહ્યા, વલતી ભેટ હરિ આગળ ધરી. ૪૭
વ્રજવાસીના આચરણ ભક્તિ, સમાચાર સહુ કહ્યા;
તે કહેતા સુણતા કૃષ્ણ ઉદ્ધવ, પ્રેમથી ગદ્‌ગદ્‌ થયા. ૪૮

( વલણ )

ગદ્‌ગદ્‌ થયા પ્રભુ પ્રેમે કરી, સુણી ભક્તિ વ્રજવાસીતણી;
શ્રીકૃષ્ણ આગળ ઉદ્ધવજીએ, પ્રશંસા કીધી અતિ ઘણી. ૪૯

---

ઇતિ શ્રીકૃષ્ણચરિત્રે સંમત-ભાગવત-હરિવંશે મથુરાલીલાયાં
શ્રીકૃષ્ણ-ઉદ્ધવ-સમાગમનો નામ સપ્તવીંશોડધ્યાયઃ-(૨૭)

——(૦)——

## [ક]વિ-ગિરધરકૃત ઉદ્ધવ ગોપી-સંવાદ-શબ્દાર્થ પા. ૨૯૨ થી ૩૧૨

૨૨ અધ્યાય

૨ તદાત્મક (વિ સં) તન્મય
૩ આલાપ (પુ સં ) ગુંજન
૧૦ લોકેષણા (સ્ત્રી સ ) લોકમાં પ્રતિષ્ઠા
૧૧ નિર્વેદ (પુ સ ) વૈરાગ્ય

૨૩ અધ્યાય

૩ ઉદ્ધત (વિ સં.) ઉચ્છૃંખલ.
૩ ઓખગતા (અ ક્રિ ) બરાડતા.
૪ ખલી (ભૂ કૃ સં ) અટકી.
૧૦ પિક (પુ. સ ) નર કોયલ
૧૧ ત્રિગુણ (વિ સં ) સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણો
૧૧ સુરભિ (વિ સ.) સુગંધિત પવન
૧૪ વ્યંજન (પું. સ ) (વ્યંજન) પંખા
૨૬ બાધા (સ્ત્રી સ ) પીડા
૨૯ એંધાણ (ન. સં.) નિશાની
૩૩ પંચાનન (પુ સં.) સિંહ
૩૩ અર્ભક (પુ સં.) બાળક
૩૪ અવતંસ (પુ ન સ ) શિરોમણિ કાનનું ઘરેણું, માથાનો મુગટ
૩૬ બ્રહ્માનંદ (ન સ.) પરમાત્મા સંબંધી આનંદ

૫૦ **કરી** (પુ.સં.) બળ કરે
૫૬ **અન્વય** (પુ.સં.) સબંધ મળતાપણુ
૫૬ **વ્યતિરેક** (પુ. સં.) અભાવ

૨૪ અધ્યાય

૨ **તાસ** (સ્રી. અ) ઓપ
૩ **ઉદ્યોત** (પું સં.) પ્રકાશ
**નાયકા** (સ્રી.) આગેવાન સ્રી, નાયિકા
૪ **ચક્ષુઃશ્રવા** (પું.) આખથી સાંભળનાર, સાપ
૨ ૪) : **પિંડ** (પું.સં.) પિતૃઓ નિમિત્તે લોટ કે ભાતના વાળેલા ગોળા
૩ (૪૧ **નિર્વાણ** (ન સં.) ચોક્કસ
૧૦ **પુંશ્ચલી** (સ્રી. સં.) વંઠેલ સ્રી
૧૩ **જુગત** (સ્રી. સં.) યુક્તિ
૧૪ **જોગવી** (ક્રિ સં.) ગોઠવી
૧૫ **ભુરકી** (સ્રી) જાદુમંત્ર અથવા મોહિની
૧૮ **અંતર** (વિ સં.) ભેદ.
૨૪ **અધરામૃત** (વિ સં) અધર રસ રૂપી અમૃત
૨૬ **પદ્મા** (સ્રી સં) લક્ષ્મી
**ફંદે** (પું. ફા) જાળમા
૩૦ **કુટિલ** (વિ. સં.) છળવાળુ
૩૨ પરમાણિયો (ક્રિ. સં.) સાચો મનાયો.
૩૫ શ્રુતિ (સ્રી. સં.) કાન
૩૬ વિહંગમ માર્ગ—સંન્યાસ માર્ગ
૪૨ ઘંટા/(પુ.સં.) ઝાલર

૨૫ અધ્યાય

(૬) **વ્રત** (ન.સં.) નિયમપૂર્વક આચરવાનું પુણ્ય કર્મ (બ્રહ્મચર્યાશ્રમનું વ્રત)
(૭) **ચાંદલીયા** (પું. ચાલ્લાના વહેવારમા)
૯ **ખાંપણ** (સ્રી) એબ
૨૪ **ઐશ** (સ્રી.અ.) આનંદ

૨૬ અધ્યાય

૩ **ચરાચર** (વિ.સં) ચેતન અને જડ
૬ **સુષુપ્તિ** (સ્રી. સં.) ગાઢ નિદ્રા
૯ **સહી** (સ્રી) નક્કી
૧૧ **કમનીય** (વિ સં.) ચાહવા યોગ્ય
૧૨ **લોલતા** (વિ. સં.) ચંચળતા
૧૯ **પરોક્ષ** (વિ સં.) અપ્રત્યક્ષ
નિરાલબ (વિ. સં.) આધાર વગરનુ ઉન્માન
૧૮ **કલ્પના** (સ્રી સં.) ધારણા
૨૧ **થર** (પું. સ) પડ
૨૭ **અપંચીકૃત** (ન સં) પંચમહાભૂતના મિશ્રણ વિનાનુ એટલે અપ્રાકૃત
૩૨ **કરીર-પુષ્પ** (પુ. સં.) કેરડાનું ફૂલ

૨૭ અધ્યાય

૮ **અભિરામ** (વિ સં.) મનોહર
૯ **મંજીર** (ન સ.) ઝાંઝર
૧૧ **મઘવા** (પુ. સ.) ઇન્દ્ર
૧૬ **રવિસુતા** (સ્રી સં.) યમુનાજી
૩૭ **પરિતાપ** (પુ. સં.) સંતાપ
૩ **વિક્ષેપ** (પુ. સં.) અડચણ

# કવિ બ્રહ્મદેવની ભ્રમરગીતા ટિપ્પણ

મંગલાચરણ દ્વારા:—(૧) વિષય (૨) પ્રયોજન (૩) અધિકાર અને (૪) સંબંધ એમ ચાર પ્રકારે આગળ પાછળનો સંબંધ બતાવવાની પ્રાચીન પ્રણાલિકા છે. જેનુ શાસ્ત્રીય નામ અનુબન્ધ ચતુષ્ટય છે.

(૧) વિષય :—

'કાંઈ એક ગોપીના વચન પ્રકાશીએ,'

વલતું કાંઈ એક ઉદ્ધવને કહીએ. તે છે.

વળી ગોપીજનોએ જ્ઞાનાદિ સાધન કરતાં પ્રેમભક્તિદ્વારા સહેલાઇથી ભગવાન પ્રાપ્ત થાય છે એમ પોતાના જીવન અને વાણીથી સિદ્ધ કર્યું છે, એટલે પ્રેમભક્તિ એ આ ગ્રંથનો વિષય છે.

(૨) પ્રયોજન :—

સંવાદ ગોપી ઉદ્ધવતણો, જેનું ભાગ્ય હોય તે ભણો,<br>
પ્રેમે સાંભળતા છે રસ ઘણું, મુખ-મંડન હાર લેયા તણો;<br>
રઢિઆલો રાસ સોહામણો.

એવુ રસાત્મા શ્રીકૃષ્ણનું સ્વરૂપ ભાગ્યવાન ભગવદીયો જાણે એ પ્રયોજન છે.

(૩) અધિકારી :— આશ ઘણી છે મુજને તમારીજી,<br>
રસના રમોજી મુકુંદ મોરારિજી.

એવી દીનતાથી ગાનદ્વારા ભગવાનને પ્રપ્ત કરવા તે મુખ્ય છે.

(૪) સંબંધ :— ભગવાન અને ભકતનો ભાવ તે છે.

વળી બ્રહ્મસૂત્ર પેઠે આ ભ્રમરગીતામાં પ્રેમભક્તિ છે તે **પ્રમાણરૂપ** છે. પરમ કાષ્ટાપન્ન રસાત્મક શ્રીકૃષ્ણ **પ્રમેય** છે.

શ્રીકૃષ્ણને શરણ ગમન એ જ સાધન છે અને રસાત્મા શ્રીકૃષ્ણ ફલરૂપ છે.

ઉદ્ધવ-ચરિત્ર :— ભ્રમરગીતા, ઉદ્ધવગીતા, રસિક ગીતા રસગીતા એ નામોથી ઓળખાતી ભગવાનમા ભાવ વધારનારી આ કથા શ્રીભાગવતના ૪૬-૪૭ અધ્યાયોમા છે. ભગવાન વ્રજથી મથુરા પધાર્યા ત્યાર પછી શ્રીનંદરાયજી યશોદાજી, ગો—ગોપ—ગોપીજનોની વિકળ વિરહ દશા થઈ તેનુ વર્ણન અશક્ય છે તે વિકળ વિરહ દુ:ખ નિવારવા મિષે ભગવાને શ્રીઉદ્ધવજીને શ્રીગોકુલ-વૃન્દાવન મોકલ્યા. ૪૬મા અધ્યાયમા નંદરાયજીએ ભગવદ્ વિરહનુ અસહ્ય દુ:ખ ઉદ્ધવજીને જણાવ્યુ, તે વિરહ દુઃખ નિવારવા માટે ઉદ્ધવજીએ નંદ-યશોદાજીને જ્ઞાનોપદેશ કર્યો ૪૭મા અધ્યાયમા ગોપીજનો ઉદ્ધવજી આગળ પોતાના અતિ તીવ્ર વિરહનુ વર્ણન કરે છે અને ભગવાન નિર્ગુણ અને નિર્દય છે એમ વર્ણવી, ભગવાન —ભ્રમર અને ઉદ્ધવ સમાન છે એમ મિષાતરે જણાવી, ઉદ્ધવને વિરહ જન્ય પ્રેમના ઉત્કૃષ્ટ સ્વરૂપનો અનુભવ કરાવ્યો. ત્યારે શ્રીઉદ્ધવજીએ નિજ (શ્રીઠાકોરજીનો) સંદેશ ગોપીજનોને કહ્યો તે સંદેશો સાભળવા છતા શ્રીગોપીજનોની ભગવાન વિષેની વિકળતા જરા યે ઓછી થઈ નહિ, ત્યારે ઉદ્ધવજીને પોતાની બ્રહ્મવાદ જન્ય જ્ઞાનદશા અને મહા ભાગવતપણામા લઘુતા જણાઈ. તેથી ગોપીજનો જેવી ઉત્કૃષ્ટ પ્રેમ મગ્ન વ્યસનદશા જે સંન્યાસ કરતા ઉંચી કક્ષાની છે તેની પ્રશંસા કરી અને ગોપીચરણરજ મેળવવા વ્રજની લતા થવા ઇચ્છ્યુ

આવા જ્ઞાની ભક્ત ઉદ્ધવજીનુ જીવન ટૂંકમા નીચે મુજબ છે: કારણ કે ઉદ્ધવ રાજસ ભક્ત છે ને તેમનો ભગવાન પ્રત્યેનો ભાવ મધ્યમ છે તેમનો મધ્યમ ભાવ હોવાથી (ભગવાનથી વિખૂટા પડી) તેઓ વ્રજ આવી શક્યા; ને વ્રજ આવી ગોપીજનોની વિરહાગ્નિરૂપ ઉત્કૃષ્ટ પ્રેમભક્તિમા તપ્યા પણ દ્રવરૂપ ન થયા. આ કારણથી શ્રીગોકુલ

તજી મથુરા પાછા જઈ શકયા. આ વસ્તુ શ્રીગોકુલેશ પ્રભુએ પોતાના વચનામૃતોમાં બહુ સરસ રીતે સમજાવી છે.

ઉદ્ધવજી જ્ઞાની ભકતોમા ઘણી ઊંચી કક્ષાના ભકત છે. તેથી ભગવાન તેમને માટે કહે છે કે "તમે અમારા સુહૃદ, અમારા ગુપ્ત વિચારને જાણનાર અને અમારા નેત્રરૂપ એટલે રસ્તો બતાવનાર છો." વળી બીજે ઠેકાણે કહે છે કે "ઉદ્ધવ મારાથી જરા યે ન્યૂન નથી કારણ કે સત્ત્વાદિ ગુણો તેને પીડી શકતા નથી, તે સમર્થ છે એટલે સ્વભાવને વશ રાખનાર છે અને પોતે વીર, ક્ષત્રિય અને કુટુંબી વડીલબંધુ હોવા છતા ભગવાનની સેવા નીચથી પણ નીચ સ્થિતિવાળો થઈને તે કરે છે."

યાદવકુળમા દેવમીઢની સ્ત્રી મારિષા નામની હતી. તેનાથી તેને દશ પુત્ર થયા, તે બધા પવિત્ર હતા. (૧ વસુદેવ (૨) દેવભાગ(૩) દેવશ્રવસ વગેરે. તેમા દેવભાગના શ્રીઉદ્ધવજી પુત્ર થાય.

ઉદ્ધવજી નાના પાંચ વર્ષના હતા ત્યારથી ભગવદ્ સેવામાં તેમનું મન લાગ્યું હતું. તેમની માતા સવારમાં ભોજન કરવા માટે કહે, કાલાવાલા કરે અને કહે ભાઈ સવારે ભોજન કરીશ તો તું બળવાન થઈશ, તારું શરીર સારું થશે; વળી તે તેને પંપાળે છતાં ઉદ્ધવજી ભગવદ્ સેવા પરાયણ હોવાથી માતાના વચન તરફ ધ્યાન આપે નહિ. આમ લૌકિક (ભોજન તરફથી અરુચિ ; વૈદિક (માતાની આજ્ઞા ન પાળવી) ક્રિયા તરફ તેમને ગૌણ ભાવ, મૂળથી તેમનામાં હતો. તે જેમ જેમ મોટા થતા ગયા તેમ તેમ ભગવદ્ સંબંધી મેળવવા લાગ્યા, અને ભગવાન જ્યારે મથુરા પધાર્યા ત્યારે ભગવાનના મંત્રી તરીકે તેઓ કામ કરવા લાગ્યા. તેમની લાયકાત ઊંચી હતી, તેમનું ચારિત્ર્ય પણ તેવું જ હતું અને જ્ઞાન અને ભક્તિમાં તેમની સમાન કોઈ ન હતું, આથી શ્રીઉદ્ધવજી વિષે લખતાં શ્રીશુકજી કહે છે કે "ભગવાનના કુળમાં જન્મેલા, ઉંમરે મોટા, સર્વ યાદવોમાં

શ્રેષ્ઠ અને મંત્રી, ભગવાનના સમાન શીલ અને વ્યસનવાળા હોવાથી મિત્ર બૃહસ્પતિના શિષ્ય ઉત્સવ રૂપ, અને અત્યંત બુદ્ધિશાળી તેઓ છે. વળી તેઓ નિષ્કામી, એકાન્તિક ભક્ત અને કૃષ્ણને બહુ વહાલા છે. વળી જેમ ભગવાનમા છ ધર્મો બિરાજે તેવા ઉદ્ધવજીમા પણ છ ગુણ રહેલા છે (તે વાત શ્રીશુકજીએ ભા-૧૦-૪૪-૧મા કહી છે.) શ્રીઉદ્ધવજી પ્રલમ્બ બાહુવાળા એટલે ક્રિયા કુશળ (ઐશ્વર્ય), નવ-કમળ જેવી આંખોવાળા (જ્ઞાન), શ્યામ શરીર ઉપર પીતામ્બર ધરનાર (વીર્યવાન -મેઘ અને વીજળીનું રૂપક છે), ગળામા કમળમાળા ધરનાર (કીર્તિ), કમળ જેવા મુખથી શોભતા (શ્રી), અને બે કાનમાં મણિથી પ્રકાશવાળા કુંડળ (સાંખ્ય અને યોગરૂપ) ધરનાર (વૈરાગ્યાદ્યોતક) છે. તેમના હસવામા શુદ્ધતા અને પવિત્રતા છે, દેખાવમા તે સ્ત્રીઓને પ્રિય લાગે તેવા છે અને તેમનો વેશ શ્રીભગવાન જેવો છે." આવા કૃષ્ણના પ્રિય ઉદ્ધવજી ગોપીજનોની વિરહ-વિકળતા મટાડવા શ્રીગોકુળ આવ્યા. તેમના આવવાથી ગોપીઓની ભગવાન વિષેની દોષબુદ્ધિ તથા માન દૂર થયાં. તેથી તેમનો નિરુપધિ પ્રેમ નિર્મળ થયો અને ભગવાન વિષે નિર્દોષ પૂર્ણગુણતા સ્ફુરી. પણ ઉદ્ધવજીના જ્ઞાનો-પદેશથી ગોપીજનોની ભગવાન વિષેની વિકળતા અસ્વસ્થતા ઓછી થઈ નહિ શ્રીઉદ્ધવજી પોતે કહે છે કે ગોપીજનોએ અલૌકિક ચમત્કાર જન્ય રહસ્ય બતાવ્યુ નહિ[1]. અહી ગોપીજનોએ ન બતાવ્યુ તેના કરતાં જે બ્રહ્મવાદી જ્ઞાની ભક્ત છે તેનું મન ભગવન્માહાત્મ્યમા હોય છે તેથી તેમને પ્રેમની છેવટની કક્ષાઓની વાત સમજવી અતિ દુર્ઘટ થઈ પડે છે. ભગવદ્-કૃપા વિના પ્રેમનો પંથ સુલભ નથી.

ત્યાર પછી જરાસંધના વધ માટે તેણે કેદ કરેલા રાજાઓની અને રાજસૂય યજ્ઞ માટે યુધિષ્ઠિરની પ્રાર્થના આવવાથી શ્રીકૃષ્ણ

---

૧ नाज्ञासिषं रहस्यं तच्चमत्कारस्तुऽलौकिकं (સ્કન્દ પુરાણ બીજો વૈષ્ણવ ખંડ અ-૩ શ્લોક ૪૭)

ઉદ્ધવજીની સલાહ લઈ તે પ્રમાણે વર્ત્યા ભગવાને સ્વધામમાં જતા પહેલા ઉદ્ધવજીને ભાગવતીય જ્ઞાન વિસ્તારથી સમજાવ્યુ અને યાદવોનો બ્રાહ્મણના શાપને બહાને નાશ કરાવ્યો. કારણ કે યાદવો સત્તા અને સમૃદ્ધિથી પૃથ્વીને ભારરૂપ થઈ પડયા હતા. છેવટે શ્રીકૃષ્ણે શ્રીઉદ્ધવજીને બદરી આશ્રમમા જવા આજ્ઞા કરી અને ભગવાન સ્વધામ પધાર્યા. ઉદ્ધવજી અહીથી વ્રજમા શ્રીયમુનાજીને કાંઠે વિદુરજીને મળ્યા અને તેમણે આખી રાત ભગવદ્ મળધી વાતો કરી. અને ત્યાથી બદરી આશ્રમમા જઈ હરિનુ સમાધિથી પૂજન કર્યું હાલ પણ ઉદ્ધવજી આદ્ય બદરીમા વ્રજની વલ્લીરૂપે રહે છે.

ઉદ્ધવ શબ્દના અર્થ અમરકોષમા આ પ્રમાણે છે **उद्धर्षो, मह, उद्धव, उत्सव. ऊर्ध्वम् + हवः** [1]ઉપરથી છે યુદ્ધ જેનું તે ઉદ્ધવ ભગવાન ગીતાજીમા જગતનુ ऊर्ध्वमूलम् પુરુષોત્તમ મૂલ છે તેમ કહે છે એટલે જીવને પરમાત્માની પ્રાપ્તિ માટે લૌકિકમા એટલે નીચે ન પડતા **आत्मवतां वरः** સંયમીઓમા ઉત્તમ બનવા માટે મન અને ઇન્દ્રિયો સાથે યુદ્ધ કરવાનુ છે ઉદ્ધવ એટલે ઉત્સવ, ઉદ્ધવજી ક્ષત્રિય હોવાથી યુદ્ધમા ઉત્સવ માનતા હતા.

[2]ઉદ્ધવનુ બીજુ નામ **औपगवि** છે. ઉપગુનો પુત્ર ઓપગવ, તેનો પુત્ર ઔપગવિ ઉપગુ એટલે (ઉપ = નજીક + ગુ એટલે ગાયો), નજીકમા ગાયો છે જેને તે ઉપગુ તેઓ ગાયોની રક્ષા કરવાવાળા હોવાથી રાતે જાગવાના અભ્યાસવાળા હતા. ઉદ્ધવજી ઉપગુના પૌત્ર હોવાથી ભગવાનનો વિયોગ થવા છતા ભગવદ્ કથા રાત દિવસ કરવાના સ્વભાવવાળા હતા શ્રીસૂરદાસજી વગેરે અષ્ટ સખાઓ પોતાના પદોમા ઉપગસુત તરીકે ઉદ્ધવજીને કહે છે.

**પદ ૧-૧** મંગલાચરણના ત્રણ પ્રકાર છે ૧) નમસ્કારાત્મક, (૨) આશીર્વાદાત્મક અને (૩) વસ્તુ નિર્દેશાત્મક. અહી નમસ્કારાત્મક 'પ્રભુ તમને જાચુ કરિનઈ પ્રણામજી' તથા વસ્તુ નિર્દેશાત્મક

---

૧ શ્રી ભા. ૩-૪-૨૮ ની સુબોધિનીજીના આધારે.
૨ " , ૨૭ " "

ભ્રમર- ગીતા-ઈ ભાવિ જાયુંજી. એમ બે પ્રકારે મંગલામરણ કવિએ કર્યું છે. પ્રણામ આઠ અંગથી થાય છે. જેમકે:

उरसा शिरसा दृष्ट्या मनसा वचसा तथा।
पद्भ्यां कराभ्यां जानुभ्यां प्राणमोऽष्टाङ्ग उच्यते ॥

મોરઈ-મુખ આવઉ – ભ્રમર ગીતામાં જે પ્રભુનું ભાવાત્મક સ્વરૂપ છે તે મારા મુખ અને વાણીમાં પધારો.

શ્રીવલ્લભાચાર્યજી મહાપ્રભુજી શ્રીભાગવત મંગલાચરણમાં (શ્રીસુબોધિનીજી ટીકામાં) આ પ્રમાણે કહે છે.

**सोऽयं वाचि ममास्तु पूर्णगुणभृः कृष्णावतारः पतिः** (શ્લોક ૨) તે પૂર્ણ ગુણની ખાણ એવા એ શ્રીકૃષ્ણાવતાર મારી વાણીમાં પતિ રૂપે બિરાજો.

**સુંદર**-શબ્દમાં રહેલો ભાવ આ પ્રમાણે છે **तदेव कदाचित् परमसौन्दर्यं स्वगतं प्रकटीकरिष्यामीति' साकारं प्रादुर्भूतं सन् श्रीकृष्णः** **અર્થ**:-પરબ્રહ્મ પોતાની અંદર રહેલ પરમ સુંદરતા હું પ્રગટ કરું એવી ઇચ્છાથી સાકાર થઈ પ્રકટ થાય છે તે સાકાર આનંદાકાર સુંદર સ્વરૂપ શ્રીકૃષ્ણ છે.

**શ્યામજી**:—શ્યામ, પરબ્રહ્મ, શ્રીકૃષ્ણ, જી શબ્દ હિંદી ને વ્રજભાષામાં માનવાચક તરીકે વપરાય છે તેમ ગુજરાતી ભાષામાં પિતાજી વગેરે શબ્દો નામને જોડતા માનવાચક તરીકે વપરાય છે.

**શ્યામ**:—પરમાત્માનું સ્વરૂપ અત્યંત કમનીય શ્યામ છે તેનું શાસ્ત્રોમાં લખેલું છે. જેમકે **'श्यामावदातं विरजं[3]' 'श्यामसुन्दर ते दास्य[4]' 'सजलजलदनीलं'**. તેવી રીતે ભક્તકવિ જયદેવે

૩ શ્રી ભા ૩-૪-૭ની સુબોધિનીજીના આધારે.
૪ ,, ૧૦-૨૦-૧૫ ,, ,,
૫ નારદપંચરાત્ર જ્ઞાનામૃતસાર ચતુર્થરાત્ર ગોપાલ સ્તવરાજ-શ્લોક ૧.

ગીતગોવિંદમાં અને બિલ્વમંગલ કવિએ કૃષ્ણ પ્રેમામૃતમાં ભગવાનના શ્યામ રૂપ ઉપર ઓવારી જઈ વારંવાર તેવા સ્વરૂપનું વર્ણન કર્યું છે. તેવી રીતે હિંદી અને ગુજરાતી ભક્ત કવિઓએ પણ ભગવાનના શ્યામ સ્વરૂપ માટે ભારે આદર બતાવ્યો છે અને તે અંગે અનેક પદ, ધોળ અને ગરબીઓ રચી છે. આપણા ભક્ત રસિક કવિ દયારામભાઈએ ' શ્યામ રંગ સમીપે ન જાવું ' નામની ગરબીમાં શ્યામ રંગ ઉપર આનંદજનક મીઠી મશ્કરી કરી છે. તે ગરબી આજે ગુજરાતી પ્રજાના હૃદયમા રમી રહી છે.

ભગવાન કૃષ્ણ કેમ એ પ્રશ્ન ઘણાના દિલમા થતો હશે. તેનો ઉત્તર ઘણીઘણી રીતે ભક્તો તથા વિદ્વાનોએ આપ્યો છે: જેમકે ગર્ગાચાર્ય કહે છે કે **इदानीं कृष्णतां गतः** હમણા કૃષ્ણ વર્ણના થયા છે માટે કૃષ્ણ (૨) જેમ મેઘ, કૃષ્ણ વીજળી અને શબ્દ યુક્ત છે તેમ કૃષ્ણ શ્યામ, વીજળી જેવા પીતાંબર વાળા, અને વેણુના શબ્દવાળા છે. શ્રુતિમા **आकाशशरीरं ब्रह्म** બ્રહ્મનુ શરીર આકાશ કહ્યું છે તેમ કૃષ્ણનુ શરીર આકાશ જેવું છે. શ્રીમહાપ્રભુજી ભગવાનના શ્યામ વર્ણ માટે લખે છે કે (૧) બ્રહ્મનુ સ્વરૂપ આનંદમય છે, તેમાં શુદ્ધ સત્ત્વનુ સ્થન એટલે પ્રભા પડે છે ત્યારે અવતાર દશામા પરબ્રહ્મ મરકત મણિના સરખા શ્યામ રૂપે પ્રકાશે છે. (૨) રૂપવાન પદાર્થને ગ્રહણ કરનાર નેત્ર છે. મેઘ વગરના આકાશમાં રૂપ નહિ હોવાથી દૃષ્ટિ દૂર જાય છે ત્યારે નીલ પદાર્થ સમાન આકાશમાં નીલાપણું દેખાય છે. તેવી રીતે બ્રહ્મ પણ અત્યંત ગાઢ સઘન ગંભીર પદાર્થ છે. તેથી બ્રહ્મ નીલ – શ્યામ દેખાય છે. (૩) પૃથ્વી નીલ રૂપ વાળી છે અને ભગવાન કૃષ્ણ રૂપે પૃથ્વી ઉપર પ્રગટયા છે તેથી ભૂમિ ભક્ત હોવાથી પરબ્રહ્મ નીલ રૂપે ભાસે છે. (૪) ભૂમિનુ નામ વૈકુંઠ છે. તે વૈકુંઠમાથી આવતી પ્રભાથી ભગવાન શ્યામ રૂપે ભાસે છે કારણ કે વૈકુંઠ, શ્વેતદ્વીપ એ ભગવાનનુ ધામ છે (૫) દરેક યુગમા બ્રહ્મનાં

જુદાં જુદા રૂપ હોય છે જેમ સત્‌યુગમાં શ્વેત, ત્રેતામા રક્ત, દ્વાપરમા શ્યામ અને કલિયુગમાં કૃષ્ણ તેથી પરબ્રહ્મ અવતાર દશામા નીલ-કૃષ્ણ રૂપે દેખાય છે કારણ કે દ્વાપર અને કલિના સાધણ સમયમાં શ્રીકૃષ્ણનો અવતાર છે, આથી શ્રીમહાપ્રભુજી પરિવૃઢાષ્ટક વગેરે સ્તોત્રોમાં તથા ગ્રંથોમા **सजलजलदालीनिभतनौ, मेचकरुचि** તરીકે પરબ્રહ્મ શ્રીકૃષ્ણ ભગવાનને વર્ણવે છે.' વળી શ્રીગુસાંઈજીએ વિજ્ઞપ્તિ ૮-શ્લો. ૧૬મા શ્રીકૃષ્ણમાં ચાર યુગના સ્વરૂપના દર્શન થાય છે તેમ વર્ણન કર્યું છે. ગ્ન સમા ગોપીજનોના હાસ્યની પ્રભા પ્રભુ પર પડવાથી શ્વેત, ગોપીજનોને ચુંબન કરતાં લાલ ગોપીજનોનો પીતવર્ણ ભગવાન ઉપર પડવાથી નીલ અને તેમના કટાક્ષથી ભગવાન શ્યામ રૂપ ધારણ કરે છે. વસ્તુત: કૃષ્ણ અરૂપ છતા ભક્તભાવને વશ્ય હોવાથી શ્યામ રૂપે ભાસે છે.

ભક્ત કવિઓ પોતાની આનંદ મસ્તીમા ભગવાનનુ શ્યામ રૂપ નીચેના ભાવથી વર્ણવે છે.

(૧) શ્રીકૃષ્ણ હમેશા ગોપીજનોના શ્યામ કટાક્ષનુ ધ્યાન ધરે છે, તેથી શ્યામ છે તેવા ગોવિંદને નમસ્કાર. (શ્રી ગુ વિજ્ઞપ્તિ ૯. શ્લો૦ ૨૨)

(૨ જસોધાને કારી અંધેરી મે જાયો, જસૌ કારૌ કૃષ્ણ ।
કહાવૌ.

(૩) કજરારી—અઁખિયન મેં વસ્યૌ રહત દિન-રાત,
પ્રીતમ પ્યારૌ હે સખી, તાતે સાઁવર-ગાત-( નાગરીદાસ)

(૪) ગોરે નંદ, જશોદા ગોરી, તુમ કિત સ્યામ શરીર
( સૂરદાસજી)

સૂરદાસજીની આ શંકાનો ઉત્તર ભગવાન દુર્યોધનને કહે છે કે તારા જેવા કાળા કર્મ કરનારનો હુ કાળ છુ માટે કૃષ્ણ છુ.

(૫) ન્હાત–હી–ન્હાત તિહારે હી સ્યાઁમ ! કલિંદીયી સ્યૉમ ભઈ બહુતે હૈ.

(૬ યા અનુરગી ચિત્તકી ગતિ સમુઝે નહિ કોઈ,
જ્યો જ્યો બૂડૈ શ્યામ–રંગ, ત્યો–ત્યો ઉજ્જ્વ્ રુ હોઈ.
(વિહારી)

(૭) સ્યામ રંગ ગચી વ્રજનારી, ઔર રંગ સંગ દીનો ડારી
કુસુમરંગ ગુરુજન પિતુ માતા, હરિત રંગ ભગિની અરૂ ભ્રાતા
દિન ચારમે સબ ઉડી જૈ હે, સ્યામ રંગ અજરામર રૈ હૈ

**આશ**–આશા.સ્ત્રી (સં.) ઇચ્છા.

આશ એક તુમ દરસકી, પરમ પરમ સુખરૂપ;
દરસ–પરસ રસ દાનકે, દાતા શ્રીગોકુલભૂપ.
(મન પ્રબોધ દુહો ૨૭)

**મુકુંદ**:—પું. (સં.) મોક્ષ આપનાર શ્રીકૃષ્ણ. મોક્ષ શબ્દનો ભાવ શ્રીવલ્લભાચાર્યજીએ આ રીતે સમજાવ્યો છે **वेणुनादेन शुद्धं चेत जगत ,तदा मोक्षं दास्यामीति**[1]જો વેણુનાદથી (પ્રેમભક્તિથી) જગત શુદ્ધ થશે તો હું મોક્ષ આપીશ, એ હેતુથી ભગવાન વેણુ વગાડે છે. જગતની શુદ્ધિ એટલે ભગવદ્ ભાવ સિવાયના બીજા ભાવથી મુક્ત રહેવુ તે. મોક્ષ એટલે ભજનાનન્દ. મુકુંદ શબ્દ શ્રીવલ્લભાચાર્યજીએ પોતાના ગ્રંથોમા અનેક ઠેકાણે વાપર્યો છે. એકલા યમુનાષ્ટક સ્તોત્રમા બીજા, સાતમા અને નવમા શ્લોકમા મુકુન્દ શબ્દ આવે છે

**મોરારિ**:—પુ. (સં.) મુરદૈત્યના શત્રુ[2]. આ મુર જલના દોષરૂપ અવિદ્યા છે. તેના શત્રુ ભગવાન હોવાથી ભગવાનના ચરણના

---

×ભ્રમરગીત–ગીતા પ્રેસ કૃષ્ણ પ્રેમામૃત

૧ શ્રી ભા. ૧૦–૩૨–૨ ઉપરની શ્રીસુબોધિનીજી

૨ ,, ભા ૧૦–૧૮–૧૫ શ્લોક ઉપરની શ્રીસુબોધિનીજી

સંબંધથી નદીમાં રહેલી અવિદ્યાનો નાશ થાય છે. મુર પાંચપર્વવાળી અવિદ્યાની અધિષ્ઠાત્રી દેવતા છે. તે પાચ પર્વ અવિદ્યાના (૧) સ્વરૂપનું અજ્ઞાન (૨) દેહ (૩) ઈન્દ્રિયો (૪) પ્રાણો અને (૫) અંતઃકરણ એ ચારના અધ્યાસો–એમ પાચ અવિદ્યાના પર્વ છે[૨] જેથી બંધાએલો જીવ સંસારને પ્રાપ્ત થાય છે. ભગવાન આ અવિદ્યાને હરીને પાંચ પર્વવાળી વિદ્યા (૧) વૈરાગ્ય (૨) સાખ્ય (૩) યોગ (૪) તપ અને (૫) ભક્તિ આપે છે.[૩] આ મુરારિ શબ્દ પણ શ્રીવલ્લભાચાર્યજીએ પોતાના ગ્રંથોમાં અનેક ઠેકાણે વાપર્યો છે. શ્રી યમુનાષ્ટક સ્તોત્રમા ૧, ૫, ૭ અને ૯મા શ્લોકમા મુરારિ શબ્દ આવે છે. શ્રીસુબોધિનીજીની ટીકાના મગલાચરણમા **वन्दे श्रीकृष्णदेवं मुरनरकभिदं वेदवेदांतवेद्यं** મુર અને નરક નામના અસુરોને ભેદી નાખનાર, વેદ અને વેદાતથી જેમનું સ્વરૂપ જાણી શકાય છે એવા શ્રીકૃષ્ણ દેવને હું વંદન કરું છું એમાં મુર શબ્દ વાપરે છે.

**પદ ૧–૨:હિમ–સુતા–સુત** એટલે હિમાલય, તેની પુત્રી શ્રીપાર્વતીજી. તેના પુત્ર શ્રીગણપતિજી. **કમલ–ભૂ–તનયા** એટલે ભગવાનના નાભિ કમળમાથી પ્રગટેલા બ્રહ્માજી તેમના પુત્રી શ્રીસરસ્વતીજી.

સામાન્ય રીતે અનન્ય વૈષ્ણવ ભક્ત કવિઓ ભગવાન સિવાય અન્ય દેવને નમતા નથી પણ બ્રેહેદેવ ભગવાન શ્રીકૃષ્ણના સ્મરણ પછી શ્રીગણપતિજીને વંદન કરે છે તેથી તે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ નહિ હોય તેવી શંકા આવે. પણ આ શંકા અસ્થાને છે. તેનુ કારણ કવિ ચાલુ કવિ સંપ્રદાયને અનુસર્યા છે કારણ કે સામાન્ય જનતા માટે આ ગ્રંથ લખાયો છે. આ એક જાતનો શિષ્ટાચાર છે. શ્રીભાગવતમાં "નારાયણને મનુષ્યમાં ઉત્તમ નરને, સરસ્વતી દેવીને અને વ્યાસને નમન કરી જયનો ભગવત્કથાનો પ્રારંભ કરવો[૪]"

(૨–૩) તત્ત્વ દીપ નિબંધ શાસ્ત્રાર્થ પ્રકરણ શ્લોક ૩૨–૩૩, ૪૪–૪૫; (૪) ભા. ૧–૨–૪;

એમ કહ્યું છે. આ વિષે પ્રથમ સ્કંધના બીજા અધ્યાયની કારિકામાં શ્રીમહાપ્રભુજી કહે છે કે કથાકાર શરૂઆતમાં નારાયણ સરસ્વતી વગેરેનું સ્મરણ કરે છે કારણ કે તેમના સ્મરણથી કથાકારના હૃદયમાં લૌકિકપણું દૂર થઈ સર્વાત્મા પ્રવેશ કરે છે. વળી સરસ્વતી દેવી આધ્યાત્મિકા એટલે વાકસ્વરૂપા છે. આ કારણથી પ્રાચીન કાલથી શ્રીગણેશ અને શ્રીસરસ્વતીનું સ્મરણ આરંભમાં કરવાનો શિષ્ટાચાર ચાલ્યો આવ્યો છે, તેથી સામાન્ય રીતે વૈષ્ણવ ભકત કવિઓ કાપટયથી આવાં મંગલાચરણ કરે છે. વળી આ વિષે શ્રીવલ્લભાચાર્યજી કહે છે કે વૈષ્ણવોમાં લૈકિકપણું અને વૈદિકપણું દેખાડવા પૂરતું (કાપટયથી) જ હોય છે. તેમાં આસક્તિ હોતી નથી. જ્યારે વૈષ્ણવપણું સ્વભાવિક હોય છે.[૫] આ કાપટય શબ્દનો અર્થ શ્રીગોકુલેશ પ્રભુ લોકસંગ્રહ કરે છે. ગીતાજીમાં ભગવાને કહ્યું છે હે ભરત, અવિદ્વાનો જેમ કર્મમાં આસકત થઈ કર્મ કરે છે તેમ લોકનું કલ્યાણ કરવાની ઇચ્છાથી વિદ્વાને આસકિત રાખ્યા વિના કરવું. અને કર્મના સંગવાળા અજ્ઞાનીઓની બુદ્ધિનો ભેદ વિદ્વાને કરવો નહિ પણ મુકત રહી કર્મ કરતાં સર્વ કર્મ શીખવવાં[૬]. આજ કારણને લઈને ગ્રેહેદેવ પછી થનાર કવિઓ—કૃષ્ણ છંદના કર્તા વૈષ્ણવ કવિ શંકર, રામાયણ અને શ્રીકૃષ્ણચરિત્રના રચનાર ગિરધર કવિ વગેરે ભગવાનનું મંગલાચરણ કરી આ રીતે સામાન્ય શિષ્ટાચાર અનુસર્યા છે.

ભાવિ:—પુ. (सं) સ્નેહ-ભગવાન તરફનો ભાવ-સ્નેહ એક માત્ર ભાવથી સિદ્ધ થાય છે. ભાવ સ્નેહને બીજા કોઈ સાધનની અપેક્ષા નથી[૭]. કવિ અહીં એવું સૂચવે છે કે ભ્રમર ગીતા રચવામાં ભગવાનનો ભાવ-સ્નેહ સાચું છું તે જ મારું સાધન છે, તેથી મને હે પ્રભુ તે સ્નેહ આપો.

(૫) પુષ્ટિ પ્રવાહ મર્યાદા ગ્રંથ શ્લોક ૨૦મો; (૬) ગી-અ-૩ શ્લો. ૨૫-૨૬; (૭) સન્યાસ નિર્ણય શ્લોક-૮.

કડવું-૧-૧ સદ્ગુરુ કેરા...આવે હિએ. સદ્ગુરુનાં ચરણની સેવા કરવાથી હરિના ગુણ જલદીથી હૃદયમાં આવે છે. ગુરુવિષે શ્રીવલ્લભાચાર્યજી લખે છે કે, "જે કોઈ પોતાનો પુરુષાર્થ પ્રાપ્ત કરાવનાર છે તે ગુરુ છે તે પૂજ્ય છે. ચાર પુરુષાર્થો પોતાના સાધનથી પ્રાપ્ત થાય છે[1]. તેમા પણ ભગવાનની સેવાથી પ્રાપ્ત કરેલા નિસંદેહ ઉત્તમ હોય છે. માટે સુજ્ઞે ગુરુની સેવામાં તત્પર થઈ વારંવાર ભક્તિ કર્યા કરવી." તેથી શ્રીગુસાંઈજી સર્વોત્તમ સ્તોત્રમાં (શ્રીમહાપ્રભુજી વિષેના સ્તોત્રમાં જેમાં સદ્ગુરુનાં લક્ષણ બતાવ્યાં છે) લખે છે કે "શ્રીકૃષ્ણચંદ્ર રસના ઇચ્છુકોએ સર્વોત્તમ સ્તોત્રનો જપ કરવો."

હેલાં સ્ત્રી. (સં) સહેજ વારમા

૧—૨ વચન પ્રકાશિએ:—જેમ દીવાથી અંધકાર મટી પ્રકાશ થાય છે તેમ ભ્રમરગીતા દ્વારા ભગવાનનું સ્વરૂપ ગોપીજનોના વચનથી પ્રસિદ્ધ કરું છુ

૧—૩થી૬ શ્રીભાગવત દશમ સ્કંધ અ૦ ૪૬ શ્લોક ૧-૨-૩, તથા ૭—૧૪—૧૫નો ભાવ.

શ્રીવલ્લભાચાર્યજીએ ભ્રમરગીતા સુબોધિનીજી, ભાગવતાર્થ પ્રકરણ, પુરુષોત્તમ નામસહસ્ર, ત્રિવિધનામાવલી વગેરે ગ્રંથોમા આ વસ્તુ બહુ સારી રીતે સમજાવી છે. શ્રીગોપીજનોના હૃદયમા ભગવાન સંબંધી જે દુઃખ હતું તે દુઃખ ઉદ્ધવજીદ્વારા ઓછું કરાવ્યુ તેથી ઉદ્ધવજીદ્વારા ગોકુલના નિજજનોના ચિત્તને શાંતિ આપી રક્ષણ કરનાર પ્રભુ. (પુ. ના. સ માં ૯૦૭ નામ છે.)

**નિજજ્ઞાન**—ભગવાન શ્રીકૃષ્ણ અંગેનુ જ્ઞાન

**પ્રિછવઉ**—સ્ત્રી. (સં) પ્રીછવો—સમજાવો

વહેલાં મ્યલસ્યુ—શ્રીભા.—૧૦-૩૯-૩૫ "પોતાના મથુરા ગમનને સમયે ગોપીજનોને સંતાપયુક્ત જોઇને દૂતદ્વારા "હુ પાછો આવીશ" એમ પ્રેમપૂર્વક કહેવરાવી પ્રિય પ્રભુએ તેમને શાત કરી."

---

[1]) ૧-૧૫-૪૬ શ્રીસુબોધિનીજી.

[illegible]કાદશી વ્રત વગેરે છોડવા અને નામસ્મરણ કરતા અન્ય દેવતાનું જન છોડવું

૨-પથીક આર્ય-સ્ત્રી (स आर्या?) દેવી, જી; જમલુ—વિ. સં. यमल) જોડ, જોડે પાસે; ઘટઘટમાં તહાં . જોગેશ્વર ધર્મ-येश्वरश्च सर्वात्मा નાવરત્ન) પ્રભુ સર્વના ઈશ્વર અને સર્વના આત્મા છે स एव परम काष्ठापन्न कदाचित् जगदुद्धारार्थं-खण्डः पूर्ण एव प्रादुर्भूत. कृष्णः इत्युच्यते (તત્વદીપ નિબંધ ની ૧ની પ્રકાશ ટીકા એ જ પરમ કાષ્ઠાપન્ન કોઈ વખત જગત દ્ધાર માટે અખંડ પૂર્ણ પ્રકટ થાય છે, તે કૃષ્ણ એમ કહેવાય છે

૨-૧ નંદ-યશોદાઃ—આઠ વસુઓમાં ઉત્તમ દ્રોણ નામના સુ હતા તે બ્રહ્માથી ઉત્પન્ન થયા હતા તેને બ્રહ્માએ સંતતિ ઉત્પન્ન રવા આજ્ઞા કરી તેની સ્ત્રીનું નામ ધરા હતું જેનાથી કોઈ મોટો ર નથી તથા જે વિશ્વેશ્વર હરિ છે, તેમાં પરમભક્તિ થાય તેવો ર બ્રહ્મા જી પાસે તેમણે માગ્યો બ્રહ્માજીએ " તેમ થાઓ " એવી આશીષ તમને આપી હતી આ દ્રોણ તે નંદરાયજી અને ધરા શોદ જી રૂપે વ્રજમાં પ્રગટ થયા, ને તેમના ત્યાં કૃષ્ણે પુત્રરૂપે લીલા કરી

નિજ બુદ્ધિ કીધી નંદનઈઃ नन्दादिज्ञानबोधकाय नमः ત્રિ-શ્રી-પ્રૌઢલીલા નામ ૧૧૪) નંદાદિના જ્ઞાનના બોધકને નમન નંદરાયજીનો ભાવ ભગવાન ઉપર સુદૃઢ છે પરંતુ તે ભાવ [illegible]કિક હતો તે ઉદ્ધવજીદ્વારા અલૌકિક કર્યો

તેનું ધ્યાન જોગેશ્વર ધરઈ—यं ब्रह्मा...(ભા. ૧ -૧૩ ૧ નો ) નામના સુપ્રસિદ્ધ શ્લોકમાં ધ્યાન વડે ભગવાનને યોગી જોઈ કે છે એમ વર્ણન છે આવું વર્ણન શ્રીભાગવતમાં બહુ ઠેકાણે છે. [illegible] કહેવાતું વર્ણન શ્રીભાગ ૧૦-૪૪-૪૦ ૩;-૧૦-૪૩-૧૮, ૩૧ છે.

અક્રૂર-તેઓ વૃષ્ણિ કુળમાં જન્મ્યા હતા વૃષ્ણિના પિતાનું

નામ અનમિત્ર હતું અને પુત્રોનાં નામ શ્વફલક અને ચિત્રરથ હતાં. તેમાં શ્વફલકને ગાદિની નામની સ્ત્રીમા, અક્રૂર અને બીજા બાર પુત્રો જન્મ્યા. અક્રૂરને દેવવાન અને ઉપદેવ નામના બે પુત્ર હતા. અક્રૂરની માતા ગાદિની ગૌદાનથી જ પ્રાપ્ત થયેલાં અને ગાદિનીએ બારવર્ષ સુધી દરરોજ ગાયનું દાન કર્યું ત્યારે અક્રૂર પ્રાપ્ત થયા હતા. આ અક્રૂર કંસરાજાના મિત્ર અને દાનાધ્યક્ષ હતા; તેથી કંસે તેમને ગોકુલથી રામકૃષ્ણને તેડી લાવવા કહ્યું.

અક્રૂર સ્વભાવે સાત્ત્વિક હોવા છતાં કંસ પાસે રહેવાથી દૈત્યના આવેશ વાળા હતા. કંસે તેમને ગોકુલથી ગોપો સાથે ભગવાનને મથુરા લાવવા કહ્યું ત્યારે તેમણે વિચાર્યું કે આજ રાતે ભગવાન, ભક્ત કે કોઈ મથુરાવાસી મને આ કાર્ય કરવાનું મના કરશે તો તે નહિ કરું. પણ કોઈએ તેમને અટકાવ્યા નહિ. તેથી તે દિવ્ય રથમાં બેસીને શ્રીગોકુલ જવા ઉપડ્યા. તે સાત્ત્વિક સ્વભાવના હોવાથી રસ્તામાં તેમને શ્રીકૃષ્ણ સંબંધી વિચારો આવવા લાગ્યા અને તેમના સંબંધી ભક્ત અને મનોરથ ઉત્પન્ન થયા. તે સાંજે શ્રીગોકુલ પહોચ્યા. તે વખતે સૂર્યાસ્તનો સમય હતો. ત્યાં તેમણે ભૂમિ ઉપર કમલ, યવ, અંકુશ, ધ્વજા વગેરે આકૃતિવાળા ભગવાનના ચરણ ભૂમિ ઉપર પડેલા દીઠાં. તેથી તે ભગવદ્ ચરણાંકિતવાળી રેતીમાં પડી લોટવા લાગ્યા અને ભગવાનના શુદ્ધ સેવક બન્યા. પછી ગાય દોહવાના સ્થલે પીળા વસ્ત્ર ધરેલા શ્રીકૃષ્ણ અને શ્યામ વસ્ત્ર ધરેલા બલભદ્રનાં તેમણે દર્શન કર્યાં. તે વખતે કૃષ્ણની ઉંમર અગિયાર વર્ષની હતી. અક્રૂરે ભગવાનને દંડવત્ કર્યા ત્યારે ભગવાન તેમને પોતાની પાસે ખેંચી ભેટી પડયા; પછી રામ અને કૃષ્ણ અક્રૂરને પોતાને ઘેર તેડી ગયા અને તેમનુ અતિથીપૂજન; શાસ્ત્રીય રીતે કર્યું. નંદરાયે પણ તેમનો સત્કાર કર્યો અને ભોજન લેવડાવ્યું. ત્યાર બાદ ભગવાને કંસરાજાની ક્રૂરતાના સમાચાર પૂછ્યા

ત્યારે અક્રૂરે કંસરાજાએ યાદવો સાથે વૈર કર્યું છે અને વસુદેવનો વધ કરવા વિચારે છે અને મને આપ બન્નેને તેડી લાવવા મોકલ્યો છે તે કહ્યું. પણ આ વાત તેમણે નંદરાયજીને કહી નહિ. કંસરાજા ધનુર્યાગ કરવાના છે તે કહ્યું. તેથી તે નિમિત્તે રાજાને ભેટ આપવા વસ્તુઓ લઈ શ્રાવણ વદ ચૌદશે નંદાદિ મથુરા ગયા. અહીં ભગવાન ગોકુળથી જાય છે તે સાંભળી ગોપીજનો બહુ દુઃખી થયા; કોઈ મૂર્છા પામી, કોઈ નિસ્તેજ થઈ, કોઈને હૃદયમાં દુઃખ થયું તો કોઈનું શરીર કૃશ થઈ ગયું તેમણે અક્રૂરને આ ક્રૂર તરીકે સંબોધ્યા, અને ભગવાનનો વિયોગ થવાનો છે, તે જાણી હે ગોવિંદ, હે દામોદર, હે માધવ એમ મોટેથી બોલી રડવા લાગ્યા. ત્યારે ભગવાને દૂતદ્વારા કહેવડાવ્યું કે હું પાછો આવીશ. આમ કહેવામાં હવે ભગવાન વચન જ્ઞાન-દ્વારા તમારી પાસે આવશે એ હેતુ હતો પણ તે વાક્ય દ્વિઅર્થી હોવાથી ગોપીજનોને ભ્રમમાં નાખનાર થયું.

અક્રૂરે શ્રીગોકુલથી નીકળી શ્રીયમુનાજી પાસે આવતાં, તેમાં સ્નાન કર્યું તે વખતે તેમને જલમાં ભગવાનના નારાયણરૂપે દર્શન થયાં. ત્યારે તેમણે ભગવાનની સ્તુતિ કરી. ત્યાથી તેઓ મથુરા ગયા અને એક વાડીમાં નંદરાયજી જ્યાં ઊતર્યા હતા ત્યાં ભગવાન ઊતર્યા પછી કૃષ્ણે અક્રૂરને સમજાવીને તેમને ઘેર મોકલ્યા. અક્રૂરે શ્રીકૃષ્ણ મથુરા પધાર્યા છે તેમ કંસને ખબર આપી આ પછી ભગવાને કંસનો વધ કર્યો ને પોતાના માતા પિતા વસુદેવ દેવકીને જેલમાંથી મુક્ત કર્યાં. પછી ગુરુના ઘેર ભણી આવ્યા ને ઉદ્ધવજીને ગોપીજનોના વિરહ દુઃખ નિવારવા માટે વ્રજમાં મોકલ્યા. ત્યાર બાદ કુબ્જાના મનોરથ પૂરી ભગવાન અક્રૂરના ત્યાં પધાર્યા અને તેમને પાંડવોના સમાચાર લાવવા હસ્તિનાપુર જવા કહ્યું. તેથી અક્રૂરજી હસ્તિનાપુર જઈ કુન્તાજી, ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણ વગેરે સૌને મળ્યા. કુન્તાજીને આશ્વાસન આપી, ધૃતરાષ્ટ્રને દુર્યોધનની દુષ્ટતાની વાત કરી સદ્બોધ

આપ્યો અને પછી મથુરા આવ્યા. અને ભગવાનને પાંડવોના સમાચાર કહ્યા.

ત્યાર બાદ એક બીજી ઘટના બની. સત્યભામાના પિતા સત્રાજીત પાસે સ્યમંતક મણિ હતો. તે મણિ માટે શતધન્વાએ સત્રાજીતને માર્યો અને મણિ અક્રૂરને આપી તે નાઠો, તેથી ભગવાને તેને માર્યો. પછી અક્રૂર પાસે મણિ શોધવા ભગવાન પધાર્યા બીકના માર્યા અક્રૂર કંઈ બાનું બતાવી દ્વારકા છોડી કાશી ગયા ત્યારે ભગવાને કાશી ગયેલા અક્રૂરને દૂતથી બોલાવ્યા અને ન મારવાનું અભય આપ્યુ. તેથી તેમણે કૃતવર્માના ઘેરથી મણિ લાવીને આપ્યો. ત્યારે ભગવાને મણિ સૌને દેખાડી તે અક્રૂરને પાછો આપ્યો છે

આમ અક્રૂરની કથા શ્રીભાગવતમાં છે. આ અક્રૂર હૃદયના સાત્વિક હોવાથી કુસંગથી રાક્ષસ ભાવ વાળા થયા હતા. તેથી ગોપીજનો કહે છે કે અક્રૂરે અહીંથી ભગવાનને મથુરા લઈ જઈ અમારા પ્રાણને બેશુદ્ધ બનાવ્યા છે. હવે તો શરીર એકલુ છે. સ્વભાવનો રાક્ષસ હોવાથી કંસના શ્રાદ્ધમા માસની જરૂર હોવાથી શું તે હવે આપણને લેવા આવ્યો છે! આવી કલ્પનાઓ સૌનાનો રથ જોતા ગોપીજનો કરે છે. પંડ-પું (सं. पिंड)—શરીર.

કડવું ૪—૧ થી ૬ કડીના ભાવ શ્રી. ભા. ૧૦-૪૭-૪,૫; ૧૦-૪૬-૧૮; ૧૦-૪૭-૭; ૧૦-૪૬-૩; ૧૦-૪૭-૨૨મા આપેલા છે. **ખેચર** વિ. (सं) આકાશમા ફરનાર, પક્ષી.

**પુંશ્ચલી** સ્રી (सं) વઠેલ સ્રી.

આ કડવામાં **સાત** દષ્ટાંતો આપ્યા છે. તે શ્રીભાગવતના ૪૪ અધ્યાયમાના છે. તે ગોપીજનો ભગવન અમારો ત્યાગ કરી ગયા છે તેના દષ્ટાંત રૂપે વ્યંગમા આપે છે. આમ કહેવાનુ કારણ

તેમને ભગવાનના વિરહનો કલેશ છે અને તે કલેશ વધતા આવી જાતના દોષો સ્ફુરે છે.

કડી ૫-કર્મ-પ્રારબ્ધ-સુખ-દુઃખ વગેરે સદ્‌ગુરુ, સદ્‌પુરુષ, અને પરમાત્માના દર્શનથી મટી જાય છે તેઓ અવળાનું સવળું કરી માનવ જીવનને ઉત્ક્રાન્ત કરે છે.

પદ ૨-શ્રીભા. ૧૦-૪૦-૨૨ અને ૨૮ મો શ્લોક. **મોરડી**-મોરલી-માર્ગી; સિદ્ધાંત-વેદાર્થના નિષ્કર્ષરૂપ વેદનું શુદ્ધ તાત્પર્ય

**કશલ** (શ) જરા પણ ખેચ પકડ (આ વિષે એમ પૂછાય તેવું મનમાં ન રાખશો )

૫—૧-૬ શ્રીભા. ૧૦-૭, ૫, ૯, ૧૦, ૧૩, ૪૧, ૪૪ શ્લોક **ઈક્ષણા સ્ત્રી ( सं )** ઈપ્સા-અભિલાષા, ઝરખ. **નવરસ**—કાવ્યશાસ્ત્રમાં વર્ણવેલા નવ-રસ, શૃંગાર, હાસ્ય, કરુણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્‌ભુત અને શાંત. **ખૂંદ્યું**-હેરાન કર્યો વીતાડ્યા. **ખમ્યું**-સ. ક્રિ. ( સં. ક્ષમ ) સહન કર્યું, આપીયું નહિ પણ આવીઅું

૫—૫ વેણવાઇ ..જય-નિધિ ભણી શ્રીભા. ૧૦-૨૬ અધ્યાયની વાત છે ) ૬-શ્રીભા. ૧૦-૪૬-૪૪, ૪૫ ૧૩,૧૯ શ્લોકના ભાવ વળી ૧૦-૨૯, ૩૦ તથા ૨૨ મા અધ્યાયના ભાવ તથા અ. ૩૯ ના ૩૫ શ્લોકનો ભાવ. હુ પાછો આવીશ એમ દૂત સાથે ભગવાને કહેવડાવ્યું. **૨ થી ૫ બુધ કરિ**—બુદ્ધિ બતાવી, ચાલાકી દેખાડી **પહિલી પ્રીતડી**—ભગવાનના દર્શનથી ગોપીજનો કૌતકાવિષ્ટ, રસાવિષ્ટ અને કામાવિષ્ટ થયા. ૬-૩ કડીમા કૌતુકાવિષ્ટ, ૬-૪ કડીમાં રસાવિષ્ટ અને ૬-૫ કડીમાં કામાવિષ્ટ ગોપીજનોના ભાવ છે

૬-૪ **અસન પણાનું**-સારાપણા વિનાનું. શ્રીભા-૧૦-૧૯-૨૨ શ્લોકમા કહ્યું છે કે "અત્યંત તેમને છેતર્યા, એમની લજ્જા છોડાવી, તેમની મશ્કરી કરી, રમકડાની જેમ તેમની દશા કરી, તેમનાં વસ્ત્રો લઈ લીધા છતાં ભગવનના દર્શનથી તે સુખી થયા.

**૬-૫ જાતાં...૨૬** (ભા. ૧૦-૩૧-૧) **त्वयि धृतासवः** આપને માટે પ્રાણ ધારણ કરનારા, અમે છીએ. માટે કલેવર-શરીર ટકવાનું કારણ-હેતુ આપ ફરીથી આવી દર્શન દેશો એ છે

ભગવાન આનંદમય છે અને પરમાનંદનું દાન કરનારા છે તે કોઇનો જીવ લેતા નથી છતા પણ વિરહાવસ્થામા થતુ સ્મરણ ઘણો કલેશ આપે છે તેથી શ્રીભાગવતમા કહ્યુ છે કે ભગવાન કાલસ્વરૂપે આયુષ્ય, મન અને ઓજસનું હરણ કરનાર છે તેનુ ભાન થાય છે. બાકી આનંદમય આપે રાસલીલા સમયે આનંદનુ દાન કર્યુ હતું, તે આનંદમય સ્વરૂપ અમને દેખાડતા નથી તેથી અમને એમ લાગે છે કે આ અમારો જીવ લઈ રહ્યા છો (ભા-૧૦-૩૧-શ્લોક **नेह किं वधः** ઉપરના સુબોધિનીજી ઉપરથી.)

**૬- ૪—જમુના ---- હર્યા**—યમુનાજી ભક્તિનુ સ્વરૂપ છે અને તેજ સ્વરૂપ છે. જે ભક્તો શ્રીયમુનાજીનુ પયપાન, અથવા જલક્રીડા (ઝીલણુ, સ્નાન) કરે છે તેના ઉપર શ્રીયમુનાજી દયા કરે છે અને પોતાના સ્વામી શ્રીકૃષ્ણને તેની આર્ત્ત જણાવે છે. વ્રજ-કુમારિકાઓએ કાત્યાયની વ્રત કરી ભગવાનના કીર્તન સાથે શ્રીયમુનાજીમા સ્નાન કર્યું અને નંદપુત્ર અમારા સ્વામી થાવ એવી અભિલાષા પ્રગટ કરી. તે શ્રીયમુનાજીએ શ્રીકૃષ્ણને જણાવી. તેથી ભગવાને માયારૂપી વસ્ત્ર લઈને તે ગોપીજનોની પોતાનામા આસક્તિ કરાવી

**૭-૧ રોસિભરિઃ**—ઉસ્કેરાઈ ને. આ રોષ થવામાં કારણ ભગવદ્ વિરહજન્ય દુઃખ છે. તેથી આ જાતના રોષમા જે કલેશ થાય છે તેથી ભગવાન વિષેનો રસ ઉત્પન્ન થાય છે આ કારણે શ્રીમહાપ્રભુજી સુબોધિનીજીમા લખે છે કે **लीलायां क्लेशो रमाय भवति** લીલામા કલેશ રસ ઉત્પન્ન કરવા માટે છે.

**બાહલાં (સં.)** બહાર ઘર બાહલા ધરિ એટને ભગવાને ધૂર્ત ચરિત્ર કરી અમને અધરામૃત પાયુ પછી અમારો ત્યાગ કર્યો આ

અધરામૃતના પાનથી લોકમા અમે વટલી ગયા, અમે જાતિ બાહ્ય થયા. (ભા. ૧૦-૪૭-૧૩ શ્લોકના સુબોધિનીજી).

૧-૨ કામણુ ન (सं कार्मण) મોહ; *गोपीमानसहारक:* ગોપીજનોના મનને હરનાર. (પુ-ના-સ ૮૭૪); વશીકરણુ (स) વશ કરવાનો જાદુ, તથી શ્રીમહાપ્રભુજી (ત્રિ-ના-ના. ૫૦મુ નામ) **भक्तवशीकरणचरित्राय नमः** ભક્તને વશ કરવાનુ જેમનું ચરિત્ર છે તેને નમસ્કાર એમ કહે છે.

૭-૩ તમો તુ.. કરુ મુન્હે:—ઉદ્ધવજીને ગોપીજનો કહે છે ભગવાન તમારા ભાઈ છે, તેણે અમને ઠગી, અધરામૃત પાયુ, ઘરથી જુદા કર્યાં, શ્રીગોકુલથી દૂર થતા પાછો કામણ કરતો ગયો, આવાં પ્રભુના વશીકરણ ચરિત્રો છે તે એક પળ પણ ભૂલી શકનાં નથી. તમે જો અમારી આ સ્થિતિમાથી અમને બચાવી શકો તેમ હો તો કોઈ ઉપાય અમને કહો **આવડ—**કુશળતા.

**ચેલી**-શ્રી શિષ્યા (કુબ્જા; અસંભવ-પુ. (सं.) અશક્યતા. ભગવનના ગુણ અને કર્મોનુ ચિન્તન કરી શકાય તેમ નથી તેવા ભગવાન છે-**अचिन्त्यगुणकर्मणे नमः** (ત્રિ. ના. બા. ૪૩) કારણ કે કુબ્જાએ ભગવાનને ચંદન ચર્ચ્યું તેના બદલામા તે લક્ષ્મીજી સમાન પદ પામી. એટલે કુબ્જત્વ વગેરે જે ભક્તના સહજ દોષ છે તે દૂર કરી પોતાની લીલાના ઉપયોગ માટે શ્રીલક્ષ્મીજી સમાન રૂપ આપ્યુ. તેથી (ત્રિ-ના. પ્રૌ. નામ ૯૬મા) **स्वलीलोपयिक-रूपाभिव्यंजकाय नमः** પોતાની લીલામા કામ આવે તેવા સૌંદર્યના પ્રકાશકને નમસ્કાર.

કુબ્જા-રાજસ ભક્ત છે. તે ત્રિવક્ર એટલે ગ્રીવા, પગ અને મધ્ય ભાગમા ત્રણ ઠેકાણે વાકા અંગવાળી છે. તે જાતિથી દાસી હતી પણ અંગલેપના કાર્યમા કુશળ હતી. તેથી કંસ તેના લેપથી ઘણો પ્રસન્ન રહેતો. ભગવાને કુબ્જા પાસે આ લેપની માગણી કરી

એટલે તેણે તે લેપ ભગવાનના અંગે ચર્ચ્યો. ભગવાનનું મધુર ઘનશ્યામ અંગ, કોમળ સ્વરૂપ, મધુરતાવાળુ હાસ્ય વાતો અને મોહક દૃષ્ટિનો અનુભવ થતા કુબ્જાનાં દેહ, ઇન્દ્રિય, અંતઃકરણ અને આત્મા વશ થયા. આથી તે ત્રિવક્રા સ્રીને ભગવાને ચાર રસ્તા વચ્ચે ( ધોરીમાર્ગમા ) સીધી કરી તેથી તે ઉત્તમ પ્રમદા બની. આ કાર્યથી ભગવાને કુબ્જાને લૌકિકમાથી અલૌકિક બનાવી આથી ભગવાન અલૌકિક સામર્થ્યવાળા છે તેમ લોકોએ જાણ્યુ.

હવે કુબ્જા સુંદર અંગવાળી અને લક્ષ્મી જેવા રૂપવાળી બની અને તેના અંગમાથી કમળ જેવી સુગંધ આવવા લાગી. તેણે કૃષ્ણને રસિક માની, તેમના વસ્ત્ર ખેંચી પોતાના ઘેર પધારવા વિનતી કરીને કહેવા લાગી કે તમે ઉત્તમ પુરુષ છો અને સૌની કામના પૂરનારા છો. ત્યારે ભગવાને કહ્યુ કે હુ જે કામે અત્રે આવ્યો છુ તે કામ પતાવીને તારા ત્યા આવીશ કારણ કે અમારે અહીં ઘર નથી એટલે માર તારો આશ્રય છે.

ભગવાન કંસવધ પછી ગુરુના ઘેર રહી વિદ્યા ભણી આવ્યા ત્યાર પછી કુબ્જાના ઘેર પધાર્યા. કુબ્જાએ કામથી પીડાતા પોતાના સ્તન અને છાતી ઉપર કૃષ્ણના ચરણ પધરાવી બહારનો અને ચરણને સૂઘી અંતઃકરણનો તાપ મટાડયો. વળી ભગવાનને આલિંગન કરી તેના કરોડો જન્મનો કામ અંગેનો તાપ હતો તે મટાડયો એટલે તેનો સર્વ પ્રકારનો કામ હવે ચાલ્યો ગયો અને તેને આનંદની પ્રાપ્તિ થઈ. આમ ગોપીજનોની અખંડ વિરહજન્ય પ્રેમભક્તિ છે તેના સમાન કુબ્જાની ક્ષણિક ભક્તિનુ (અંગ લેપનું) ફળ ભગવદ્ વિષે પ્રેમ ઉત્પન્ન કરનાર થયુ

૭-૫ પય...આત્મા-આ કડીનો ભાવ શ્રીવલ્લભાચાર્યજી આ રીતે કહે છે.

चौर्यादिकं यथापूर्वं प्रपञ्चस्मृतिशान्तये। तथा यद्दिर्मुक्त-स्वेऽपि दुःखं यच्छरयोधतः (શ્રીભા-પ્ર-૧૦૨મી કારિકા)

ગોપીજનો સ્વભાવિક સ્નેહવાળા હતા, ભગવાનમા તેમની આસક્તિ સહજ હતી, તેથી ભગવાન તેમના હૃદયમા પ્રકટ બિરાજતા હતા. પણ જ્યારે ગોપીજનોની દૃષ્ટિ બહારની થતી ત્યારે ભગવાન તેમના પ્રપચના વિસ્મરણ માટે ગોકુળમા દૂધ, નવનીત વગેરેની પહેલા ચોરી કરતા તેમ હાલ ભગવાન ગોકુળથી દૂર ગયા છે એ ભાવથી ગોપીજનોની અતર્દૃષ્ટિ હોતી નથી ત્યારે ભગવાન તેમને દુઃખ આપે છે

૮-૧ વેધી-વિ. (સ. विद्ध) વીંધાયેલી. काच्चिन्मधुकरं (ભા. ૧૦-૪૩-૧૧) ગોપીજનો ઉદ્ધવજીને ભગવાનના ગુણો વિષે કહે છે તમા તથા (ઉદ્ધવજી) ભગવાન વિષેના શ્રીગોપીજનોના હૃદયના ભાવો અને આસક્તિ જુવે છે અને તેથી તેમનુ મન ભગવાનની આ પ્રેમભક્તિમા આકર્ષાય છે. "તે વખતે કોઈ એક ગોપી પોતાને થયેલ ભગવાનના સંગમનુ ધ્યાન કરતી હતી, તેણે ભમરાને જોયો. તે એમ સમજી કે ભગવાને મધુકરને મારી પાસે દૂત તરીકે મોકલ્યો છે. તેથી તે આ પ્રમાણે બોલી."

અહીં શ્રીમહાપ્રભુજી કહે છે કે ભગવાનની સમાન ઉદ્ધવ છે તેમની આગળ ભગવાને ભ્રમરરૂપે આવી ઉદ્ધવજીને જ્ઞાની ભક્ત કરતા પ્રેમી ભક્ત કેવા હોય તે જણાવ્યુ છે. એક રીતે ઉદ્ધવની જ્ઞાનાત્મક ઉત્સવરૂપ વાણી અને ભ્રમરની પ્રેમાત્મક પરમાનંદ ભક્તિરૂપ વાણી ભગવાનની છે એટલે ભગવાન જ્ઞાન અને ભક્તિ સ્વરૂપ છે. છતા પ્રેમનો પથ નિરાળો છે એ દર્શાવવાનો પ્રભુનો ઉદ્દેશ છે. વળી જ્ઞાનનો ઉપદેશ સીધી રીતે કરી શકાય જ્યારે પ્રેમભક્તિ સીધી -(કોઈની શીખવાડેલી આવડતી નથી) નથી. તે તો પરોક્ષ રીતે ગ્રહણ થાય આમ હોવાથી ગોપીજનો ઉદ્ધવજીને સીધુ કહે તે કરતા ભ્રમરદ્વારા પરોક્ષ કહેવામા પોતાના હૃદયમાં પ્રકટ થયેલ રસ ગુપ્ત રાખી શકાય. વળી પરોક્ષ વચનોથી ઉદ્ધવજી ગોપીજનોનું સ્વરૂપ

સમજી શકે. અને પોતે ભગવાનનો સદેશ લઈ આવ્યા છે એથી ગોપીઓ ઉપર ઉપકાર કર્યો છે એવો ગર્વ ઉત્પન્ન ન થાય

શ્રીભા-૧૦-૪૭-શ્લોક ૧૨ થી ૨૧ એ ભ્રમરગીત છે. આમા નવ સગુણ અને એક નિર્ગુણ એમ દશ ભાવ વાળી ગોપીઓએ પોત પોતાના ભાવ કહ્યા છે. અને ૧૨ મા શ્લોકમા કહેનાર તામસ ત મસી ગેપી છે

આ કડવામા મધુકર શબ્દ ભમરાના અર્થમા વપરાયો છે; પણ ખરેખર ભમરો પુષ્પનો મકરંદ ખાય છે તે મકરદને પેદા કરતો નથી. તેથી તેના નામથી તે વિપરીત ગુણવાળો છે. પણ અહીં તે શબ્દ વાપરવાનુ કારણ તે ગુંજારવ કરે છે એટલે ભગવાનનો ભક્ત હોય તેમ પ્રભુના ગુણગાન કરે છે. (મધુકર સ્વર કરઈ). વળી કડી ૬મા ભમરાને મધુપ કહ્યો છે ત્યા મદ્યપ એટલે મદ્યનું પાન કરનાર કહી બતાવે છે કે યાદવો મદ્યપીનાર છે. જો કે ભગવાન ને તેમના ભક્તો મદ્યપી નથી છતા યાદવકુળમા ભગવાન પ્રગટયા છે, માટે તે પણ તેવા જ ગણાય. કારણ કે મદ્ય પીનારનું મુખ લાલ થઈ જાય છે તેમ ભ્રમરનું મુખ રાતુ શોભે છે. આમ વ્યંગમાં આ ગોપીજન દૂતના મિષથી ભ્રમરને ઉદ્દેશીને કહે છે

**૮-૩ અનુસરઈ અલીઅર ચરણઈ ..મુઝ અડીશ મા-** અહીં ગોપી કહે છે મારા ચરણને અડીશ નહિ કારણ કે આ ચરણ કમળ છે તેમા મકરદ રહેલો છે, અને તુ મધુપ હોવાથી પાન કરે। તેથી ચરણકમળ સાર વિનાના થાય તેવા ચરણકમળનો ભગવાન ભોગ કરતા નથી વળી તુ મધુપ હોવાથી મદ્ય પીનાર, તેથી મદ રહે તેવાનો સ્પર્શ કોઈ કરતું નથી. ત્રીજું આ વસંતઋતુ છે (કારણ કે ભગવાન ૧૧ વર્ષના થયા ત્યાર બાદ શ્રાવણ વદ ૧૩ના મથુરા ગયા અને શ્રાવણ વદ ૧૪ કંસ વધ કર્યો. ત્યાર પછી ૭ માસ ગુરુના ત્યા ભણી આવ્યા. તેથી મધુ માધની માસ ફાગ

ચૈત્ર મહિના વસંતના છે ). તેમા યજ્ઞો વગેરે યતા હોવાથી તે માસ ધર્મપ્રધાન છે. આમા શોભા–મોટાઈ (યજ્ઞ ક્રિયા મોટા આડંબર વાળી હોય છે ) મુખ્ય છે તે પણ તું ઉપદેશ કરવા–ધર્મ કરવા મોટાઈ બતાવવા આવ્યો હોય તો તે અમારે માન્ય નથી, કારણ અમે તો ભગવાનના ધર્મી સ્વરૂપને શરણે હોવાથી દીનતા વાળા છીએ. અમારે મોટાઈ અને મોટાઓનું કામ નથી.

આ કડવાનો અધ્યાત્મિક અર્થ આ પ્રમાણે છે ભગવાન સ્વામી, કાળ ( ભ્રમર ) તેનો દૂત અને ગોપીઓ શ્રુતિરૂપા છે હવે ભગવાન કાળથી ઋતુઓ વગેરેની રચનાથી ઓળખાય છે. વળી ઋતુઓ કાળથી પોષણ, રક્ષા અને કીચવાળી થતી હોવાથી કાળ બંધુ છે. અહીં વસંત, ગ્રીષ્મ અને વર્ષા કાળના દોષ ગોપી ગણાવે છે. પ્રથમ વસંત ઋતુના કાળની વાત કરે છે વસંતનું નામ મધુ છે. મધુ એટલે વસંતઋતુ, અને પ એટલે પોષાય છે માટે તે મધુપ કહેવાય છે તે કાળથી પોષાય છે. વળી તે કાળ કિતન એટલે ગ્રીષ્મનો બંધુ છે. ગ્રીષ્મનો ધર્મ રસને ખેંચીને સુકવવાનો છે. જ્યાં ભગવાન રમણ કરે છે તે વૃન્દાવનમા હાલ ભગવાન નથી માટે તે કાલ વૃન્દાવનને રસ વિનાનું ન કરે માટે મધુપને તે ભૂમિનો સ્પર્શ કરવા ના પાડે છે ને જ્યાથી આવ્યા ત્યાં મધુપુરીમા જા એમ કહે છે

મધુકરને મિષે ઉદ્ધવજીને ચરણનો સ્પર્શ ન કરવા સૂચવે છે. કારણ કે અહી શુષ્ક જ્ઞાનની વાતોનો આદર નથી

૫–૬ તેવી રીતે વર્ષાઋતુ પણ કાળની બંધુ છે. **દ્યૌ** (આકાશ) સપત્ની; **કુચ** મેઘો અને ચોળાએલી માળા વીજળી એ વર્ષા કાળનું રૂપક છે મેઘની ધારાઓ શ્મશ્રુ છે, જે વીજળીના લીધે કેસર જેવી કાંતિવાળી દેખાય છે. વર્ષાનો ધર્મ કીચ કરવાનો છે. તેથી કાળને કહે છે તું વૃન્દાવનનો સ્પર્શ ના કર. ગ્યૂં સ્રહ લેવા–નો ભાવાર્થ વસંત, ગ્રીષ્મ અને વર્ષાના કાળ દુષ્ટ એટલે દોષવાળા છે એમ

કહીને શરદઋતુ કાળને આદર આપે છે કારણ કે શરદઋતુમા મમગ્ર વનસ્પતિ જલ, ભૂમિ વગેરે નવપલ્લવિત, રસમય, ને કીચ વિનાની નિર્દોષ બને છે. તેથી તે ઋતુ અમારી હિત કરનારી છે કે જેમાં ભગવાન અમારી સાથે રાસ રમ્યા હતા. આ વાત કડવા છમાં વૃન્દાવન ભૂમિ, વન વનસ્પતિ, જમુના જલ એમ ત્રણ પ્રકારે વર્ણવી શરદઋતુનું પરોક્ષ વર્ણન કર્યું છે)

૮-૬ વદન રાતુ...ધરે-આ કડીનો ભાવ એવો છે કે ભમરને મૂછને ઠેકાણે રોમ હોય છે; તે પુષ્પના મકરંદ લેતા પીળા અગર લાલ બને છે. અહીં વ્યંગમાં ગોપી કહે છે ભગવાન જે કુસુમ-માળા ધરે છે તે માળા કુબ્જા સાથે રમણ કરતા ચોળાઈ જાય છે અને તેનું ચર્ચેલુ ચંદન તે માળાને લાગે છે. તે ચોળાએલી માળા પ્રસાદી હોવાથી તું સૂંઘે છે તેથી તારું વદન લાલ થયુ છે. ઉદ્ધવજી પણ તે ભગવદ્ પ્રસાદી માળા સૂંઘતા હોવાથી તેમની મુછો કેસર વર્ણી છે. તેથી તમે બન્ને અમારા ચરણોનો સ્પર્શ ના કરશો કારણ કે શોકયની ભોગવેલી વસ્તુનું સ્મરણ અમને માન ઉપજાવે છે.

૮-૫ આજ થઈ બેઠો ભ્રમરો—નંદરાયનો પુત્ર ગોવાલ હતો તે આજે મથુરામા રાજા બની બેઠો છે. વળી તેણે કુબ્જા જે દાસી હતી તેને કમલા બનાવી તેથી તેની કુસુમમાળા કુબ્જાના અંગના ચંદન સ્પર્શથી રાતી થઈ છે આમ રાજા થઈ દાસીની ભોગવેલી વસ્તુ ધારણ કરે તે નિંદનીય છે છતા તે ભગવાન છે તે ભલે લે પણ તારી મૂછો પીળી છે તેથી તું ભગવાનની પ્રસાદી લે છે અને તે રાતી મૂછો સાથે તું દૂતપણું કરવા આવ્યો છે તે બતાવે છે કે અમે જો મથુરામા આવીએ તો તેનો પ્રસાદ અમને પણ આપે!

૫૬-૩-૧-૨ ગોપીજનો કટાક્ષમા ભ્રમરને કિતવ બન્ધુ (૧૦-૪૭-૧૨) (કડવા ૧૦ કડી ૪) એટલે કપટીના બંધુ કહી ભગવાન સાથે સરખાવે છે. કારણ કે વિપ્રયોગરસમાં દૂત અને

નાયકને દોષ અપાય છે, તેથી અહીં દૂતને મધુકર કહ્યો છે અને નાયકને કિતવ કહેલ છે.

ઉદ્ધવજીનું વર્ણન ( ૧૦-૪૪-૧ ) કૃષ્ણાનુચર એ કથી કર્યું છે. હરિ-સરખું એટલે ઉદ્ધવમાં ભગવાનનું સારૂપ્ય જોઈ તે ભગવાન સમાન છે એમ વર્ણન કરે છે પછી હરિને એવે એમ કહીને ઉદ્ધવ કૃષ્ણના અનુચર હોવાથી કૃષ્ણને અનુસરનાર છે અને કૃષ્ણ જેવા શણગાર ધારણ કરનાર છે. આથી ભગવાનના છ ધર્મો ઐશ્વર્ય તેના લાંબા બાહુમાં, વીર્ય તેની નવા કમળ સરખી આંખમાં, જ્ઞાન તેના પીત-બરમાં (ભગવાનના સ્વરૂપનું આચ્છાદન કરનાર , કીર્તિ તેના કમળની માળામાં, શ્રી તેમના શોભાવાળા મુખ રવિંદમાં અને વૈરાગ્ય તેમના ઉજ્જ્વલ કુંડલ યુક્ત કાનમાં દેખાય છે.

૩-૩ હરિ કાલા તે કોણ પ્રમાણ...કલિનું સ્વરૂપ શ્યામ છે તે ઉત્કૃષ્ટ ધર્મનો આધાર નથી असममितसख्यै (૧૦-૪૭-૧૦) કાળા સાથે મિત્રતા કરવાથી ભ્રમ છે અથવા અસિત કપટીથી મિત્રતા ન કરવી એ જ ઠીક છે તેનું ફળ વિપરીત થાય. અથવા તામાસને ભાવ કૃષ્ણ વર્ણ છે. ગુજરાતી, વ્રજભાષા વગેરેના કવિઓએ ભગવાનના શ્યામ રંગ ઉપર ટકીને સુંદર પદો રચ્યા છે તેનું મૂળ આ શ્લોકમાં છે દયારામ જેવા રસિક ભક્ત કવિએ શ્યામ રંગ સમીપે ન જાવું' એ ગરબીમાં ભગવાનના અસિત રૂપની ભારે ઠેકડી કરી છે. અહીંયે પણ ભગવાન કાળા હોવાથી કેવી રીતે પ્રમાણ એટલે માન્ય કરવા યોગ્ય હોય? એમ કહે છે જેમ કોયલ કાળી છે તે પોતાના ઈંડાને કાગડીના માળામાં મૂકી આવે છે ને પોતે ઉછેરતી નથી તેથી તેનું નામ પરભૃતિકા છે. તેમ ભગવાન અમને જરાક રસ ચખાડીને પછી છોડીને મથુરા વસ્યા કારણ કે કોયલ પેઠે તેઓ કૃષ્ણવર્ણા છે.

૯-૧-૨ કાળા . કુટિલગ ભગવાન કપટથી ભર્યા છે " જેમ ભ્રમર ! ( તુ ) મકરંદનું પાન કરીને પુષ્પને છોડે છે તેમતાના જેવા

ભગવાને પોતાની ગોલ કરનારી અધર સુધા અમને પિવડાવીને અમને છોડી દીધાં છે અને તે પ્રભુ જેમને માટે અમે પતિ, છોકરાં, અને પરલોક છોડયા તે ભગવાને અમારો વિચાર પણ ન કર્યો." (૧૦-૪૭-૧૩)

**ચંપક...પરિહરાં**–ભ્રમર ચંપકની પાસે મકરંદ લેવા જતો નથી કારણ કે તેની સુંદરતા અને સુગંધમા ઉગ્રપણું છે. તેમ ભગવાને શ્રીરાધાજી ચંદ્રાવલીજી, લલિતાજી, વિશાખાજી જેવાને છોડયા.

**કૂડન.** (सं.)કપટ; છેહવું (સં.) દગો; છેહાં-કપટી

૯–૩ શ્રીકૃષ્ણે મથુરા જતા હું પાછો આવીશ તેમ દૂતદ્વારા કહેવડાવ્યુ હતુ છતા ન આવ્યા ને મથુરા જઈ કુબ્જા સાથે સંબંધ બાધ્યો એમ બે પ્રકારે છળ રમ્યા

**છેહ કરી...કૂડિ ભરા**–આ કડીઓનો ભાવ ૮ કડવાની ટીકામાં કેટલોક છે જયારે **અવસ આસન માગીયું**—કુબ્જાના ચંદનથી સ્પર્શેલી પ્રસાદી તારી માળા પિછાની, તેથી અવસ (લાચાર થઈને) આસન માગીયું (પ્રાણુની માગણી કરી છે) (એમ અમને લાગે છે.) એટલે હવે તેના વિરહમાં અમારે મરે છુટકો. કારણ કે પહેલાં તે ગોપીજનવલ્લભ હતા, પણ હવે કુબ્જાવલ્લભ થયા છે.

**૧૦-૧** બીમસિ સ. ક્રિ (सं. विश्वस्) વિશ્વાસ કરે.

**૧૦-૪ મધુપની - - - માણિવા**—જેમ ભમરાનો પુષ્પમા સ્નેહ હોય છે તેમ અમારો ને ભગવાનનો સ્નેહ સમજો. ભમરો પુષ્પનો મકરંદ લીધા પછી પુષ્પનો નાશ થાય તેની દરકાર કરતો નથી તેમ. ૧૦-૪૧-૪૦)

**૧૦-૫ કાલુ તે - - - - નિગમ કહિ.** કૃષ્ણ સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણથી સૃષ્ટિ રચવાનુ કર્મ કરે છે. તે તેનું સગુણ કાર્ય છે છતા તે કૃષ્ણ સગુણ કે નિર્ગુણ છે તે સમજી શકાતું નથી. તેથી વેદ તે પ્રભુને નેતિ નેતિ—એમ નહિ એમ નહિ–એમ કહે છે.

અથાત આદેશો નેતિ નેતિ (બૃહદા-ણ્યક ૨-૩-૬). આથી શ્રીવલ્લભાચાર્યજી ભગવાનના સ્વરૂપને વિરુદ્ધ ધર્માશ્રયી છે એમ કહે છે કારણ કે બ્રહ્મ નિર્ધર્મક ને સધર્મક, નિરાકાર ને આકાર, નિર્વિશેષ અને સવિશેષ, નિર્ગુણ અને સગુણ વગેરે રૂપે છે.

[1]નિ = નિતરા + ગમ = જ્ઞાન – સારી રીતે જ્ઞાન આપે તે નિગમ તે નિગમ પણ ભગવાન માટે નેતિ નેતિ કહે છે

૬ નટ-વેશ પ્રેમિ હરિ: **बर्हापीडं नटवरवपुः** (૧૦–૨૧–૫) એ શ્લોકનો ભાવ છે; તદુપરાંત **प्रहसितं प्रिय प्रेमवीक्षितं विहरणं च ते ध्यानमङ्गलम्** (ગોપીગીત શ્લો. ૧.) ખૂબ હસવું, પ્રેમથી જોવું, વેણુ વગાડતા તથા બીજી ક્રિયાઓ કરતા ચાલવું એમ ભગવાન ત્રિભંગલલિત સ્વરૂપે વેણુ વગાડતા અને બીજી ક્રિયા કરતા ચાલે છે ત્યારે તેમનું ધ્યાન અમને મંગલ કરનાર છે પણ હાલ ભગવાન દૂર છે તેથી પ્રેમથી જોવું, ખૂબ હસવું વગેરે ક્રિયાઓ યાદ આવતા અમને ક્ષોભ થાય છે

**૧૧-૧ થી ૭** કડીનો ભાવ ભા૦ ૧૦–૪૪–૧૭મા શ્લોકમા છે

૧૧ ૧ કૃષ્ણાવતાર પહેલા પરશુરામાવતારમા તેમણે પિતા જમદગ્નિની આજ્ઞાથી પોતાની માતા રેણુકાને મારી નાખી હતી, કારણ કે તેમણે મનથી વ્યભિચાર કર્યો હતો. જ્યારે પરશુરામે પિતાની આવી અસાધારણ આજ્ઞા માની ત્યારે તે ઋષિ પ્રસન્ન થયા ને પરશુરામને વર માગવા કહ્યું ત્યારે માતા જીવતી થાય ને મે એમને માર્યા છે તે સ્મૃતિ એમને ન રહે, એ વરદાન માગ્યુ. આ વાત વક્રોક્તિમા ગોપીજન કહે છે.

૪ વનફૂલ --- વન્ય વસ્તૂઃ—**वैराग्यबोधकोऽनन्यसात्त्विकस्थानबोधकः** (પુન્નાગ્સ ૬૮૭) વૈરાગ્ય કેવો હોય તે

(૧) વેદસ્તુતિ શ્લોક ૬ની ટીકામા

નવાસનો ધર્મ પાળીને અને વનનો નિવાસ શુદ્ધ સત્ત્વમય છે એમ નવાસ સેવી તેમણે (શ્રીરામે) જણાવ્યો. એમ કહી વક્રોક્તિમાં પૂર્પણખાનું નાક, કાપ્યાની વાત કહે છે.

૪ તાંહાં નાક - - - નારીનું-**छिन्नशूर्पनखानासः** (પુના-સ-૬૯૮) શૂર્પણખાએ કામબુદ્ધિ કરી તેથી તેના નાક કાન કાપ્યા. શૂર્પણખા અશુદ્ધ બુદ્ધિનુ રૂપ છે.

**૧૧—**૫ આસીત - - - આણિઇ-સીતાએ બાલ્યાવસ્થામાં એક પોપટ દમ્પતીને પકડેલાં. તે પૈકી પોપટી મરણ પામી તેથી પોપટે સીતાને શાપ આપ્યો કે તારા પતિ તારો ત્યાગ કરશે. તે જ પોપટ મરણ પામી અયોધ્યામાં ધોબી જન્મ્યો. તેની નિંદાથી શ્રીરામે સીતાજીને વનવાસ મોકલ્યાં. આ લીલામાં સીતાજીએ મોહથી પોપટ દમ્પતી પકડયા તે વાસના રૂપ પાપ દૂર કરવા શુદ્ધ સત્ત્વમય વનવાસ કરાવ્યો.

**૧૧-૫-૬** આદમી...અતિઘણા (ભા. ૧૦-૬-૧૦મા) શ્લોકમા લખ્યું છે. તે જગાએ પૂતનાએ અત્યંત દુર્જર વિષથી લિપ્ત તે સ્તન બાળકના મુખમા મૂકયું. તે પછી ભગવાને પણ બીજા હાથથી જોરથી તેના સ્તન પકડવા અને દબાવ્યા અને રોષ સાથે પ્રાણો સહિત તેના સ્તનનું પાન કરી લીધું. આમ એક સ્ત્રી સ્તન-પાન કરાવા આવી, ને તેમની સાથે બહારથી બહુ પ્રેમ દેખાડી વિવેક કર્યો તેના પણ જેણે પ્રાણ લીધા એવા આ કૃષ્ણ છે. આમ કટાક્ષમાં આ કહેવાયુ છે પણ સાચી વાત નીચે મુજબ છે. પૂતનાએ વ્રજના બાળકોનું ભગવાન માનીને ભક્ષણ કર્યું. આવા ભગવદ્ બુદ્ધિનાળા કાર્યને લીધે ભગવાને તેના પ્રાણ લીધા અને મોક્ષ આપ્યો. તેથી શ્રીભા. ૩-૨-૨૩મા શ્લોકમાં (**अहो बकीयं स्तनकालकूटं**) પૂતના કે જે અસાધુ અને અસતી હતી તે ભગવાનને મારવા માટે આવી અને સ્તનમાં રહેલુ દૂધ નહી પણ ઝેર ભગવાનને પાયું. છતાં

ભગવાને તેને યશોદા માતા જેવી ગતિ આપી તો પછી આ દયાળુ ભગવાન વિના કયા બીજાને શરણે જઈએ ? આધ્યાત્મિક અર્થમાં **अविद्या पूतना नष्टा अतः परं निरोध: सुगम:** અવિદ્યા રૂપી પૂતના નષ્ટ થઈ એથી ભગવાનમાં જીવનો નિરોધ સુગમ થયો.

**૧૧-૬ આપણુ...એહ તણા.** ભગવાને પૂતનાને મારી તેમ આપણને ન માર્યા તે તેનો ગુણ (આભાર) છે તે અમે સંભારીએ છીએ. અહીં ગુણ શબ્દ વક્રોક્તિમા ગોપીજન કહે છે. તે કહેવામાં એ આશય છે કે ભગવાને રાસલીલા વખતે કહ્યું હતું કે હું કદી ખોટું બોલતો નથી અને તમારા કૃત્યનો બદલો હું આપી શકું નહિ આ વચનોનો અર્થ અમે તે વખતે આ પ્રમાણે કર્યો. ભગવાન અમારી પાસે ખોટું ન બોલે અને તમારો ઋણી છું એમ કહ્યું છે, માટે તે કદી પણ અમારાથી ઉદાસીન નહિ થાય. પણ આજે અમને ખબર પડે છે કે તે રાસલીલા વખતે કહેલાં વાક્યો કપટથી બોલાયા હતા. કારણ કે અમને તેનો અનુભવ હાલ થાય છે. અત્યાર સુધી મે ખોટું કહ્યું નથી છતાં હું તમને ખોટું કહીશ. ફરી પાછો આવીશ છતાં ન આવ્યા.) તમે સારું કામ કર્યું (હું તમારો ઋણી છું એ વાક્યથી) તેવું મારાથી ન બને તે હું નહિ કરું.

બીજું બકીને મારીને અમને જીવતાં રાખ્યાં તે કાર્યમાં ગુણ છે તે પણ વક્રોક્તિ છે. પૂતના મરી તે તો છુટી; પણ અમે જંગલમાં રહેનાર છીએ. જેમ હરિણીઓ જંગલમા રહે છે, તેને મારવા પારધી હરણનો વેષ લે છે ને ગાન કરે છે તે દેખી હરિણીઓ મનમાં માને છે કે આ હરણમાં આપણા પતિ કરતા વિશેષ ગાનની શક્તિ છે તેથી પતિનું અનેગાનનું બંને સુખ તેની પાસેથી મળશે, આમ ધારી મોહથી હરિણીઓ તેની પાસે ગાન સાંભળવા જાય છે. તે વખતે પેલો બનાવટી હરણ (પારધી) બાણથી તેમને મારે છે. તેમ આ કૃષ્ણ ઈશ્વર, તે ક્ષત્રિય અને યાદવ રૂપે અવતર્યા. પાછા અમને ભોળવવા ગોપનો વેષ લઈ

નંદના પુત્ર બની ગયા. તેથી અમે જાણ્યુ કે આ ગોપ છે તે અમારું વિશિષ્ટ હિત કરશે. તેથી મૂળ ગોપોને છોડી અમે તેના થયા. જેમ પારધીએ બાણથી હરિણીઓને મારી, તેમ આ કૃષ્ણે અમને નખક્ષત કર્યા. હરિણીઓ મરણ પામી એટલે તેમને કંઈ દુઃખ ભોગવવાનું ન રહ્યું. જ્યારે અમે જીવતી રહી તેથી નખક્ષતથી તીવ્ર કામની પીડા અમને થઈ રહી છે કારણ કે કામ સ્મરણથી જાગે છે.

૧૧-૭ વૃન્દા—તે મધુદૈત્યની પુત્રી તથા જાલંધર રાક્ષસની સ્ત્રી બની હતી. તે રાક્ષસ સાથે રહેવાથી તેની વૃત્તિઓ રાક્ષસી થઈ ગઈ હતી. તેથી તે જાલંધરમા પતિવ્રત ધારણ કરી બેઠી હતી. તેથી ભગવાને જાલંધર રૂપે તેને ઠગી જાલંધરનો નાશ કર્યો, ને તે વૃન્દા સાથે લગ્ન કર્યું. જે ઉત્સવ કારતક સુદ ૧૧ પ્રબોધિની એકાદશીએ મંદિરોમા થાય છે. ખરુ જોતા વૃન્દામા (તુલસીમા) જે સુગંધ છે તે સુગંધ શ્રીરાધિકાજી ધારણ કરે છે તેથી દરેક સામગ્રી પ્રભુને સમર્પતી વખતે તુલસીપત્ર તેમા મૂકવામાં આવે છે વળી ભગવાનની વનમાળા તુલસીની બને છે.

બલિરાજાઃ—શ્રીભા. ૧૦-૪૪-૧૭ મા શ્લોકમા ગોપીજનો કહે છે કે "બલિરાજા પાસેથી બધું પડાવી કાગડાની પેઠે તેને બાંધી લીધો. આ વાક્યનો અનુવાદ કરતા બોપદેવ 'બાધિયુ બલિદાન દેતા' કરે છે.

આ બલિરાજાની કથાનું રહસ્ય સમજાવતા શ્રીમહાપ્રભુજી કહે છે કે બલિરાજા પૂજા રૂપ હતો. તેથી તેણે શ્રદ્ધાથી વામન ભગવાનની પૂજા કરી વામન અવતાર બ્રાહ્મણ રૂપે હતો. જ્યારે બલિ રાક્ષસ રજપૂત હતો, તેથી બ્રાહ્મણ યજ્ઞ કરીને રાજ્ય સ્થિર કરે છે, ને ક્ષત્રિય (રાજા) યજ્ઞની રક્ષા કરે છે એટલે પ્રજા પાલન કરે છે. આથી બન્ને વચ્ચે તુલ્યતા હોવાથી મિત્રતા થાય. તેથી તેની પાસે માગવામાં કંઈ બંધ ન હતો. વળી ભગવાન ત્રણ લોકના પતિ હોવાથી બલિ

પાસેથી ત્રણ લોક પડાવી લે તે ખોટું નથી. પણ ત્રણ લોક લીધા પછી તેને ખાડામાં ( પાતાલમાં ) નાખ્યો તે શું? તે વિષે સમજાવતાં શ્રીમહાપ્રભુજી કહે છે કે કાગડો દૂધપાક છોવરાવે તે અયોગ્ય ગણાય. તેમ આ બલિ અસુર હોવાથી ત્રિલોકીના વૈભવને યોગ્ય ન હતો. તેથી ભગવાને તેને વૈભવથી છોડાવ્યો ને પોતાની પાસે રાખ્યો. કારણ કે

**तत्र दानवदैत्यानां सङ्गात्ते भाव आसुरः**
**दृष्ट्वा मदनुभावं वै सद्य कुण्ठो विनंक्ष्यति** (ભા–૮ ૨૨–૩૬)

પાતાલમાં રહેતા દાનવ અને દૈત્યોના સંગથી તારો આસુરભાવ છે, તે મારા પ્રભાવના દર્શનથી જલદી ઓછો થઈ નાશ પામશે. તેનો આસુરભાવ નાશ કરવા તેને પાતાલમા નાખ્યો.

૧૨–૧–૨ ભગવાનનાં ગુણ અને કર્મ (લક્ષણ) કોઈથી ચિન્ત્ય કળી શકાય તેવા નથી તેથી **अचिन्त्यगुणकर्मणे नमः** ( ત્રિ. ના. બા. નામ ૪૩ ) કહ્યુ છે. વળી ભગવાનના તે અચિન્ત્ય ગુણ કર્મ વાળાં ચરિત્રો સાભળી ગહેલા ( *પ્રેમી ) થઈશું. શ્રીભા. ૧–૮–૩૫ ના શ્લોક **शृण्वन्ति गायन्ति** એ શ્લોકમા કહ્યું છે કે હે ભગવન્ જે જીવો વારંવાર આપની લીલાનું શ્રવણ કરે છે, રસપરવશ થઈ ગુણગાન કરે છે, અન્ય સમીપે તેનું ગૃણન કરે છે, સ્મરણ કરે છે, તમારી લીલાનાં વખાણ કરી તેમાં આનંદ પામે છે તે પુરુષો જ સંસારને નિવૃત્ત કરનાર તમારા ચરણ જલદીથી જોઈ શકે છે. શ્રીભાગવત–ભગવદ્ લીનાઓ સાંભળવાથી પ્રેમ થાય છે ને પ્રેમ વિના અન્ય કોઈ સાધન મુખ્ય પરમ અને મહત્ નથી. ( સર્વ–નિ. શ્લો– ૩૨૪ ) આ પ્રેમ દશામાં ભક્ત હસી ઊઠે છે, રડે છે, બરાડે છે, ગાય છે, અને ઉન્મત્ત જેમ લોકની પરવા કર્યા વિના નાચ્યા કરે છે.

*પ્રેમની મસ્ત ( ઘહેલી ) દશાનું વર્ણન શ્રીભા. ૧૧–૨–૪૦ શ્લોકમા છે

**૧૨-૩** ભગવાનમાં પ્રેમ જાગતાં દેહાત્મ બુદ્ધિનો સંશય રહે છે એટલે તેવી બુદ્ધિ રહેશે નહિ. **સાંસુ ( सं ) સંશય; ઊસરે** અ.ક્રિ. **( सं. उत्सृ )** ટળે

પ્રિયવ્રતરાજા : શ્રીભાગવતમાં તેમની કથા પંચમસ્કંધ પહેલા અધ્યાયમા છે. તે ભગવાનના ભક્ત હોવાથી આત્મામાં રમનાર હતા. તેમણે નારદજી પાસેથી બ્રહ્મજ્ઞાન મેળવ્યુ હતું. તેથી રાજ્ય કરવાનું છોડી બ્રહ્મ વિચારમાં લીન થવા વિચાર્યું પણ તેમના પિતા સ્વાયંભુવ મનુને એ વાત ન ગમી, કારણ કે પ્રિયવ્રતમાં રાજા થવાના ઘણા ગુણો હતા. તેથી રાજ્ય કરવા આજ્ઞા કરી. તે વાત પ્રિયવ્રતે ન સ્વીકારી, ત્યારે બ્રહ્માજીએ સમજાવી એમને રાજા બનાવ્યા. તેઓ વિશ્વકર્માની પુત્રી બર્હિષ્મતાને પરણ્યા, તેનાથી તેમને દશ પુત્રો ને એક ઉર્જસ્વતી નામની પુત્રી થઈ. તે વખતની ભૂમિ જલ-પ્રાય હતી. તેમાંથી આ પ્રિયવ્રત રાજાએ સાત સમુદ્ર બનાવીને સાત દ્વીપની રચના કરી. આમ પ્રિયવ્રતે ઘણા વર્ષ રાજ અને સંસારનું સુખ ભોગવ્યું પણ બ્રહ્મ-વિચારમા મન મૂળથી લાગ્યું હતું તેથી રાજ તજી સંન્યાસ લઈ વનમાં ગયા.

૧૨-૫ જે અનુચરિત-ભગવાનની લીલા કાનને અમૃતરૂપ છે તેનો એક છાંટો ફક્ત એક જ વાર હૃદયની અંદર પ્રવેશ કરે તો રાગ દ્વેષ આદિ દ્વંદ્વોનો નાશ કરે છે એટલું જ નહિ, પણ તેવો વ્યક્તિ સંન્યાસી પેઠે આચરણ કરે છે. એટલે ભાગવદ્ કથા સાંભળી સંસારમાંથી આસક્તિ નીકળી સંન્યાસી જેવું આચરણ કરે છે પણ સંન્યાસનું ફળ ઇચ્છતા નથી. કારણ કે ભગવદ્ ભક્તોનો માર્ગ તેમનાથી જુદો છે, તેથી ગોપીઓ કહે છે ભગવદ્ કથા મૂકું તો સંસારના વિષયોમા મન જાય અને જન્મોજન્મ સંસારી થાઉં

**૧૨-૬ दुस्त्यजस्तत्कथार्थः** ( શ્રીભા.-૧૦-૪૭-૧૭ ) ભગવાનની કથા રૂપ અર્થ કોઈથી છોડી શકાતો નથી, કારણ

સંસારનું ફળ તો વિષયભોગ છે જે નાશવંત છે. જ્યારે કથા અમૃત છે. તે કથા નહિ ભૂલે તે પરમાત્માને જાણીને પામશે. વળી ભગવાન સત્ત્વ, રજસ્ ને તમસ્ યે ત્રણ ગુણને આધીન નથી તેમ વાસના અને વૃત્તિઓના નાશ કરનાર છે તેથી નિર્ગુણ અને નિર્દય છે. તેવા ભગવાનના ભકતો પણ નિર્ગુણ અને નિર્દય છે. તેના ભકતો ભગવાનને પામે છે.

**૫૬ ૪-૧ હરિનિ સેવિ તે...પાઈ** [૧]હરિના પાછલ જેનુ વ્રત છે તેઓ હરિના અનુવ્રતી સેવક છે. જેવા હરિ તેવા તેઓ છે. [૨]ભગવાનના ભકતો તે જ છે કે જેઓ કથામૃતનુ પાન કરતા દેહધર્મ વિનાના થયા છે. જે દેહના ધર્મ મટાડે તે અમૃત અને જેઓના દેહના ધર્મ છુટે તે ભકતો.

**વાનાં**–સ્ત્રી (**सं. वर्णिका**) પ્રકાર; **સુહાય**-સ-ક્રિ. (**सं.**) શોભે; **પવાડા** (સં. પ્રવૃદ્ધ) પ્રશસ્તિ કાવ્ય; **રિદ્ધિવંતા**–સમૃદ્ધિવાળા; **ભંજુ**-ભંજક વિ ( (**सं.**) ભાગનાર; **સંભરું** સ-ક્રિ. ( **म-संस्मृ** ) યાદ કરવું (**प्रा. संभर.**) **જપતાપિ**–ભગવન્નામસ્મરણ વગેરેથી ભગવાનનો વિરહ તાપ થવાથી.

ભગવાનના ચરિત્રો કરતા ભગવદ્ ભકતોના ચરિત્રોની મહત્તા વિશેષ રીતે અનેક આચાર્યો, શાસ્ત્રો અને ભકતોએ ગાઈ છે. સંસ્કૃત વગેરે ભાષામા ભકતોના પ્રશંસાના શ્લોકો દુહાઓ પુષ્કળ છે. (૧) શ્રીભા.-૨-૪-૧૮ નો સુપ્રસિદ્ધ શ્લોક **किहातहूणान्** માં ભકતની આ પ્રમાણે પ્રશંસા કરી છે. " કિરાત, હૂણ, પુલિંદ, પુલ્કસ, આભીર,

---

૧. हरेरनु पश्चाद् व्रतं येषां। यथा हरिस्तथा ते। ભા. ૨–૯–૧૦ ૨. ते एव भगवद्भक्ताः ये कथामृते पीयमाने देहधर्म रहिता भवन्ति अमृतं च तदेव यद्देहधर्मनिवर्तकम्। येषां च निवर्तते त एव त्यक्त लोका भवन्ति. ૩–૨૧–૧૭

કેક, યવન અને ખસ અને બીજા પાપ કરનાર હીન જીવો જે ભગવાનનું ભજન કરનાર ભકતોનો આશ્રય કરે છે તેઓ સ્વકૃત પાપથી મુક્ત થઈ જાય છે. તેથી ભગવાન પ્રભુ વિષ્ણુ અતિ સમર્થ છે કે જે ભકતદ્વારા પણ જીવનો ઉદ્ધાર કરે છે તે પ્રભુ વિષ્ણુને મારા અનેક નમસ્કાર હો

(૨) જગમે મિલન અનૂપહે, ભગવદીયનકે સગ;
 તિનકે સંગ પ્રતાપતે, હોત સ્યામસુરંગ.

(૩) જનની જણજે ભકતજન, કાં દાતા કાં શૂર;
 નહિ તો રહેજે વાંઝણી ના ગુમાવીશ નૂર.

૪-૩ નદ-સૂનુ-નંદરાયજીના પુત્ર (પુ-ના.સ ૭૭૦)

સનકાદિકઃ—સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર એ ચાર મુનીશ્વરો બ્રહ્માજીના માનસ પુત્રો છે, અને સદાશિવના મોટાભાઈ છે. તેઓ જન્મ્યા ત્યાંથી ભગવદ્ ગાન અને ચરિત્રમા મગ્ન છે. તેથી તેઓ ગમે તેટલી ઉમરના થાય છે છતા કુમાર વયના ગણાય છે. પ્રેમલક્ષણા ભક્તિના ૧૧ પેટા પ્રકાર છે તેમા સ્મરણ આસક્તિ કરનાર ભકતજનોમા મુખ્યત્વે સનકાદિ, પ્રહલાદ, ધ્રુવ વગેરે, છે. શ્રીભાગવત (ભગવદ્ ચરિત્ર) ચૌદલોકમા વ્યાપી રહ્યુ છે. તેમા બ્રહ્મા, સનક વગેરે ઉપરના લોકમા, ધ્રુવ સુધી બૃહસ્પતિ અને ભૂમિ પર પરાશર અને પાતાળમા સંકર્ષણ ગાન કરે છે (ભા ૩-૮-૮ ઉપરના શ્રીસુબોધિનીજી). સનકાદિક મુનિવરોએ ભગવદ્ સેવા—સ્મરણથી સંસારમા પડવાનુ મન જ ના કર્યુ. તેથી શ્રીવલ્લભાચાર્યજી શ્રીકૃષ્ણના ભકતનુ સ્વરૂપ વર્ણવતા કહે છે કે "તેથી સર્વ લોકથી વિમુકત, માર્ગમા સ્થિતિ કરનારે આત્માનંદ સમુદ્રમા રહેલા કૃષ્ણનું વિશેષ ચિંતન કરવુ [૩]જ્યારે સર્વનો ત્યાગ થાય, અનન્ય ભાવ થાય,

૩. સિ. મુ શ્લોક ૧૫.

અને કૃષ્ણમા જ એક મન રહે ત્યારે કૃષ્ણ દેવ સાથે સાયુજ્ય રૂપ ફળ ફળ સત્વર જ થાય છે." સ્ત્રી, ગૃહ, પુત્ર, બન્ધુ, પ્રાણ, ધન, આલોક તથા પરલોકનો ત્યાગ કરી કૃષ્ણને વિષે પરમ ભાવ પ્રાપ્ત કરીને સદા પ્રેમમા નિમગ્ન રહે, એવો પુરુષ તો કરોડો જીવોમાં પણ અતિ દુર્લભ છે.[૪]

**ઘરભંજુ**—ભગવાન શ્રીકૃષ્ણ ઘર એટલે સસારને મટાડનાર છે.+ ' દુઃખી થઈને પણ જો કૃષ્ણને ભજે તો સર્વથા લોકનો નાશ થાય છે." "હુ જેના ઉપર અનુગ્રહ કરવા ઇચ્છું છું તેનું ધન ધીમે ધીમે હું હરણ કરુ છું." એ વાક્ય પ્રમાણે શરૂઆતમાં ભક્તના આ લોક ને પરલોકનો નાશ થાય છે. પછી તેમાં તેને વિરાગ થવાથી અને ભગવદ્ ભક્તોનો સંગ તેને થવાથી તે ભગવદ્ કૃપાને પાત્ર થાય છે. ૫.

૧૩-૧-૬ આ કડવાનો ભાવ શ્રીભા. ૧૦-૪૭-૧૭ શ્લોકમાં છે.

૧૩-૨ સ્ત્રી-જિત-આ શબ્દ ભા ૧૦-૪૪-૧૭ શ્લોકમાં આવે છે. ત્યા સ્ત્રી જીતનો અર્થ **स्त्रियो जिता अनेन** જેણે સ્ત્રીઓને જીતી છે એવા રામ. એટલે શ્રીરામ સ્વસ્ત્રી સિવાય જીતેન્દ્રિય છે. એટલે સ્ત્રીઓએ જેને જીત્યા છે એવા શ્રીરામ નથી. સીતવશ્ય નથી પણ સીતજીથી જીતાયેલા છે.

૧૩-૩ રમા...નીગમિ હે સોમ્ય, તેને તો લક્ષ્મી રૂપ વધૂ સાથે રહે છે તે પણ વક્ષસ્થળમા રહે છે (૧૦-૪૭-૨૦)

**૧૩-૪ ગાંજીઅું**-ફોસલાવ્યું. (**सं. गंजित**; કોદંડ-ના(**सं**) ધનુષ્ય; ગોરડી-સ્ત્રી. (**सं. गौरी**) ગોરા દેહવાળી સ્ત્રી.

દશમુખ—એ લંકાના રાજા રાવણનું નામ હતું તે વિશ્રવસ્ મુનિનો પુત્ર હતો. તેનો ભાઈ કુંભકર્ણ હતો. ને તેના પુત્રો નિકુંભ, કુંભ, ધુમ્રાક્ષ વગેરે હતા. તેણે ઇન્દ્રાદિ દેવોને જીતી લીધા હતા.

૪. સ. નિ. શ્લોક ૨૧૫-૨૧૬ સિ. મુ શ્લોક ૧૬.

તેની પાસે પુષ્પક વિમાન હતું તે એટલો ક્રૂર હતો કે તેનું નામ રાવણ પડયુ. રાવણ એટલે લોકોને રડાવનાર. તે પોતાની જીતથી મગ્ન થઈ તેની દશ ઇન્દ્રિયો દ્વારા આખા જગતનો ઉપભોગ કરવા લાગ્યો તેથી દશમુખ તેનુ નામ પડયુ. મુખનું મુખ્ય કાર્ય ખાવું ને બોલવુ—તેમ તેની બધી ઇન્દ્રિયો ઉપભોગમા ગરી રહી તેથી તે મુનિપુત્ર હોવા છતા રાક્ષસ થયો વનમા વસતા શ્રીરામની છાયા રૂપ સ્ત્રીને તે ઉપાડી ગયો. આથી શ્રીરામ બહુ દુઃખી થયા અને વનના મિત્રો વાનર, રીંછ વગેરે જેવા માનવોની સેના ઊભી કરી, સમુદ્ર ઉપર પુલ બાધ્યો ને લંકા જઇને તેને બાણથી માર્યો.

૧૪–૩ ચરણરજ–ભગવાનની ચરણરજ લેવાથી દેહ ભગવદીય બને છે. તેથી મોટાઓ પણ ભગવાનના ચરણકમલની રજથી સ્નાન કરવા ઇચ્છે છે તેનુ દષ્ટાંત ઉમાપતિ મહાદેવ છે. પોતાનુ તમઃ દૂર કરવા એટલે પોતાનો તમોગુણ જાય તે માટે કેવળ (ચરણની) રજથી સ્નાન નહિ મળતા તે રજ વાળા ચરણોદકથી સ્નાન કરે છે. (૧૦–૪૯–૪૩). વળી શ્રીભા–૧૦–૪૭–૫૮–૫૯–૬૨મા શ્લોકમા ગોપીની વિકળતા જોઈ ઉદ્ધવજી પરમ પ્રસન્ન થઈ તેમને નમન કરતા સ્તુતિ કરવા લાગ્યા. ' વૃન્દાવનના ઝાડમા લતા, ઔષધિ અને ગુચ્છો થાય છે. તે બધા ગોપીના ચરણની રજ ઉડીને પોતાની ઉપર પડે એ ઇચ્છાથી તેમની સેવા કરે છે હુ પણ તે ઔષધિઓમા એક થાઉ " વળી શ્લોક ૬૪ મા કહે છે કે वन्दे नन्दव्रजस्त्रीणां. હુ નંદનજતી સ્ત્રીઓની ચરણરજને નમન કરું છું, જેની હરિકથાનું ઉચ્ચ સ્વરનું ગાન ત્રણ ભુવનને પવિત્ર કરે છે." બ્રહ્માજી શ્રીભા–૧૦, ૧૪, ૩૪, શ્લોક तद्भूमिभाग्यमिह जन्म किमप्यटव्यां, આ ભૂમિમાં અને તેમા વૃન્દાવન તથા ખાસ કરીને શ્રીગોકુળમાં જન્મ થવો એ મોટું ભાગ્ય છે કારણ કે અહીં જન્મ થવાથી ભગવાનની ચરણ

રજનો તેમના ઉપર અભિષેક થાય છે. વળી આ ગોકુલ વાસીઓનું સમગ્ર જીવન ભગવદ્ અર્થે છે. તેમના ચરણુની રજ પણ ભાગ્યરૂપ જ છે. આ ભગવદ્ ચરણુરજ શ્રુતિમૃગ્ય છે. વળી ૧૦, ૩૦, ૨૯ શ્લોકમાં કહ્યું છે કે હે સખીઓ, અ હો હો હો ! શ્રીકૃષ્ણ ભગવાનના ચરણુકમળની રજ કેટલી ધન્ય છે કે જે રજને બ્રહ્મા, શિવ અને રમા દેવી પોતાના દોષો નિવૃત્ત કરવા માટે સ્વ મસ્તક ઉપર લગાડે છે.

ઉગ્ર-તપ—ગોપીજનોનું ઉગ્ર તપ એ હતું કે તેમણે પોતાનો દેહ સ્વાધીન કર્યો હતો. જેમ દોરડું હાથમાં રાખવાથી દોરડાવાળો ન કહેવાય પણ દોરડું વાપરી જાણે તે દોરડાવાળો કહેવાય. જ્ઞાનીઓ દેહને ભાર ગણે છે, ભક્તો મૂઢતાથી દેહને આત્મા માને છે જ્યારે ગોપીજનોએ ભગવાન બધાના આત્મા છે એમ જાણ્યા છતાં પતિભાવ કર્યો. પ્રહ્લાદ, નારદ વગેરે ભક્તો રાજ્ય, અને પ્રાકૃત જેવું કાર્ય જ કરે છે. બ્રહ્મભાવવાળા વશિષ્ઠાદિ મુનિઓની શુક્લ, સાવિત્ર અને યાજ્ઞિક એ ત્રણ પ્રકારની અવસ્થા છે. તેઓ મોટા સત્રો કરે, બ્રહ્મચિંતન કરે તેથી તેમને દેહ સ્વાધીન થતો નથી પણ તેના કરતા ભક્તિ અધિક છે. કારણ કે ભગવાનની કથા-અમૃતનો અજાણતાં ઉપયોગ કરવાથી અમર થવાય છે, તેમ જ અવિદ્વાનને પણ સાક્ષાત્ શ્રેય કરે છે. તેથી મુનિઓ ને શુકદેવજી જેવા મુક્તાત્માઓ આ ભાવની ઇચ્છા ભગવાનમાં પોતાનો દેહ સ્વાધીન કરવાની રાખે છે. આજ મોટું તપ છે.

૧૫-૧ શ્રીગોપિકાની પ્રેમ-ભક્તિ અનુભવી ઉદ્ધવજી દ્રવ્યા તેથી તેમના સ્નેહ-વિરહની અશ્રુ સાથે પ્રશંસા કરી, ને તેમની ચરણુરજ અડકે માટે વૃન્દાવનની વૃક્ષ વેલી થવા ઇચ્છા કરી. તથા બ્રહ્મા, શિવજી અને મુનીશ્વરો ભગવાનના ચરણુની રજ શિરપર ધરે છે એમ જણાવ્યું. હવે બ્રેહેદેવ માધવ શબ્દ લખી એમ

સૂચવે છે કે દ્રવિત થયેલા ઉદ્ધવજીએ ગોપીજનોને સાક્ષાત લક્ષ્મીજીના અંશો જોયા. માધવ શબ્દનો અર્થ મા + ધવ એટલે લક્ષ્મી પતિ -લક્ષ્મી સહિત ભગવાન ભા. ૧૦-૩૦-૪૧ શ્લોકમાં **मानप्राप्ति च माधवात्** એ સમજાવતાં શ્રીમહાપ્રભુજી લખે છે "ભગવાને ગોપીઓને જે માન આપ્યુ તે તેમના ગુણોને લીધે નહિ પણ ભગવાન લક્ષ્મીપતિ છે અને આ બધાં ગોપીજનો લક્ષ્મીજીના અંશો છે તેથી સન્માન કર્યું'.

**૧૫-૨ નાથ...પરહરી**—આ કડવાથી શ્રીઉદ્ધવજી ભાગવતીય બ્રહ્મવાદનું જ્ઞાન ગોપીજનોને કહે છે ભા. ૧૦-૪૭-૨૯મા શ્લોકમા (**भवतीनां**) ભગવાન ગોપીજનોને કહે છે કે "હું સર્વનો આત્મા, ભક્તને વશ અને સત્ય બોલનાર હોવાથી તથા સ્ત્રીજાતિ ઉપર કૃપા કરવાનો મારો સ્વભાવ હોવાથી તમારો વિયોગ સર્વ રીતે મને ક્યારે પણ નથી."

**૧૫-૩** જેમ પુષ્પમા પરિમલ-સુગંધની મુખ્યતા છે, તેમ પરમાત્માનો અનુભવ આત્મામાં થાય તેની મુખ્યતા છે. પ્રકટ પુષ્પ મલે ન મલે તેની ખાસ જરૂર નથી, તેમ પ્રત્યક્ષ શ્રીકૃષ્ણની નથી. તેથી શ્રુતિમા કહ્યું છે **यथा वृक्षस्य संपुष्पितस्य दूराद्गन्धो वाति** "જેમ સારી રીતે ફૂલ આવેલા વૃક્ષની ગંધ દૂરથી વાય છે." શ્રુતિગીતા શ્લોક ૧૭ ની ટીકા.)

**૧૫-૪ યમ કાષ્ઠ...નીસરિ**—શ્વેતાશ્વેતરોપનિષદ અ-૨ શ્લોક ૬માં **अग्नियत्राभिमथ्यते** જેમ અગ્નિ મેળવવા અરણિનું મંથન થાય છે, એમ કહ્યું છે વળી ભા ૧૦-૪૭-૩૬માં "જેમ કાષ્ઠમા અગ્નિ છે તેમ સર્વભૂતોના અંતર્હૃદયમાં રહેનાર કૃષ્ણને આપ સમીપ જોશો." આ શ્લોક સમજાવતાં શ્રીમહાપ્રભુજી કહે છે કે લાકડું અને ઘડો પૃથ્વીમાંથી થાય છે છતા ઘડો જલમાં ડૂબે છે જ્યારે લાકડું તરે છે, ઘડો બળતો નથી, લાકડું બળે છે. તેથી ""

જેવાં લાકડાં નથી. તે ઉત્પત્તિમાં પણ ભૂમિના અંશ પોતાની સમા ગ્રહણ કરતાં નથી. તેમ છતા તે બધા અગ્નિવાળા અને જલ પુષ્ટ છે. પણ બન્નેને વ્યવધાન (પડદો) કરાવનાર માયાની જે સૂક્ષ્મ પૃથ્વીના અવયવો છે. તેમાથી જળ અને અગ્નિ જાય ે ભસ્મ થાય. તે ન જાય ત્યા સુધી લાકડું કહેવાય. તેવી રીતે દેહમ જળ ઠેકાણે આસન્ય છે, પૃથ્વીના અશ સ્થાને જીવ છે. તેમ સર્વ ભગવાન બધા ચેતનમા રહી ઊભા થાય છે, ચાલે છે તે અગ્નિ સ્થાને છે. તેથી જણાય છે કે લાકડામા અગ્નિ હોવાથી મથ- કરવાથી તે પ્રકટ છે. તેમ મનુષ્યમા યોગાદિથી આત્મા પ્રકટ થાય છે તેમા આત્મા ન હોય તો પ્રકટે નહિ "

**૧૫-૫ तिलेषु तैलं दधनीव सर्पिरापः स्रोतःस्वरणीषु चाग्नि एवमात्माऽऽत्मनि गृह्यतेऽसौ सत्येनैनं तपसा योऽनुपश्यति** શ્વે. ઉ ૧ અ. ૧૫ શ્લો. જે પ્રકારે તલમા તેલ, દહીંમાં ઘી, ઝરણ જળ અને અરણીમાં અગ્નિ છે તે પ્રકારે પરમાત્મા આત્મામા છે તેને સત્ય, તપ અને ધ્યાનથી પ્રાપ્ત કરી શકાય છે. વળી ઉપનિષદમા કહ્યું છે કે **नवद्वारे पुरे देही हंसो लेलायते बहि** નવ દ્વારવાળા પુર એટલે શરીરમા અંતર્યામી રૂપથી રહેલા દે છે, જે પ્રકાશમય પરમેશ્વર (હંસ) બહાર લીલા કરી રહ્યા છે (શ્લોક-૧૮) જેમ દૂધમાં રહેલા ઘીનો સ્વાદ આવતો નથી પણ ઘી જુદું પડયા પછી દેવોનો રસ વધારે છે, તેમ ભગવાન આત્મામ છે, તેને ધ્યાનથી પ્રકટ કરો. (ભાગવત માહાત્મ્ય અ. ૨ શ્લોક ૯)

**૧૫-૬** વાસના-માયા-મોહ વિષે શ્રીમહાપ્રભુજી કહે છે કે જેમ દર્પણ પાસે હોય ત્યારે તેમા પ્રવેશેલું મુખ વિપરીત રીતે દેખાય છે. તેમ માયા સમીપ હોય ત્યારે આત્મા વિમુખ અને પરિચ્છિન્ન દેખાય. તે અન્યથા દેખાવાનું કારણ માયા જ છે. (ભા.-૩-૭-૯) વળી ભગવાન સ્વરૂપથી કૃતાર્થ કરે છે, માયાથી મોહ કરે છે. (૧-૮-૪૦)

અછતુ (सं. असत्) અણુછતું-ગુપ્ત.

**संत्यज्य सर्वविषयांस्तव पादमूलम्** ૧૦-૨૯-૩૧ શ્લોકમાં શ્રીગોપીજનો કહે છે કે અમે અગિયાર ઇન્દ્રિયોના વિષયોનો પણ વાસના સાથે ત્યાગ કરીને આપના ચરણના મૂળમાં-વૃન્દાવનમાં આવ્યાં છીએ. આવાં ગોપીજનોને ઉદ્ધવજી માયા-મોહ અને વાસના-એનો પરિચય મૂકી આત્મામાં ધ્યાન કરવાનું કહે છે

**૧૬-૧-૨. અંતર્યામી...નથી-सर्वस्य चाहं हृदि सन्निविष्टो** (ગી-૧૫ અ શ્લો. ૧૫.) મેં સર્વનાં હૃદયમાં પ્રવેશ કર્યો છે **यं ब्रह्मा** વાળા પ્રસિદ્ધ શ્લોકમાં ધ્યાન વડે ભગવાનમાં સ્થિર કરેલા મન વડે યોગી લોકો તેને જોઈ શકે છે. ભા-૧૦-૭૯-૪૯ " અગાધ બોધવાળા યોગેશ્વરો જેનું હૃદયમા ચિંતન કરે છે."

**૧૬-૩** જે યોગી નથી તે આંખથી ભગવાનને જોવા ઇચ્છે છે પણ ભગવાન પાસે (અંતરમાં) છે તે જાણતા નથી. જેમ મૃગની નાભિમાં સુગંધી યુક્ત કસ્તુરી છે છતાં તે સુગંધ માટે બહાર પથ્થરને સૂંઘે છે.

**૧૬-૪** જેમ કોઈ વ્યકિત પોતાનું રહેવાનું સ્થળ (ભુવન) ભૂલી જાય તો તેને નિત્ય આરામ લેવાનો કેમ બને ! તેમ તમે ભગવાન અંતર્યામી છે તે ભૂલી ગયાં છો, ને પ્રગટ કૃષ્ણમાં સ્નેહ કરો છો તે ભવન ભૂલવા જેવું છે. તે વાત જલ-ચંદ્રના દૃષ્ટાંતથી સમજાવે છે.

**एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः ।**
**एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत** (ત-દી. શ્લો. ૫૭ ના પ્રકાશમા)

એક જ પરમાત્મા સર્વપ્રાણીઓના આત્મામાં રહેલા છે. જેમ જલ અને ચંદ્ર પેઠે એક પરમાત્મા બહુ પ્રકારે દેખાય છે. (જેવી રીતે પાણીમાં ચંદ્રનું પ્રતિબિમ્બ ઘણે રૂપે દેખાય છે તેમ બ્રહ્મ અનેક રૂપે જણાય છે.)

પ્રભુ દરેક પ્રાણી માત્રના હૃદયમાં રહેલા છે. જેમ હાથનાં કંકણ જોવા દર્પણની જરૂર નથી. કારણ કે તે તો દષ્ટિથી સીધાં જોઈ શકાય છે તેમ ભગવાન મથુરા છે તે ભ્રમ કાઢી નાખી હૃદયમા વ્યાપી રહેલા છે તેને જુઓ.

वस्तुतो जानतामत्र कृष्णं स्थास्नु चरिष्णु च
भगवद् रूपमखिलं नान्यद् वस्त्विह किञ्चन (ત-ટી શ્લોક ૫૬).

કૃષ્ણને જાણનારને તો સ્થાવર જંગમ સર્વ ભગવદ્ રૂપ ભાસે છે. ભગવાન સિવાય બીજી કોઈ વસ્તુ નથી. ( જગત એ કૃષ્ણનું બીજું રૂપ છે. ) જે પ્રકારે આકાશમાં અનંત છિદ્રો દેખાય છે તે પ્રમાણે અક્ષરબ્રહ્મ વિષે જીવાત્મા છે. અથવા બ્રહ્મરૂપ આત્મામાં અન્તઃકરણની વૃત્તિઓ છે. જેમ ગંગાજીના તીર પર ઊભેલો ગંગાજીનો ભક્ત જેવી રીતે ગંગાજીના સ્વરૂપના દર્શન કરે છે તે પ્રમાણે અવિદ્યારૂપ ઉપાધિ નાશ પામતા અને પોતે બ્રહ્માત્મક છે એમ ભાવ થતાં જ્ઞાની પોતાના આત્મા વિષે પરબ્રહ્મ કૃષ્ણનાં દર્શન કરે છે. અર્થાત કૃષ્ણ રૂપ થાય છે. (સ. મુ શ્લો. ૧૨-૧૩) જીવને બ્રહ્મપણાની સ્ફૂર્તિ ન થવામાં કારણ અવિદ્યાનો અંતરાય છે. આ અવિદ્યા પણ ભગવાનની બાર શક્તિઓમાંની એક છે. તેનું કાર્ય ભગવત્સંબંધ ભુલાવી સંસાર બંધન કરાવવું તે છે. તે માટે વ્યોમ છિદ્ર દષ્ટાંતથી જીવનું અણુત્વ બતાવ્યું છે. જેમ આકાશમાં ક્ષુદ્ર ઉપાધિ વડે છિદ્રો જેવું દેખાય છે તેમ આત્માને વિષે ક્ષુદ્રત્વ વગેરે ધર્મો દેખાય છે. પરંતુ તે ધર્મો કંઈ બ્રહ્મના નથી. વળી **जीवानां ब्रह्मरूप त्वाद्दोषा अपि च मानसा** (શ્રુતિગી. શ્લોક -૩ ) જીવો બ્રહ્મરૂપ છે દોષો તો મનથી દેખાય છે. તેથી શ્રીભા. ૧૦-૪૭-૩૭ મા શ્લોકમાં કહ્યું છે કે "મનની વૃત્તિઓ સહિત

સમગ્ર મન મારામા રાખી મારુ અનુસ્મરણ કરતા થોડા કાળમા તમો મને પ્રાપ્ત થશો

પ૯-૫ ૧ બિહિની કેરહુ' કાહાન-મા ચિત્ત મહાભાગો (ભા ૧૦-૪૬-૩૬) જેમ કાષ્ટમા અગ્નિ રહે છે તેમ સર્વ ભૂતોના અ તર્હૃદયમા રહેનાર કૃષ્ણને આપ સમીપમા જોશો કેમકે આપ બડભાગી છો માટે ખેદ ન કરો

અણછતુ-(सं. સત્ ઉપરથી)-અવિદ્યમાન જેમ જીવને સુખ દુ ખ થાય છે તેનુ કારણ મન છે, તેમ કૃષ્ણ મધુપુર ગયા છે ને વિદ્યમાન નથી તે તમારો મોહ છે તે તો સર્વના હૃદયમા રમી રહ્યા છે "જેમ વિભ્રમ (સ્વપ્ન) મનનો વિલાસ છે તે દેખાય છે ને નાશ પામે છે, માટે ભ્રાંતિ રૂપ છે જેમ વિજ્ઞાન એક છે છતા ગુણના પરિણામથી ભેદ દેખાય છે તે માયા છે (૧૧—૧૩—૩૪)

પ—૨ લોક - એક અતીત-ભગવાને ચૌદ લોક મનથી કર્યા છે પુ-પ્ર મ૦ ગ્ર થ શ્લોક ૯મા શ્રી મહાપ્રભુજી કહે છે શ્રીહરિએ ઇચ્છા માત્રથી મન વડે પ્રવાહી સૃષ્ટિ ઉત્પન્ન કરી છે, વચન વડે વેદમાર્ગ અને કાયા વડ પુષ્ટિસૃષ્ટિ ઉત્પન્ન કરી છે **एकोऽहं बहुस्या प्रजायेय** એ શ્રુતિવાક્ય પ્રમાણે 'હુ એક રૂપે છુ તે ઘણા રૂપે થાઉ" એવી રીતે મનમા ઇચ્છા થતા ભગવાને સૃષ્ટિ રચી વળી **असतोऽधि मनो सृजत** એ શ્રુતિ કહે છે "માયાથકી મન ઉત્પન્ન કર્યુ મનથી પ્રજાપતિસર્જયા પ્રજા પતિએ પ્રજા ઉત્પન્ન કરી તે સર્વ મનમા જ રહેતુ છે"

ચૌદ લોક —ગીતા ૨-૫-૩૬ થી ૪૨ શ્લોકમા વર્ણન છે કે "ભગવાનના શરીરના અવયવોમા કાલ્પા લોકો કેડની નીચેના સાત અને જઘનની ઉપરના સાત એમ ચૌદ લોકની કલ્પના કરે છે" આ ચૌદ લોક (૧) ભૂર્લોક (૨) ભુવર્લોક (૩) સ્વર્

(૪) મહર્લોક (૫) જનલોક (૬) તપોલોક અને (૭) સત્યલોક એ સાત ઉપરના અને (૧) અતલ (૨) વિતલ (૩) સુતલ (૪) તલાતલ (૫) મહાતલ (૬) રસાતલ (૭) પાતાલ એ સાત નીચેના મળી ચૌદ લોક છે.

વસ્તુતઃ એક અદ્વૈત—શ્રીમહાપ્રભુજી ત.દી શા. શ્લોક ૯૩માં કહે છે કે अखण्डाद्वैत भाने तु सर्वं ब्रह्मैव नान्यथा. અખંડ અદ્વૈત ભાનમાં તો સર્વ બ્રહ્મ જ છે અન્યથા કંઈ નથી.

પરપંચ પંચ નિત્ય છે રે :—

प्रपंचो भगवत्कार्यस्तद्रूपो माययाऽभवत् ।
तच्छक्त्याऽविद्यया त्वस्य जीवसंसार उच्यते ॥ત. દી. નિશા. (૨૬)

संसारस्य लयो मुक्तौ न प्रपञ्चस्य कर्हिचित् ।
कृष्णस्याऽऽत्मरतौ त्वस्य लयः सर्वसुखावहः॥ ત.દા.નિ.શા. (૨૭)

પ્રપંચ (જગત) ભગવત્કાર્ય છે. પ્રભુ માયા વડે જગદ્ રૂપે બન્યા છે. પ્રભુની અવિદ્યા શક્તિ વડે જીવને સંસાર પ્રાપ્ત થાય છે. મુક્તિ થતાં સંસારનો લય છે પણ પ્રપંચનો લય નથી એટલે પ્રપંચ ને પંચ મહાભૂતો નિત્ય છે. જ્યારે કૃષ્ણની આત્મરતિમાં પ્રપંચનો લય થાય છે તે સર્વ રીતે સુખાવહ થાય છે. અહીં શ્રીમહાપ્રભુજી એમ કહે છે કે જેમ પ્રભુ પોતાની ઈચ્છાથી લીલા માટે જગત ને જીવો ઉત્પન્ન કરે છે તેમ તેનો લય પણ પોતાની ઈચ્છાથી કરે છે, જે પ્રલય કહેવાય છે.

**સદા, સત્ય તે એક અતીતઃ**—" શ્રીમહાપ્રભુજી બ્રહ્મ (ભગવાનનું) સ્વરૂપ સમજાવતાં કહે છે કે " તે બ્રહ્મ સજાતીય, વિજાતીય, સ્વગત ભેદ રહિત છે, અને નિત્ય સ્વાભાવિક સત્યાદિ હજારો ગુણોથી

ખરેખર જગત ભગવાનનું સત્ સ્વરૂપ, જીવ ભગવાનનું ચિત્સ્વરૂપ અને ભગવાન સચ્ચિદાનંદ છે તેથી જગત ને જીવ પરમાત્માથી અભિન્ન છે. આ શુદ્ધાદ્વૈત મત છે ગી-૧૫-૭ શ્લોકમાં જીવલોકમાં મારો સનાતન અંશ જીવ થયો છે **अंशो नाना व्यपदेशात्** બ્ર-સૂ-૨-૩-૪૩. બ્રહ્મમાથી અનેક જીવો નીકળ્યા અને જુદા પડયા છે. વળી અગ્નિમાથી તણખા નીકળે તેમ પરમાત્મામાથી જીવ અંશરૂપે થયા છે (મુ-ઉ-૩-૧-૧). જીવ અને પરમાત્મા એ બે સાથે રહેનારા સખા રૂપ પક્ષીઓ છે (શ્વે-ઉ. ૪-૬).

૧૭-૨ ૩૦-૫=૨૫ તત્ત્વો છોડી દો અને શુદ્ધ નિર્મલ તેજોમય પ્રભુમા મન દૃઢ કરો. શ્રીભા. ૩-૨૬-૧૦ થી ૧૫ શ્લોકમા પ્રકૃતિના તત્ત્વો સમજાવ્યાં છે. સત્ત્વ, રજ અને તમો ગુણવાળી પ્રકૃતિ અવ્યક્ત છે; તે જગદ્ રચનામા મુખ્ય હોવાથી પ્રધાન કહેવાય છે તે નિત્ય અને કાર્ય કારણ રૂપ છે. પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશ એ પાચ ભૂતો, શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધ એ પાચ વિષયો, ત્વચા દૃષ્ટિ કાન રસના અને નાસિકા એ પાંચ જ્ઞાનેંદ્રિયો, વાણી હાથ પગ ગુદા અને શિશ્ન એ પાંચ કર્મેન્દ્રિયો, મન બુદ્ધિ ચિત્ત અને અહંકાર એ ચાર અંતઃકરણના પ્રકાર અને કાળ એ બધાં પચ્ચીસ તત્ત્વો.

આ પચ્ચીસ તત્ત્વ વગરના એટલે પ્રાકૃત ધર્મ વગરના અપ્રાકૃત સ્વરૂપમા મન દૃઢ કરવું. શ્રી ગુસાંઈજી સર્વોત્તમ સ્તોત્ર શ્લોક ૧મા કહે છે.

**प्राकृतधर्मानाश्रयमप्राकृतनिखिलधर्मरूपमिति।**
**निगमप्रतिपाद्यं यत तच्छुद्धं साकृतिं स्तौमि॥**

જે પ્રાકૃત ધર્મના આશ્રય વગરનું અને સમગ્ર અલૌકિક ધર્મરૂપ છે આ પ્રમાણે વેદમાં પ્રતિપાદન કરાયેલું સાકાર, તથા શુદ્ધ સ્વરૂપ જે ભગવાન છે તેની હું સ્તુતિ કરું છું. આ પ્રકાશમય અપ્રાકૃત

, સ્વરૂપ જે તેજોમય જલહલલ ( સં. जाज्वल्) ઝળહળતું છે તેને તમે હૃદયમાં દઢ કરો. ત્યારે તે પાસે એટલે હૃદયમાં પામશો. ત. દી. નિ. શ્લો. ૯૮માં શ્રીમહાપ્રભુજી કહે છે કે " અદ્વય આત્મજ્ઞાનના દઢ જ્ઞાનથી વૈરાગ્ય થાય છે "

ઈશાવાસ્યોપનિષદમાં " અખિલ બ્રહ્માંડમાં જે કંઈ જડ, ચેતન, રૂપ જગત છે તે સર્વ ઈશ્વરથી વ્યાપ્ત છે" એમ કહ્યું છે. વળી શ્વેતાશ્વતરોપનિષદમાં **एको देवः सर्वभूतेषु गूढः** ( ૬. અ શ્લો. ૧૫ ) તે એક પરમાત્મા બધા પ્રાણીઓના હૃદયમાં ગૂઢ રૂપે રહ્યા છે. તે સર્વવ્યાપી અને સર્વ પ્રાણીઓના અંતર્ગતમા છે. વળી મુંડકોપનિષદ–૨ દ્વિતિય ખંડ શ્લોક ૯માં **हिरण्मये परे कोशे–ते** નિર્મલ ( વિરજ ) અવયવ રહિત ( નિષ્કલ ) બ્રહ્મ પ્રકાશમય પરમ કોશમાં ધામમાં ) બિરાજે છે, ને તે શુદ્ધ અને પ્રકાશ વાળામાં પ્રકાશમય છે, જેને આત્મજ્ઞાની જાણે છે. વળી તેજ ઉપનિષદમાં શ્લોક ૧૧માં બ્રહ્મનું વર્ણન કરતા કહે છે તે અમૃત સ્વરૂપ બ્રહ્મ સામે છે. તે પાછળ, જમણી બાજુ, ડાબી બાજુ, નીચે તથા ઉંચે ફેલાયેલું છે. આ જે સંપૂર્ણ જગત છે તે પણ સર્વશ્રેષ્ઠ બ્રહ્મ છે આમ પરમાત્માનું વર્ણન બ્રહ્મદેવ "ભરપૂર છે" તેમ એક શબ્દમાં કહે છે.

**નીલી–** મૂળ નીલુ ઉપરથી) નીલ રંગનું; બ્રિટું–નીચા ઘાટનું; સૂડલું. પું. ( સુડલો પોપટ; વાંકિ; ઓ સં.) વ.ચનો સૂડલું (**सं. साप्**) પકડાયું; વાહીયું અ ક્રિ. ; ઉન્નતવ છે; કલ્પના-તરંગ ઉપજાવી કાઢેલી વાત; **સંસાર**–માતાનુ પ્રપંચ, જન્મમરણની ઘટમાળ; પુણ્ય પણ, પરંતુ. **અજ્ઞાન**–ન.દ., અવિદ્યા

**૧૭-૪ પમ નીલી...વાહીયું** જેમ નમનું નીલ રૂપ પોપટ પોતાની વાણીને હવે ફલરે રટે છે, અને ... પડેલી દોરીમાં સાપ દેખાય છે, તેવી ત્રાસ થાય છે તે ... અને તેથી ઉતરાર્ધ એ ઠાકે

અહીં કવિ ઉદ્ધવજીના મુખમાથી કહેવડાવે છે કે પરમાત્મા તો **दिव्योह्यमूर्त पुरुषः** (મુ-ઉ-૨-૧-૨) દિવ્ય અને લૌકિક આકાર વિનાના છે. જ્યારે તમે તો કૃષ્ણના ત્રિભંગ લલિત સ્વરૂપથી તથા વેણુવાદનથી ગોહ પામ્યા છો તે બરાબર નથી. વળી રજ્જુ-દોરી અને સાપ બન્ને આકાર વસ્તુ છે. અને સમાન આકારવાળા છે. વળી પહેલા સર્પ જોયો છે તેથી દોરીમા સાપની ભ્રાન્તિ થાય છે. આ અધ્યારોપ છે. અધ્યારોપ એટલે જે ગુણો અમુક પદાર્થમા ન હોય તે તેમા છે એમ માનવુ જેમકે દોરીને સાપ માનવો. પછી જ્યારે ખબર પડે કે આ સાપ નથી એટલે સાપના ગુણો પણ નથી પણ દોરી છે તે અપવાદ કહેવાય. આ જાતનુ અજ્ઞાન તમો તજો. કૃષ્ણ પરમાત્મા છે પણ તેનુ રૂપ-વેણુવાદન તે મથુરા ગયા એ જે ભ્રાન્તિ-મોહ-છે, તે અજ્ઞાન તજી વિરહ મૂકી ભગવાનનું હૃદયમા ધ્યાન ધરો.

રજ્જુ સર્પ વગેરે દષ્ટાંત મનની ભ્રાંતિના છે. તે માયાનુ કાર્ય છે. મન સદ્ અસદ્ ધર્મ વાળું નથી. **नासदासीन्नो सदासीत** (શ્રુતિ) છતા સ્વભાવથી મન અસત્ એટલે ન હોય તેવા પદાર્થનો વિચાર કરનારુ છે. તે સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણથી વીંટાએલુ છે

હવે જીવ ભગવાનનું સ્વરૂપ છે તેથી જીવમા રહેલા કામ, ક્રોધ વગેરે દોષો ભગવાનમા હોય તેવી શંકાનું નિરાકરણ કરતા કહે છે કે કામ વગેરે દોષોનું મૂળ મન છે. પણ તે મનનો સ્વભાવિક ગુણ નથી. જ્યારે મન સત્ત્વ પ્રધાન હોય ત્યારે નિર્મલ હોય છે અને રજ પ્રધાન હોય ત્યારે કામમય બને છે. આમ મન પોતે શુદ્ધ હોવા છતાં સત્ત્વાદિ ગુણોથી અસત્ જેવું ભાસે છે. બાકી સર્વ બ્રહ્મ છે તે રીતે મન સત્ છે. પણ જાદુગર એક વસ્તુને બીજા પ્રકારે દેખાડે છે તેથી તે તેનો (જાદુગરનો) દોષ ગણાતો નથી તેમ મનમા

કામ વગેરે દેખાય છે, તે પરમાત્માના દોષ નથી વળી પરમાત્મા આનંદ રૂપ છે તેથી મનમા આનંદના આભાસ રૂપે કામ દેખાય છે જેમ સોનાના દાગીનામા સોનાનો વિકાર છે તેથી વિકાર જાણી તેને કોઈ તજતું નથી પણ અંદર બીજી વસ્તુનુ મિશ્રણ હોય તેને શુદ્ધ કરી ગ્રહણ કરે છે તે રીતે મનને નિર્ગુણ કરી માયાથી છોડાવી કૃષ્ણમા મન લગાડો તો સંસાર તરશો

**૧૭-૬ બ્રાઈ જીવ સમર્થ** જીવ બ્રહ્મમાથી પ્રગટ થયો છે તેથી જેવા બ્રહ્મના ગુણ તેવા જીવના ગુણ છે તે દૃષ્ટિએ જીવ સમર્થ છે જેમ અગ્નિમાથી તણખા નીકળે છે તેમ બ્રહ્મમાથી જીવની ઉત્પત્તિ છે. જીવ અજર ને અમર છે એટલે નિત્ય છે તે જીવ જ્ઞાતા અને જ્ઞાન સ્વરૂપ છે. **ज्ञ अत एव** (બ્ર-સૂ ૨-૪-૧૮) જીવ ધર્મી છે, ચૈતન્ય જ્ઞાન તેનો ધર્મ છે જીવ જ્ઞાતા છે, જ્ઞાન તેનો ધર્મ છે તેથી તે તેજોમય છે આ જીવને, (૧) યોગ (૨) જ્ઞાન અને (૩) ભગવાનનુ દર્શન જેનાથી થાય છે તે દૃષ્ટિથી, એમ ત્રણ પ્રકારે દર્શન થાય છે

પણ ભગવાન પૂર્ણાનંદ છે જ્યારે જીવ અણુ હોવાથી તેમા ભગવાનની ઇચ્છાથી આનંદ અંશ દેખતો બંધ થયો છે તેથી ભગવાનના છ ધર્મો (૧) ઐશ્વર્ય (૨) વીર્ય (૩) યશ (૪) શ્રી (૫) જ્ઞાન અને (૬) વૈરાગ્ય છે તે જીવમાથી લુપ્ત થયા છે, તેના ને બદલે (૧) દીનત્વ (૨) સર્વ દુ ખ સહન (૩) સર્વ હીનત્વ (૪ જન્માદિનો સબંધ (૫ દેહાદિમા અહબુદ્ધિ અને (૬) વિષયાસક્તિ અનુક્રમે તેનામા આવ્યા પ્રથમના ચાર દોષથી તે બંધનમા પડ્યો અને બે દોષ વડે વિપર્યય થયો વિપર્યય એટલે ઉલટા ધર્મવાળો થયો આ બે દોષો પરમાત્મામા નથી

આ અણુજીવ હૃદયમા રહી સર્વ દેહમા ચૈતન્યથી વ્યાપ્ત છે જેમ મણિ કરતા મણિપ્રભા અધિક જગ્યાએ ફેલાય છે તેનુ જીવનુ

૧ ૧ છે. હવે જ્યારે જીવમા આનંદ પ્રકટ થાય છે ત્યારે અણુ જીવ વ્યાપક થઈ શકે છે. (વિભુત્વ) વિરુદ્ધ ધર્માશ્રય વડે જીવ અણુ, પરિચ્છિન્ન છે અને ભગવત્ત્વ વડે વ્યાપક અને અપરિચ્છિન્ન છે. વળી જેમ પરમાત્મા કર્તા ભોક્તા છે તેમ તેનો અંશ હોવાથી જીવ પણ કર્તા ભોક્તા છે. બ્ર-સૂ. ૨-૩-૩૭ મા જીવ કર્તા છે કારણ કે જીવને ઉદ્દેશીને અભ્યુદય અને નિશ્રેયસનું ફળ આપનારા કર્મોનું વેદમા વિધાન છે તેથી જીવને કર્તા માનીએ તો જ શાસ્ત્રની સાર્થકતા સિદ્ધ થાય આમ જીવ ભગવદંશ હોવાથી સમર્થ છે પણ જીવમા આનદ સ્વરૂપનુ દર્શન ન થવાનુ કારણ સસરવસ્થા છે. આ અવસ્થા અહંતા મમતાત્મક છે તે જીવે અવિદ્યાથી કલ્પેલી છે. દ્વૈત બુદ્ધિ આ પ્રથક અને આ પ્રથક એવુ જ્ઞાન અવિદ્યાનું કાર્ય છે. "હું કર્તા, આ કર્મ જનિત ફલ મારુ, હું તેનો ભોક્તા" ઇત્યાદિ જીવનું જ્ઞાન ભ્રમરૂપ છે આ ભ્રમ અહંતા મમતાત્મક સસાર છે તેથી જીવ દુઃખી અને ઐશ્વર્ય રહિત થાય છે અને બદ્ધ થાય છે. આથવામા અવિદ્યાના પાચ કારણ છે. (૧) સ્વરૂપાજ્ઞાન (૨) દેહ (૩) ઇન્દ્રિય (૪) પ્રાણ (૫) અને અંતઃકરણના અધ્યાસો એ પંચપર્વાત્મક અવિદ્યા છે. જ્યારે (૧) વૈરાગ્ય (૨) સાખ્ય (૩) યોગ (૪) તપ અને (૫) પ્રેમ એ પંચપર્વાત્મક વિદ્યા છે. તે વિદ્યાથી અવિદ્યાનો નાશ થાય ત્યારે સસાર મટે છે. મસાર મટવામા દેહ વગેરે તો તેના તે જ રહે છે પણ દેહમા જે ખોટું મમત્વ હતુ તે નિવૃત્ત થાય છે.

**स आत्मानं स्वयमकुरुत** તેણે પોતે આત્માને જગત રૂપે બનાવ્યો. ને પોતે તેમા પ્રવેશ કર્યો એવી શ્રુતિ છે તેથી જગત બ્રહ્મરૂપ હોવાથી ક્યાં કોનો દોષ હોય! તેથી શ્રીમહાપ્રભુજી કહે છે જીવો બ્રહ્મરૂપ છે, અને સર્વ જગત તથા મનના દોષ પણ બ્રહ્મ છે તેથી હરિમાં દોષ કેવી રીતે હોય! ભગવાને બાર શક્તિઓ લીલા માટે રચી તેમાં અવિદ્યા-માયાને રચી છે.

મન ત્રિગુણની ઉપાધિથી મુક્ત થાય ત્યારે કૃષ્ણમય થાય. પછી કૃષ્ણ કૃષ્ણ કહેતાં મન, પ્રાણ, ઇન્દ્રિય અને આત્મા સૌ કૃષ્ણમય બને છે. આ જ કારણથી શ્રીમહાપ્રભુજી નવરત્નમાં કહે છે કેઃ—

**तस्मात् सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम**
**वदद्भिरेव सततं स्थेयम्**

( કડવા ૧૬–૬ કડીનો ભાવ અહીં લખ્યો છે. )

કડવું ૧૮

**૧૮-૧ હરિ તમો રાખું**...શ્રીભા.-૧૦ ૪૪–૩૭ "મનની વૃત્તિઓ રહિત સમગ્ર મન મારામા રાખી મારું અનુસ્મરણ કરવું. શ્વેતાશ્વેતર ઉપનિષદમા કહ્યું છે કે **तमात्मस्थं येऽनुपश्यंति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम** (અ. ૬. શ્લો. ૧૨) તે આત્મામાં રહેલા પરમેશ્વરને ધીરપુરુષ નિરંતર દેખે છે, તેઓને શાશ્વત સુખ મળે છે. બીજાઓને મળતું નથી.

**શ્રુતિઃ**—ચાર વેદની સંહિતા, બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદો આ વૈદિક કાળના ગ્રંથો છે.

**સ્મૃતિઃ**—૨૧ છે. તેના રચનાર મનુ અત્રિ પરાશર વગેરે ઋષિઓ છે. તેમાં આચાર વ્યવહાર ન્યાયનું વર્ણન છે.

**વેદાંતઃ**—વ્યાસ સૂત્રો, બ્રહ્મસૂત્રો શ્વે૦ શ્વા૦ ઉ૦ ૪ અ૦ શ્લો૦ ૧માં **य एकोऽवर्णो बहुधा शक्तियोगाद्वर्णाननेकान्निहितार्थो-दधाति.** પરમાત્મા અવર્ણ હોવા છતાં અજ્ઞાત હેતુથી વિવિધ શક્તિઓના સંબંધથી સૃષ્ટિના આદિમાં અનેક રૂપ રંગ ધારણ કરે છે, એ ઉપનિષદ વાકયનો વિસ્તાર બ્રહ્દેવ નીચેના દૃષ્ટાંતોથી સમજાવે છે.

**૧૮-૩ ભાણડ...નથી वाचारंभणं विकारो नामधेयं मृत्तिका सत्यं** (છા. ઉ. ૬–૧–૪) જેમ માટી એક હોવા છતાં તે

માટીના વાસણોના નામ જુદા જુદા હોય છે, તેમા નામ એ વિકાર છે, જ્યારે માટી સત્ય છે. તેવી રીતે લાલ, કપીલા શ્વેતરંગવ ગેરે જુદા રંગવાળી ગાય કહેવાય તે તો બોલવામા છે, બાકી તે બધી ગાયના દૂધમા ભેદ નથી

**નાંહના**–નાના પ્રકારના જુદી જુદી જાતના

**૧૮-૪ તેનિ...સંભવિ**–जन्माद्यस्य यत शास्त्रनोनित्वात् જે પરમાત્મામાથી જગતની ઉત્પત્તિ સ્થિતિ અને લય થાય છે. (બ્ર. સૂ. ૧-૧-૨)

**૧૮-૫ ઉદક...પામિઈ**–જેમ પાણીમા સિંધવ એક રસ થાય છે તેમ તમે આત્મામા કૃષ્ણ ને પરમાત્મારૂપે એક રસ થાઓ. પછી વિરહ રહેશે નહિ. બૃ. ઉ. ૨-૪ ૧૨ **यथा सैंधव** " જેમ મીઠાનો ગાગડો પાણીમા નાખવામા આવે ત્યારે પાણીમા જ લીન થઈ જાય છે તેમ હે મૈત્રેયિ ! આ અનન્ત અને અપાર મહાભૂત (આત્મા) વિજ્ઞાન ઘનમાં (અક્ષર બ્રહ્મમા) લીન થાય છે."

**૧૮-૬ વિગતિ**=વિ એટલે વિશેષ, ગતિ એટલે સમજ, મારી અને તમારી વચ્ચે આ વિશેષ સમજવા જેવું છે. કૃષ્ણ દરેકના આત્મામા અંતરરૂપે બિરાજે છે, તેનુ ધ્યાન ધરો અને પ્રત્યક્ષ કૃષ્ણ મેળવવા વિરહ ન કરો.

**૧૯-૧ ગુરુ-વાણી** એટલે પવિત્ર આચાર્યો, ઋષિઓ, મહંતો અથવા વેદો, બ્રહ્મસૂત્ર, ગીતા, શ્રીભાગવત વગેરે શાસ્ત્રોની વાણી. શ્રીમહાપ્રભુજી શ્રુતિગીતાના શ્લોક ૨૨–મા કહે છે કે " તે મહાત્માઓ સર્વ લોક ઉપર ઉપકાર કરવા માટે શ્રીકૃષ્ણને સાથે ગણીને પરિભ્રમણ કરે છે. " તેમની પવિત્ર વાણીથી સમદૃષ્ટિ મળે અને ભગવાન સર્વના હૃદયમા બિરાજે છે તે સમજાશે ને સુખદુઃખ બધુ સહન થશે. કારણ કે ભગવદ્ વિરહ રહેશે નહિ.

૧૯-૩ ઘર-વ્યવહાર.

૧૯-૪ શ્રીગી. અ ૧૫-શ્લો. ૧૬ મા કહ્યુ છે કે " લોકમા ક્ષર અને અક્ષર આ બે જ પુરુષ છે સર્વ પ્રાણીઓ ક્ષર-નાશવંત છે. કૂટસ્થ અક્ષર-અનાશવંત કહેવાય છે વળી ૧૭ મા શ્લોકમા ભગવાન કહે છે કે હુ ક્ષરથી અતીત, અને અક્ષરથી ઉત્તમ છુ તેથી લોક અને વેદમા પુરુષોત્તમ એમ પ્રસિદ્ધ છુ. તે પુરુષોત્તમ સ્વરૂપ કૃષ્ણ કોટિ બ્રહ્માડોમા જાહેર થશે.

આ કોટિ શબ્દ શ્રીમહાપ્રભુજીએ પુ ના. સ ના શ્લોક ૪૮ થી ૫૧ મા અસખ્ય-અનતવાચક તરીકે વાપર્યો છે જેમકે કોટિસૂર્ય સમપ્રભઃ, બ્રહ્મકોટિ પ્રજાપતિઃ, સુધાકોટિ સ્વાસ્થ્યહેતુઃ, કામધુક્ કોટિકામદઃ સમુદ્રકોટિ ગભીરઃ, તીર્થકોટિ સમાહ્વયઃ સુમેરુ કોટિ નિકમ્પ, કોટિબ્રહ્માડવિગ્રહઃ, કોટગશ્વમેધપાપઘ્નોઃ, વાયુકોટિ મહાબલ, કોટીન્દુ જગદાનદી, શિવકોટિ પ્રસાદકૃત. આ બાર નામ પુરુષોત્તમ પરમાત્માના છે તેમા કોટિ બ્રહ્માડ વિગ્રહ નામ ૨૧૫ મુ છે. તેનો અર્થ અસખ્ય બ્રહ્માડોરૂપ જેમનો દેહ છે અથવા કરોડો બ્રહ્માડો જેમના દેહને વ્યાપીને રહ્યા છે તેવા કૃષ્ણ છે. અહી બેહેદેવનો કહેવાનો હેતુ એ છે કે એક વખત કૃષ્ણ હૃદયમા છે તેનુ ધ્યાન તે સાચુ છે તે અનુભવશો ત્યારે તે કૃષ્ણમા કોટિ બ્રહ્માડના દર્શન થશે અથવા કોટિ બ્રહ્માડમા કૃષ્ણ વિસ્તરેલા છે તેમ માલુમ પડશે

૧૯-૫ ઉત્પત્ય ..સ્થલિઃ—**अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा** (ગી-અ-૭-૬ શ્લો ) હું સર્વ જગતનો પ્રભવ અને પ્રલય છુ ઉત્પત્તિ સ્ત્રી૦,સ) પેદાશ પ્રભવ

**માયાઃ**—ભગવાનની બાર શક્તિઓ મુખ્ય છે, શ્રી, પુષ્ટિ, ગિરા, કાંતિ, કીર્તિ, તુષ્ટિ, ઈલા, ઊર્જા, વિદ્યા, અવિદ્યા, ઇચ્છા અને માયા. માયા એ ભગવાનની સર્વ સામર્થ્ય રૂપ શક્તિ છે

તે કારા ભગવાન પોતે જગતરૂપ થયા. વિદ્યા–અવિદ્યા પણ આ માયા–શક્તિ વડે છે અને તે માયાને આધીન છે. તેથી વિદ્યાથી સ્વરૂપ-લાભ અને અવિદ્યા વડે દેહલાભ છે. તેથી ભગવાનને શરણે જે લોકો જાય છે તે માયાને તરી જાય છે. વિદ્યા–અવિદ્યાની નિવૃત્તિ થાય છે. (ગી ૭–૧૪)

અવિદ્યાથી દ્વૈત જ્ઞાન પૃથક્ પૃથક્ બુદ્ધિ જન્મે છે તેથી જીવ બદ્ધ થાય છે. તેથી ગીતાજીમા ભગવાન કહે છે જ્ઞાન અજ્ઞાનથી ઢંકાયેલુ છે અને તેથી અજ્ઞાની જીવો મોહ પામે છે (૫-૧૫)

આ અજ્ઞાન દશા-માગ-તારાનો ભ્રમ મટે ત્યારે બ્રહ્મવિદ્યા પ્રાપ્ત થાય. તેથી અવિદ્યાથી બધ અને બ્રહ્મવિદ્યાથી મોક્ષ થાય છે.

ગુરુ ભાગ-ગુરુ અગેનો ભાગ એટલે અંશ (હિસ્સો). અહીં શ્રેહેદેવ એમ કહેવા માગે છે ગુરુ પાસે જવાથી મોક્ષ અને બંધન (સંસાર)ની સમજણ આવે અને મોક્ષ બ્રહ્મવિદ્યા જે ગુરુનો હિસ્સો છે તે મળે. જેમ સૂર્ય ફરવાથી દિવસ અને રયણી-રાત્રિ બને છે તેમ ભા. ૧૦-૧૭-૨૬મા રાત અને દિવસ એ સૂર્યની અપેક્ષાએ કહેવાય છે એમ લખ્યું છે.

કડવું-૨૦. વેણુનાદ સાભળીને જે ગોપીજનો પોતાના પતિ વગેરેથી રોકાતા ભગવાન પાસે ન આવી શક્યાં, તેઓ રાસનુ સુખ મેળવી શકતા નહિ પણ તે કલ્યાણી હોવાથી મારા પરાક્રમના ચિન્તનથી મને પ્રાપ્ત થઈ. (ભા ૧૦-૪૭-૩૭) આ શ્લોક ઉપર શ્રેહેદેવ કહે છે કે અક્ષર પરમાત્મા અક્ષર-અંતર્યામી જીવમાં મળે, તથા જેમ દૂધમાં સાકર મળે, તેમ ભગવાનના ચિંતનથી તમે ભગવન્મય થઈ જશો.[1] પછી

---

१. ब्रह्मानन्दे प्रविष्टानां न भक्तिविलासः हाम्रो हि सर्वरसोद्बोधरूपः तम् । ब्रह्मानन्दे तु ह्र ॱ॰दॱयवत जले निमग्नस्य जलपानवत् अनुभवरसोऽहि भिन्नतया ॱ॰॰ी

તમને આરત (વિરહ દુઃખ) નહિ રહે પણ તેમ થવામાં મન આ પ્રમાણે ઢીલું કરવું પડે (એટલે તમે જે ભગવદ્ વિયોગનો તાપ કરો છો તે વિયોગ નથી પણ ભગવાન આત્મામા છે તેમ મન ફેરવો.) મન આવી રીતે ઢીલું કરી, ઇંદ્રિયો મારા વિષે વાળો, વિષયો ત્યજો. મન એ દૂત છે અને ગો એટલે ઇન્દ્રિયો મન દૂ થી પ્રેરાઈને વિષયોમાં જાય છે. વળી સંકલ્પવિકલ્પ (વિષયોનું ચિંતન) એ મનનો ધર્મ છે. તેથી મનને વશ કરો અને સંકલ્પ તજો.

૨૦-૩ શ્રીમહાપ્રભુજી ભા. ૩-૨૫-૧૫મા શ્લોકમાં કહે છે કે-ચિત્ત ગુણ અથવા વિષયોમાં આસક્તિવાળું અથવા રમણ કરતું હોય તો બંધ કરાવે છે અને પુરુષ એવા ભગવાનમા આસક્તિવાળું અથવા રમણ કરતું હેય તો મોક્ષ પ્રાપ્ત કરાવે છે. સ્વભાવથી જ એકજ જાતનું કારણ હોવા છતાં પોતાના ધર્મના વિષયના ભેદથી બંધ અથવા મેક્ષ પ્રાપ્ત કરાવે છે.

**૨૦-૪ ખાઈ, વિષય...ધરથકી**-(ભગ૦ અ. ૨-શ્લો ૬૭ ૬૮). ભગવાન અર્જુનને કહે છે કે વિષય ભોગવતી ઇંદ્રિયોમા મન જાય છે, જેમ જલમાં, વાયુ નાવને લઈ જાય છે તેમ તેઓ આની બુદ્ધિ હરી

---

**મચતિ:** બ્રહ્માનંદમાં પ્રવેશ પામેલાઓ ભક્તિનો વિલાસ ભોગવી શકતા નથી. હાસ્ય ખરેખર બધાય રસોને પિલવનાર છે. જેમ જળમાં ડૂબેલો માણસ જળરૂપ થઈ જવાથી જળપાનનો અનુભવ કરી શકતો નથી તેમ બ્રહ્માનંદમા પ્રવેશ પામેલા જીવોએ આનંદ અને જ્ઞાન એ બન્નેય અવ્યક્ત-અનુભવ કરી શકાય નહિ એવું હોય છે કારણ કે તેઓ બ્રહ્મરૂપ થઈ જવાથી આનંદ અને જ્ઞાન આત્મા રૂપે જ હોય છે તેથી કોઈ પણ જાતનો ભેદ ન રહેવાથી આનંદ અને જ્ઞાન અવ્યક્ત રહે છે. ખરેખર! અનુભવનો રસ તો ભિન્ન-જુદા-રહેવામાં જ મળી શકે છે. શ્રીભા. ૧૦-૨૬-૩૯ ની શ્રીસુબોધિની ટીકા-પા. ૬૯ (પ્રો. ગો. હ. ભટ્ટ તામસ ફળ પ્રકરણ)

જાય છે તેથા હે મહાભાગો, જેની ઇન્દ્રિયા વિષયામાથા સર્વ તરફથી નિગ્રહમા રાખેલી છે તની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત છે વળી ભા ૧૦-૪૭-૩૩મા શ્લોકમા કહ્યુ છે કે "સ્વપ્નની પેઠે ખોટી રીતે ઊભા થયેલા અર્થોનુ જેનાથી ધ્યાન થાય છે તે મનને રોકવુ"

૨૦-૫ સદોદિત-સદા+ઉદિત વિ (સ ) સદા પ્રકાશમય ભગવાન તેજોમય છે, ને તેમને તે સ્વરૂપે જોવાથી આનદ મળશે કઠોપનિષદ બીજી વલ્લીના ૧૫મા કહ્યુ છે કે **तस्य भासा सर्वमिद विभाति ।** તેના પ્રકાશથી આ સર્વ પ્રકાશ પામે છે **વિશ્રામ** પુ **स**) વિશ્રામાન સ્થળ અક્ષરબ્રહ્મને ગીતા૦ અ ૮-ના ૨૧મા **तद्धाम परम मम** તે મારુ પરમ ધામ છે, તને પ્રાપ્ત કરી જીવો પાછા ફરતા નથી એમ કહ્યુ છે

૨૦-૬ ભ્રમ-પુ (**स**) ભ્રાન્તિ, ગોળ ફરવુ તે, **ચરાચર** વિ (**स**) ચેતન અને જડ, **ચલિ-વિ** (**स**) ડગમગે ભા. ૧૦-૪૩-૪૧મા જેમ ગોળ ફરતા ભ્રામક નૈત્રથી પૃથ્વી ફરતી દેખાય છે તેમ ચિત્તના કર્તાપણાની બુદ્ધિથી આત્મા કર્તાપણ સ્વીકારે છે, પણ ખરી રીતે આત્મા કર્તા નથી " શ્લોક સમજાવતા શ્રીમહાપ્રભુજી કહે છે કે 'અહી ભગવાન નથી પણ મથુરામા છે, એવો તમારો ભ્રમ છે તમો આના ભ્રમને છોડીને સર્વત્ર ભગવાનને જાણો "

૫૬-૬ ભા-૧૦-૪૭-૯-૧૦ શ્લોકમા "કૃષ્ણના દૂત ઉદ્ધવજી જ્યારે વ્રજમા આ યા ત્યારે તેમણે (ગોપીજનોએ) લૌકિક ત્યજી દીધુ એમ કાયા, વાણી અને મનથી (ઉદ્ધવજીને જોતા ભગવાનની સ્મૃતિ તાજી થતા) અત્યારે ભગવાનમા પહોચ્યા અને કૃષ્ણે બાળ અને કિશોર અવસ્થામા જે લીલાઓ કરી હતી તેને યાદ કરી, ભગવાનના (**પ્રિયતા**) કર્મોનુ ગાન કરવા લાગી તથા લાજ મૂકી રડવા લાગી " એમ વર્ણન છે આ શ્લોક પ્રમાણે બ્રહ્મદેવ હવે ગોપીજનોની માનસ સ્થિતિ અને ભગવાનના ચરિત્રો ગોપીજનોના

મુખથી બોલાવે છે. અહીં બ્રહ્મવાદીય જ્ઞાની કરતાં પ્રેમીભક્તાની કક્ષા તદ્દન નિરાળી છે તેનું વર્ણન છે.

**ચિત્રામણ**-ચીતરેલી; લખિઆં-આલેખેલી

**હરિમાં પાછી આવી ઠામ**—ઉદ્ધવજી ભગવાનના સખા અને ભગવાન જેવા હતા તેમને જોતા ગોપીજનોને કૃષ્ણનું હૃદયમાં દર્શન થતા તેઓ ધ્યાનસ્થ થઈ, પણ મુહૂર્ત (બેઘડી-૪૮ મિનિટ) પછી ભગવદ્ ચરિત્ર ગાવા લાગી. શ્રીભાગવતાર્થ પ્રકરણ દશમસ્કંધ કારિકા ૧૧૦માં શ્રીમહાપ્રભુજી કહે છે કે "ભગવાનના ગુણોનું ગાન ને જ્ઞાન તે જ્યારે ભગવાન અદ્રશ્ય હોય ત્યારે થાય, જ્યારે ભગવાન પ્રત્યક્ષ હોય ત્યારે ભજન શ્રેષ્ઠ છે.

**વિરહણીયાં**-ગોપીજનોને રાસલીલા સમયે કંદર્પકોટિ લાવણ્ય પ્રભુના દર્શન થયાં છે ને તે પછી ભગવાન અદ્રશ્ય થવાથી, તે રસની અપેક્ષાથી વિરહ દુઃખ થયુ છે, તે વિરહણી ગોપીજનો છે. જેમ એક નિર્ધન માણસ હોય, તેને ધન મલે ને તે પાછું જતું રહે, ત્યારે તેનું ચિત્ત જેમ ધનની ચિંતામા જ લાગી રહે છે, તેમ ગોપીજનોનું ચિત્ત ભગવાનમાં લાગી રહ્યું અને વિરહ અવસ્થામાં ગાન કરવાથી પ્રારબ્ધ કર્મ નાશ પામ્યું, અને ઘર વગેરે પણ છૂટી ગયું. આથી વિકળતા અને બુદ્ધિની અસ્થિરતા આવી. કારણ કે એ વિરહનો સ્વભાવ જ છે. આમ થવાથી ભગવાન સર્વ ઠેકાણે છે એમ જ્ઞાન અને ગુણોનું તેમને વિસ્મરણ થયું. કારણ કે તીવ્ર વિરહ વિના ભગવાનનાં દર્શન થતાં નથી. આ જાતનો સંન્યાસ બહુ દુર્લભ છે, કેમકે તે પ્રેમથી સિદ્ધ થાય છે. આ સંન્યાસમા કષાય વસ્ત્રની જરૂર હોતી નથી. જ્યારે સંન્યાસીને તેવા વસ્ત્રનો હેતુ પોતાના સંબંધીઓ ફરીથી સંસારમાં આસક્તિ ન કરાવે તે છે. (સંન્યાસ નિર્ણય ગ્રંથ ઉપરથી). **નંદ વ્રજતણીઆં**.—નંદ ગોકુલના રાજા, સમર્થ અને ભગવાનના ભક્ત છે. વળી વ્રજ શબ્દનો

અર્ધ વ્યાપવું થાય છે. જે સર્વત્ર વ્યાપીને રહે છે તે વ્રજ. આ વ્રજ ત્રણ ગુણથી પર છે. તે જ પરબ્રહ્મ કહેવાય છે. તે સર્વત્ર વ્યાપક છે. સદાનંદ, પરમ જ્યોતિ મુક્ત આત્માઓનું સ્થાન અને અવ્યય તે છે. તેમા સદાનંદ શરીરધારી નંદના પુત્ર કૃષ્ણ વિરાજે છે. આત્મારામ, અને આપ્તકામ ભગવાનનો પ્રેમમાં પાગેલા ભક્તો અનુસરી શકે છે. તેનો આત્મા રાધા છે. તેનાથી તે રમણ કરે છે તેથી તે પરમાત્મા આત્મારામ છે તેની ગાયો, ગોપો, ગોપીઓ તથા તેમની સાથે તેનો વિહાર તે તો સદાતન (નિત્ય) છે, તેથી તે આપ્તકામ છે. આવા પરમાનંદ સ્વરૂપના ગોપીજનો છે. શ્રીભા૦ માહાત્મ્ય સ્કંદપુરાણ વૈષ્ણવ ખંડ અ-૧-શ્લો. ૧૯ થી ૨૩)

**અવિગત** વિ (सं) હાજર. ૫૬-૬-૨ તે કૃષ્ણ હૃદયમા રહેલા છે તેને ગોપીજનોએ ઓળખ્યા છે. અને તે જ કૃષ્ણ બહાર હાજર છે, તે જ બુદ્ધિથી વિચારાય છે, ચિંતન કરાય છે તેમ કવિ જણાવે છે

૫૬-૬-૩ સુધઉ—(શુદ્ધ) વિ. (सं) પવિત્ર દોષરહિત.

ગોપીજનો ઉદ્ધવજીને કહે છે કે ભગવાન નિર્દોષ છે અને પ્રપંચ (સંસાર) અનિત્ય છે તેથી તે માયાનો વિસ્તાર છે વળી હડાા તે સદાનંદ હતા, ને હવે દેખાતા નથી. જો તે પ્રભુ હાજર છે તેમ તમે કહો છો તો મથુરામા રહેલા પ્રભુ સાથે) હવે કેવી રીતે રાસ અમે રમીએ?

**સૂરીજન** પુ. (सं) પંડિતો. પંડિતોને બધું સરખું છે. કારણ કે તેઓ પરમાત્માને સગુણ—નિર્ગુણ, સાકાર—નિરાકાર વગેરે સ્વરૂપી છે તેમ માને છે. તેઓ હવે અમને પરમાત્માના દર્શન યોગથી થશે એમ કહે છે. તે તો દોરડાથી કૂવામાં કોઈને ઉતારી, ને વચમાં દોરડું કાપી નાખવા જેવું થયુ ગણાય, કારણ કે તેથી તે વચમાથી પછડાઈને મરણ પામે. પણ સત્ય વસ્તુ મેળવી શકે નહિ તે કાર્ય દુશ્મને કર્યા સમાન છે.

યોગનાં આઠ અંગ છે-યમ, નિયમ, આસન, પ્રાણાયામ અને પ્રત્યાહાર. એ આરંભનાં પાચ અગ છે; ધારણા, ધ્યાન અને સમાધિ આ ત્રણ અંગો તે પછીનાં છે. આ યોગ કરવાનો હેતુ ચિત્તની શુદ્ધિ છે ખરી રીતે મન બહુ ચંચળ હોવાથી તે કાબૂમાં આવી શકતું નથી. તેથી યોગ સિદ્ધ થતો નથી ને કદાચ યોગ સિદ્ધ થાય તો અણિમાદિ સિદ્ધિઓનું સુખ મળે. તે તો બહિર્મુખ બનાવનારૂં સુખ છે. વળી વ્યાસસૂત્રમાં યોગ સાક્ષાત્ મોક્ષ આપતો નથી એમ કહ્યું છે. આ રીતે યોગ કરવાનું કોઈ પ્રયોજન નથી. જ્યારે ભગવાનમા અમારૂં મન તન્મય છે તેને યોગ કર્યાથી શું !

**૫૬-૬-૬**-શ્રીભા. ૧૦-૪૭-૧૩ તથા ૧૦-૪૪-૪૪ શ્લોકમાં અધરસુધા પાઈ તેનું, તથા શરદ નિશામા રાસ રમાડ્યાં તેનું વર્ણન છે. શ્રીગુસાંઈજી પાચમી વિજ્ઞપ્તિના ૭મા શ્લોકમાં કહે છે કે " હે નાથ, આપે મને નિજ અધર સુધાસવ ( અમૃત-રસ ) શા માટે પીવડાવ્યો ? વળી કાનને આનદ આપનાર વેણુનો કલરવ પણ શા માટે સંભળાવ્યો ? તે આપની શરદ-રાસ લીલાનુ મોહન આકર્ષણ-મારે માટે કઠિન છે. ( લોભે લાલચ લાઆ ).

**ધરથકી**—શરૂઆતથી; શ્રીકૃષ્ણની સાથે એકાંતમાં વાતચીત, પ્રેમપૂર્વક કટાક્ષ. અને લક્ષ્મીના ધામ સમુ તેમનું વૃક્ષ:સ્થલ જોવાનો એમને લાભ લાગ્યો છે અને એ લાલચથી અમે વપેટાયાં છીએ.

**૨૧-૭-રસારું**-ન ( ) મજાનું; લહ્યું ધ્યાનપૂર્વક સ ભજ્યું; મુગ્ધ પણું-વિ ( ) મોહપણું-સામાન્ય રીતે પાંચપર્વા અવિદ્યાથી અન્ત:કરણ, પ્રાણ, ઈન્દ્રિય અને દેહ એ ચાર અધ્યાસોને સ્વરૂપ-વિસ્મરણ આ અવિદ્યાનાં પાંચ પર્વ છે. તેથી મનુષ્યને મોહ થાય છે. પરંતુ ગોપીજનોને જે મોહ થયો છે ત્યાં બીજી પાંચ વસ્તુ છે કારણ કે ભગવાનનો સંબંધ થવાથી અવિદ્યા તેમને બાધ કરી શકે

નહિ જ્યારે બીજી પાચ વસ્તુએ તેમને મોહ કર્યો તે. (૧) ગીત (૨) વેણુ, (૩) અમૃત, (૪) પદ અને (૫) ફલ છે.

ગીત દેહને, વેણુ ઇન્દ્રિયોને, અમૃત પ્રાણને, પદ–અંતઃકરણને અને ફલ એટલે શબ્દોની અસ્પષ્ટતા સ્વરૂપને એટલે આત્માને મોહ કરે છે. આ પાચ વસ્તુઓ નંદ–નંદનના સ્વરૂપ સમાન છે. તેથી અમારું મન તેનામા મુગ્ધ બન્યુ છે.

અબલ–અબળાઓ; ગાંઠય–ગ્રંથિ, અજ્ઞાનથી પડે છે. જ્યારે ગોપીજનોને જે ગ્રંથિ પડી છે તે નંદ–નંદનના સ્વરૂપના નેહ–જન્ય છે. સંકલ–કડીઓ જોડીને બનાવેલી લાંબી હાર–સાકળ; ગે પીજનો પ્રેમની સાકળે બંધાયા છે આ પ્રેમની સમજ શ્રીમહાપ્રભુજીએ ભક્તિવર્ધિની ગ્રથમા આપી છે રૂપ ગુણ અને દ્રવ્ય એ ત્રણ પ્રેમ થવામા કારણ છે. તે પ્રેમ પ્રકૃતિજન્ય હોવાથી વૈકારિક છે. આ પ્રાકૃત પ્રેમ વિનાના એટલે અપ્રાકૃત પ્રેમવાલા ભક્તથી ભગવાન વશ રહે છે. આ પ્રેમની ત્રણ અવસ્થા પ્રેમ, આસક્તિ અને વ્યસન છે અને ચોથી છેલ્લી દશા તન્મયતા છે. પ્રેમ દશામા ભક્તનો પ્રભુ પ્રત્યેનો પ્રેમ એક સરખો હોય છે, પ્રભુથી દૂર થતા તાપ ક્લેશ અને પ્રભુ પ્રાપ્તિથી સતોષ થાય છે. આ પ્રેમદશામા પ્રભુનાં દર્શન કરવાની ઇચ્છા, સ્મરણ અને મળવાની ઝંખના અને ન મળે તો ઉદ્વેગ થયા કરે છે. ઝંખના વળી આસક્તિ દશામા ભક્ત ને પ્રભુમિલન વિના વિકળતા થયા કરે છે તેથી શરીરમા પીડા, પ્રલાપ અને ઉન્માદ થયા કરે છે. જ્યારે વ્યસન દશામા ભક્ત ને ભગવાન વચ્ચે વિરહ રહેતા સામસામી હૃદય વીંધાઈ જાય છે. તેથી જડતા અને મૂર્છા થયા કરે છે. જ્યારે તન્મય દશામાં ભક્ત મૃત્યુ સદૃશ અવસ્થા ભોગવે છે. આવાં ચતુર્વિધ દશાવાળા પ્રેમવાળા ગોપીજનો છે તે પ્રેમથી કેમ રીતે મુક્ત ને! ઉંજ –નાશ પામે.

છે પ્રીત્ય - - - - પશિ—ગોપીજનો શ્રુતિરૂપા અને ઋષિરૂપા એમ બે પ્રકારનાં છે.

(૧) શ્રુતિરૂપા ગોપીકાઓ વિષે બ્રહ્માજી બૃહદ્ વામન પુરાણના ઉત્તર સ્થાનમાં કહે છે કે "હે પુત્ર ભૃગુ, ગોપીઓ સ્ત્રીઓ નથી પણ તે શ્રુતિઓ છે હુ શેષ કે શિવ એ ત્રણ તેમની બરોબરી કરી શકીએ નહિ. આ શ્રુતિઓએ સ્તોત્રથી ભગવાનને પ્રસન્ન કર્યા અને કહ્યું કે આપનાં નારાયણાદિ રૂપને અમે જાણીએ છીએ, પણ આપનુ નિર્ગુણ સ્વરૂપ વાણી અને મનથી પર છે, આનંદ માત્ર છે, તે સ્વરૂપના દર્શન કરાવો.' ત્યાર ભગવાને તેમને આનંદરૂપ અનુભવૈકવેદ્ય અક્ષર બ્રહ્મમાં રહેલું પોતાનુ સ્વરૂપ બતાવ્યું. ત્યારે શ્રુતિઓને તે સ્વરૂપમાં કામ ભાવ જાગ્યો. તેથી તે શ્રુતિઓ સારસ્વત કલ્પમા ગોપીજનો રૂપે અવતરી. તેઓ પરણેલાં હતાં તેથી અન્યપૂર્વા પણ કહેવાય છે. તેમને સર્વાત્મભાવ પ્રાપ્ત થયો હતો. તેથી ભગવાનમાં તેમની જારબુદ્ધિ ન હતી.

(૨) અલૌકિક સૌંદર્યવાળા શ્રીરામચંદ્રજીનુ સ્વરૂપ જોઈ દંડકારણ્યવાસી ૧૬૦૦૦ ઋષિઓ મોહ પામ્યા. તેથી તેમણે રમણની ઇચ્છાથી સ્ત્રી થવાની ઇચ્છા કરી. ત્યારે શ્રીરામે કહ્યું કે આ અવતારમાં હું એકપત્નીવ્રત પાળું છું તેથી હું તમારો સ્વીકાર કરી શકું એમ નથી, પણ વ્રજમા હું જ્યારે કૃષ્ણ તરીકે પ્રકટ થઈશ ત્યારે તમારા મનોરથ સિદ્ધ કરીશ. આ ઋષિઓ તે કૃષ્ણાવતારમા કુમારિકા ગોપીજનો થયાં, જેમનુ ચિર હરણલીલા અને રાસલીલામાં વર્ણન આવે છે. તેમનું બીજું નામ અનન્યપૂર્વા ગોપીજનો છે. કૂર્મ મહાપુરાણમાં કહ્યું છે કે

अग्निपुत्रामहात्मनस्तपसा स्त्रीत्वमापिरे ।
भर्तारं च जगद्योनिं वासुदेवमजं विभुम् ॥

મહાત્મા અગ્નિપુત્રોએ તપશ્ચર્યા કરીને સ્ત્રીત્વ પ્રાપ્ત કર્યું અને જગતને ઉત્પન્ન કરનાર, જન્મ વગરના, અને વ્યાપક એવા વાસુદેવ ભગવાનને ભર્તા તરીકે પ્રાપ્ત કર્યા.

(૩) **નિત્યસિદ્ધા ગોપીજનો.** શ્રીરાધિકાદિની સાથે આ ગોપીજનો પ્રકટ થાય છે.

૪) **અંતર્ગૃહગતા**—ભગવાનમા કામ બુદ્ધિવાળા હતા. આ જાર-બુદ્ધિ હોવાથી ભગવાનનો સંપૂર્ણ અનુગ્રહ પ્રાપ્ત કરી શક્યાં નહિ, અને આનંદ ભોગવી શકયા નહિ. આવા ગોપીજનોને તેમના પતિ વગેરેએ ભગવાન પાસે જવા દીધા નહિ. તેથી કૃષ્ણ વિયોગથી તેમના પ્રાણ ઘરમા નીકળી ગયા અને ભગવદ્ સાયુજ્ય પ્રાપ્ત કર્યું.

(૪) લોક ને ધર્મમા આસક્ત ગોપીજનો શંખચૂડવધ (ભા.૧૦–૩૪અ)મા તેમનું વર્ણન છે. **ચોહ્ય**—મજ્ઠ.

૨૨-૧ **અહ્ય...પ્રટિ**-વિરહ દુઃખથી પીડાતી અમને, દુઃખ મટે માટે યોગાદિ સાધનો બતાવે તેઓ અમારા વિરહનું દુઃખ ન જાણે તેથી તેમ કહે છે

**પલવટિ**—પલટવુ ઉપરથી, બદલે; **અસમધાં**—અસમાતું ઉપરથી, ન સમાય તેવા; **મન્મથ**-કામ; **આવટિ**—અ. ક્રિ (सं) અજપો થાય અથવા દેહ બદલાય; **ભવાડશું**—ગમાડશુ (મનને તે ગમવા પ્રેરશુ); **ઉપકરણ** ન. (सं) સાધન સામગ્રી; **વિહિરે**-વહોરવું ઉપરથી-માથે લે-માગી લાવે; **ડંડ** પું (सं) દંડ; **મુદ્રા** સ્ત્રીઃ सं) હઠયોગના આસનો છાપ; **ભસ્મ**-સ્ત્રી (सं) યજ્ઞની રાખ; **શિંગી**-રણ શિંગડું; **ઓસંકતા** પુ. શરમાતા-સંકોચાતા; **પટંતર**-ન. (सं) અંતરપટ, જુદાઈ; **વટિ**-(સ ક્રિ) (सं) પસાર થાય.

૨૨-૬ **વૈરાગી ભરીયાં**—શ્રી ગોપીજનો ભા ૧૦-૨૯-૩૦-૩૧ શ્લોકમાં કહે છે કે **तदर्थविनिवर्तितसर्वकामाः** ભગવાનને

માટે મુક્તિ પર્યંતની કામનાઓ વિશેષ કરીને અમે દૂર કરી છે, **संत्यज्य सर्वविषयांस्तव पादमूलम्** તથા અગીઆર ઇન્દ્રિયોના વિષયોનો પણ વાસના સાથે ત્યાગ કર્યો છે, ત્યાર પછી ભગવાનના ચરણમૂલને પ્રાપ્ત કર્યા છે. ત્યાર પછી ગોપીજનો ૩૨મા શ્લોકમા કહે છે કે **प्रेष्ठो भवांस्तनुभृतां किल बन्धुरात्मा** આપ (શ્રી કૃષ્ણ) પ્રિયતમ એટલે પ્રેમનુ પરમ સ્થાન છો, બન્ધુ છો અને દેહના નિર્વાહક છો. આ કડીમા ગોપીજનો કહે છે વૈરાગ્ય ભર્યા, સર્વ છોડી અમે શ્રીકૃષ્ણના થયા, પણ સર્વકામ છોડવા છતા ભગવાન વિષેનો કામ (વિષય) અમારા હૃદયમા ભર્યો છે, તેના ચરણમૂલમા (વૃન્દાવનમા) પ્રીત માડી રહ્યા છીએ, એના શ્રીકૃષ્ણના પ્રેમ વિયોગિનીના દિવસો અમારા હે ઉદ્ધવજી! કેમ જશે?

**૨૩-૧-૨ કહુનિ ..કિહિનિ અણસરુ'! व्रजनाथ वदन्त किं नु कुर्यां क नु यामि** "હે વ્રજનાથ આપ જ કહો હુ શુ કરુ? અને કયા જાઉ. કયા મારુ મન સ્થિર થાય? (હવડા પ્રપચ કેહિ પિરિ પરહરુ ૧) (વિજ્ઞપ્તિ ૫મી શ્લો. ૧૧)

**૨૩-પરપ'ચ**-પ્રપચ-પુ (**न**) વિસ્તાર, સસાર, જગત, છળકપટ. "સસાર અને ભગવાન એ બને એકબીજાથી વિરદ્ધ ફેલવાળા છે તેમ છતા તે બનેથી જે સુખ મળે તે ગોપીજનોને તે વખતે કૃપાથી મળ્યુ" (ભા. પ્ર. શ્લો. ૩૯૬)

**૨૩-૪ તેહના રૂપ...હશિ.** મોક્ષ એટલે જન્મ મરણમાથી છુટકારો. શુદ્ધ મુક્તિ પરબ્રહ્મને આધીન છે અને તે ભગવાનના માહાત્મ્ય-જ્ઞાન પૂર્વકની સુદૃઢ ભક્તિથી મળે છે ભક્તોનો પુરુષોત્તમના ધામ રૂપે અને જ્ઞાનીઓનો ઉપાસ્ય રૂપે અક્ષરબ્રહ્મમા પ્રવેશ થાય છે. આ અક્ષરબ્રહ્મમા પ્રવેશ શુદ્ધ સાત્ત્વિક જ્ઞાનથી પ્રાપ્ત થાય છે. આ મુક્તિ ચાર પ્રકારની છે (૧) સાલોક્ય (વૈકુંઠમા રહેવુ તે-વૈકુંઠ અક્ષરબ્રહ્મનુ સ્વરૂપ છે), સામીપ્ય (ભગવાનની સમીપમા

રહેવું તે) સારૂપ્ય (ભગવાન જેવુ રૂપ થવું તે), અને સાયુજ્ય (ભગવાન સાથે મળી જવુ તે). આ પ્રકારનો મોક્ષ ભક્તો ઈચ્છતા નથી "नेच्छन्ति सेवया पूर्णाः" સેવાએ પૂર્ણ બનેલા ભક્તો આ મોક્ષ ઇચ્છતા નથી (ભા. ૯-૪-૬૭) એમ દુર્વાસા પ્રત્યે ભગવાને કહ્યુ છે. કારણ કે नैकात्मतां मे स्पृहयन्ति (ભા ૩-૨૮ ૩૪) આ ભક્તો એકાત્મપણું (ભગવાનના સ્વરૂપ સાથે પોતાનો આત્મા મળી જાય તે સાયુજ્ય મોક્ષ) ઇચ્છતા નથી તેથી ભા. ૬-૧૭-૨૮ શ્લોકમા કહ્યું છે, "નારાયણમા પરાયણ સર્વ કોઈનાથી ડરતા નથી, સ્વર્ગ મોક્ષ અને નરકમા પણ સરખા અર્થને જોનારા છે, એટલે એમને મન સ્વર્ગ અને નરક અને મોક્ષ સર્વ સમાન છે

શ્રીમહાપ્રભુજી શ્રીભા. ૧૦-૪-૩ શ્લોક ઉપરની શ્રીસુબોધિનીજીમા લખે છે કે "બ્રહ્મપ્રાપ્તિ (મોક્ષ) તપ જ્ઞાન વગેરેથી થાય, સ્તોત્ર કરવાથી શુ ફળ? એવી શંકા ઊભી થાય તેનો ઉત્તર બ્રહ્માજી આપે છે "શબ્દ વિષયક-વેદ વિષયક-બ્રહ્મ અમને ફલરૂપ નથી પરંતુ આ પ્રત્યક્ષ દર્શન આપે છે તે જ, તે પણ પ્રાકૃત ચક્ષુ વડે જ જેના દર્શન થાય છે તે, અને તે પણ સર્વ આભુષણથી શણગારેલું, તે પણ પ્રાકૃત અલંકાર, ગુંજા મોરપિચ્છથી શોભતું, તે પણ આ ગોપબાલની અવસ્થાવાળુ, ફલ રૂપ છે." વળી ભા. ૧૦-૨૬-૩૯માં ભગવાનના રૂપનુ વર્ણન કર્યું છે કે "કેશની લટોથી ઢંકાએલું (સારૂપ્ય), કુડળોથી શોભતુ (સામીપ્ય), જેમા ગણ્ડસ્થલને વિષે રસ અને અધરમા સુધા છે (સાલોક્ય), અને હાસ્ય સહિત અવલોકનવાળું આપનું શ્રીમુખ જોઈને (સાયુજ્ય મોક્ષ) દાસ્ય ફળ મેળવ્યુ છે. જે ફળ મોક્ષમા નથી કારણ કે મોક્ષમા ભક્તિનો વિલાસ ભોગવી શકાતો નથી. જેમ જળમાં ડૂબેલો માણસ જળરૂપ થઈ જવાથી જળપાનનો અનુભવ કરી શકતો નથી તેમ બ્રહ્માનંદમાં પ્રવેશ પામેલા જીવોને આનંદ અને જ્ઞાન એ બન્નેય અવ્યક્ત છે

તેથી અનુભવ કરી શકાય નહિ એવા છે. જ્યારે ઉપરના ચાર પ્રકારના મોક્ષનું સુખ ભગવાનના શ્રીમુખદર્શનથી મલે છે.

૨૩-૫ **હારવી**–અ. ક્રિ. (હાર ઉપરથી) ગુમાવીને; **પાશ્નપુ** (સં') ફાંસો; વાદિ? લડસડતું–મત્ત રીતે ચાલતું; **શિશ** (શીશ) ન. (સં') માથું; **અવિગત** વિ. (સં') નિત્ય, હાજર.

લડસડતું બ્રહ્માંડ કાંહનડનું વર્ણન ભા. ૧૦-૯૦-૪૮ શ્લોકમા છે **स्थिरचरवृजिनघ्नः** "જે અણુ સ્થાવર અને જ ગમ (પ્રાણીઓના) પાપનો નાશ કરે છે, સુદર સ્મિતવાળા, અને પોતાના શ્રીમુખથી વ્રજ અને પુરની સ્ત્રીઓના કામદેવની વૃદ્ધિ કરતા જય પામે છે." આ પરમાત્મા "વારંવાર દર્શન આપીને અમારા મનમા કામ જાગ્રત કરે છે **दर्शयन् मुहुर्मनसि स्मरं यच्छसि**–તેથી તે સ્વરૂપ અમારાથી છોડી શકાય તેવું નથી. એ સાક્ષાત્ **बर्हापिडं नटवरवपु** વાળા સ્વરૂપને સેવા કરતા હવે અમે શું કરીએ?

૨૪-૧-૨ **ભાગી**–દૂર થઈ–આ બે કડીનો ભાવ સમજાવતાં શ્રીમહાપ્રભુજી "**एताः परतनुभृतो भुवि गोपवध्वो**" એ શ્લોકમા કહે છે કે "આ ગોપીજનોને તો અંતર્નિષ્ઠા–હૃદયમા ભગવાનની જ લગની છે. જ્યારે બહારનું જ્ઞાન આવે ત્યારે ભગવાન કયા? એમ વિરહ છે; એ બે અવસ્થા છે તે સિવાય તેમની બીજી લૌકિક અવસ્થા નથી. આવું જોઈને ઉદ્ધવ બહુ પ્રસન્ન થયા કે ભક્તે તો આમ જ રહેવું જોઈએ, તે જાણી કહ્યું કે "ખરા દેહધારીઓ આ ગોપીજનો છે, જ્ઞાનીઓ નથી. કારણ કે જ્ઞાનીઓને જ્ઞાન મેળવવા પૂરતો શરીરનો સાધન તરીકે ઉપયોગ છે. પછી દેહ ભાર રૂપ છે.

બીજું ગોપીજનો ભગવાનના સ્વરૂપ વિના મોક્ષ ઇચ્છતા નથી. તેમા મન જ્ઞાની, યોગી વગેરેનું હોય છે તેને માટે તે વાત ઉત્તમ છે.

પાંહિ—પાહિ (ન') રક્ષણ કરો.

ગોપીજનો અહીં જ્ઞાની અને ભક્તનું સ્વરૂપ સમજાવે છે, મુક્તિ—પાણીમા મીઠું ભળે તેવાથી રક્ષણ કરો. જ્યારે ભક્તિમા પણ ભાવ પ્રમાણે ભેદ ઘણા છે.

(૧) જ્ઞાન વગરના ભક્તો.
(૨) ભક્તિનું કોઈ જ્ઞાન "પ્રાજ્ઞ, શાસ્ત્રાભ્યાસી અને કૃતી એટલે ક્રિયા સામર્થ્યવાળા લોકો કૃષ્ણને ભજતા નથી" (ત-દી.-૧૬)
(૩) જ્ઞાની ભક્ત વિષે શ્રીમહાપ્રભુજી કહે છે "જે જ્ઞાની પુરુષ શ્રીકૃષ્ણનું ભજન કરે તો તેનાથી બીજો કોઈ અધિક નથી" (ત. દી-શ્લો ૧૪)
(૪) આ ત્રણ પ્રકારના કરતાં અમે જુદા ભક્ત છીએ; અમારે તો ભગવાન આવશે એ લાલચથી અમારું મન લોભી-તન્મયબન્યું છે.

પદ ૭—તીકી—સ્વરાજ-સારી ૭-૧-પૂર્વ જન્મનો ભગવાન વિષેનો પ્રેમ છે. શ્રુતિયોએ માગેલી તથા શ્રીરામાવતારમાં દંડકારણ્યના ઋષિઓની સ્વરૂપ દર્શનની લાલસાની વાત છે.

શ્રીભા. ૧૦-૪૭-૫૧ શ્લોકમા ગોપીજનો કહે છે કે "લલિત ગતિથી, ઉદાર હાસથી, લીલા પૂર્વક જોવાથી અને મીઠી વાણીથી (રાસલીલા વખતે ગોપીજનોનો પ્રેમ કેવી રીતે વિકાસ પામ્યો તેનું વર્ણન કરે છે) તેણે અમારી બુદ્ધિ હરી લીધી છે તેને અમે કેમ ભૂલી જઈએ ?" ભગવાને ત્રણ ગુણવાળી ત્રિગુણાત્મ બુદ્ધિ ગોપીજનોની હરી લીધી છે; લલિત પણે ચાલવાથી દેહાભિમાન મટાડયું, ભગવાનના હાસ્યથી મોહ થાય તેથી મન સંકલ્પ કરી શકતું નથી, તેવી રીતે ભગવાનની લીલા જોવાથી મન વિકલ્પ કરી શકતું નથી અને ભગવાનની મીઠી વાણી જ્ઞાનરૂપ છે. આમ તમ, રજ અને સત્ત્વ ગુણ ભગવાને અમારા હર્યા છે. તેથી ભગવાન પ્રત્યેની પ્રેમગાંઠ દેહ વિમુક્તિવિના થાય તેમ નથી તથા તેમની

આ ત્રણ પ્રકારની લીલા તથા સ્વરૂપ સિવાય બીજુ કશુ હૃદયમાં કે નયનમા સમાય તેવુ નથી વળી આ સિવાય બીજી જ્ઞાનની વાતો દુખદાયક છે જ્યારે તે લીલાનાનુ ગાન સુખકારક છે તેથી ભગવાન સિવાય અમારી વાણી (શુભ મન) બીજુ કઈ વિચારતી નથી

૨૫-રખે જલ ગયુ'—ભગવાન મથુરા પધારવાથી અમારો સ્નેહ (જલ) વહી જશે, મટી જશે અને અમે જ્ઞાન માર્ગી થઈશુ એમ રખે માનતા

સૂડૂ-શુદ્ધ, અસૂર-અ (सं। સાજ, મોડુ

અશુચ્યણી क्वेमाः स्त्रिया वनचरीर्व्यभिचारदुष्टाः વનમા ફરનારી, વ્યભિચાર દોષવાળી સ્ત્રીઓ કયા? એમ પોતાની જાતને ગોપીજનો જેના શુદ્ધ ભક્તો હલકી બતાવે છે

ડાલાં-વિ-બાળકની વાણી જેવા-મધુરા

૨૫-૬ ઉપકંઠ-વિ (सं) પાસેથી

૨૫-૪-૫ ભા-૧૦-૪૭-૫૪-૫૫-૫૭ શ્લોકના ભાવ "ઉદ્ધવને ભગવાનના આત્મા માની તેમણે પૂજા કરી પછી ભગવાનનુ સ્મરણ કરાવતા વિવિધ લીલાસ્થળોમા ફરવા લાગ્યા તેથી ઉદ્ધવજીને આનદ થયો પણ ગોપીજનોની કૃષ્ણના આવેશવાળી વિકળતા ઓછી ન થઈ

૨૬-પરવરિ-અ-ક્રિ सं (प्रव्रज्) જાય અગર પરવરિ (सं परिवृत, વીટળાય

૨૬-૨ શ્રીભા ૧૦-૩૮-૮ શ્લોકમા જે પદની બ્રહ્મા શિવ વગેરે દેવો, લક્ષ્મી, મુનિઓ અને ભક્તો સેવા કરે છે"

૨૬-૪ ૧) બકીપીધી-પૂતનાને સ્તનપાન કરીને મારી બક રાક્ષસની બહેન, તે ઉપરથી બકી શબ્દ થયો છે તે સ્વભાવે રાક્ષસી અને છળકપટ વાળી હતી તેણે માયાથી એક નવયૌવન સુદર સ્ત્રીનુ

રૂપ ધારણ કર્યું હતું, તેની જીભ મધ કરતા મીઠી બનાવી હતી; પણ તેનુ મુખ્ય કાર્ય એ હતું કે પવિત્ર પુરુષોને અપવિત્ર બનાવવા, અને જેઓ સ્વધર્મદ્વારા પુરુષાર્થ સાધતા હોય તેમને અવળે પાટે ચડાવી દેવા. કંસરાજાએ તેને આ કાર્ય કરવા આજ્ઞા કરી હતી. તેથી તેણે ગોકુલ અને વ્રજમા આવી અનેક બાલકોને અસદ્ વિચારો-દ્વારા કુટિલ ઝેર પાઈ મૂર્છિત કરી દીધા હતા અને પોતાનામા સમાવ્યા હતા. આ વાત ભગવાન છ દિવસના હતા છતાં જાણી ગયા હતા, કારણ કે તે ભગવાન હતા. તેથી શ્રીભા. ૩-૨-૨૩ શ્લોકમા કહ્યુ છે કે "પૂતના કે જે અસાધુ અને અસતી હતી, તે ભગવાનને મારવા માટે આવી અને સ્તનમાં રહેલું દૂધ નહિ પણ ઝેર ભગવાનને પાયુ છતા, ભગવાને તેને યશોદા જેવી ગતિ આપી તો પછી આવા દયાળુ ભગવાન વિના કયા બીજાને શરણે જઈએ?" શ્રીમહાપ્રભુજીએ પૂતના શબ્દનો અર્થ **पुतान् नयति** તથા **पुरुषान् नयति** એમ કર્યો છે. "માયા એ અસુરો છે" એવી શ્રુતિ છે તેથી અસુરો માયાની ઉપાસના કરે છે.

**૨૬-૪-વત્સાસુર**—વૃન્દાવનમા ભગવાન વેણુવાદન, ગોફણ લીલા, નૃત્યલીલા, નૃપલીલા વગેરે લીલાઓ બલરામ અને ગોપો સાથે ગૌચારણ સમયે કરતા હતા. એક દિવસે વાછડાનું રૂપ લઈ એક રાક્ષસ આવ્યો ત્યા ભગવાન હમેશાં દોષ વિનાના હોય તેમનુ પાલન કરે છે, જ્યારે આ વત્સ આસુર ભાવવાળો હતો. વળી યમની બહેન યમુનાના કાંઠા ઉપર આવ્યો જો તે યમુનાજીના જલનું પાન કરે તો શુદ્ધ થાય પણ તેણે તેમ ન કર્યું. તેથી ભગવાને તેને પાછલા પગોથી પૂંછડી સાથે ફેરવી કોઠાના ઝાડ ઉપર ફેંક્યો. ત્યારે કોઠા સાથે તે અસુર ભોય પડયો. ત્યારે તેના પ્રાણ અંત-રિક્ષમાં (વચમાં) ચાલ્યા ગયા. આમ કરવાથી જે વાછરડાઓમાં આસુર ભાવ હતો તે ચાલ્યો ગયો. વળી વૃન્દાવનમાં કાંટા અને

પત્થરોવાળાં ખેતરો હતાં, જેથી ગાયોને અરવા માટે તથા ગોવાલોને ચરાવવા માટે દુઃખરૂપ હતું. તેથી તે ખેતરોમાંથી તે વસ્તુઓ દૂર કરી ભગવાને વૃન્દાવનને રસાળ બનાવ્યુ. કોઈપણ દોષ ભગવદીયોના સંગથી શુદ્ધ બને છે. વત્સાસુરને ગોપાલ અને ગાયોનો સંગ થવાથી તેનો ભગવાનના કરનો સ્પર્શ થયો અને તેની દુષ્ટ બુદ્ધિ હોવાથી તેના સ્વરૂપનો નાશ થયો. (ભા-૧૦-૧૧-૪૪ શ્લોક)

**૨૬-૫ બકાસુર**-સામાન્ય રીતે માણસોમાં દંભ રહેલો છે. પણ ગોપાલોએ શ્રીયમુનાજલ પીવાથી શુદ્ધ બન્યા હતા. તેમનામાથી દંભ જતો રહ્યો હતો આ દંભનું સર્વ સામાન્ય પ્રસિદ્ધ રૂપ બક (બગલો) છે. આ દંભરૂપ બકને શ્રીયમુનાજીના કાંઠા ઉપર વજ્રથી ભાંગી પડેલા પર્વતના શિખરના જેવો ગોપાલોએ જોયો. તેથી તેઓ ભય પામ્યા. તે બગલાની બે ચાંચો લોભ અને અસત્ય રૂપ હતી. તે બે ચાંચોથી તે આનંદ અને સત્યને ગળી જતો હતો. તે દંભ રૂપ મોટો બકાસુર ઝડપથી શ્રીકૃષ્ણને ગળી ગયો. પણ ભગવાન તો આનંદ અને સત્ય સ્વરૂપ છે તેમણે દંભનો દાહ કરવા ગળામાં જઈ પોતે અગ્નિરૂપ બન્યા. તેથી બકાસુરે ભગવાનને પોતાના ગળામાથી બહાર કાઢી નાખ્યા ગળું કંઠ વાણીનું સ્થાન છે અને દંભ પણ વાણીથી થાય છે, તેથી દંભવાળી વાણીનો નાશ થાય તે માટે કંઠમાં બળતરા કરી. હવે તે દંભરૂપ અસુર ક્રોધ કરી ભગવાનને ચાચથી પીડા કરવા માંડયો. આથી તેની અસત્ય અને લોભ રૂપ બે ચાંચો પકડી ભગવાને તે બકને ચીરી નાખ્યો. (આ કથા ભા—૧૦-૧૧-૩૫-થી ૪૪ શ્લોક સુધી છે)

**૨૬-૫ વીનરડી વીદારીરયું**-તે જંગલી બગલાને બે ચાંચ પકડીને ચીરી નાખ્યો.

**૨૬-૫ અઘાસુર**—પાપ સ્વરૂપી આ એક મોટો અસુર હતો, તે કોઈ પણ સારાં કાર્ય થાય તે જોઈ શકતો નહિ. પૂતના

તેની બેન હતી અને બકાસુર તેનો નાનો ભાઈ હતો તે બન્નેને શ્રીકૃષ્ણે માર્યા હતા. તેથી વૃન્દાવનમા આનદ કરતા ગોપો સાથે ભગવાનને તેણે જોયા ત્યારે તે અસુર પોતાની જાતને માયાથી મોટા પર્વતની ગુફા જેવી બનાવીને મો ફાડી અજગરરૂપે ત્યા સૂઈ રહ્યો. ગોપોએ તેને વૃન્દાવનની કાંતિ કલ્પી, તેની અદર પેઠા. આ વખતે શ્રીકૃષ્ણ પણ, ગોપો વગેરે અજગરના ઉદરમા જઈ જઠરાગ્નિમા પચી ન જાય તે માટે તેઓ તે અજગરના પર્વતની ગુફા જેવા મુખમા પેઠા અને ગળામા જઈ પોતે અતિકાય થયા ને ગળાનો માર્ગ રુંધી નાખ્યો તેથી તે અઘાસુર શ્વાસ લઈ શકયો નહિ, તેમ શ્વાસ બહાર કાઢી શકયો નહિ તેથી તેની આખો ફાટી ગઈ અને ઉચ્છ્વાસ માથાને ફોડી નાખીને બહાર નીકળ્યો, ત્યારે તે મહાસુર અઘાસુરના પ્રાણ ગયા. પછી શ્રીકૃષ્ણ ગોપો વગેરેને પોતાની દૃષ્ટિથી ઊઠાડી તે અસુરના મુખમાથી બહાર નીકળ્યા. (અઘાસુરવધ લીલા શ્રીભા ૧૦–૧૨મા પ્રક્ષિપ્તાધ્યાયમા છે.)

**૨૭ બ્રહ્મ-મોહન-લીલા**-એક દિવસે શ્રીકૃષ્ણે વર્તુલ આકારમા ગોપોને બેસાડ્યા. પછી શીકા, છાલ અને પથ્થરના પાત્રોમા જે ગોપોને જે ગમ્યુ તે મોટા પુષ્પ પાદડા અંકુર ફલ વગેરેથી તથા વનમાથી લાવેલા મેવા વગેરે આપ્યા અને તેઓ ભોજન કરવા લાગ્યા આ વખતે વાછરડા શ્રીયમુનાજીમાથી જલ પીને આસપાસ ઘાસ ચરતા હતા. આમ છાકલીલા થઈ રહી હતી. અને વાછરડા ત્યાથી ઘાસના લોભથી વનમા ગયા ગોપોએ વાછરડા ન જોયા, એટલે તેમને ભય થયો. ત્યારે શ્રીકૃષ્ણ ગોપોને શાંતિ આપી પોતાના હાથમા કોળિયા સાથે વાછરડા શોધવા નીકળ્યા. આ વખતે બ્રહ્મા શ્રીકૃષ્ણનું લીલાસામર્થ્ય જોવા માટે ગોપોને તથા વાછરડાને બીજે લઈ જઈ અન્તર્ધાન થયા ભગવાન શ્રીકૃષ્ણે વાછરડાને પર્વતની ગુફાઓ, ખાણો અને ભયાનક સ્થલોમા શોધ્યા છતા ન

જડયાં, ત્યારે ગોપો જ્યાં ભોજન કરતા હતા ત્યાં આવ્યા. ત્યાં ગોપોને ન જોયા ત્યારે શ્રીકૃષ્ણ આ બધી લીલા બ્રહ્માએ ઊભી કરી છે તે જાણી ગયા. આથી સર્વ વિષ્ણુમય એવા શ્રીકૃષ્ણ જેવા અને જેટલા વાછડાં અને ગોપો હતા, તેના જેવાં સ્વરૂપવાળા પોતે બન્યા. અને હંમેશના નિયમ મુજબ વૃન્દાવનમાંથી આવવા જવાની વત્સ ચારણ લીલા કરવા લાગ્યા. ગોપ ગોપીઓ પણ શ્રીકૃષ્ણ સ્વરૂપ પોતાના બાળકોને વાછડાં થયાં હતાં તે ન જાણવા છતાં, ઘણા આનંદથી તેમની સેવા કરવા લાગ્યાં. આ લીલા એક વર્ષ આશરે ચાલી. બ્રહ્માને ત્રુટિ સમય આપણો એક વર્ષ જેટલો છે. એટલે પોતાના ત્રુટિ સમય થતાં શ્રીકૃષ્ણ હવે શું કરે છે તે બ્રહ્મા જોવા તે જ સ્થળે આવ્યા. તેમણે શ્રીકૃષ્ણને પૂર્વવત્ ગોપો અને વત્સો સાથે લીલા કરી રહેલા જોયા. તેથી પોતે વિચારમાં પડી ગયા કે ગોપ બાળકો તથા વાછરડાં જે હું હરી ગયો છું તે તો મારા માયા મય લોકોમાં સૂતા છે. તો આ ગોપબાલકો, વાછરડાં વગેરે કયાથી ? આ વિષે તેમણે વિચાર્યું તો ભગવાનની લીલાથી પોતે મોહ પામ્યા છે અને ગોપો ને વાછરડાં વગેરે શ્રીકૃષ્ણનાં રૂપ છે એવાં દર્શન થયાં. પાછા બે ટીવાર પછી હાથમા કોળિયો લઈ વત્સ અને ગોપોને શોધતા શ્રીકૃષ્ણ જોયા. આ દશ્ય જોતાં બ્રહ્માજીએ વિમાનમાંથી ઉતરીને ચાર મસ્તકોથી કૃષ્ણને દંડવત્ પ્રણામ કર્યો. અને શ્રીકૃષ્ણને વારંવાર નમતા સ્તુતિ કરવા લાગ્યા અને જે વાછરડાં અને ગોપ બાલોને હરી ગયા હતા તે પાછાં લાવી આપ્યાં. ત્યારે ભગવાને સર્વ વિષ્ણુમય બનેલા ગોપબાલો તથા વાછરડાંને પોતાનામાં સમાવી દીધાં.

૨૭-૨૮ શ્રીભાગવત ૧૦-૧૩-૧૪ શ્લોકમાં આ લીલાનું સવિસ્તાર વર્ણન છે.

૨૭-૧-૨ ભા. ૧૦-૧૩-૧૯ શ્લોકમાં " જેનાં વાછરડા તથા ગોપ બાલકો નાના મોટા શરીરવાળાં હતાં, જેવા તેના હાથ પગ

વગેરે અવયવો હતા, જેવી તેમની લાકડી, શિંગડું, વેણુ, દહ અને શિંકાં હતા, જેવા તેનાં વસ્ત્ર ઘરેણા વગેરે હતા, જેવાં તેના સ્વભાવ, જેવા તેનાં નામ, તેની આકૃતિ, તેની ઉંમર અને જેવા તેના વિહાર હતા તે તે રૂપ પોતે બની **सर्वं विष्णुमयं जगत्** એ વાણીને સત્ય કરવા માટે પોતે અજન્મા છે છતા સર્વરૂપ થઈ ગયા.

આ પછી શ્લોક ૨૦ થી ૨૭નું વર્ણન કડા ૨૭-૩-૪-૫નો ભાવ છે.

૨૭-૬, ૨૮-૬ નો ભાવ ભા-૧૦ પ્રક્ષિપ્ત અધ્યાય ૩ ૧૪-૯ -૧૦ શ્લોકમા છે

૨૮-૧ અદ્દષ્ટ-ન. ભાગ્ય.

૨૮-૨ ભા. ૧૦-૧૪-૧૧મા "અનેક બ્રહ્માડો જેના રોમ-કૂપમા ઉડે છે એવા આપની મોટાઈ ક્યા!' એમ વર્ણન છે.

૨૮-૪ અદ્દભુત કર્મા તું હરિ, **नमो भगवते तस्मै कृष्णायाद्भुतकर्मणे** (ત. દી. શ્લો. ૧, તે અદ્દભુત કર્મવાળા કૃષ્ણ ભગવાનને નમન હો.

**૨૮-૫-૬ કર્યું રીસ...આપણું.** ભા ૧૦-૩જો પ્રક્ષિપ્ત અ૦ શ્લો. ૧૦-૧૨-" હે અચ્યુત! રજોગુણમાથી ઉત્પન્ન થયેલો એવો હું તેનો અપરાધ ક્ષમા કરો. હે ઇન્દ્રિયાતીત, ગર્ભમા રહેલા બાલકનું ચરણોને ઉચા કે કર્યુ શું માતાનો અપરાધ ગણાય?'

૫૬ ૮-૧ **नाम्नोऽस्ति यावती शक्तिः पापनिर्दहने हरेः** હરિના નામમાં પાપ નાશ કરવાની શક્તિ છે તેટલી શક્તિ પાપીમા પાપ કરવાની નથી.

૫૬ ૮-૧-૨ ચરણ રજ ભા ૧૦-૧૪ અ૦ શ્લો ૩૪ની શ્રી-સુબોધિનીજીમાં કહ્યુ છે કે અહીં વૃન્દાવનમા અથવા ગોકુલમા હરકોઈ એટલે નજીવો પણ જન્મ થાય તે જ જન્મ ઘણા ભાગ્યવાળો છે

કારણ કે પરમાત્માની ચરણરજનો અભિષેક તે જન્મમાં થાય છે, જે ચરણરજ શ્રુતિઓએ શોધવી યોગ્ય જ છે. ભગવાનની ચરણરજ ભગવદીય દેહ પ્રાપ્ત કરાવે છે. ૧૦-૧૩ અ૦ શ્લો ૩૬ થી ૩૮ કાલીય-નાગ તમોગુણી, ક્રોધી, દુઃસંગી અને પાપી હોવા છતા સર્વથી ઉત્તમ અને દુર્લભ ભગવાનના ચરણની રજ પ્રાપ્ત કરી તેથી ઉત્તમ ફળ મેળવી શક્યો. તેથી પતિત જીવો તે ચરણરજ મેળવે તો પવિત્ર થાય, કારણ કે શ્રીશિવજી પણ તે રજથી સ્નાન કરવા ઇચ્છે છે.

પ૬-૮-**ધાડૂઆ**-ગાઢ ઉપર ? કઠણુ; **ઘાસિ**-ચોળાય.

પ૬-૮-૨ ભા. ૧૦ ૧૩-૬૨ ૬૩-૬૪ શ્લોકનો ભાવ.

૮-૩ **ब्रह्मकोटिप्रजापतिः** અનંત કોટિ બ્રહ્માને પ્રકટ કરનાર (પુ. ના. સ. ૨૦૯) તથા **कोटिब्रह्माण्डविग्रहः** કોટિ બ્રહ્માંડ જેના દેહમાં છે. (પુ. ના. સ ૨૧૫) છે. વળી ભા. ૧૦-૧૪માં ગવખાના તેજમાં ત્રસરેણુ ઉડે છે એવા અનેક બ્રહ્માડો જેના રોમ-રૂપમા ઉડે છે એવી આપની મોટાઈ ક્યાં ? આમ બ્રહ્માજી કહે છે મને બ્રહ્માડકર્તા કહેવાય છે તે તો તમારી આજ્ઞાથી. બાકી ખરેખર હું તેવો નથી.

**આયસ દીધું**-પું. (सं. आदेश) આજ્ઞા આપી, અનુજ્ઞા કરી. શ્રીભા. ૧૦-૧૪-૨૯થી ૩૬ શ્લોકમાં બ્રહ્માજી ગોકુલ, ગોપ, ગોપીજનો, ગાયો વગેરેને પોતાના કરતાં અધિક ભાગ્યશાળી માની તેમની રજ ઇચ્છે છે. અને પ્રેમથી ગાય છે કે " અહો ! નંદગોપના વ્રજમાં રહેનારાનાં મોટાં ભાગ્ય છે કે જેના મિત્ર પરમાનંદ, સનાતન પૂર્ણ બ્રહ્મ છે"(૩૨)

૨૯-૨ **વ્રીડા**-સ્રી૦ (सं) લાજ; **વરાંશી** (વરાંસો-ભરોંસો) ભરોસાવાળી ?

**ચેડી**-ચેટી સ્રી) (सं) દાસી.

૨૯-૧ जलक्रीडामग्नासक्तगोपीवस्त्रापहारकः ( વિ-ના. ૧૦૨ ) જલક્રીડામા સારી રીતે આસક્ત ગોપીઓના વસ્ત્ર હરણુ કરનાર શ્રીહરિ.

૨૯-૨ લાજ છોડી મોહ્યું-આ કડીને ભાવ શ્રીવલ્લભાચાર્યજી ભાગવતાર્થ પ્રકરણના દશમ સ્કંધ કારિકા ૭૧ ૭૪માં સમજાવે છે "દેહના સર્વ ભાવો ( વિચાર ) અને દેહ સંબધી ગ્રીડા (લજ્જા) ત્યાગ કરીને હરિ પ્રાપ્ત કરવા જોઈએ. તેથી કુમારી ગોપિકાઓએ વ્રત કર્યું એમ પહેલા કહ્યુ છે. પછી ભગવાનની આજ્ઞાથી લૌકિક વિચારનો ત્યાગ કરી તેમણે જેમ કહ્યુ તે પ્રમાણે સર્વ કર્યું, તેથી ઈશ્વર પ્રસન્ન થયા." આ કુમારિકાઓની વ્યસન દશા સૂચવે છે.

વસ્ત્રહરણલીલાની વાત આ પ્રમાણે છેઃ—નંદના વ્રજમાં રહેતી કુમારિકાઓ હવિષ્યાન્નનુ ભોજન કરતી અને હેમન્ત ઋતુના પ્રથમ માસ માગસરમા કાત્યાયની દેવીના અર્ચનરૂપ વ્રત કરતી હતી. આ વ્રત કરવાનો હેતુ 'નંદગોપના પુત્ર અમારા પતિ થાઓ તે હતો.' તેઓ શ્રીયમુનાજીમા હમેશાં પ્રાતઃસ્નાન કરતા અને રેતીની કાત્યાયનીની મૂર્તિ કરી દેવીનું પૂજન કરતા. આમ એક માસ વ્રત કર્યું એટલે તેમના ચિત્તમા શ્રીકૃષ્ણુ પધાર્યા.

એક દિવસે વહેલી સવારે ભગવન્નામસ્મરણુ કરતી કાલિન્દીમાં સ્નાન કરવા તેઓ ગયા, અને તેઓ વસ્ત્રો કાંઠે મૂકી જલક્રીડા કરવા લાગ્યા. ત્યારે યોગેશ્વરોના ઈશ્વિર કૃષ્ણુ પોતાના મિત્રો સાથે શ્રીયમુનાજી પધાર્યા અને કાંઠેથી વસ્ત્રો ઊઠાવી કદંબ વૃક્ષ ઉપર ચઢયા. અને કહ્યું કે તમે વ્રતથી કૃશ થયાં છો તેથી તમારી મશ્કરી હોય નહિ, માટે અહીં આવી વસ્ત્રો લઈ જાઓ. પણુ લજ્જાથી તેઓ ન આવ્યાં ને કહ્યું કે તમે નંદપુત્ર અમને પ્રિય છો, અમે તમારી દાસીઓ છીએ, આપ જે આજ્ઞા કરશો તે પ્રમાણે કરીશું. હે ધર્મજ્ઞ! અમારાં વસ્ત્રો પાછાં આપો. ત્યારે ભગવાને કહ્યું તમે જો મારી દાસી

હો તો માગ કહ્યા પ્રમાણે વસ્ત્રો લઈ જાઓ. ત્યારે ગ્રીડા સ્થાન હાથથી ઢાંકી તે કુમારિકાઓ ઠંડીથી કાંપતી જળમાંથી બહાર આવી. ત્યારે ભગવાને કહ્યુ કે વસ્ત્ર વગર જલમા સ્નાન ન કરાય, તે દોષ દૂર કરવા બે હાથ જોડી સૂર્યને નમસ્કાર કરો ને વસ્ત્રો લઈ જાઓ. ત્યારે તે વ્રજસ્ત્રનાઓએ તેમ કર્યું. આ વખતે શ્રીકૃષ્ણે તેમને કહ્યું કે મારામા જેની બુદ્ધિ આવેશ પામેલી છે, તેમનો કામ બીજા કામને ઉત્પન્ન કરી શકતો નથી; જેમ શેકેલી તથા ઉકાળેલી જવની ધાણી ફરીથી બીજને ઉત્પન્ન કરી શકતી નથી. એટલે આ ગોપકન્યાઓ આ લોકમા નિષ્કામ થઈ.

**ઋષિ પત્નીઓ :** જ્ઞાન અને કર્મ એ બન્ને ભગવત્સંબંધ વિના સત્ત્વ શોધક બનતા નથી વળી આ ઋષિપત્નીઓ ભક્ત હતી, તેમના સગથી ઋષિયોને યજ્ઞ કરતા ભગવાનની સેવા એ સાચું કર્મ છે તે સૂર્યું. ઋષિપત્નીઓ ભક્ત હોવા છતા તેમણે પોતાના પતિઓને મુખ્ય માન્યા હતા. આ માન્યતાથી પ્રભુ તેવા ઉપાધિ સાથેના ભજનનો સ્વીકાર કરતા નથી આથી તે વિપ્રપત્નીઓને ભોજન લઈ આવ્યા ત્યારે તેમના મનનુ સમાધાન કરી પાછા વિપ્રો પાસે મોકલ્યા. આ કથા નીચે મુજબ છે

એક વખતે ગોપાલોએ રામ અને કૃષ્ણને "અમને ભૂખ પીડી રહી છે તે માટે કંઈ ઉપાય કરો" એમ કહ્યું. આથી પોતે સ્ત્રીઓ ઉપર કૃપા કરનાર હોવાથી દેવકીના સુત બનેલા ભગવાને કહ્યુ, "બ્રહ્મવાદી બ્રાહ્મણો સ્વર્ગકામનાથી આંગિરસ નામનો યજ્ઞ કરે છે ત્યા જાઓ." એટલે તેઓ ભગવાનનુ કીર્તન કરતા તે યજ્ઞભૂમિ ઉપર ગયા, અને ઋષિઓને દંડવત કર્યા ને, બે હાથ જોડયા અને કહ્યું "અમે કૃષ્ણની આજ્ઞા પાળનાર ગોપાલો છીએ. તેઓ નજીકમા ગાયો ચારે છે. તેઓ ભૂખ્યા હોવાથી તમારા ચોખાની ઇચ્છા કરે છે, જો તમને શ્રદ્ધા હોય તો તેમના માટે ચોખા આપો." પણ તે બ્રાહ્મણોએ

અભિમાનથી અને મંદ બુદ્ધિ હોવાથી આ વાત પર ધ્યાન ન આપ્યુ તથા હા કે ના બોલ્યા નહિ, કારણ કે તેમણે ભગવાન કૃષ્ણના સાક્ષાત સ્વરૂપને અનુભવ્યુ ન હતું તેથી થોડીવાર રાહ જોઈ, ગોપબાળકો નિરાશ થઇ પાછા રામ અને કૃષ્ણ પાસે ગયા અને બ્રાહ્મણોએ ચોખ્ખા ન આપ્યા એમ કહ્યુ

ત્યારે ભગવાન હસ્યા અને ગોપોને ફરીથી કહ્યુ તમે તેમની પત્નીઓ પાસે જાઓ અને કહો કે કૃષ્ણ બલરામ સાથે નજીકમા આવ્યા છે તેઓ તમારા અન્નની કામના કરે છે તેમણે મારામા બુદ્ધિ અર્પણ કરી છે અને સ્નેહવાળા છે તેથી તે તમને અન્ન આપશે આથી ગોપો યજ્ઞની પત્નીશાળા આવેલી હતી તે રસ્તે ગયા અને ઋષિપત્નીઓને નમન કર્યા અને બરાબર ધ્યાનપૂર્વક સાંભળતા કહ્યુ કે રામ અને કૃષ્ણ ગાયો ચારતા અહિ બહુ દૂર આવ્યા છે, તેઓ ભૂખ્યા છે માટે તેમને જઈને અન્ન આપો

આ વિપ્રપત્નીઓએ ભગવાનની કથા સાંભળેલી હોવાથી તેમનુ મન વિકળ હતુ અને દર્શનની ઇચ્છાવાળુ હતુ આથી તેઓ ચાર પ્રકારનુ બહુ ગુણવાળુ અન્ન લઈ, નદીઓ સમુદ્ર તરફ જાય તેમ ઉત્કટતાથી ગયા. આ વખતે તેમને પતિ, ભાઈ, પુત્રો વગેરેએ રોક્યા છતા તેઓ ગયા અને અશોકના નવ પલ્લવોથી શોભતા શ્રીયમુનાજીના ઉપવન વિષે ગોપોથી વીંટળાયલા ભગવાનના દર્શન કર્યા અને ચક્ષુ દ્વારા ભગવાનને હૃદયમા પધરાવ્યા અને પોતાના હૃદયના તાપ દૂર કર્યા અને ભગવદ્ સ્વરૂપમા લીન થયા આ વખતે કૃષ્ણે તેમને કહ્યુ “તમે ભલે આવ્યા, નિષ્કામ માણસો આત્મસ્વરૂપ પરમાત્મામા પ્રીતિ કરે છે અને પરમાત્માના સબંધથી પ્રાણથી માંડી પશુ પ્રિય છે તમે હવે તમારા પતિ પાસે જાઓ કારણ કે તમારી મદદથી યજ્ઞ પૂરો કરવાનો છે” ત્યારે વિપ્રપત્નીઓએ કહ્યુ, “સર્વ બંધુઓનો ત્યાગ કરવાનુ વેદ કહે છે, અમે તો આપની તુલસી

માત્રા અમારા અંબોડામાં ધારણ કરવાની ઇચ્છાવાળાં છીએ. અર્થાત આપની સેવામાં રહેવા ઇચ્છીએ છીએ. વળી અમારા પતિ વગેરેને અમે તરછોડીને આવ્યાં છીએ તેથી તેઓ અમને સ્વીકારશે નહિ."

ત્યારે ભગવાને કહ્યું કે તમારા પતિઓ વગેરે તમને કંઈ કહેશે નહિ. ઉલટુ જેઓ મારી પાસે આવે છે તેને દેવો પણ સન્માને છે. તમે મારે વિષે મનને જોડતાં મને જલદી પ્રાપ્ત કરશો. ભગવાને આમ શિક્ષા આપી એટલે દ્વિજપત્નીઓ ફરીથી યજ્ઞ વાટે ગયાં અને તેમના પતિ સાથે યજ્ઞ પૂરો કર્યો. આમાં એક યજ્ઞપત્નીને તેના પતિએ રોકી રાખ્યાં, તેથી તે ભગવાન પાસે જઈ શકી નહિ, તેણે મનથી ભગવાનનું ચરિત્ર સાભળ્યું હતું તેનું ધ્યાન ધર્યું ને ભગવાનના ચરણને પામી.

અહીં ભગવાને બલરામ અને ગોપો સાથે યજ્ઞપત્નીઓએ લાવેલ અન્નનું ભોજન કર્યું. આ બધું થયું ત્યારે તે દ્વિજોને કૃષ્ણપરમાત્મા પ્રત્યેનું પછળથી ભાન થયુ અને પ્રશ્ચાત્તાપ કરતાં કહેવા લાગ્યા કે સ્ત્રીઓની કૃષ્ણ વિષેની અલૌકિક ભક્તિ ફલરૂપ છે, જ્યારે શુક્લ સાવિત્ર અને યાજ્ઞિક રૂપે જન્મેલા, વેદવિદ્યા વ્રત બહુવિદ્યા વાળા એવા અમો તથા અમારા ઉંચા કુળને ધિક્કાર છે, કારણકે તે બધું હોવા છતાં ભગવાનથી અમે વિમુખ રહ્યા, જ્યારે અમારી પત્નીઓ તેવી ન હોવા છતાં યોગેશ્વરોના ઇશ્વર કૃષ્ણમાં દઢ ભક્તિ કરી શક્યાં. આવી ભક્તિવાળી સ્ત્રીઓ મળવી એ પણ અમને કૃતાર્થ કરનારી છે કારણ કે તેથી અમારી બુદ્ધિ કૃષ્ણમા નિશ્ચલ થાય છે, બાકી અમે તો માયાથી કર્મમાર્ગમાં ભટકનાર છીએ. હવે આ પ્રભુ અમારા આ અપરાધને ક્ષમા કરે.

**ધેનુકવધ :**—વૃન્દાવન વનસ્પતિની સંપત્તિ યુક્ત બહુ સુંદર રમણીય સ્થળ છે જ્યાં ભગવાન અને ભક્તો હંમેશાં લીલા કરે છે. આ વન પાસે તાલવનમાં ધેનુક નામે એક રાક્ષસ રહેતો હતો. તે

આ વનની સંપત્તિ કબજે કરી રહ્યો હતો તેથી તેનો ઉપભોગ કોઈ કરી શકતુ નહિ. આથી એક દિવસે ભગવાનના સખા શ્રીદામા વગેરેએ કહ્યું કે બહુ ફળોવાળુ નજીકમા એક તાલવન છે, તે ફળોની સુગંધ ચારે બાજુ ફેલાએલી છે. તે વનનો કબજો ધેનુક નામના ખર રાક્ષસે અને તેના કુળ વગેરેનાએ કરી લીધો છે. તેથી હે રામ જો તમને ગમતુ હોય તો તેનો નાશ કરો. કારણ કે અમને તે ફ્લો ખાવાની ઘણી ઇચ્છા છે

આમ ગોપોની ઇચ્છાને માન આપી રામ અને કૃષ્ણ તે વનમા જઈ તાડના ફળ પાડવા લાગ્યા. આ તાડના ફળ પડતા અવાજ થવાથી ધેનુક દોડતો આવ્યો ને રામને લાતો મારવા લાગ્યો. તેથી તેને પાછલા પગોથી પકડીને આરે બાજુ ફેરવ્યો એટલે તે મરણ પામ્યો, ત્યારે રામે તેને તાડ ઉપર નાખ્યો. તેનાથી તાડના વૃક્ષો અનેક ભાગી ગયા અને બીજાં વૃક્ષો કંપવા લાગ્યાં. આમ ધેનુક મરણ પામ્યો એટલે તેના સબંધીઓએ રામ અને કૃષ્ણ અને ગોપો ઉપર હુમલો કર્યો તે બધા સંબંધીઓને રામ અને કૃષ્ણે ધેનુકની પેઠે માર્યા. આ ધેનુક દેહનુ ખોટું અભિમાન છે, તેની સાથે તેના રૂપો ભળે છે તેથી જીવની બાહ્ય દૃષ્ટિ થય છે, તેથી દેહ-દ્વારા જે કંઈ કર્મ થાય છે તેનું ફળ સ્વાર્થ માટે હોય છે આ ફળ તાડ જેવુ દેખાવામા ઊંચુ છે પણ જરાક ધક્કો વાગતા તે તાડ જલદીથી પડી જાય છે જ્યારે દેહની આત્મામા દૃષ્ટિ થાય ત્યારે દેહ અને તેના રૂપો આંતર દૃષ્ટિવાળા થાય છે, ત્યારે તેનુ ફળ ભક્તિ છે. તે ભક્તિ સુદૃઢ હોવાથી ભક્તો તેનું વારંવાર પાન કરવા માગે છે ગોપો ભગવાનના ભક્તો છે. તેથી ભગવાને તેમનો દેહ ધ્યાસ છોડવી તેમને ભક્તિમય બનાવ્યા. એટલે ધેનુકાસુરનુ સ્વરૂપ દેહના ધર્મની પ્રવૃત્તિમા-સ્વાર્થમા મચ્યા રહેવું તે છે. તેથી ભગવાનનું ભજન થઈ શકે નહિ તથા પરાર્થવૃત્તિ પણ જાગે નહિ. તેથી દેહાધ્યાસ રૂપી ધેનુકનો નાશ થાય તે જરૂરનુ છે.

૩૦-૬ કાલિય-મર્દન-કાલિય ઇન્દ્રિયોનું સ્વરૂપ છે અને તેનું વિષ તે વિષયો છે. આત્મા ઉપર ઘણો અનુરાગ થતા તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે, અને તેથી દેહાધ્યાસનો નાશ થાય છે. તેમ ભગવાન ઉપર ઘણો અનુરાગ થતા ભગવાનની લીલાના રસનો અનુભવ થાય છે કારણ કે ભગવાન આત્મારૂપ અને રસરૂપ છે, તેથી દેહાધ્યાસ (ધેનુક) નાશ પામે છે

હવે જેમ સર્પના વિષથી મરણ થાય છે તેમ વિષયોમા રચી-પચી રહેલી ઇન્દ્રિયોથી પણ મરણ થાય છે. ગોપો આવા વિષવાળા જલનુ પાન કરવાથી મરણ પામ્યા. તે મરણ પામેલા ગોપોને ભગવાને અમૃત વરસાવતી દૃષ્ટિથી જીવતા કર્યા; આને તનુનવત્વ કહેવાય છે, જેમા લિંગ શરીરનો નાશ થવા સાથે પ્રારબ્ધ કર્મ નાશ પામે છે. આ કથા નીચે મુજબ છે

એક વખતે ભગવાન બલરામ વિના પોતાના મિત્રો સાથે વૃન્દાવનમા ફરતા કાલિંદી નદી ઉપર પધાર્યા. તે વખતે ગ્રીષ્મ ઋતુ હતી અને તાપ સખત પડતો હતો. તેથી ગોપોને તરસ બહુ લાગી હતી તે વખતે તેમણે કાલિયધરાનુ પાણી પીધુ. આ કાલિયધરામા કાલિય સર્પ રહેતો હતો તે બહુ ઝેરી હતો, તેથી તેના ઝેર રૂપી અગ્નિથી તે કાલિયધરાનુ જળ ઉકળતું હતું તે ધરા ઉપર પક્ષીઓ ઉડે તો તે કાતિલ ઝેરની અસરથી મૃત્યુ પામી ધરામા પડતા. વળી તેના તટ પરના વૃક્ષો નાશ પામતા તથા પ્રાણીઓ તે ધરા પાસે આવે તો તે પણ નાશ પામતા. હવે ગોપોએ જેવુ આ ધરાનુ જળ પીધું, તેવા તે બેહોશ થઈ ગયા. ત્યારે ભગવાને તેમને મરણ પામેલા જોઈ પોતાની અમૃત દૃષ્ટિથી જીવતા કર્યા.

હવે ભગવાને આ કાલિયધરાને નિર્વિષ કરવાનું નિશ્ચય કરી પોતે કચ્છ ભીડયો અને કદંબ વૃક્ષ પર ચઢી, બાહુઓને ઠોકી ધરામા ભૂસ્કો માર્યો તેથી ધરાનું પાણી ખુબ ઉછળવા લાગ્યુ

કોઈએ પોતાના ઉપર આક્રમણ કર્યું છે તેમ જાણી કાલિય નાગ ધરામાંથી બહાર આવ્યો. ત્યાં તેણે દર્શન કરવા યોગ્ય, સુકુમાર, વાદળાં જેવા સુંદર, શ્રીવત્સ અને પીતાંબર ધારણ કરેલા, સ્મિત કરતા સુંદર મુખવાળા, ક્રીડા કરતા, નિર્ભય, કમલ જેવા કોમલ ચરણારવિંદવાળા ભગવાન જોયા છતા, તેને પ્રેમ ન આવ્યો, તેથી તેણે ભગવાનને દંશ દીધો અને તેમના શરીરે વીંટાઈ ગયો. આથી ભગવાન ચેષ્ટા વિનાના થયા. આ દેખી જેમણે કૃષ્ણને સર્વસ્વ અર્પણ કર્યું છે તે ગોપો બહુ દુઃખી થયા અને બેભાન બની ગયા. જ્યારે ગાયો વગેરે દુઃખી થતા રડવા લાગ્યા. આ ઉત્પાતની કંઈ ખબર ગોકુલમા ગઈ તેથી નંદ યશોદા વગેરે ગોપગોપીઓ બલરામ વગર શ્રીકૃષ્ણ એકના ગાયો ચારવા ગયા છે તેથી કંઈ અનિષ્ટ માની, ભગવાનના પગલા શોધતા કાલિયધરા પાસે આવ્યાં. ત્યાં તેમણે ભગવાનને ચેષ્ટા વગરના અને સર્પના ભરડામાં આવેલા જોયા. આ દૃશ્ય જોઈ ગોપીઓ ભગવાનમાં અત્યંત પ્રેમવાળી હોવાથી બેહોશ થઈ ગઈ. શ્રીયશોદાજી તો ભગવાન પાછળ પોતાનો પ્રાણ આપવા ધરામા પડવા ગયાં પણ બલરામે તેમને પકડી રાખ્યાં અને નંદજીને સમજાવ્યા

ભગવાને વ્રજજનોને આમ પોતાના વિના અસંત દુઃખી જોઈ, એક મુહૂર્ત બંધનમા રહી, પોતાનું શરીર વધાર્યું. તેથી કાલિય ભરડો છોડીને ફેણ માંડીને લડવા લાગ્યો. પણ કૃષ્ણ તેના માથા ઉપર ચઢી ગયા, અને નૃત્ય કરવા લાગ્યા. તે સાપને સેંકડો મુખ, માથાં હતાં, જેથી જે માથું ન નમે તેને ભગવાન લાત મારી નમાવતા. કૃષ્ણના મારથી નાગ ક્ષીણ બલ વાળો થયો ને નાક અને મોંમાંથી લોહી ઓકવા લાગ્યો. આથી સર્પ ભગવાનને મનથી શરણ થયો. આ વખતે તેની પત્નીઓ પોતાના પતિ નાગની દયાજનક દશા દેખી, ભગવાનને નમી પોતાના પતિના પાપ અને અપરાધની ક્ષમા માગવા

લાગી અને પોતાના પતિના માથા ઉપર પ્રભુનાં ચરણ પડવાથી, તેની પ્રશંસા કરવા લાગી. કારણ કે પ્રભુનું ચરણ લક્ષ્મીજી ઘણી કાળજીથી સેવે છે, અને એ ચરણની રજ ભાગવદીય દેહ મેળવી આપે છે. આવા જીવો સ્વર્ગાદિ વગેરે ઇચ્છતા નથી. આમ કહી, ભગવાનના મંગલ ગુણોની પ્રાર્થના કરી અને પ્રાણ ત્યજતા પન્નગ ઉપર કૃપા કરવા કૃષ્ણને વિનંતી કરવા લાગ્યાં. ત્યારે ભગવાને તેને તેની સ્ત્રીઓ તરફ પગથી ફેંક્યો. ત્યારે તે કાલિય પણ ભગવાની સ્તુતિ કરતાં કહેવા લાગ્યો કે સર્પો જાતિથી ક્રોધી ખન અને તામસ છે તેના ઉપર આપ અનુગ્રહ કે નિગ્રહ કરો. ત્યારે ભગવાને તેને તેના રમણક દ્વીપમા પાછો મોકલ્યો અને શ્રીયમુનાજીના આ ધરાને નિર્વિષ કર્યો. ત્યાર પછી ભગવાન કાલિય ધરામાથી બહાર નીકળ્યા, ત્યારે ગોપ ગોપીઓ. યશોદા નંદજીએ પ્રાણ મળ્યા જેવો આનંદ અનુભવ્યો આમ ભગવાને પોતાના જેવા રૂપવાળા સર્પને દોષ વગરનો બનાવ્યો, વળી શ્રીયમુનાજી કૃષ્ણરંગી છે, તેનું જળ સર્પના વિષથી દૂષિત થયું હતું, તેને નિર્દોષ બનાવી. ભગવાન હૃષીકેશ-ઇન્દ્રિયોના સ્વામી છે, તેઓ ઇન્દ્રિયો ઉપર નૃત્ય કરે છે અને ઇન્દ્રિયોના અપરાધો મટાડે છે. આમ સદાનંદ સ્વરૂપ કૃષ્ણ નિજ ભક્તિનું સ્થાપન કૃષ્ણા(યમુનાજી)માથી ઇંદ્રિયોના વિષયોથી ગરકાવ થયેલા કૃષ્ણ સર્પને નિશ્ચેષ્ટ કરીને જીવમા કરે છે (ઇન્દ્રિયાધ્યાસમાંથી નિવૃત્તિ)

**દાવાનલપાન**:—પ્રાણાધ્યાસમાંથી જીવનું છૂટવું તે. જીવ ભક્તિ તરફ વળે છે એટલે તેનું મન વિષયોથી ખસે છે. ત્યારે વિષયો શરૂઆતમાં ભયંકર રૂપ લઈ જીવનો વિનાશ કરવા તત્પર થાય છે. તે વખતે જીવ સાવધ થઈ તે વિષયરૂપી અગ્નિનું પાન કરે તો તેની ભક્તિ સ્થિર થાય.

કૃષ્ણે કાલિય નાગનું મર્દન કર્યું, તે વખતે નંદ યશોદા તથા ગોપો શ્રીયમુનાજી પાસે વનમાં રાતે રહ્યા. કારણ કે તેઓ શ્રીગોકુળથી

પછી કૃષ્ણે બીજું રૂપ લઈ ગોવર્ધન પર્વત રૂપે તે વિવિધ સામગ્રી આરોગવા માડી અને પોતાના જ સ્વરૂપને વ્રજજનો સાથે નમવા લાગ્યા અને પર્વતના ઉપકાર સમજાવવા લાગ્યા.

આમ વૈષ્ણવ યજ્ઞથી ઇન્દ્ર ક્રોધે ભરાયો અને કૃષ્ણને પરમાત્મા ન માનતા સામાન્ય મનુષ્ય માની સંવર્તક મેઘને ગોકુલ ઉપર તૂટી પડવા આજ્ઞા કરી. તેથી મેઘો ભયંકર વીજળીઓ, ગડગડાટ કરતાં વાદળો અને સપ્ત પવન સાથે, થાભલાની ધારા જેવા વરસવા લાગ્યા. તેથી ગાયો, ગોપગોપીઓ સૌ દુઃખી થતા કૃષ્ણના શરણે ગયા. ત્યારે કૃષ્ણે દેવોનુ માનમર્દન કરવા અને ગોકુલના પોતે નાથ છે એમ વિચારી લીલાથી ગિરિરાજને છત્રી પેઠે ધારણ કર્યો અને ગિરિરાજની છાયામા સૌને આવવા કહ્યું. તેથી સૌએ તેમ કર્યું. ભગવાન આ વખતે સાત વર્ષના હતા અને ગોપોએ ભગવાનના પ્રાગટ્ય પછી સાત વર્ષ ઇન્દ્રયાગ દ્વારા અન્યાશ્રય કર્યો હતા તેથી સાત દિવસ મેઘોને વરસવા દીધા તે રીતે તેમના અન્યાશ્રય દોષ દૂર કર્યા.

આ પછી ઇન્દ્રને ભાન આવ્યુ કે આવા ભયંકર મેઘ ગોકુલને કશું કરી શક્યા નથી ત્યારે તેનો ગર્વ ઉતરી ગયો. તેણે મેઘોને વરસતા બંધ કર્યા અને ભગવાને ગિરિરાજને પહેલા પેઠે મૂકી દીધો. ગોપ ગોપી ગાયો વગેરે સૌ ગોકુલમા ગયાં અને ત્રણે લોકમા ભગવાનની આ લીલાથી આનંદ છવાઈ ગયો.

હવે ઇન્દ્ર સ્વર્ગની કામધેનુ-ગાય અને દેવો સાથે કૃષ્ણ પાસે આવ્યો અને ભગવાનના ચરણમાં પડી સ્તુતિ કરવા લાગ્યો, અને પોતાના અભિમાનથી શરમ પામી ક્ષમા માગી અને ફરીથી આવી દુષ્ટ બુદ્ધિ ન થાય તેની માગણી કરી ત્યારે ભગવાને કહ્યું કે જેના ઉપર હુ અનુગ્રહ કરવાની ઇચ્છા કરું છું તેનો મદ હું નાશ કરું છું. માટે હવે તમે મારી આજ્ઞા મુજબ વર્તો.

હવે સ્વર્ગની સુરભિએ ભગવાનની પ્રાર્થના કરી કે આજ સુધી દેવો ગાયનો ભક્ષ કરતા તેથી હું દેવોથી ડરતી પણ હવે આપે ગોરક્ષા કરી છે તે પણ પરમાત્મા ગોપાલ રૂપે અવતરીને, તેથી અમે તમારા વડે સનાથ થયા છીએ. અને સુરભિએ ત્યારથી ભગવાનને પોતાના ઇન્દ્ર માન્યા એટલે ભગવાનનું નામ ગોવિંદ શરૂ થયું. આ વખતે ઇન્દ્ર વગેરેએ ભગવાનનો અભિષેક કર્યો.

**૩૧-૧૪ નંદ મુક્તિ:**—એક વખતે નંદરાયજી એકાદશી વ્રત કરી, બારસની વહેલી સવારે (રાત્રિમા) કાલિન્દીમાં સ્નાન કરવા ગયા. રાતનો સમય આસુરી હોવાથી જલમાં સ્નાન કરવું બરાબર નથી. તેથી વરુણનો (જલના દેવતા) નોકર નંદજીને પકડી વરુણ પાસે લઈ ગયો. કાલિંદી જલમાં પ્રવેશેલા નંદજી ન દેખાયા એટલે બીજા ગોપો કૃષ્ણ તથા રામને બોલાવા લાગ્યા ભગવાને દૂરથી આ ભય ભરેલી બૂમો સાંભળી એટલે ત્યાં આવ્યા. ત્યારે ખબર પડી કે આ કામ વરુણનું છે, તેથી પોતે વરુણ લોકમા ગયા. ત્યા વરુણે કૃષ્ણની સ્તુતિ કરી અને પોતાના સેવકની ભૂલ કબૂલ કરીને નંદજીને કૃષ્ણને સોપ્યા. નંદરાયજી વરુણ લોક અને તેનો વૈભવ જોઈ આશ્ચર્ય પામ્યા અને કૃષ્ણ સર્વોપરિ દેવ છે તે અનુભવી આનદ પામ્યા. વળી આ પ્રસંગથી એ સમજાવ્યું કે સાક્ષાત્ ભગવદ્ સેવામાં વૈષ્ણવી ધર્મો એકાદશી વ્રત જેવા પણ ઉપયોગી નથી જો કે ભગવદ્ સેવા છોડી વ્રતમાં આસક્તિ કરી, તેથી નંદરાયજીને વરુણના બંધનમાં પડવુ પડયુ પણ ધર્મપાલનથી વૈકુંઠ લોકનું દર્શન ભગવાને કરાવ્યુ.

**નંદમુક્તિ**—બીજો પ્રસંગ-એક વખતે શિવરાત્રિના સમયે ગોપાલો કૌતકથી ગાડામા બેસી અંબિકાવનમાં યાત્રાએ ગયા. ત્યાં જઈ સરસ્વતી નદીમાં સ્નાન કર્યું અને પશુપતિ દેવ, અંબિકાજી અને બીજા દેવોની પૂજા કરી. પછી ગાયોથી રુદ્ર પ્રસન્ન થાય, હરિણથી અગ્નિ પ્રસન્ન થાય, વસ્ત્રોથી દેવો-ચંદ્ર પ્રસન્ન થાય, વસ્ત્રથી શિવજી

અને પાર્વતીજી પ્રસન્ન થાય અને મધ અને મધુર અન્નથી બ્રાહ્મણો પ્રસન્ન થાય, એ ભાવનાથી તમણે આ પાચ વસ્તુઓનુ બ્રાહ્મણોને દાન કર્યું.

પછી મહાભાગ્યવાળા નદજી વગેરે ગોપો રાતે સરસ્વતી નદીના તીરે વ્રત ધારણ કરી સૂઈ ગયા ત્યા અકસ્માત એક મોટો અજગર બહુ ભૂખ્યો હતો, તે આવી ચડ્યો અને નદને ગળવા લાગ્યો

જ્યારે નદજી અજગરથી ગળાવા લાગ્યા ત્યારે હે કૃષ્ણ, કહી બૂમ પાડવા લાગ્યા, કે પ્રપન્ન (શરણે આવેલા) એવા મને છોડવો આમ નદજીની બૂમો સાભળી ગોપો જાગ્યા અને બળતા લકડાથી સર્પને મારવા લાગ્યા છતા, અજગરે નદજીને છોડયા નહિ ત્યારે ભગવાન પોતાના ચરણથી અજગરને અડક્ય, ત્યારે તેણે સર્પનુ શરીર છોડી વિદ્યાધરનુ રૂપ ધારણ કર્યું આમ સર્પથી હલકી યોનિ સર્પની છે અને સર્વથી ઉત્તમ ભગવદીય દેહ છે અને ભગવાનના ચરણના સ્પર્શથી ભગવદીય દેહ થાય છે એમ જાણવા મળ્યુ

આ સર્પ પ્રથમ સુદર્શન નામનો વિદ્યાધર હતો તેની પાસે કાન્તિ, સામર્થ્ય અને વન બહુ હતુ તે વિમાનમા બેસી આકાશમા ફરતો હતો ત્યારે વિરૂપી દેહવાળા આગિરસ ઋષિઓને જોઈ હસ્યો ત્યારે તે પાપી તેમના શાપથી સર્પ થયો પણ તેમનો આ શાપ અનુગ્રહ કરનારો થયો, જેથી તેને ભગવાનના ચરણનો સ્પર્શ થયો તેના સર્વ પાપ નાશ પામ્યા અને વિદ્યાધર થઈ તે ભગવાને શરણે ગયો પછી તે સ્વર્ગમા ગયો અને નદરાયજી દુખમાથી છૂટયા આમ અન્યાશ્રયથી થતા દુખો અને અનન્ય ભજન સર્વ પુરુષાર્થસાધક છે એમ જણાવ્યુ અને ત્યારથી ગોપોએ વ્રજ સિવાય બીજે જવા ઇચ્છા ન કરી

**૩૧-૫ પ્રલંબવધ:**—આમાં અંતઃકરણના દોષની નિવૃત્તિની વાત છે. તે કાર્ય ક્રિયાસ્વરૂપ બલદેવજીદ્વારા ભગવાને કરાવ્યું. કારણ કે તે વખતે બલદેવજીમાં કૃષ્ણનો આવેશ હતો.

એક વખતે ભગવાન અને બલદેવ ગોપો સાથે રમતા હતા. ગ્રીષ્મ ઋતુ હતી છતાં વૃન્દાવનમાં વસંત સમ તે લાગતી હતી. તે વખતે પ્રલંબ નામે એક અસુર ગોપ રૂપ બની તેમના ભેગો ભળ્યો. પ્રલંબ એટલે ઘણો લાબો. જે જીવ પોતાને મુક્તિ મળે ત્યાં સુધી પ્રયત્નશીલ રહે તે પ્રલંબ કહેવાય. તે અસુર સ્વભાવનો હતો. તેથી તે દુષ્ટ ક્રિયાઓથી મોક્ષ મેળવવા લલચાયો. ભગવાન તે અસુરને ઓળખી ગયા. છતાં તેની મૈત્રી કરી. તેથી પોતે જેના મિત્ર બન્યા તેને મારતા નથી તેથી બલદેવજીને આખના ઈસારાથી તેને ઓળખાવ્યો. પછી બે જૂથો પાડી હારજીતની રમત શરૂ કરી. એક જૂથના કૃષ્ણ અને બીજા જૂથના બલદેવ અગ્રેસર થયા. શ્રીદામા બળદેવજીની ટોળીમા અને પ્રલંબ કૃષ્ણની ટોળીમાં આવ્યા હતા. આ ટોળીમા બળદેવજીની ટોળી રમતમાં જીતી આથી કૃષ્ણની ટોળીના પ્રલંબ વગેરે ગોપો બળદેવજીની ટોળીના ગોપોને ખભે બેસાડી ભાંડરીક વડ સુધી લઈ જવા ઉપડયા. શ્રીકૃષ્ણે શ્રીદામા, ભદ્રસેને વૃષભ અને પ્રલંબે બળદેવ વગેરેને ઉપાડી ચાલવા માડયું.

પ્રલંબ અસુર હતો. તેણે વિચાર્યું કે બલભદ્ર એકલા છે. તેથી ભાંડરીક વડથી દૂર લઈ જઈ તેમનો નાશ કરવો ઠીક પડશે એમ ધારીને રમત સ્થળની મર્યાદા છોડી આગળ વધ્યો. તેથી બળદેવ મોટા પર્વતના ભારવાળા થયા સારે તે પ્રલંબે રાક્ષસ રૂપ ધારણ કર્યું. તેનું આ ભયાનક રૂપ દેખી બળદેવને કંઈક ત્રાસ થયો પણ વજ્ર જેવી મુકી માથામાં મારી તેને મારી નાખ્યો. આમ સાધુ પુરુષોને હરી જવાની (ઉપાડી જવાની) આસુરી વૃત્તિનો બળદેવે નાશ કર્યો. આ અંતઃકરણ દોષની નિવૃત્તિ કરી.

(લૌકિક જ્ઞાનને અલૌકિક જ્ઞાન બનવી) મણિ બતાવી કૃષ્ણે જ્ઞાન અને ક્રિયા સ્વરૂપ બળદેવજીને આપ્યો.

**૩૧-૬ દાવાનલ પાન** (બીજો પ્રસંગ)-દેહ, ઇન્દ્રિય પ્રાણ અને અંતઃકરણ આ ચાર અધ્યાસો છે તથા સ્વરૂપ વિસ્મૃતિ એ પાચમો દોષ છે આ દોષ નાશ થાય ત્યારે જીવનો ભગવાનમા નિરોધ સિદ્ધ થાય. પ્રથમ દાવાનળ પાનમા પ્રાણાધ્યાસથી ભક્તોને છોડાવ્યા. આ દાવાનળના પાનથી ભક્તોનુ અજ્ઞાન (ભગવાનને ન જાણવાનો દોષ) મટાડવાનુ છે.

પ્રલંબ વધ રમવાની ક્રીડમા થયો હતે. ગોપો ક્રીડામાં આસક્ત હતા ત્યારે ગાયો ઘાસના લોભથી દૂર વનમા ગઈ. ત્યા તજું ઘાસ ન હતુ પણ જૂનું અને કઠણ મુંજનું ઘાસ હતું. વળી તે ઇષીકાવનમા તાપ પણ પુષ્કળ હતો. આથી ગાયો વગેરે ત્રાસ પામ્યા અને ગડો પાડવા (ભાંભરવા) લાગ્યા. અહીં કૃષ્ણ, બલદેવ વગેરે ગોપો રમતમા ગાયોનુ વિસ્મરણ થવાથી ગાયો ક્યા ગઈ તેનું ભાન તેમને ન રહ્યુ, તેથી તેમનો રમતનો આનંદ નાશ પામ્યો અને ગૌપાલનનો ધર્મ ચૂક્યાનો પ્રશ્ચાત્તાપ થવા લાગ્યો. પણ ગાયોના પગલાં તથા દાતથી કપાએલા ઘાસની નિશાનીથી તેમણે ગાયો શોધી. હવે ભગવાન ગાયોને તેમના નામોથી બોલાવવા લાગ્યા એટલે ગાયો હર્ષથી અવાજ કરી તેનો પ્રતિ ઉત્તર આપવા લાગી. એટલામા આ સૂકા કઠણ ઘાસના વનમા અચાનક અગ્નિ પ્રગટ થયો ને વાયુ થવા માડયો. તેથી અગ્નિની તીવ્ર જ્વાળાઓ નીકળવા લાગી. આવા ભયાનક અગ્નિથી બચવા ગોપો અને ગાયો ભય સાથે કૃષ્ણને શરણે ગયા, ત્યારે ભગવાને તેમને આંખો મીચવાનું કહ્યું, અને કૃષ્ણે દાવાનલનું પાન કર્યું. પ્રથમ દાવાનલપાન રાતે અજ્ઞાન દશાવાળા જીવો માટે કર્યું હતું, જ્યારે આ દાવાનલ દિવસે જ્ઞાનવાળા જીવો માટે કર્યું. સંસારનો તાપ અજ્ઞાની અને જ્ઞાની

જીવને સરખો થાય છે. તે કથા આમા બતાવી છે. જ્ઞાની આત્મભાનમા ભગવાનનું સ્વરૂપ ભૂલી જાય છે.

**૩૧–૬–શંખચૂડ વધઃ**—નામ લીલા તથા વૈદિક કર્મોમાં દૈત્યો (આસુરીભાવ) પીડા કરે છે તે પીડા ભગવન્નામથી કે વૈદિક મંત્રોથી દૂર થાય છે.

એક વખત કૃષ્ણ અને બલદેવ બીજા ગોપીજનો સાથે (રાસના ગોપીજનો સિવાયના) રાતે ગાયોના વ્રજમા વિહાર કરતા હતા. તે વખતે આ ગોપીજનો ભગવાનની લીલાઓ ગાતી હતી. ત્યારે સંગીત શાસ્ત્રના નિયમ મુજબ રામ અને કૃષ્ણે સંગીત છેડયુ. તે સંગીતની અસર ગોપીજનો ઉપર થઈ ને તેઓ આત્માભાન ભૂલી ગયાં. તે સમયે શંખચૂડ નામે એક કુબેરનો નોકર ત્યા આવી ચઢયો. તે સ્ત્રીઓની કામના વાળો હતો વળી તેના મસ્તકમાં શંખ હતો, તે નવ નિધિઓમાંની એક નિધિ હતી. તેથી તેનું નામ શંખચૂડ પડયુ હતું. આ નિધિથી તે પણ મદ વાળો હતો. શ્રુતિ લોભ ક્રોધ વગેરે દૈત્યો છે એમ કહે છે. તેમ શંખચૂડ મદ વાળો હોવાથી આસુર હતો.

તે એમ જાણતો કે સ્ત્રીઓ ધનને વશ છે ને મારી પાસે એક મહાન નિધિ છે. તેથી તે સ્ત્રીઓને (આ ગોપીજનોને) તે ઉપાડીને ઉત્તર દિશા તરફ લઈ જવા માંડયો. ત્યારે તે રડવા લાગી અને કૃષ્ણ બળદેવને સહાય માટે બૂમ પાડવા લાગી. ત્યારે રામ અને કૃષ્ણ તેની પાછળ જલદી દોડયા. તેથી શંખચૂડ ભય પામ્યો અને ગોપીજનોને છોડી દૂર ભાગવા માંડયો. ત્યારે ભગવાન તેની પાસેથી મણિ લેવા તેની પાછળ દોડયા અને તેને મારીને મણિ લીધો. ને તે મણિ ગોપીજનોના દેખતાં બળદેવજીને આપ્યો.

આ કથામાં લૌકિક અર્થ–જ્ઞાન સામે અલૌકિક અર્થ–જ્ઞાનની સ્પર્ધા બતાવી છે [illegible] વૈદિક [illegible]

વેદજ્ઞાન વાળા છે. તેમની પાસે જે રહે તે અલૌકિક જ્ઞાન અને પ્રેમ વાળા બને. તે સાચા પ્રકાશક છે. જ્યારે લૌકિક અર્થ અને જ્ઞાનથી માણસ કામ અને વાસનાને વશ થાય છે તેથી સામાન્ય જીવો લાલચથી લપટાય છે પણ તે લાલચનો નાશ થતા સાચું જ્ઞાન અને પ્રેમ પ્રગટે છે સાચો મણિ આત્માનો પ્રકાશ છે.

**૩૨-બોલ પ્રમાણ્યું**—પ્રથમ જે વચન આપ્યું હતું તે પાળ્યું; વંશ . ઘણું "**जगौ कलं वामदृशां मनोहरम्** (ભા. ૧૦-૨૯-૩) સુંદર દષ્ટિવાળી સ્ત્રીઓના મનને હરણ કરે એવું અવ્યક્ત અને મધુર ગાન ભગવાને કર્યું.

**૩૨-૩-૪ વિપરીત આભ્રણ...સુંદરી**—ભા.-૧૦-૨૯ અધ્યાયમા રાસલીલાનું વર્ણન છે. તેના ભાવો આ કાવ્યમા છે.

પુ. ના સ. મા નામ ૮૫૧ થી ૮૫૩માં આ કાવ્યનો ભાવ છે મનોહર મુરલી નાદથી કેટલીક ગોપિકાઓ, કામોન્મત્ત બની, તેઓ ભગવાન પાસે ન જઈ શકી કારણ કે તેમના પતિઓએ તેમને રોકી. તેથી ક્ષોભ પામવાથી વિમુક્ત થઈ પણ બીજી ગોપિકાઓએ મનોહર મુરલીનાદ સાભળ્યો ને સર્વભાવ ભગવાનમાં જાગ્યો તેથી કામ-પ્રેમ-વશ થયેલી તે ગોપીજનો ગાડા માફક ચાલી અને (ઘણું પ્રેમ મુઝનિ કૃષ્ણ મ્યલવા) તેઓ શ્રી કૃષ્ણને પ્રાપ્ત થયા.

**૩૨-૩-૪-કામ...સુંદરી. निशम्य गीतं तदनङ्गवर्धनं व्रजस्त्रियः कृष्णगृहीतमानसाः** "કામ વધારનાર તે ગીત સાભળીને તે વ્રજસ્ત્રીઓ કૃષ્ણના મનને પામી.

૩૨-૪-૫-કટાક્ષ...સાદિ ગયું. વેણુ વાઇ ગોપીજનોને રાસ માટે બોલાવ્યા છતાં ભગવાને શ્લોક ૧૭ થા ૨૭ શ્લોક કટાક્ષમાં કહ્યા. તેનો ઉત્તર ગોપીજનોએ ૩૧ થી ૪૧ શ્લોકમાં આપ્યો. તેથી ભગવાન પ્રસન્ન થયા અને તેમની સાથે રાસ રમ્યા અને આઠ

પ્રકારના રસવિલાસનું સુખ આપ્યું. આ ભગવાન પાસેથી પોતાના મનોરથ ફળતા જોઈ ગોપીજનોને પૃથ્વી ઉપર અને સ્ત્રીઓમાં અમે અધિક છીએ એવું માન થયું તેથી ભગવાન અદૃશ્ય થયા. (શ્લો. ૪૧ થી ૪૮નો ભાવ) ગોપીજનોનું માન કેવી જાતનું હતું તે વિષે શ્રીવલ્લભાચાર્યજી અ. ૨૬-૨૭ની કારિકામાં સમજાવતાં લખે છે કે 'ગોપીજનોએ ભગવાનની પ્રાર્થના કરી, તેથી ભગવાને તેમના મનોરથ પૂર્ણ કર્યા પણ હવે તેમણે વિચાર્યું કે જો ભગવાન અમારી પ્રાર્થના કરશે તો અમે તેમને રસનું દાન કરીશું."

જ્યારે ગોપીજનોનો દોષ કેવી જાતનો હતો તે વિષે શ્રીમહાપ્રભુજી કહે છે "રાસલીલા સમયે ગોપીજનોને સ્ત્રીઓમાં અને પૃથ્વી ઉપર અમે શ્રેષ્ઠ છીએ એ જ જ્ઞાન થયું. તે દોષ રૂપ હતું" તેથી ભગવાન રાસલીલા કરતાં તિરોહિત થયા.

**૩૨-૬ ત્યારે...અતિઘણું**-**अतप्यंस्तामचक्षाणाः** ભગવાનને ન જોવાથી ગોપીજનોને તાપ થયો. (ભા. ૧૦-૨૭-૧)

**પદ ૯-૧ નાથ...ભજી:** શ્રી ગુસાંઈજી બીજી વિજ્ઞપ્તિ શ્લોક બીજામાં લખે છે કે **त्वद्वियोगे य आर्त्तो मत्** "હે નાથ, આપના વિયોગ થવાથી પ્રથમ શ્વાસ બહાર નીકળતાં, તેની સાથે જ પ્રાણ નીકળી જવા જોઈએ, તે પ્રાણ ન નીકળ્યા હવે હું શું કરું?" શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીજીમાં અ. ૨૬ ને ૨૭ની લીલા સમજાવતા કારિકાઓમા લખે છે કે ગોપીજનોમાં સ્વરૂપાત્મક આનંદનું સ્થાપન કરવા માટે ભગવાને રાસલીલા કરી. હવે ગોપીજનોને માન થવાથી ભગવાન અદૃશ્ય થયા. તેથી વિપ્રયોગ અવસ્થામાં આન્તર લીલા ગોપીજનોદ્વારા કરાવી છે. કડવા ૩૨-૬ કડીમાં 'આણિ હાસ્યે રમતાં વિરહ પામી' તેમાં પ્રથમ ભગવત્ ક્રિયાનું વર્ણન છે. ભગવાન અદૃશ્ય થવાથી તેમના હૃદયમાં અતિ શોક થયો, ત્યારે ભગવલ્લીલાઓ પૂતના, શકટ, તૃણાવર્ત, વત્સહરણ વગેરે લીલાઓનું

અનુકરણ કરતા તેઓ રમવા લાગી. તેમ થતા વિરહ વધુ વ્યાપ્યો ત્યારે બીજી લીલા-રસાસક્તિ જાગી, ત્યારે તેઓ ભગવાનને શોધવા વૃક્ષ વેલીઓને પૂછવા લાગી તથા ગુણ ગાવા લાગી, તથા બેશુદ્ધ દશામાં આંસુ પાડતા "હરિ હરિ" એમ બોલવા લાગી. ત્યારે દુઃખ હરણ કરનાર હરિની કૃપાથી, તેમને શોધતા હરિના ચરણના દર્શન થયા વળી ત્યાથી આગળ જતા એક ઉત્તમ ગોપી(શ્રીરાધાજી)ના દર્શન થયા. તેમણે પોતાનો અનુભવ કહ્યો ત્યારે પોતાના દોષથી ભગવાન અદૃશ્ય થયા છે તેવુ ભાન થયુ આ ત્રીજી લીના ગર્વાભાવની છે.

પદ ૯-૫ પણ નહીં ઓિનિ...ધરણિ-ભગવાન અદૃશ્ય થયા તેમાં કરણી (કગતુક) સ્ત્રીઓમા શ્રેષ્ઠ છીએ એ દોષ લાગ્યો ને તેથી રસ સ્વરૂપ કૃષ્ણ જેમ પાણી ભૂમિ ઉપર પડતા સર્વત્ર ફેલાય છે તેમ ભગવાન સર્વત્ર તિરોહિત થયા.

પદ ૯-૬ માહારા નવ ધરિ-અન્તર્ગૃહગતા-જે ગોપીજનો કામ ભાવથી ભગવાન પાસે જવા નીકળ્યા, તેમને તેમના પતિઓ વગેરેએ રોક્યા, તે વખતે તેઓને જે વિરહ થયો, તેથી તેમના પ્રાણ નીકળી ગયા અને મોક્ષ પામ્યા. (ભા૧૦-૪૪-૩૮ શ્લોક)

૩૩-કડના ૩૨મા ગોપીજનોને માન થયુ તેથી ભગવાન અદૃશ્ય થયા અને પદ-૯મા તેઓ કેવળ દીન બની રડે છે તેનુ વર્ણન કર્યુ. આ વિષે શ્રીમહાપ્રભુજી કહે છે કે જ્યારે માણસ નિ:સાધન થાય છે ત્યારે તે કેવળ દીન બને છે અને રડે છે અને તે જ સમયે ભગવાન તેના ઉપર કૃપા કરે છે. તેથી ભગવાન ફરીથી પ્રગટ થયા અને (પ્રસાદ) કૃપા કરી, તેમના તાપ સ્પર્શાદિદ્વારા હર્યા तासामाविरभूत् शौरिः (ભા. ૧૦-૩૨-૧) શ્રૂંગારમા પ્રકટ થયેલા ભગવાન તેમની વચ્ચે કાર્તિક હસતા મુખે પ્રકટ થયા

૩૩-૨ ભા ૧૦-૩૨-૯મા "તે બધા ગોપીજનો ભગવદ્દર્શન

"ભગવાને ભક્તોના ઉપર કૃપા કરવાને માટે જ ભક્તના સમાન રૂપ, મનુષ્યનો દેહ ધારણ કર્યો; કારણ કે જો ભક્તોના રૂપ કરતાં બીજા પ્રકારનું રૂપ ભગવાન ધારણ કરે તો ભક્તોને જુદા જુદા રૂપમાં પ્રકટ થએલા ભગવાનમા વિશ્વાસ રહે નહિ તેથી જેમ મનુષ્ય ઉપર કૃપા કરવાને માટે ભગવાન મનુષ્યનો દેહ પ્રકટ કરે છે તેમ ગોપીજનોના ઉપર પણ કૃપા કરવાને માટે-ગોકુલમા પોતાના સ્વરૂપાનન્દનું દાન કરવા માટે-ભગવાન તેવા પ્રકારની ક્રીડા કરે છે." ભા ૧૦-૨૩-૩૬માં "એમ લીલા વડે મનુષ્ય શરીરને સ્વીકારીને મનુષ્ય લોકને લાયકની લીલા કરતા, ગો ગોપ અને ગોપીઓને રૂપ વાણી અને કૃતિ વડે ખુશી કરતા, પોતે રમણ કરવા લાગ્યા."

૩૪—ગબ્ડી-લખોટીની રમત; ગત્ય—સ્ત્રી. (સં. ગતિ) પ્રવેશ;

ધાગડ—મસ્તી; ધૂતી—ઠગ વિદ્યા; ખાંત-સ્ત્રી. હોંશ, ઉમંગ.

૩૪-૩-૪. આ કડીનો ભાવ શ્રીભા. ૧૦-૧૧ ના ૭થી૧૧ શ્લોકમાં છે. વળી પુ ના. સ. ગ્રંથમા ૮૨૨ મું નામ नादब्रह्मप्रकाटनः નાદ એટલે ગાનદ્વારા અક્ષર બ્રહ્મને પ્રકટ કરનાર પ્રભુ. ૮૨૩ वय.प्रतिकृतिस्वनः પક્ષીઓના શબ્દો સાંભળી તે જ પ્રમાણે પ્રતિ શબ્દો કરનાર, દ્વિજ મોરના નૃત્યનું અનુકરણ કરનાર પ્રભુ છે. અહી જે રમતો આપી છે તે ભા. ૧૦-૧૮અ. છે. તેને શ્રીમહાપ્રભુજી આ પ્રમાણે સમજાવે છે. (૧) ગબ્ડીની રમત કુંભફલની રમત (લખોટીની રમત) (૨) ધાગડ (બીલાની રમત) મારદડીના જેવો પ્રકાર (૩) ધૂતિ આમળાંની રમત (૪) મુઠીની રમત (લંગડી) (૫) અસ્પૃશ્ય રમત (ખો) (૬) નૈત્રબંધ (આખ મીચામણી)

૩૪-૩-૪-૬ એ મહ...મ્યલી बर्हापीड (ભા. ૧૦-૨૧-૫) તથા बिभ्रत् वेणु तथा કરમલ-સાથવો, કુએર. बर्हप्रसूनवन ૧૦-૧૬-૪૭ એ પ્રસિદ્ધ શ્લોકોના ભાવ છે.

**नियुद्ध श्रमकर्शितः** બાહુયુદ્ધનો શ્રમ છૂટેલા (ભા. ૧૦-૧૫-૧૬) **मेघगंभीरया वाचानां** મેઘ ગંભીર વાણીવાળા **मर्कटोत्प्लवनादिभिः** મર્કટની પેઠે કૂદકા મારતા. (ભા. ૧૦-૧૧-૪૦).

અહીં શ્રીમહાપ્રભુજી કહે છે કે ' આ મલ્લ લીલામાં નૃત્ય કરવું એ કાયાની, ગીત ગાવું એ વાણીની, મેઘ પેરે ગાજવું (બડાઈ મારવાની લીલા) એ મનની લીલા છે. આ પીડાકારક નથી. જ્યારે સામાસામા યુદ્ધ કરવુ તે દુઃખરૂપ શારીરિક કાર્ય છે. આ ચાર પ્રકારની મલ્લલીલાની હરિ આનંદથી પ્રશંસા કરે છે (૧૦-૧૨થી૧૫ શ્લોક ઉપરની કારિકા)

**અરિષ્ટાસુર**—અ. પાચથી ૩૨ અ. સુધી તામસ ભક્તોનો ભગવાને નિરોધ કર્યો અને પોતાના આત્માથી-દેહથી તેમનાં સર્વ કાર્ય કર્યાં. હવે ભગવાન મથુરા પધારવાના છે તેથી, કર્મ, જ્ઞાન અને ભક્તિમાં તેઓનું ચિત્ત વિક્ષિપ્ત ન થાય તે માટે તે ક્રિયામાં જે કંઈ અશુદ્ધતા હોય તે નિવારવી જોઈએ. તે માટે અરિષ્ટાસુર, વ્યોમાસુર અને કેશી એ ત્રણના વધની વાત અ. ૩૬-૩૭મા કરી છે આ અશુદ્ધતા અથવા અધર્મનાં ત્રણ રૂપો છે તે કાયિક, વાચિક અને માનસિક.

ગોપીજનો જે તામસ હતા તે ભગવાનના જવાથી રાજસ થયા કારણ કે હવે તેમને ભગવાન સાથેનો સીધો સંબંધ મટી ગયો. પણ હવે નેત્રદ્વારા તેમને ભગવાનનો આનંદ મેળવાનો છે. આ કારણ હોવાથી શ્રીશુકદેવજી ૩૬ અ ના ૧૫ શ્લોકમા **गोपीनां नयनोत्सवः** પ્રભુને કહે છે વળી વાસનાઓ ભગવત્પ્રાપ્તિમા વિઘ્નરૂપ છે ગોપીઓ ઋષિરૂપા અને ઉપનિષદ રૂપા હતી. તેમનામા વાસનાઓ ખરેખર ન હતી પણ બહારથી આવી ચડી હતી અને તે પણ બહુ થોડા રૂપમા. તેથી તેમણે ભગવાનને મથુરા જતાં રોકયા નહિ, પણ ભગવાને વચનદ્વારા મોકલેલ સંદેશામાં વિશ્વાસ રાખ્યો.

**અરિષ્ટાસુર**—અરિષ્ટ એટલે મળ અથવા રોગરૂપ અગર તો બીજુ નામ વૃષાસુર એટલે આખલા રૂપે અસુર આ અસુર આખલા જેવો હતો તેથી તે પગથી જમીન ખોદતો હતો તેને મોટી ખૂંધ અને કાયા હતી તે ભયાનક બગડતો, ઊંચુ પુછ્છ કરી, ગોકુલના કોટને શીંગડાથી તાડતો હતો તેના આવા ભયંકર વર્તનથી ગાયો અને સ્ત્રીઓને ત્રાસ થયો અને આ ત્રાસથી બચવા કૃષ્ણ પાસે શરણે ગયા ભગવાન વાણીથી તેમને 'ભય ન રાખો' એમ કહી એ અરિષ્ટને પડકારતા, બાહુ ઠબકારતા તે અરિષ્ટ સામે ઊભા અને તેના બે શીંગડાઓ પકડી તેને અઢાર પગલા પાછો હઠાવ્યો ફરી પાછો શીંગડાથી પકડી ભોંય પર પછાડયો અને શીંગડાથી તેને મારી નાખ્યો ત્યારે દેવોએ ફુલોની વૃષ્ટિ કરી અરિષ્ટાસુરના વધથી કાયાથી જે પાપો થતા હોય તે માયાને તેમાથી રોકવી જોઈએ એ જણાવ્યુ છે

**કેશીવધ** —કેશી મોટા અશ્વ રૂપ હતો. તેનુ રૂપ ભયાનક હતુ અંત ત્ગણનો દૃષ્ટ હતો તે સંધ્યા સમયે ગોકુલ આવી ગોકુલને ત્રાસ આપવા લાગ્યો અને ભગવાનને શોધવા લાગ્યો, તેણે ભગવાનને કમળ સરખા નેત્રવાળા જોયા છતા તે દુષ્ટે પાછા ફરીને પગથી પાટુ માર્યા એટલે ભગવાને તેના બે પગ પકડયા અને ચક્કર ફેરવીને દૂર ફેંક્યો થોડીવારમા તેની મૂર્છા વળતા તે પાછો સિંહ પેઠે મુખ ફાડી ભગવાનનો ભક્ષ કરવા ઊભો એટલે ભગવાને ડાબો હાથ તેના મુખમા નાખ્યો કેશીએ હાથને દાતથી ભીસ્યા તે વખતે તેના દાત પડી ગયા એટલે ભગવાને પોતાનો હાથ વધાર્યો તેથી તેનુ ગળુ રૂંધાઈ ગયુ, એટલે તે પગ પછાડવા લાગ્યો, તેના શરીરે પરસેવો વળી ગયો, આખો ફાટી ગઈ અને લાદ કરતો તે તેમરણ પામ્યો પછી ભગવાને પોતાનો ડાબો હાથ એના મુખમાથી કાઢી લીધો

કેશી સિંહ સમો ઘોડાના આકારનો દૈત્ય અરિષ્ટાસુર કરતા મોટા મન-દોષ રૂપ હતો એટલે તે રાજસ હતો તે ભગવદ્

જ્ઞાનને રૂંધનાર હતો. તેનો ભગવાને નાશ કર્યો. વળી વાણીથી થતા અધર્મનું રૂપક ઘોડાની સાથે કર્યું છે. વેદમાં વાક્ ને અશ્વની સાથે સરખાવી છે, તે આસુરી વાણી તે ઘોડો, દુષ્ટ શબ્દો કેશવાળી, વાણીનું મૂળ મુખ; તેમાં કૃષ્ણે હાથ નાખી તેનો શ્વાસ બંધ કર્યો. ને તેની આસુરી વાણી બંધ કરાવી.

**વ્યોમાસુરવધ**—એ મય રાક્ષસનો પુત્ર હતો. તેણે કપટથી ગોવાળનો વેષ લીધો અને ભગવાન ભેગો રમતમાં ભળ્યો. રમત એવા પ્રકારની હતી કે બે જૂથો-એક ચોર જૂથ ને બીજું પાલક જૂથ અને ત્રીજું મેંઢા. આ રમતનું નામ નિલાયન ક્રીડા તેમા ચોર બનેલા મેંઢાં થયેલા ગોપાલોને ચોરી જાય અને પાલક ગોપાલો તે ચોર ગોપાલોથી મેંઢાંઓનું રક્ષણ કરે આમાં વ્યોમાસુર ચોર ગોપાલના યૂથમાં ભળ્યો. તેણે ઘણાં મેંઢા ઉપાડી ગિરિરાજની ગુફામાં મૂકી શિલાથી તેનું મુખ બંધ કર્યું. હવે ફક્ત ચારપાંચ ગોપ રૂપ મેંઢાં બાકી રહ્યા હતા. વ્યોમના વર્તનથી આ વાત કૃષ્ણ સમજી ગયા અને તેને પકડયો ત્યારે તેણે પોતાનું આસુરી રૂપ પ્રકટ કર્યું. તેમ છતાં કૃષ્ણે હાથથી પકડી પૃથ્વી ઉપર પછાડીને તેને મારી નાખ્યો અને ગુફામાંથી ગોપાલોને બહાર કાઢયા.

**વ્યોમાસુર**—મનથી થતો અધર્મ છે. તેનું પાપ જલ્દી પકડી શકાતું નથી તે બહુ માયાવાળું (ગુપ્ત) હોય છે. વળી તે વ્યોમ એટલે આકાશ જેવું મોટું હોય છે. તે સદ્ વિચારોને હરી જાય છે. તેથી શુદ્ધ ભક્તિ બની શકતી નથી. આ જ કારણથી કૃષ્ણે વ્યોમાસુરને માર્યો. આ પ્રમાણે અરિષ્ટ કેશી ને વ્યોમને મારી ગોપોને કાયિક, વાચિક અને માનસિક પાપોથી દૂર કર્યા પછી ભગવાન મથુરા પધાર્યા.

**વૈકુંઠ દર્શન**—ભગવાને ગોપોને તથા અક્રૂરને વૈકુંઠ દર્શન કરાવ્યું છે અને વૈકુંઠ કરતા વ્રજમાં વિશેષતા છે તેનું ભાન કરાવ્યું છે. શ્રીભા. ૧૦-૨૫ અ. તથા ૩૬ અ૦ વૈકુંઠનું વર્ણન છે. ૭.

ઇન્દ્ર, વરણુ વગેરે મહાન દેવોનો પરાજય કર્યો એટલે ભગવાન ફક્ત નારાયણના અંશ છે તેમ કોઈ ન સમજે, પણ કૃષ્ણ સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ છે તે સાચું જ્ઞાન મળે તે માટે ગોપોની ઇચ્છાથી ભગવાને તેમને વૈકુંઠનુ દર્શન કરાવ્યું.

તમસ્ અંધકાર)થી પેલેપાર ગૂઢ જ્ઞાન છે. તે બ્રહ્મલોક કહેવાય છે તે સત્ય જ્ઞાન અનંત જ્યોતિ સનાતન બ્રહ્મ વગેરે રૂપ છે. આ બ્રહ્મલોકનુ દર્શન મનન ધર્મ વાળા નિર્ગુણ મુનિઓને થાય છે. આ વૈકુંઠલોકમાં વેદો ભગવાનની (કૃષ્ણની) સ્તુતિ કરે છે. નંદરાયજી વગેરે કૃષ્ણના દર્શનથી આ બ્રહ્મ હ્રદમાં ડૂબી ગયા, અને પરમાનંદને પ્રાપ્ત થયા, અને બહુ વિસ્મય પામ્યા.

અક્રૂરને વૈકુંઠ લોકમાં ભગવાનના સાક્ષાત ચતુર્ભુજ સ્વરૂપનાં દર્શન થયાં. તેનું વર્ણન શ્લોક ૪૧ થી ૫૭ સુધી છે તથા ૩૧ અધ્યાયમાં અક્રૂરની સ્તુતિ છે.

**મૃત્તિકા ભક્ષણ:**–એક વખતે રમત કરતા રામ વગેરે ગોપોએ કૃષ્ણે માટી ખાધી છે એમ શ્રીયશોદાજીને કહ્યું. આથી શ્રીયશોદાજીએ કૃષ્ણનો હાથ પકડી દબડાવતાં કહ્યું કે તેં એકાંતમાં માટી કેમ ખાધી? ત્યારે કૃષ્ણે કહ્યું કે મેં માટી ખાધી નથી, આ બધા ખોટું બોલનારા છે ત્યારે શ્રીયશોદાજીએ "મુખ ઉઘાડ" એમ કહ્યું ત્યારે ભગવાને મુખ ખોલ્યું તો વાયુ અગ્નિ ચંદ્ર પૃથ્વી વગેરે અનેક વસ્તુઓ એ મુખમાં શ્રીયશોદાજીએ જોઇ, તેથી ભય પામતાં અને આ વિશ્વદર્શન એ સ્વપ્ન દેવમાયા કે મારી બુદ્ધિનો મોહ છે એમ વિચારવા લાગ્યાં,-ને કૃષ્ણને પ્રણામ કરવા લાગ્યાં અને સ્તુતિ કરવા લાગ્યાં. ત્યારે ભગવાને પોતાની માયાથી યશોદાજીને આ વિશ્વરૂપ દર્શનનું વિસ્મરણ કરાવ્યું અને માત પ્રથમની પેઠે કૃષ્ણમાં પ્રેમ કરવા લાગી.

**એહનિ...થતું. त्वदवतारेण व्रजः सर्वोऽपि कृतार्थः** આપના પ્રાકટ્યથી આખું ય વ્રજ કૃતાર્થ છે. "શ્રીગોકુલમાં જેમનાથી આનંદ પ્રાપ્ત થાય છે તેવા પ્રભુ. (પુ–ના–સ ૭૧૮)

નારદ શ્રીકૃષ્ણ પાસે આવ્યા તે હકીકત શ્રીભા. ૧૦-૩૪ અ માં છે. क्रूरस्त्वमक्रूरसमाख्यया (ભા ૧૦-૩૯-૨૧) હે અક્રૂર! તારું નામ વિપરીત અર્થવાળું છે એટલે તું ક્રૂર છે. નારદે કંસ પાસે જઈ કૃષ્ણ તારા કાળરૂપે જન્મ્યા છે તે વાત કહી ને, પછી તે શ્રીગોકુલ આવ્યા ને સર્વ વાત ભગવાનને કહી તેથી "ભગવાન પ્રસન્ન ન જ થયા. તેમણે ક્ષમા માગી ત્યારે ભગવાને ઉત્તર ન આપ્યો પણ જવાની રજા આપી." આમ શ્રીમહાપ્રભુજી કહે છે. અક્રૂર માટે શ્રીમહાપ્રભુજી કહે છે કે "અક્રૂર સાત્ત્વિક હોવા છતાં તેનામા રાજસ અને તામસ એ બન્ને દોષો હતા તેથી કંસનો સંગ થયો હતો. પણ તે કુટિલ નીતિ અને ભગવદ્ શાસ્ત્ર જાણતો હતો તેથી કુટિલ નીતિ છોડી, કંસનો ત્યાગ કર્યો અને સાત્ત્વિક બન્યો "

**૩૫-૬ તે પ્રાણ...પાંમીઓ:**—ભા.-૧૦-૪૬. ૪-૫ શ્લોકમાં 'ભગવાન સ્વયં' કહે છે કે "તે મારામાં મનવાળા, મારામાં પ્રાણવાળાં છે ને મારે માટે લૌકિક ધર્મો છોડયા છે ×× તે ગોકુલસ્ત્રીઓ મારું સ્મરણ કરતાં મૂર્છિત થાય છે. × ×"

**૩૬-૧-પલવટ** સ્ત્રી. (સં) કાછોટો; ગોપીજનો કૃષ્ણવિયોગથી આકુલ થયાં તેનું વર્ણન ૧૦-૩૯-૩૧મા શ્લોકમાં છે. "કૃષ્ણમાં આસક્તિવાળાં મનયુક્ત વ્રજની સ્ત્રીઓ વિરહથી આતુર બની ઉપર પ્રમાણે બોલવા લાગી અને લાજ છોડીને 'ગોવિંદ, દામોદર, માધવ' એવા નામ બોલી રુદન કરવા લાગી"

**૩૬-૨-પ્રભુનિ બોલ**-ભા. ૧૦-૩૯-૩૫ શ્લોકમા દૂતદ્વારા "હું પાછો આવીશ" એમ પ્રેમપૂર્વક કહેવરાવ્યું

**શુદ્ધિ** સ્ત્રી. ખબર; **અસમર્થાં**-અસરખાં (ઘડીકમાં બહુ, ઘડીકમાં ઓછાં); વિગત-સ્ત્રી-વિશેષ સમજ.

૫૬-૧૦ : આપણે...મુઝાર્યરે : શ્રીગુસાંઈજી ચ્હી વિજ્ઞપ્તિમાં કહે છે दधौ कमपराधं वा हृदये हृदयप्रियः तन्न जाने (પ· કોણુ જાણે હૃદયપ્રિય કૃષ્ણુ હૃદયમા મારો શો અપરાધ ધરી રહ્યા છે તે હુ જાણુતી નથી. વળી વિજ્ઞપ્તિ બીજી શ્લોક ૧૭માં "હે હૃદયેશ! હું જાણુતી નથી મારો શો અપરાધ છે. જે કારણથી આપનુ શ્રીમુખ જોવામા મને અંતરાય પડે છે."

આ પદની રચના (ભા ૧૦-૪૭-૫૩ ઉપરથી થઈ લાગે છે.)

हे नाथ हे रमानाथ व्रजनाथार्तिनाशन ।
मग्नमुद्धर गोविन्द गोकुलं वृजिनार्णवात् ॥

હે નાથ! દુઃખના સમુદ્રમાં ડૂબેલા ગોકુલનો ઉદ્ધાર કરો.

अतः कारणादस्मदर्थमागतेन त्वया दृश्यतामियं गोकुल मेकदा दृष्टव्यम् (ભા ૧૦-૩૧-૧) "તે કારણથી અમારા માટે પધારેલા આપે આ શ્રીગોકુલનું એક વખત દર્શન કરવું જોઈએ."

सोऽस्मानवतु सर्वत्र ददात्वभिमतं सदा।
यः प्रार्थितो भक्तजनैः पपौ वह्निं दधौ गिरिम् ॥ (વિ. ૯ ૯ શ્લોક)

જેણે ભક્તજનોની પ્રાર્થનાથી દાવાનલ પાન કર્યું અને ગિરિ ધારણ કર્યો, તે અમારી રક્ષા કરો તથા અમને અભિમત (ઈષ્ટ) ફલ આપો.

૩૭-૪-૫ ભા. ૧૦-૪૪-૬૭-૬૮ શ્લોકના ભાવ છે. मनसो वृत्तयो नस्युः "અમારા મનની દશે ઇન્દ્રિયોની વૃત્તિઓ કૃષ્ણુના ચરણુકમલની આશ્રિત થઈને રહે, અમારી વાણી તેમના નામ બોલે, અમારી કાયા તેના નમનાદિમાં ઉપયોગ થાઓ...કર્મથી ભટકતા અમો ઇશ્વર ઇચ્છાથી ક્યાં પણુ જઈએ ત્યાં મંગલ આચરણુથી દાનથી અમારી પ્રીતિ ઈશ્વર રૂપી કૃષ્ણુમા થાઓ"

૩૭–૩૮ કડવાના ભાવ વિજ્ઞપ્તિ ૮–શ્લોક ૧૨ માંના જેવો છે. " હે સખી! યાવદપુંગવ ને જઇને કહેજે કે કોઈ કામાગ્નિથી તપ્ત છે, તેણે પોતાનો સદેશો કહ્યો છે તે સાંભળો"

**જાજૂઆં** વિ.–નોખા; ગુઝ્ય; (સ્ત્રી) ગુપ્તવાત; વૃઠયા–વરસ્યા.

૩૮–૩ વિજ્ઞપ્તિ પાચમી શ્લોક ૧૮ " હે અંગ! હે વ્રજાધિપ! આપના અંગસંગ વિના વિરહથી પીડાએલી હું મારૂં જીવન કેવી રીતે ગાળું!" વળી શ્લોક ૨૦ મા " હે નાથ આપનુ વદનચદ્ર જે ગોપાગનાઓના સમૂહને વિભ્રમ અને મોહિત કરે તે બહુ લાબા સમયથી દુઃખી અતિ દીન એવી મને એકવાર દેખાડો." વળી શ્લોક ૨૩ મા " હે પ્રાણપ્રિય! આપના સગમની અવધિ આવી ગઈ તો પણ મારા હૃદયના ફૂટીને સો કકડા તુરત કેમ થતા નથી તે હું જાણતી નથી!"

૩૯–આ કડવામાં ગોપીજનોની અન્તર્નિષ્ઠા અને વિરહ એ અવસ્થા વર્ણવી છે. તે ઉદ્ધવજીએ અનુભવી. હંમેશાં ઉદ્ધવજી ગોપીજનોને ઉપદેશ આપે છતાં ભગવાન વિષેની ગોપીજનોની વિકળતા ઓછી થતી ન દેખે. તેથી તેઓ બરાબર સમજી શકયા કે મારામા અંતર્નિષ્ઠા છે પણ પ્રભુ વિષેનો પ્રેમ – આસક્તિ અને વ્યસન દશા-યુક્ત વિકળતા નથી આમ ગોપીજનો અને ઉદ્ધવજી પોત પોતાના મનની અવસ્થાની ટાઢકનો અનુભવ કરી રહ્યાં છે.

૩૯–૩–૪ ઉદ્ધવ સાથનિ-શ્રીભા – ૧૦—૪૭—૬૪ **वन्दे नन्दव्रजस्त्रीणां** એ શ્લોકમા ઉદ્ધવજી વ્રજવાસીનીઓને ઘણા જ દીન બની નમે છે, પછી ગોપોની રજા લઈ ઉદ્ધવજી મથુરા ગયા અને ભગવાનને વ્રજભકતોની ભક્તિનો ઉભરો કહી બતાવ્યો.

**પૂરિ**–વિ. સપૂર્ણ; ઉરિ ધરિ—ગોપીજનોનો પ્રેમ વર્ણવી શકાય તેવો ન હતો તેથી ભગવાને તે વાત પોતાના હૃદયમા સ્થાપન કરી.

૪૦–ગગનનાં–કાલાવાલા કરતા, અનુદિન રોજ.

૪૦–આ કડવામાં પ્રેહ્દેવે પોતાના આંતર જીવનની કેટલીક વાતો કરી છે. (૧) પોતે ચક્ષુ રહિત છે અને મંદમતિ છે. (૨) રોજ ભ્રમર ગીતના અર્થ જાણવાના પ્રયત્નમા છે. (૩) અર્થ એકે ન જાણ્યું એટલે પોતે વ્યવસ્થિત રીતે શ્રીભગવાનનુ પઠન કર્યું નથી. (૪) સ્વત બોલાવ્યુ–જે મહાપુરુષ પાસે પોતે શ્રીભાગવત શ્રવણ કર્યું, તેમની પ્રેરણાથી જે કંઈ બોલાયું (લખાયું) તે લખ્યું. (૫) જે ભગવદ્ કથા પોતે સાભળી, અને એમના મનમાં તેના જે ભાવો વશી ગયા, તે ઉપરથી આ ગ્રંથ સં. ૧૬૦૯ ના વૈશાખ સુદિ–૧૧ ના સોમવારે તૈયાર કર્યો. (૬) વળી આ ગ્રંથ ભગવદ્ ભકતોના પાઠ માટે તૈયાર કરી સોપ્યો. કવિ એટલે શબ્દના અર્થના રસિક જ્ઞાની–તેવા કવિ જનોને આ કાવ્યગ્રંથનુ સસ્કૃતનુ જ્ઞાન ન હોય તો પણ સમજણ પડશે તેથી તેમનુ તે કષ્ટ એટલે સંતાપ મટશે. (૭) કારણ કે આ કાવ્ય ગ્રંથનો જેમ વિચાર થશે તેમ ચિંતામણિ પેઠે અનિષ્ટ મટાડશે અને અર્થ–ભાવની વૃદ્ધિ થશે. તેવો આ ગ્રથ તૈયાર થયો છે. જો કે (૮) આ ગ્રંથની વસ્તુ તો ભગવાને જે રીતે એમને પ્રેરણા કરી તે રીતે કહી છે. જીવ કંઈ કરતો નથી. ભગવાન સૌના પ્રેરક બની કરાવે છે. તે વૈષ્ણવ ભાવ કવિ અત્રે કહે છે.

કુલ પાવન–જે સ્ત્રી–પુરુષ આ ભગવદ્ કથા ગાશે અગર સાંભળશે, અથવા બન્ને કરશે તે પોતે પવિત્ર થશે એટલું જ નહિ પણ એના સબંધવાળાં બધાં (કુલ) પવિત્ર થશે. હરિકથા વિરહીને ભગવાનના વિયોગમા જીવાડનાર છે. કારણ કે ભગવાનની કથા અમૃત જેવી છે. અમૃત ભગવદ્ રસરૂપ છે. જે મરણ મીટાવી, મોક્ષ આપી પરમાનંદનું દાન કરે છે.

**૫૬-૧૧-ભાગ્ય-પૂર્વ** જન્મમાં પ્રાપ્ત કરેલ હોવાથી સર્વનું મળ છે. અવિદ્યા નાશ પામે છતાં તેનું પરિણામ નાશ પામતું નથી.

જેમ ઘીના વાસણમાં ઘી ન હોય છતાં તેની વાસ આવે છે. તેથી અવિદ્યાના કાર્યને નાશ કરવા માટે ભગવાનનું ચરિત્ર છે. તે વડે દેહ, ઇન્દ્રિય પ્રાણ અંતઃકરણ અને આત્માનો સમૂહ–આ પાંચ જે સત્ત્વ નામે ઓળખાય છે તે શુદ્ધ બને છે. આ સત્ત્વ શુદ્ધિમાં (૧) ભગવન્નામ સ્મરણ અંતઃકરણને, ૨) ભગવાનના રૂપદર્શન ઇન્દ્રિયોને (૩) ભગવાન સંબંધી જ્ઞાન દેહાધ્યાસને (૪) ભક્તિ પ્રાણને અને (૫) ભાગ્ય આત્માને શુદ્ધ કરે છે.

**પ્રેમિ-હિયાતણું**:–અહીં બ્રહ્મદેવ કહે છે કે આ કાવ્યગ્રંથની રચના મુખ–ખંડન છે એટલે મુખની શોભા વાણી છે. એટલે આમાં બ્રહ્મવાદની અત્યંત સુંદર વાતો છે, સાથે સાથે **હાર હૈયા તણું છે.** જેમ હાર–વનમાલા આખા વૃક્ષઃસ્થલ ઉપર છવાય છે, તેમ હૃદયના ભાવો હારની પેઠે આ ગ્રંથમાં છવાયા છે. એટલે પ્રેમભક્તિ આ ગ્રંથમાં મુખ્યત્વે વર્ણવી છે. ૧૦–૪૪ અ૦ માં જેમ ગોપીજનોએ શરૂઆતમાં ઉદ્ધવજીને જોતાં તેમનું જ્ઞાની મન પરખી લીધું હતું, તેથી ભ્રમરને મિષે જ્ઞાન અને પ્રેમભક્તિની વાતો કરી છતાં, ઉદ્ધવજી તે પૂરેપૂરી પચાવી શકયા નહિ અને જોરશોરથી ભગવત્સંદેશો–બ્રહ્મવાદની વાતો કરી. ત્યારે ગોપીજનોએ તેમની જ્ઞાનની વાતો સાંભળી પણ તેમનો પ્રેમ ભગવાન વિષેનો ન્યૂન ન થયો. પણ વૃદ્ધિ પામ્યો; ને તેના પરિણામે તેમની વિકળતા વધી. તેના પરિણામે કૃષ્ણ કથા લીલાનું ગાન તેમણે કર્યું. આમ જે જ્ઞાની ભક્તો છે તથા જે પ્રેમી ભક્તો છે તે બન્ને માટે આ ગ્રંથમાં રસ સ્વરૂપ પરમાત્માનું (**स एष सर्वरसः** શ્રુતિ) ઘણા પ્રકારે વર્ણન છે. તે જેનામાં પ્રેમ હોય ને સાંભળે તેને પ્રાપ્ત થાય.

**પદ-૧૧-૨-૩ હરિ-તણા...ભ્રમર ગીતા તણી**–વ્રજ હીર મણયે નમઃ–વ્રજના હીરામણિરૂપ ભગવાનને નમન (ત્રિ–ના–ભા–લી. ૪ નામ) હીરો એ મુખ્ય મણિ છે. તેનામાંથી જે રસ–નવરસ–નો

પ્રકાશ પડે છે, તે પ્રકાશ રૂપી દોરીથી બાર રાગ રૂપી મોતી નીપ્યા છે અને તેમા ૧૧ પદ રૂપી મણિ ૪૦ ભાગો (કડવામા) ગોઠ-યા છે કવિના કહેવાનો આશય એ છે કે આ ભ્રમર ગીતામા સર્વત્ર ભગવાનની કથા છે તેના કથાના પ્રકાશ ૧૧ પદ, બાર રાગ, અને ૪૦ કડવામા છે ભ-ગીના અ-૭ શ્લોકછમા "હે ધનજય । મારાથી પર બીજુ મારૂપણ નથી સૂતમા મણિઓના સમૂહ પેરે આ સર્વ મારામા પરોએલુ છે

**ફલ જોતાં કોટિ યાગ-**ક્રાટયશ્વમેધપાપઘ્ન કોટિ અશ્વ મેધ યજ્ઞ પેરે પાપને હણનાર ભગવાન છે તેમ આ ભ્રમર ગીતાનો પાઠ જીવોના અનત પાપો મટાડી અનત યજ્ઞ કરવાથી મળતુ ફળ આપનાર છે એટલે ભગવાન વિષેનુ જ્ઞાન કે ભક્તિ કોટિ યાગ એટલે અનત યજ્ઞ કરવા સમાન છે

**ફળ ગાતાં સાંભળતાં વ્રજવાસ-**વ્રજ ભગવાનની લીલા ભૂમિ છે ત્યાં રહેવાથી માનવ હૃદય કોમળ બની ભગવાનની ભક્તિ મેળવે છે, તેવો વ્રજવાસ આ ભ્રમર ગીતાના પાઠથી હૃદયમા થાય છે

## નરસિંહ મહેતા કૃત પદો
શબ્દાર્થ

પદ ૧–વાહાણું ન. વાહાણું પ્રભાત
સાંચરી–અ. ક્રિ. (સંચરવુ ઉપરથી) ચાલી
જુહાર–પુ. નમસ્કાર
વેશ્રી–સ્ત્રી. ચોટલો
વલોણુ–ન. વલોવવાની ગોળી; રવૈયો
ખળકે–ખડખડે
ચૂડી–સ્ત્રી. નાનો ચૂડો
કંકણુ–ન. (સં) કાંગરાવાળી ચૂડી –બંગડી
ફાળ–સ્ત્રી. ધ્રાસકો
પદ ૨–દિસલડી–સ્ત્રી. (સં) દિશા, રસ્તો
મહુણા–પું. (સં. प्राघुणक) મહેમાન
પંજર–ન. (સં.) પાંજરું
પગ ધોઈ–આભાર માની, સેવા કરી
પદ ૩–કિલંભડા પું. (સં)ઠપકા, મહેણા
મદન પુ (સં) કામ
વંશ પુ. (સં) વાસળી
ચરીઆં ક્રિ (સં) ફરીઆ
પદ ૪–પરબ્રહ્મ–ન. પરમાત્મા
છંમ કેમ
પદ ૫–માહાવા–પુ. (સં)માધવ
સુવેશ–અ. સારી રીતે
આવાગમન ન. અવતરવું અને મરવુ તે
પદ ૬–બાધા–સ્ત્રી. (સં)માનતા.
આકરી–વિ. કઠણ.
પદ ૭–જંતર–પું. (સં) તાંત્રિક આકૃતિ
વાવલીયા–પુ. વાયરો

## ચતુર્ભુજ કૃત ભ્રમર ગીતા
શબ્દાર્થ પા. ૪૯ થી ૬૧

૧ ભારતી–(સં.સ્ત્રી.) સરસ્વતી
સારથી ભારથી–ભારતના યુદ્ધમા અર્જુનના રથને હાંકનાર કૃષ્ણ
મદન મુરાર–(પુ સં. મુરારિ.) મુર એ દૈત્યનુ સ્વરૂપ છે. તેને પંચ પર્વ વાળી અવિદ્યાની અધિષ્ઠાત્રી દેવ ગણી છે. તે અવિદ્યાના પર્વ દેહ, ઇંદ્રિય, પ્રાણ અને અંતઃકરણ- આ ચાર અધ્યાસ અને સ્વરૂપ વિસ્મૃતિ. છે. આ અવિદ્યાના શત્રુ મુરારિ એટલે શ્રીકૃષ્ણ. આ શ્રીકૃષ્ણનુ સ્વરૂપ મદન એટલે સુંદર–પ્રેમમય છે

૨ માધવ-(સં. પુ.) લક્ષ્મીપતિ

૩ ફાગ ફાગુણ-(સં. ફલ્ગુ ફાલ્ગુન.) વસંત; વસંતો-, ત્સવના અર્થમાં છે. રસિક ભજન, આખ્યાન એ રીતે અહીં તેનો અર્થ છે

૪ દારિ—ઘેર

સણસર-સ્ત્રી. હીલચાલ

સંચ-, પુ.) સંચય

૫ પંચ પાતક-પુ

ततोऽनृतं मदं काम रजो वैरं च पातकम् અસત્ય, મદ, કામ, રજ (ક્રોધ) અને વૈર એ પાંચ પાપ છે. (શ્રીભા. ૧-૧૮-૩૯)

પુલઈ-પલાયન કરી જાય; જતાં રહે.

મોડીઉ-(સ) ફેરવ્યો,મરડ્યું

કટ-(પુ સ.) હાથીનું ગંડ-સ્થલ

કબંધ-(પુ. સં.) માથા વગરનું ધડ

૬ જેડવા (અ ક્રિ) વિલંબ કરવા

સાંઈ-ન. (સં. સ્વાગત અથવા સ્વાગત) આલિંગન

સાંઈ-(પુ. હિ.) ઈશ્વર, માલિક

૭ ખેડવા-સ. ક્રિ. ચલાવાને.

૮ દીકોડી-સ્ત્રી. દાસી

૯ પ્રી-(સં.) પ્રિય.

૧૧ વ્યલલવઈ-(અ. ક્રિ.) વિલાપ કરતા

૧૨ રણકુર-(ન. સં.) રણમાં ક્રૂર (चित्ते कृपा, समरे निष्ठुरता च दृष्टा)

હારડા ન. હીરડા (સં. હૃદય)

૧૪ છેહ-(પુ, હિ. છોહ) અનુગ્રહ, પ્રેમ અથવા (પુ-સં. ક્ષેપ) દગો

૧૮ મધુ માસિ-(પું. સં.) વિ. ચૈત્ર માસમા

૧૯ ઝિલ ઝુંબી-ન. ઝીલ. રથના પાછલા ભાગનું લાકડું -ઝુંબી વળગી (?)

વિલુંબી-, સ.વિલંબ- ઉપરથી)

વિટળાણા કરી અથવા વળુંધા વળગી; લટકી

પ્રીછવી-(સ્ત્રી.સં) સમજાવી

સુધી (વિ. સં.) સુબુદ્ધિએ વાલી-વળાવી પાછી ગોકલી

૨૦ **ચડવડી**–( ચલેવળે )
હિલચાલ કરી–તૈયારી કરી
૨૧ **વેરણુ**–( પું. સં. વૈર. ) દુશ્મન
૨૨ **છલી**–( સં. ) છલથી કપટથી
**વાલિંભ** પુ પ્રિયતમ
( સં. વલ્લભ )
૨૩ **મહી**–( સં. ક્રિ. ) દબાવી
**મુંધિ**–( સ્રી. ) ભોળી સ્રી
મુગ્ધા
**પનોતી**–( સ. પનાય. )
માનવંતી
૨૪ **પ્રાત : સારે**–( સં. પ્રાતઃ
કર્મ. ) સવારે કરવા માટેનાં
શૌચ, સ્નાન પ્રભુ સ્મરણ
વગેરે કર્મો
**પાખલિ**–અ. આજુબાજુ.
**અનોને વ**–એ જ
**ત્રિભુવન**–( પું. સં. ) ત્રણ
ભુવનમાં સ્વર્ગ, પૃથ્વી ને
પાતાળ; અહીં યમુનાજીના
ધરામાં ( પાતાળ ) રથમાં
( પૃથ્વી ) અને અંતરીક્ષમાં
( સ્વર્ગ ) વ્યાપી રહ્યાં છે.
૨૬ **નયર**–( સં. નગર ) આસો
ગામ વચ્ચેનું એક વ્યવહારનું
શહેર.
**પરિઅટ**–( પું. ) ધોબી
**પટ**–( ન. સં. ) કપડાં
૨૮ **હેજ**–હેત, પ્રીત
૨૯ **કામિની**–( સ્રી. સં )
સ્રીઓ
૧૭ **મેર**–( પું. સં. મેરૂ ) મેરૂ
પર્વત
૩૦ **સલસાર**–( સં. શલ્યસાર. )
શ્રેષ્ઠ હથિયાર
**વેહારી**–( પું. સં. વેધ )
કાણીકરી ( ? )
**પુંતાર?**
૩૨ **રૂપડો?** ગવત, નાનારાજા.
વીરસરદાર રાવલ રાજા
૩૪ **ઝાલ**–( સ્રી. ) જ્વાલા
૩૫ **હેલાં**–( સં. હેલા ) રમત
માત્રમાં, સહેલાઇથી
**જૂટ** (પું. સં.) લટ. વાળનો
જૂડો.
૩૬ **હંસ**–( પું. સં. ) જીવ.
૩૭ **હલ્યા**–(સં. ) સંહાર્યા. નાશ
કર્યા
૩૮ **આલોચ**–(સં.) ગુણ દોષનો
વિચાર
૩૭ **વધાર્યા**–સં. વર્ધ+કાર; પ્રા.
વદ્ધ આર. ) અભ્યુદય કર્યો
૩૯ **સાંઈ**–( નિ. સં. સ્વર-જ
ભેટવું અથવા સં. સ્વાગત

પ્રા. સાર્ઈઅ ઉપરથી)
આલિંગન
**પાહિ**–અવ્ય. પાસ
૪૩ **વાહી**–પટાવીને
૪૫ **ઝરણી**–(અ.) મૌન
૪૬ **રોલ**–(પું.) રોળયા–માર્યા
દાટ વાળ્યો
**તષ્ટી**–ટચલી
**તોલ**–(પુ.) તોળવુ
૫૦ **ધ્રુન**–(સ્ત્રી) ધ્વનિ
૫૧ **યામિની**–(સ્ત્રી. સં.) રાત
**ગાઢી**–(વિ.) ઘણા, મોટા
૫૩ **દમર**–(પ્રા. દુમ્મણ સં. દુર્મનસ દુઃખ
**સુનિ**–સાંભળો
૫૪ **કાલિજ**–કાળજું. (ન. કલેજું)
૫૭ **હરિ-ગણ**–(પુ. સં) હરિના સેવક
૫૮ **યાસિઈ**–આશા
**લવલેશ**–(વિ. સં.) લગારેક પણ
૫૯ **અચિંત્યુ**–(વિ.) ઓચિંતું
૬૦ **પરિ**–(ઉપ. સં.) પૂર્ણતા
**લાધી**–(સં. લબ્ધ.) પામી
૬૧ **અ-ભાવી** (પું. સં.) અપ્રિય
**પિરિ**–(સં.) પ્રકારે
૬૨ **ભૂર**–(વિ.) ગમાર, અબુધ
૬૬ **દૂહવ્યા**–(સં. ક્રિ.) દુઃખ આપ્યું, દુભવ્યા
**વેદન**–પીડા, વેદના
**સહીય**–(વિ. અ.) સત્ય
૬૯ **વયરી**–(ન.)વેરી.
૭૦ **વિહરુ**–(પું.)આતરો, વહેરો, તફાવત
૭૧ **ચંદ્રાઉલી**
૭૩ **જાતિ નઈ ભાતિ**–(સ્ત્રી.) જાતિ-પાંતિ
૭૪ **પ્રાંમસિઉ**–પામશું
૭૫ **જમલિ**–(સં. યમલ) પાસે
૭૭ **પાખઈ**–(સં. પક્ષ) સિવાય
૭૮ **દાખિ**–બતાવે
૭૯ **વાનિ**–(પું. સં. વર્ણ)વર્ણ રંગ
૮૦ **પાયક**–(પું. ફા.) દૂત, સેવક
૮૧ **ઉગટ**–(સ્ત્રી. ઉદર્તન.)સુગંધી પદાર્થોનો લેપ
૮૪ **દ્રહ**–(પું. સં. દ્રદ.) ધરો, કુંડ
૮૫ **નિર્દલિઉ**–નાથ્યું
**વિનર્ડિઉ**–(સં. ક્રિ. વિનર્તયતિ.પ–રાજીત કર્યું
૮૮ **ચરમોઈ**–ચણોઠી

બહિરખિ પું'સં'. (બહુરક્ષ) કોણીનું એક ઘરેણું. એ-બા (ગોઠાસા તરફ પહેરાય છે) પાન બેરખા

મા'ન-(વિ. સં. મહાન) બહુ મોટા

૮૯ માદલ-(ન. સં'. મર્દન) એક વાદ્ય

માધુયરિ-(સ્ત્રી. સં'. મધુકરી) વાંસળી

૯૧ દીહ-પુ. દિન

૯૩ ઉલંભા-(પું.સં' ઉપાલંભ) ઠપકો

૯૪ છેહ-(પું'. સં'. ક્ષેપ) વિશ્વાસ-ઘાત

૯૭ નીમ-(પું'.) નિયમ

૯૯ કેરિ-સ્ત્રી. કોકને

હેલયા (સ્ત્રી. સં'. હેલા) રમત માત્રમાં

સંકેત-(પું'. સં'.) સાન, સમસ્યા

૧૦૦ જુગતિ-(સ્ત્રી. સં'. યુક્તિ) ઉપાય

વાસ-(પું'. સં'.) સ્થાન(નો)

૧૦૩ અવધાન-(ન. સં'.) એકામના

અડસઠિ તીરથ-(વિ. સં' અષ્ટ ષષ્ટિ તીર્થ) અડસઠ બધાં હિંદુતીર્થ

હેમતુલા પુરુષ-(ન. સં'). એક પ્રકારનું વિશિષ્ટ સન્માન મેળવેલ પુરુષ કોઈ શાસ્ત્રાર્થ માં જીતે અથવા ભક્તો તરફથી કોઈ સન્માનિત પુરુષનું સુવર્ણથી તાળવામાં જોખી તેને ભેટ આપવું તે

તોલિ-(સં'.) પ્રતિદિન

## રસિક ગીતા

શબ્દાર્થ પા. ૭૦ થી ૮૫

૨ અગ્મુધ-(વિ. સં'.) અણ સમજુ

દીન-(પું'. સં'.) રંક

૫ વાટલી-(સ્ત્રી.સં'.) વાડકી

૭ અમો મોટા હરિ-ભગ-વાનના મોટા ભક્ત છીએ

૯ પલો-(અ. ક્રિ.સં'.) જાઓ

૧૦ સબલ-(વિ સં'.) અતિશય

૧૨ અવિધારજો-(સ. ક્રિ.સં'.) તપાસજો

૧૪ ભાલવણ-(સ્ત્રી. સં'.) ભલાઈ, ભલામણ

૧૯ દુખણાં-(ન. બ. વ. સં'.) ઓવારણાં

૨૦ દોહિલા-(વિ-સં'.) દુઃખી

ઍાડ-(સ્ત્રી.) ઠડે
ઉખલ-(ન.સં.) ખાંડણિયો
વશસો.-(અ.ક્રિ.) પગ્નાવો
૨૨ આઢો-(અ. ક્રિ.) રખડવા
જવું(આહિયો પુ ગોવાળિયો)
૨૪ લેખે-(ચ.) સાર્થક
લેખીશું-(સ.ક્રિ.)ગણીશું
૨૫ ઘાલીને-(સ ક્રિ.) અંદર
મૂકીને ચીકડાં-(ન.બ.વ)
ઓવારણાં
૨૬ વિહાણી-(અ. ક્રિ. સં.)
ગુજરી, વીતાવી
૨૭ વલોણા-(પુ.)વલોવવાની
ગોળી, રવૈયો
રોલ-(પું.)શોરબકોર,મોટો
અવાજ
વાજે-(અ.ક્રિ.) વાજાના
જેવો અવાજ થાય તે
ભલી-(વિ.) માયાળુ
રસ-(પુ.સં.) અલૌકિક,
આનંદ
ભામિની-(સ્ત્રી. સં.)
જુવાન સુંદર સ્ત્રી
૩૦ રાવલો-(પું.) રાજાનો
વાવલો-(પું.) વાયરો
૩૩ વલવલો-(અ.ક્રિ સં.)
વલખાં મારો

૩૪ સાધો (સ.ક્રિ.સં.) સિદ્ધ
કરો
દઢ—(વિ.સં.) અટળ
૩૫ વિકલ-(વિ.સં.)અસમર્થ
તાણ-(ન.) વહેણ
વિધાર્ગત (પું.સં.) વિધિને
સમજ
૩૮ ધામ-(ન.સં.) અક્ષર ધામ
૪૧ ઉધાર-(વિ.) રોકડ દામ
લીધા વિના આપેલી વસ્તુ
દોકડો-(પું.) રૂપિયાનો સો
મો ભાગ
રોકડો-(વિ.) હાથમાં
આવેલા નગદ નાણાં
૪૨ મસાણ-(પું.) સ્મશાન
૪૩ સોહાગ-(પું. સં.)
સૌભાગ્ય
ઉપટી-(અ.ક્રિ.)ઝાંખો પડી
જાય
કસુંબો-(પુ. સં.) લાલ
રંગી
કાપડો-(પું.સં.) કપડું
૪૪ અટારો-(વિ.સં.) ખોડીલો
૪૬ સુભ્રાંત-(વિ.સં.) વિશેષ
પ્રકારનો મોહ
[illegible]
~ મમાં

ખાંત (સ્ત્રી) લાલસા

૪૯ ઠકરાત-(સ્ત્રી) ઠાકોરપણું (જાગીરની માલિકીપણું)

૫૫ અસુભ્રાંત-પચતત્ત્વવાળા દેહનો મોહ

૫૭ સબંધી-(ત્રિ.) સંપર્ક-પણું

૫૮ સંગી- વિ સં.) મેળવતી

અવર (વિ સં.) અન્ય

૫૯ વિહાર-(પું સં.)આનંદમાં પ્રવૃત્તિ

પરવરો-(અ. ક્રિ.) જાઓ, પ્રસરો

૬૧ કરમલી-(પુ સ.)ભેળવેલો મિશ્રિત બનેલો

૬૨ ચોલતા-(સ. ક્રિ.)વારંવાર ઉથલાવવા

૬૩ ઉમટી-જુઓ ઉપટી

કૂડા (ન સ.) કપટ ભરેલા

કંકોલ (પુ. સં.) એક ઔષધિ

ઉફરા-(વિ. સં.) ઉપરા-પાસાભેર (જેમ છત્તો ખાટવો ઉફરો કરીએ છીયે તેમ ભગવાન અમોને છત્તા હતા તે પાસાભેર થઈ ગયા)

૬૫ ટટ્ટુ (ન.) નગણું કે ઠીંગણું ઘોડું

તેજિઅે-(સ્ત્રી) તેજ સ્વભાવનો ઘોડો

૬૮ ધર્મ-(પુ.સં.) શાસ્ત્રમાં કહેલી વિધિ નિષેધ, આચાર

૬૯ નીચું-(વિ સં.) હલકું

નીતમાં(સ્ત્રી. પુ)નીતિમાં

પંચ-રસ

લાડ-(ન.)હસાવી ખેલાવી ગમ્મ્ત થતા

આદે-(ન) આદી, પૂર્વે

અવિચારી-(પું. સ.) વિચાર-વિવેક વગરના

આહીરડાં-(ન) ભરવાડ

૭૪ સાધના-(સ્ત્રી. સં.)મોક્ષ મેળવવા માટેનો પ્રયત્ન

સર્વસ્વ-(ન.) પોતાનું બધું શક્તિ સંપત્તિ

આરાધના-(સ્ત્રી.) પૂજા

૭૬ પોથાં-(ન સં.) મોટા પુસ્તકો (તુચ્છકારમા)

૭૯ ઝૂઝયા-જોરથી લડયા

આફણિયે-(અ. સં.) પોતાની મેળે

૮૭ કુહડી (સ્ત્રી સં.) તે ગોળ ગોળ ફરવું તે

ફીણિયાટ-(સ્ત્રી.) હઠે
.ઉખલ-(ન.સં.) ખાંડણિયો
વરાસો.-(અ.ક્રિ.) પગતાવો
૨૨ આઢો-(અ. ક્રિ.) રખડવા
જવું(આઢિયો પુ ગોવાળિયો)
૨૪ લેખે-(અ.) સાર્થક
લેખીશું-(સં.ક્રિ) ગણીશું
૨૫ ઘાલીને-(સ ક્રિ.) અ દર
મૂકીને મીંડડાં-(ન.બ.વ)
ઓવારણાં
૨૬ વિહાણી-(અ. ક્રિ. સં.)
ગુજરી, વીતાવી
૨૭ વલોણા-(પુ.)વલોવવાની
ગોળી, રવૈયો
રોલ-(પું.)શોરબકોર,મોટો
અવાજ
વાજે-(અ.ક્રિ.) વાજાના
જેવો અવાજ થાય તે
ભલી-(વિ.) માયાળુ
રસ-(પુ.સં.) અલૌકિક,
આનંદ
ભામિની-(સ્ત્રી. સં.)
જુવાન સુંદર સ્ત્રી
૩૦ રાવલો-(પું.) રાજાનો
વાવલો-(પું.) વાયરો
૩૩ વલવલો-(અ.ક્રિ.સં.)
વલખાં મારો
૩૪ સાધો (સ.ક્રિ.સં.) સિદ્ધ
કરો
દઢ—(વિ.સં.) અટળ
૩૫ વિકલ-(વિ.સં.) અસમર્થ
તાણ-(ન.) વહેણ
વિધાર્ગતિ (પું.સં.) વિધિને
સમજ
૩૮ ધામ-(ન.સં.) અક્ષર ધામ
૪૧ ઉધાર-(વિ.) રોકડ દામ
લીધા વિના આપેલી વસ્તુ
ઢોકડો-(પું.) રૂપિયાનો સો
મો ભાગ
રોકડો-(વિ.) હાથમાં
આવેલા નગદ નાણાં
૪૨ મસાણ-(પું.) સ્મશાન
૪૩ સોહાગ-(પું. સં.)
સૌભાગ્ય
ઉપટી-(અ.ક્રિ.)આંખો પડી
જાય
કસુંબો-(પુ. સં.) લાલ
રંગી
કાપડો-(પું. સં.) કપડું
૪૪ અટારો.(વિ.સં.) ઓડીલો
૪૬ સુભ્રાંત-(વિ.સં.) વિશેષ
પ્રકારનો મોહ
ભયોભવ-(અ.) દરેક

ફ્રુન્આરૂ-(સ્રા.) હઠે
ઉખલ-(ન.સં.) ખાંડણિયો
વગરસો.-(અ.ક્રિ.) પગતાવો
૨૨ આઢો-(અ.ક્રિ.) રખડવા જવુ(આઢિયો પુ ગોવાળિયો)
૨૪ લેખે-(ચ.) સાર્થક
લેખીશું-(સં.ક્રિ) ગણીશું
૨૫ ઘાલીને-(સ ક્રિ.) અદર
મૂઠાને મીંઠડાં-(ન.બ.વ) ઓવારણું
૨૬ વિહાણી-(અ. ક્રિ. સં.) ગુજરી, વીતાવી
૨૭ વલોણા-(પુ.) વલોવવાની ગોળી, રવૈયો
રોલ-(પું.)શોરબકોર,મોટો અવાજ
વાજે-(અ.ક્રિ.) વાજાના જેવો અવાજ થાય તે
ભલી-(વિ.) માયાળુ
રસ-(પુ.સં.) અલૌકિક, આનંદ
ભામિની-(સ્રા. સં.) જુવાન સુંદર સ્ત્રી
૩૦ રાવલો-(પું.) રાજાનો
વાવલો-(પું.) વાયરો
૩૩ વલવલો-(અ.ક્રિ. સં.) વલખાં મારો
૩૪ સાધો (સ.ક્રિ.સં.) સિદ્ધ કરો
દઢ—(વિ.સં.) અટળ
૩૫ વિકલ-(વિ.સં.)અસમર્થ
તાણ-(ન.) વહેણ
વિધોગતિ (પું.સં.) વિધિને સમજ
૩૮ ધામ-(ન.સં.) અક્ષર ધામ
૪૧ ઉધાર-(વિ.) રોકડ દામ લીધા વિના આપેલી વસ્તુ
દોકડો-(પું.) રૂપિયાનો સો મો ભાગ
રોકડો-(વિ.) હાથમાં આવેલા નગદ નાણાં
૪૨ મસાણ-(પું.) સ્મશાન
૪૩ સોહાગ-(પું. સં.) સૌભાગ્ય
ઉપટી-(અ.ક્રિ.)ઝાંખો પડી જાય
કસુંબો-(પુ. સં.) લાલ રંગી
કાપડો-(પું.સં.) કપડું
૪૪ અટારો-(વિ સં.)ખોડીલો
૪૬ સુભ્રાંત-(વિ.સં.) વિશેષ પ્રકારનો મોહ
ભવોભવ-(અ. જન્મમા

ખાત (સ્ત્રી) લાલસા

૪૯ ઇસ્રાત-(સ્ત્રી) ઠાકોરપણું (જાગીરની માલિકીપણું)

૫૫ અસુઆત-પચનત્ત્વનાગા દેહનો મોહ

૫૭ સબંધી-(વિ) સંપર્ક-પણું

૫૮ સંગી-(વિ સ) મેળવતી

અનેર (વિ સ) અન્ય

૫૯ વિહાર (પુ સ) આનંદમા પ્રવૃત્તિ

પરસરો-(અ ક્રિ) જાઓ પ્રસરો

૬૧ દરમલો (પુ સ) ભેળવેલો મિશ્રિત બનેલો

૨ ચોલના-(સ ક્રિ) વારંવાર ઉથલાવવા

૬૩ ઉમટી-જુઓ ઉપરી

કૂડા (ન સ) કપટભરેલા

કડેલ (પુ સ) એક ઔષધિ

ઉફેરા (વિ સ) ઉપગ-પાસાભેર (જેમ છાશો ખાતનો ઉફેરો કરીએ છીએ તેમ ભગવાન અમોને છતા હતા તે પાસાભેર થઈ ગયા)

૬૫ દૂટ્ટ (ન) નગણું કે ગીગણું ઘોડું

તેજિએ-(સ્ત્રી) તેજ સ્વભાવનો ઘોડો

૬૮ ધર્મ-(પુ સ) શાસ્ત્રમા કહેલી વિધિ નિષેધ આચાર

૬૮ નીચુ-(વિ સ) હલકુ

નીતમા (સ્ત્રી પુ) નીતિમા

પચ-ન્સ

લાડ-(ન) હસાવી ખેલાવી રાજી થતા

આદે-(ન) આદી, પૂર્વે

અવિચારી-(પુ સ) વિચાર-વિવેક વગરનો

આહીરડા-(ન) ભરવાડ

૮૪ સાધના-(સ્ત્રી સ) મોક્ષ મેળવવા માટેનો પ્રયત્ન

સર્વસ્વ-(ન) પોતાનુ બધુ શક્તિ સંપત્તિ

આરાધના (સ્ત્રી) પૂજા

સ્થાન-(ન સ) મોટા પુસ્તકો (ઉપરકારમાં)

આંખ-મીચામણી-(ન.)
એક રમત
૯૦ ભ્રાહ-(પું. સ.) વિરહ, વ્હાલાનો વિયોગ
વેધ્યાં-વીંધાએલાં
૯૪ લળી-(અ. સં.) નીચા નમી નમીને
૯૫ વિધિ-(પુ. સં.) શાસ્ત્રના.
૯૭ આપોપુ-(ન) પોતાપણું
૯૮ અનરે-(ન.) જુદાઇ અથવા ભેદ
૧૦૧ યતિ-(પુ. સં.) સન્યાસી
૧૦૩ વાંછના-(સ્રી. સં.) ઇચ્છા
રંજતા-(અ ક્રી. સં) રંજેલી
૧૦૬ સાંકલી-(સ્રી.) બેડાઇ
૧૦૮ નેમ-(સ્રી.) લક્ષ્ય, નિશાન
૧૦૮ વિધિ-(પુ. સં.) શાસ્ત્ર રીત
છકી-(અ. ક્રિ. સં.) મર્યાદા ઓળંગી
૧૦૯ વાવલા-(ન. બ. વ) વલખાં, ફાંફાં [illegible]
૧૧૦ ખગ-(પું [illegible]) [illegible] મનની વૃત્તિઓ
સુભટ-(પું. સં.) [illegible]
શૂરા-[illegible]
૧૧૧ ગલગલ[illegible] સં.) શરીર આનંદનાં [illegible] વ) ભાવા
ભાખા-(સ્રી) જબાન, વાણી

૧૧૫ રસભેદ-(પું) આનંદનું જુદાપ[illegible]
૧૧૭ પાપ-(ન) ધર્મ [illegible]
૧૧૮ લહેતો-સમજતો
૧૧૯ છતો-(વિ સં. સત
સીધો, પાસરો
૧૨૫ દ્વાર-(સ્રી) બરાબ[illegible]
૧૩૦ રસિક-(વિ. સં.)
વર-(વિ. સં.) [illegible]
વ્યાપના-(વિ. સં.
પકના
આપના-(વિ.સં.
આપત્તિની સ્થાતિ
૧૩૨ ગુણીજન-(પું. સં
કોવિદ અથવા ગુ[illegible] માણસો
વેલાવલી-(સ્રી.
સમુદ્રનો રેતાળ પટ (ઞે શુષ્ક ધર્મ હતો ત્યાં ધર્મ પ્રગટ થયો.)
૧૩૪ હલ્યા-(ન. અ. ક્રિ.
એક નિશ્ચયમાંથી [illegible] બાજુ નમ્યા. (જ્ઞા[illegible] (યોગાદિમા કર્મ ધર્મ[illegible] ભક્તિ તરફ વળ્યા)
૧૩૭ સહી-(અ.) નક્કી
૧૩૯ વ્રજેશ્વરી-(સ્રી. સં
શ્રીરાધાજી
૧૪૨ ચરકસે-(ન.) ચકલે